# રાજહંસ મ્હારો સૂતો.

લેખક—રા. જનાર્દન પ્રભાસ્કર.

[ મહેમાન થયા તમ્હે મ્હારા-સ્વીકારજો મહેમાની—એ લય ]

[ પાત-નિધનપછી થોડા વખતમા જ ચિચારીપર એકના એક છોકરાના નિધનનો પ્રસંગ આવતા આવો ભ્રમ કા નહિ થાય ? ]

આ કોણુ બોલીયુ બોને—
'રાજહંસ મ્હારો સૂતો !'
દુર્દૈવગિરિને શિખરે નનિધિના દુ:ખી માતા
તે હૃદય કે'વુ માતાનું, હૃદ્વ્યર્થ નથી કહેતો આ
જે આનન્દે પણુ રડતુ દુ:ખમા થાય કે'વુ હા ?—
એ કોણે કો'ને કહેવુ !
જે માત શિશુએ જાણ્યુ !
પ્રેમતણુ ગામે જાવુ—
પછી સાભળ્યા આ શબ્દો
'રાજહંસ મ્હારો સૂતો !'
ખોળાપર બાળક મરતા, લાગીઓ હૃદયને ઝોકા,
શિર તૂટ્યો દુ:ખનો ડુગર, ભ્રમ ત્હેને ચિત્ત પ્રવેશ્યો
પછી હૃદય થઈ ગયુ ત્હેરૂં, અતિ ચિત્ત થયુ વ્યાકુળ જો !
તે ત્હેના જીવનું ફૂલ !
ખોળાપર થતા મડુ[1]ને !
ગોકે પણ થઇ ચકમૂ[2]ને—
લાગતુ હતુ ત્હેને તો
'રાજહંસ મ્હારો સૂતો !'
જન ચાર થયા, એકત્ર, મૃત બાળક લઈ જવાને,
તે કાળ નાથ પ્રભુનો, હતભાગિ સ્મરે નિજ હૃદયે
તે પ્રસંગ પહેલો જ હતો આ યો આ હવે બીજો એ !
તે ચિત્ર હિસતુ ચિત્તને,
આ ચિત્ર દિસે આખ્યોને
નિજ ચિત્ર ચિત્ત નયનોને !
પછી રડી કહે સાભળજો ?
'રાજહંસ મ્હારો સૂતો !'

---

૧ કરનપ્રભુ ધ્યાન   ૨ ચકમક-અગ્નિ

સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો રૂ ૨—૦—૦ અને એમ ત્રિપાઠી આન્ડ કંપની, મુંબાઇ,

પુષ્પ ભૂષા નીચે આવે લેશ સેહેજ નિદ્રાની,
સાથ લે શોભા થાયે રમણિક બધા પદાર્થોની. —સ્વ યાજ્ઞિક

૨–क्व वयं क्व परोक्षमन्मथो मृगशावैः सममेधितो जनः।
परिहासविजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः॥ —कालिदास.

અમે ક્યા અને ક્યા આ હૃદયે જેને ગમ્યા નથી કામ
હરણુંતણા બાળકમા ઉછરી મોટી થઈ છે આ ઠામ
મારે એની સાથે લેવા દેવા ન માણ શુભ સમજે
પરિહાસમા કરી મે વાત એ તણી રખે ખરી લેખો —સ્વ યાજ્ઞિક.

૩–अस्मान्साधु विचिन्त्य संयमधनानुच्चैः कुलं चात्मन–
स्त्वय्यस्याः कथमप्यबान्धवकृतां स्नेहप्रवृत्तिं च ताम्।
सामान्यप्रतिपत्तिपूर्वकमियं दारेषु दृश्या त्वया
भाग्यायत्तमतः परं न खलु तद्वाच्यं वधूबन्धुभिः॥ —कालिदास

જાણો જે તપ એ જ છે ધન ખરૂ એવા અમોને ઋષિ
તે સાથે કુલ ઉચ્ચ છે તમ તણુ તે લો વિચારી ખુશી,
આપોઆપ વળી પરસ્પર છતી તી સ્નેહની વૃત્તિ તે
વચ્ચે કોઇ પ્રકારથી નવ હતા બધુજનો કાઇએ.
જે રીતે બહુમાનમા અવર છે રાણી ઘણી આપ ની
તે રીતે તમ પાળજો યુવતિને સામાન્ય સત્કારથી,
તેથી પ્રાપ્ત થવો વધૂ ઉદય તો છે ભાગ્ય આધીન રે!,
ના બોલાય વિશેષ એ વહુતણા બધુજનોથી, પ્રભો —સ્વ યાજ્ઞિક

એટલું તો સત્ય છે કે સસ્કૃત ભાષાના સમાસમાથી છૂટી ગુજરાતી ભાષામા અર્થ મૂકતા સ્વ યાજ્ઞિકને બીજા નકામા શબ્દો ઘણા ઉમેરવા પડ્યા છે, એટલું ઉપના દૃષ્ટાંતથી જણાઈ આવે છે અર્થને અતિ સ્પષ્ટ કરતા ભાષાનું ગૌરવ ઝાંખુ પડી જાય છે. સસ્કૃત ભાષાના રસને ગુજરાતીમા સાચવેલો હોવાથી જ સ્વ યાજ્ઞિકનું ભાષાતર ક્લિષ્ટ થઈ જતું રહી ગયુ છે

સ્વ યાજ્ઞિક શ્લોકનું ભાષાતર કરવામા જ્યારે બહુ થોડા સફળ થયા છે, ત્યારે નાટકના ગદ્ય ભાગનુ ભાષાતર કરવામા તેઓ વધારે સફળ થયા છે —

૧—

પ્રિયવદા તથા અનસૂયા—બ્હેન, કદી રાજા તને ઝટ ઓળખી ન કાઢે તો, જે, આ વીંટી એઓને દેખાડજે એમા રાજાના નામના અક્ષર કોતરેલા છે

શકુન્તલા—તમે બન્ને જણીઓ વેહેમ ખાઓ છો, તેથી મને કપારી છૂટે છે કે રખે એવું તો નહિ થાય

પ્રિયવદા તથા અનસૂયા—બીકીશમા બીકીશ મા થવાનુ તો શુ હતુ, પણ સ્નેહ છે કે ત્યાહા રહ્યો સ્નેહ ત્યાહા અનિષ્ટ શકા આવ્યા વગર રહે નહિ

અરવિંદ પ્રેસ, ગીરગામ રૂ. ૨-૮-૦ એમ એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબઈ

ર૦ બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનુ ભાષાન્તર જેમ તેમણે પ્રસ્તાવનામાં જણાવ્યું છે, તેમ તેમને ન્યૂન જણાય છે, એટલું જ નહિ, પણ વાચનારને પણ ન્યૂન જણાયા વિના નથી રહેતું એમનું કહેવું તદ્દન સત્ય છે કે, 'કાલિદાસના સર્વોત્તમ નાટકનો સર્વગુણસંપન્ન છાયા ગુજરાતીમાં કોઇ કાળે થવા પામશે, તો તે ત્રણ કે ચાર નહીં, પણ ઘણાં પ્રયત્નો અને નાના પ્રકારની શક્તિવાળા લેખકોથી ઉત્તરોત્તર વધતી જતી સફલતાદ્વારા જ થશે'

શ્લોકોના ભાષાન્તરો કરવામાં રા ઠાકોર કેટલેક સ્થળે રસ નથી સાચવી શક્યા, તેનું કારણ એ જ કે વૃત્તની અસમાનતા, માત્રામેળની વિસરણી, અને સમશ્લોકીનાનો અભાવ ગુજરાતી ભાષામાં આવા રસવર્ધક ગૌણ કારણોને પણ વિસારવાથી ભાષાન્તર મોળું પડી જાય છે, તેનુ પ્રત્યક્ષ દૃષ્ટાંત રા ઠાકોરનુ ભાષાન્તર છે છતાં અમારે કહેવું જોઇએ કે ગુજરાતીનુ શુદ્ધ સ્વરૂપ રા ઠાકોરના ભાષાન્તરના ગદ્ય ભાગમાં વારેવારે જણાઇ આવે છે, અને ગદ્ય જેટલું મીઠું લાગે છે, તેટલું પદ્ય ન લાગવાથી જ રસક્ષતિ થઇ છે રા ઠાકોરનુ ભાષાન્તર દોષવાળુ હોવા છતાંયે તેમના પ્રયાસ અને આશય ઉંચા પ્રકારના છે આ ભાષાન્તર જો સ્હેજ સુધારા વધારા સાથે બીજી વાર બ્હાર પડે, તો તેને સાહિત્યમાં વિશેષ સારૂં સ્થાન મળે, એમ માની શકાય છે

હવે આપણે રા મગનભાઇ ચતુરભાઇ પટેલના ભાષાન્તરને તપાસીએ બીજા ભાષાન્તરોના દોષ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થવાથી રા પટેલનું ભાષાન્તર પણ દોષની નિરાળુ છે બીજા ભાષાન્તરો હોય, તો પણ આ ભાષાન્તર દોષથી નિરાળુ હોય, એમ કાંઇ માનવું જ જોઇએ એમ નથી, પણ એવા દોષથી નિરાળુ રાખવા રા પટેલની શક્તિ સફળ નીવડી છે રા પટેલના ભાષાન્તર સબંધે લખતાં એટલું તો નિર્વિવાદ છે કે અભિજ્ઞાન શકુન્તલા નાટકના બ્હાર પડેલા ભાષાન્તરો કરતાં તે ઉંચા પ્રકારનું છે, અને રા તનસુખરામ પોતાનો અભિપ્રાય આપતાં લખે છે તેમ, આ ભાષાન્તરમાં 'રસભાવ આદિના મર્મોનું અપૂર્વ આવિષ્કરણ જોવામાં આવે છે' ભાષાન્તરની ભાવનાનુ લગભગ પ્રત્યેક અંગ રા પટેલે સાચવ્યું છે, અને તેથી જ ભાષાન્તરને 'પ્રાસાદિક' બનાવવા રા પટેલ શક્તિમાન થયા છે

રા પટેલના ભાષાન્તરનો વિશિષ્ટ રસ તો એમની પ્રસ્તાવના અને એમણે આપેલાં ટિપ્પણોમાં જ સમાયો છે રા પટેલે, કાલિદાસની 'કૃતિ સર્વાંગે સરળતાની ભરેલી છે' એમ સારી રીતે જોઇ, ભાષાન્તરને પણ સર્વાંગે સરળ બનાવવા યત્ન કર્યો છે વળી આખા નાટકમાં પ્રાચીન આર્યજીવન તરફ દૃષ્ટિ કરાવવા તેમણે વારેવારે ટિપ્પણોમાં તેમ જ પ્રસ્તાવનામાં સ્તુત્ય પ્રયાસ કર્યો છે પ્રાચીન આર્યજીવનના ઘેલા રા પટેલની વૃત્તિ શાકુન્તલ જેવા નાટકનુ ભાષાન્તર કરવા તરફ પ્રેરાય, તેમાં નવાઇ નથી

શ્લોકનાં ભાષાંતરમાંથી રા પટેલે રસને ઢોળાવા દીધો નથી, એ ભાષાંતરનુ રસવર્ધક એક કારણ છે રા પટેલનુ ભાષાંતર વાંચતાં એટલું તો સ્પષ્ટ સ્હમજાય છે કે, ગુજરાતી ભાષારૂપી પાત્રમાં સંસ્કૃત ભાષાનો રસ નથી ઢોળાયો કે નથી છલકાયો પહેલા

મારી વાસ્ત વાતાઓ (સચિત્ર વાર્તા સંગ્રહ) રૂ. ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

૧૮૬૩ માં દેશમાં દુષ્કાળ ફેલાયો પરન્તુ લોકોના જુસ્સો એ કસોટી વટાવી શક્યો. આવી જ સ્થિતિમાં જ્યારે ૧૮૪૭ માં આયરલન્ડ ભૂખ્યું હતું ત્યારે સાકુ ખનો આરો ન્હોતો, ખુમારીવાળા લોકોની હિમ્મત જોઇ ફ્રાન્સીસ જરા છોભીલો પડ્યો. તેથી લોકોને મેળવી લેવા ફરીથી પ્રયત્ન આદર્યો; અને જાહેર કર્યું કે " હવે તો હંગેરીને એની મુખ્ય મુખ્ય જ નહી, પણ બીજી ઘણી બાબતોમાં સંતોષ આપવા મ્હારી ઉત્તેજારી છે !' પણ હંગેરીયનોએ, એ ઉપર ઉપરનું છે એમ માનતા ત્હેને ગણકાર્યું નહી, અને ફરીથી એનું રાજત્વ, કાયદો અથવા અધિકારીને માન્ય રાખવાના પાડી અને બલાત્કારી સિવાય કર ભરવો પણ બંધ કર્યો

ઑસ્ટ્રીયાની કમનસીબ ઇમ્પીરીયલ પાર્લામેન્ટને સ્થળાએ બે વર્ષ થયા પછી, બોહીમીયાના પ્રતિનિધિઓ પાછા જતા રહેવાથી બીજો આઘાત થયો. એટલે આ વખતે પ્રશીયા તરફથી સળગી ઉઠનારી લડાઇની બ્હીકનું માર્યું ઑસ્ટ્રીયા હંગેરી જોડે રીતસર વાત કરવા આવ્યું

હંગેરીનું સખ્ય મેળવવાનું મૂલ્ય ડીકને પૂછવામાં આવ્યું ૧૮૬૪ ની ઇસ્ટરમાં એક વર્તમાનપત્રમાં ત્હેણે ઉત્તર વાળ્યો—" હંગેરીનું રાષ્ટ્રીય અને સ્વતન્ત્ર બંધારણ હંગેરીની પ્રજા કદીયે ગુમાવી નહી બેસે, તે સાથે એટલું પણ ખરૂ કે સ્વતન્તતા પાછી હાથ થતા શહેનશાહતના સબંધને કાયમના પાયા ઉપર મૂકવા વટતા ધારાઓ ઘડવા પોતે ચૂકશે નહી "

રાજ્યપદ્ધતિ બદલાવાની અફવા દેશમાં ઉડી, અને એની આખરમાં પેસ્ટમાં સરકારી રીતે જાહેર થયું કે, નામદાર શહેનશાહ પોતાની વ્હાલી પ્રજાને જોવા અને નવું બંધારણ દાખલ કરવા પેસ્ટમાં આવશે

૧૮૬૬ ની આ પધરામણી ૧૮૫૭ ના જેવી જે હતી જો હંગેરીયનો, પ્રશીયા સ્હામે થતા, એની સાથે ઉભા રહે, તો ભવિષ્યની ટીકેટને બોલાવવા ઑસ્ટ્રીયા વિચાર કરે છે એમ એણે સૂચવ્યું

જે સ્હવારે, શહેનશાહ ગામમાં પેઠા ત્યારે બહુ જ થોડાં ઘર ઉપર વાવટા ચડેલા હતા આ જોઇ પેસ્ટી, લોકોને વાવટા અને ધજાઓ મૂકવા સમજાવવા નિકળી પડ્યો, અને ફાવ્યો પણ ખરો જ્યારે ખેતીવાડી પ્રદર્શનમાંથી શહેનશાહ બહાર નિકળ્યો ત્યારે સ્હવારના સાદા અને સુનાં ઘર ઉપર વાવટાઓ જોઈ એના મ્હો ઉપર હર્ષ ફેલાઇ રહ્યો પરન્તુ થોડી વાર પછી એને જણાયું કે નવા ઉભા કરેલા વાવટાઓ લીલા રંગના હતા, અને એ સ્વતન્ત્ર હંગેરીના જ રાજચિહ્નના વાવટા હતા પેસ્ટી રાતો પીળો થઇ ગયો, અને આમાંથી જેમતેમ એને છેતર્યો ત્હેમાંથી ઠેકાણે દાખલો બેસાડવા તૈયાર થઇ ગયો પણ કસોટીમે પેસ્ટીને સમય વરતી જઇને, ખામોશી ધરવા સ્હમજાવ્યો. વીએના પહોંચ્યા પછી પેસ્ટીને સખ્ત ઠપકો મળ્યો.

પેસ્ટમાં રમાયેલી સરસો જોઇ આવ્યા પછી ફ્રાન્સીસ પાછો ફર્યો ત્યારે તે વખતની સ્થિતિ જોતાં પ્રશિયા સ્હામે લડાઇમાં ઉતરવું બહુ જ જોખમભર્યું લાગ્યું, અને તેથી સુલેહની હિમ્મત તરીકે ડેનીશ લડાઇમાં [illegible]

નુ સામર્થ્ય અને બીજુ પ્રજાની આહકતા અને વાચનનો શોખ, લેખકનુ ચારિત્ર્યનિરૂપણ અને પાત્રનુ આલેખન કરાપણ અને તા રય હોય તો જ વાચક ઉપર તેની છાપ પડે છે અને જે તે પુસ્તકો ઘણા જ પ્રચાર પામ્યા હોય, એકેએક વ્યક્તિએ લગભગ વાચ્યા હોય, તો જ તેના ઉદાહરણ અને અનુકરણ સામાન્ય રીતે આપી શકાય છે આપણા સાહિત્યમા હજી આ સહીનાબપુસ્તકોનો તેટલો પ્રચાર થવાની બહુ વાર છે આપણા ધર્મપુસ્તકોમા આવતી વ્યક્તિઓ સરગતુ થઇ ગયા છે રામ સીતા, કૃષ્ણ, અર્જુન, ઉપરાંત જ્યા જ્યા માણભટ્ટની કથાઓ હજી પણ થાય છે ત્યા, હનુમાન, ભીમ, અને ઘટોત્કચના પાત્રો અભણ લોકોમા પણ જાણીતા છે તેમ સ્વત સાવળીંગા અને ગજરામારૂના પાત્રો પણ ગામડાઓમાં ઘણે અંશે જાણીતા છે પરતુ નવીન સાહિત્યના પાત્રો હજી પરિચિત થવાને બહુ વાર છે

આપણા નવીન ગુજરાતી સાહિત્યમા હાસ્યરસના પુસ્તકો બહુ જ ઓછા છે, એમ તો કબુલ કરવુ જ પડશે રા રમણભાઇની કટાક્ષમય વાર્તા "ભદ્રંભદ્ર" તેમા અગ્રસ્થાન ભોગવે છે તેમના જ 'હાસ્યમંદિર'માં પણ ટુકા હાસ્યરસ પ્રધાન લેખો છે નવલરામનુ "ભટનુ ભોપાળુ" તે મોલીયેરના 'મૉક ડૉક્ટરનુ" ભાષાંતર છે આ સીવાય બીજા કેવળ આગ ળીને વેઢે ગણાવી શકાય તેટલા જ પુસ્તકો હાસ્યરસ સબધી આપણી ભાષામા છે અને તેથી રા ધનસુખલાલની આનદમૂની વાર્તાનો સગ્રહ બહાર મૂકાયો છે તેથી બહુ જ આનદ પામવાનુ છે

આપણે થાક્યા પાક્યા, આખા દિવસને અતે બેઠા હોઇયે, કાંઇ ગભીર વાચન મગજમા ઉતારવા જેટલી મગજશકિત રહી હોય નહિ, તે વખતે કાંઇ હસાવનારૂ પુસ્તક હોય જરા વાંચીને, નિર્દોષ આનદ લઇયે, અને મગજનો થાક ઉતારીયે આપણા પુસ્તક સગ્રહમા થોડા આવા હાસ્યપૂર્ણ પણ નિર્દોષ પુસ્તકોની પણ ખાસ જરૂર છે

રા ધનસુખલાલની આ વાર્તાઓ ઘણે ભાગે અગ્રેજીમાથી ભાષાંતર રૂપે અથવા છાયા રૂપે હોય તેમ લાગે છે તેમા હાસ્યરસ ઠીક જમાવ્યો છે વળી વાર્તાઓ એકલા વાંચીયે તો પણ હસાવે તેવી છે અને સર્વ વાતો નિર્દોષ છે હાસ્યરસને અશ્લીલ બનાવ્યો નથી તે આનદ પામવા જેવુ છે આ વાર્તાઓમા કાંઇ મર્મ કે કટાક્ષ રહેલા નથી કટાક્ષમય વાર્તાઓમા એક વિશેષ ગુણ છે તેમા હાસ્યરસ સાથે અમુક રૂઢી કે માન્યતા ઉપર ગર્ભિત આક્ષેપ કરી તેના સુધારાનો પ્રયત્ન હોય છે જો કટાક્ષ અગત કે વ્યક્તિ પરત્વેના હોય તો તે બહુ જ હલકા સોગટ કહી શકાય, પણ રા ધનસુખલાલની વાર્તામા તો ખાસ કટાક્ષ જેવુ નથી એમાં વાકબાણ તો હસવા ખાતર જ હસવાના છે કોઇને કઠાય તે ના ગમે પણ તેનુ યે સ્થાન છે

એકદરે આ પુસ્તક પ્રસિદ્ધ કરીને, ગુજરાતી હાસ્યરસના સાહિત્યમા એક ઉમેરો કરવા માટે, રા રમણીયરામને અભિનદન આપવુ ઘટે છે ભાઇ રમણીયરામે, આ સમયમાં—

---

- આનંદકુંજ રૂ ૦-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

કાગળની મોંઘવારીના સમયમાં પણ, સુશોભિત અને ઉચ્ચ માગીનાં આઠ પુસ્તકો પ્રસિદ્ધ કરી ગુર્જર સાહિત્યની સેવા કરી છે. તેમની અન્ય પ્રવૃત્તિઓમાં આ પ્રવૃત્તિ તેઓ વિસરશે નહિ એમ આશા છે. આ સ્થળે ગરીબ ગુજરાતીઓના લાભની એક સૂચના કરૂં છું કે રા. રમણીયરામે જે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે તેમની બાંધણી, છપાઈ, અને માંઘાં હોતાં, તે મોંઘા ના કહેવાય પણ અગણિત ગુજરાતીઓ તેમની હાલની કીંમત ખર્ચી પુસ્તકો ખરીદી શકે તેમ નથી. તેમને માટે સોંઘી આવૃત્તિઓ કાઢવામાં ના આવે? વાર્તાઓ માટે એક રૂપિયાથી વધારે ખર્ચવાની વૃત્તિ અને શક્તિ પણ ઘણાઓની નથી.

છેવટે ભાઈ ધનસુખલાલને તથા રમણીયરામને ફરીથી અભિનન્દન આપું છું, અને ભાઈ ધનસુખલાલને વિનવું છું કે તેમની આ શક્તિને ખીલવીને સાહિત્યમાં અમર બની જાય તેવી વ્યક્તિઓ આલેખવાનો તેઓ પ્રયત્ન કરે.

—કે. છો. દેસાઈ, (બી. એ. એલ્‌એલ. બી.)

---

## મનુષ્ય પરત્વ મનુષ્ય.

**જ્યાં** પરસ્પરની કડવાશ હોય છે તે સંસ્થાઓ સારાં ફલ આપી શકતી નથી.

**આ**જનો કામદારવર્ગ પોતાની માનપ્રદ સ્થિતિનો વિચાર તેણે પહેલાં કોઈ વખત નહિ કર્યો હોય તેટલો કરે છે અને એ જ રીતે એ પોતાના 'સ્વ'ને પ્રાપ્ત કરી શકશે.

**એ** વ્યાજબી જ છે. મનુષ્યને મનુષ્ય તરીકે ઓળખો તો પછી બીજું બધું સ્વયમેવ તમને આવી મળશે. પરસ્પરના દ્વન્દ્વ અને વહેમથી ઉભરાઈ જતી દુનિયાનો આ જ સંદેશો છે.

---

# ન્હાની, મ્હોટી, જાહેર કે ખાનગી લાયબ્રેરીનાં પુસ્તકોના ઉત્તમ સંગ્રહ.

૧.

**સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠી —**

| | રૂ આ |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા ૧ થી ૪ | ૧૨–૪ |
| લીલાવતી જીવનકલા | ૦ ૧૨ |
| દયારામનો અક્ષરદેહ | ૧–૪ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧–૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0–12 |
| Classical Poets of Gujarat ( 1916 Edn ) | 0–6 |

**ડૉ. કાન્તિલાલ પંડ્યા —**

| | |
|---|---|
| ૨૧ ગોવર્દ્ધનરામનું જીવનચરિત્ર | ૧–૦ |

**સ્વ. ડૉ. મણિલાલ નભુભાઈ—**

| | |
|---|---|
| બાળવિલાસ | ૧–૪ |
| ગુલાબસિંહ | ૨–૪ |
| ચારિત્ર | ૧–૪ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫–૦ |

**ર. મણિલાલ છબારામ ભટ્ટ —**

| | |
|---|---|
| ગાંધીની વાણી (ભાત સુન્દર ચિત્રો સાથે) | ૨–૦ |
| સુંદર ... | ૦ ૧૨ |
| ગુજરાતની જુની વાર્તાઓ(ચિત્રોસાથે) | ૨–૦ |
| પૃથુરાજ ચૌહાણ ... (નવી આવૃત્તિ ... ચિત્રો સાથે ) | ૨–૦ |
| ચતુરસુંદરી | ૧–૮ |
| પતિવ્રતા સન્નિરો ( ૨૪ ચિત્રો સાથે ) | ૩–૦ |
| પ્રતિમા નાટક | ૧–૦ |
| ગુર્જરી, સુવાર્ણી ... | ૧–૪ |

**રા છગનલાલ હરિલાલ પંડ્યા —**

| | રૂ આ. |
|---|---|
| કાદમ્બરી ( સચિત્ર ) આવૃત્તિ પાંચમી | ૩–૦ |
| એક અપૂર્વ લગ્ન (બીજી આવૃત્તિ છપાય છે) | |
| ક્રાઈસ્ટનુ અનુકરણ ભાગ પહેલો | ૦–૮ |
| સચિત્ર મૂળાક્ષરના પત્તા | ૦–૮ |
| મનોરંજક વાર્તાવલિ | ૦–૧૨ |
| વિશુદ્ધસ્નેહ | ૦–૮ |
| હાસ્યજનક વાર્તાનાથ | ૦–૬ |

**ર. ગણપતરામ અનુપરામ ત્રવાડી —**

| | |
|---|---|
| જાતમહેનત ( સેલ્ફહેલ્પનું ગુજરાતી ભાષાન્તર ) | ૩–૦ |
| દરિયાપારના દેશોની વાતો | ૨–૦ |

**રા. હિંમતલાલ અંજારિયા —**

| | |
|---|---|
| કવિતા પ્રવેશ | ૮–૦ |
| કાવ્યમાધુર્ય | ૧–૮ |
| મધુબિન્દુ | ૦–૪ |
| ત્રિપુરસ્કાર સમ્બન્ધી ૭ લેખો | ૦–૬ |

**સ્વ ભગુભાઈ ફતેહચંદ કારભારી—**

| | |
|---|---|
| અંગ્રેજી–ગુજરાતી પૉકેટ ડીક્શનરી | ૧–૧૨ |
| ગુજરાતી–અંગ્રેજી ,, | ૧–૧૨ |
| સ્ટાર અંગ્રેજી ગુજરાતી ડીક્શનરી | ૦–૧૨ |
| રાજસ્થાન ( બે ભાગમાં ) | ૫–૦ |

**રા. ભોગીન્દ્રરાવ દીવેટીઆ.—**

| | |
|---|---|
| આગીન્દ્ર ... ( મળતી નથી ) | |
| નવરંગી બાળકો | ૦–૪ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | ૦–૪ |
| ઉષાકાન્ત ( સચિત્ર, બીજી આવૃત્તિ ) | ૨–૦ |
| મોહિની | –૦ |
| સાવીત્રી ... | ૦–૧૮ |

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ. નં ૨.

૧૫ આપના ... સમાલોચકની નોંધ લેશો.

જીનતાન—ઉલટીને તરત જ બંધ કરે છે.

જીનતાન—પાચનશક્તિ માટે અકસીર છે.

જીનતાન—શક્તિ માટે એના જેવી એક પણ ચીજ નથી.

આખો વખત ખો ખો કરનારાઓએ જીનતાનનો તરત જ ઉપયોગ કરવો.

દરિઆની મુસાફરી કરનારા દરેક માણસો ત દુરસ્તી માટે જીનતાન પાસે રાખે છે.

જીનતાન—ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠને માટે જીનતાનનો જ ઉપયોગ કરે છે

જીનતાનની એક બે ગોળીઓ પાનમાં ખાવાથી, પાનનો અજબ સ્વાદ આવે છે અને મોંમાંથી દુર્ગંધ દૂર કરવા માટે જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે




જીનતાનનું એક પડીકું આજે જ ખરીદો.

મોટું પડીકું ગોળી ફેન્સી ડબી સાથે રૂ ૧)
મધ્યમ પડીકું ટીનની ડબી સાથે ૦–૪–૦
નાનું પડીકું કી ૦ ૧–૦

મેન એજન્ટસ—જીનતાન એજન્સી,
(જી આર, ચૌમલ)
જુમામસજીદ, મુંબઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચે છે

# સો વરસનુ પુરાણુ ખાતું

જુના ગોપાલદાસ બરફીવાલા અને મીઠાઈવાલા

મુંબાઈ.

સોંઘા મશાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરો આરવાની ભલામણ કરવામા આવેછે.

બદામની બરફી

પીસ્તાની બરફી

માવાના પેંડા

માવાના ઘુઘરા

કોપરા પાક

બાસુદી

શીખંડ

મગદળ વગેરે

ઘણી જાતની



સુતરફેની

હલવા

વેનીલા ગુલાબ

ઓરેંજ વીગેરે

સુકા હલવા

દરેક જાતના

અધરણીના લાડુ

બુંદીના લાડુ

જલેબી મેસુર

સુરતી મીઠાઈઓ—મગજ ધારી

ટેલીગ્રાફિક એડ્રેસ, "Burfee Shop"

સી. પી. ટેન્ક. ટેલીફોન નં. ૧૧૦૭.

[ જાહેરખબર માટે આ પાનું આપવાનું છે. ]

[ જાહેરખબરો માટે ઉત્સાહી ને અનુભવી કેનવાસરો જોઈએ છીએ. ]

## એક અવાજે વખણાયલા પુસ્તકો !!

જરૂર જ વાંચો

## ગુજરાતી પુસ્તકાલયોમાં સંગ્રહવા યોગ્ય પુસ્તકો

કપડાની પાકી બાઈન્ડીંગમાં — લેખકોની છબીઓ સાથે

| | | |
|---|---|---|
| ૧. ગુલાબસિંગીનો ગજબ સચિત્ર વાર્તા એ સૌ. વિમળા સેતલવાડ કૃત | રૂ | ૨-૦ |
| ૨. લલિતનાં કાવ્યો રા. લલિતનાં કાવ્યોનો સંગ્રહ | રૂ | ૧-૦ |
| ૩. સાઠી વીસ વાર્તાઓ સચિત્ર વાર્તા સંગ્રહ રા. કેશવપ્રસાદ છો. દેસાઈ, બી. એ. એલએલ. બી. કૃત | રૂ | ૨-૦ |
| ૪. સાક્ષરજીવન મ. ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત | રૂ | ૨-૦ |
| ૫. ઉષાકાન્ત સચિત્ર વાર્તા રા. ભોગીન્દ્રરાવ દીવેટિયા કૃત બી. એ. | રૂ | ૨-૦ |
| ૬. કમલાના પત્રો રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત | રૂ | ૨-૦ |
| ૭. અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન રા. મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત | રૂ | ૨-૮ |
| ૮. હું, સરલા ને મિત્રમંડળ રા. ધનસુખલાલ કૃ. મહેતા કૃત | રૂ | ૨-૦ |

નોંધ સમાલોચકના જે ગ્રાહકોએ ૧૯૨૧ ને ૧૯૨૨ના લવાજમ ભર્યાં હશે તેમને આ આખો સેટ રૂ. ૧૪ ની કિંમતે આપવામાં આવશે પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારેનું.

લખો :— રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી બિલ્ડીંગ નં. ૨, ગિરગામ, મુંબાઈ.

# મારે ત્યાં શુભ પ્રસંગોપર

ટી-પાર્ટી—

નાચ-પાર્ટી—

એટ-હોમ—

ઇવનીંગ એન્ટરટેનમેન્ટ—

ળાવડાઓમાં—

કમેન્ટસ માટેની ગોઠવણ કરવાનું અમને સોંપો—

કામ—

વાજબી દામથી—

ટુંક વખતમાં—

અને તમને ૧૦૧ ટકા સંતોષ મળે તેવુ કરી આપીશું—

એસ્ટીમેટસ મંગાવો—

ભાવ તાલ જરૂર પુછાવો—

## ગોવિંદજી વસનજી

મુખ્ય ઑફીસ—ચીંચબંદર,
બ્રાંચ નં. ૧—કોલબાદેવી
બ્રાંચ નં. ૨—ભાયખલા. } મુંબાઈ.

ટેલીફોન ૨૫૫૬,
ટેલીગ્રામ—
"Sweetmart"

Feb 19


૧ આપના ઓર્ડરમાં પ્રસંગોની નોંધ લેશો.

પંકાયલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

## ઝવેરી કાનજી સાલંજી



## આ નામ કોણ નથી જાણતું !

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર અને નવા ચમત્કાર

**તૈયાર થયાં જ જાય છે !**

દુકાને પધારી નજરે જોશો તો

**જરૂર જ મોહશો !**

પરિણામે અમને જડાવ્યા વિના

**છુટકો જ નથી !**

પછી આજે આવો કે કાલે !

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૨

[illegible] સમાલોચકની નોંધ લેજો

# ભીખા કલ્યાણજીની કું૦ની
# અમૃત તુલ્ય દવાઓ.

## સબ્જમ મિક્ષ્ચર.
-કોલેરા વિસુચીકા માટે-

કોલેરા અપચો અજીર્ણ અગ્નિમાંદ્ય વિ૰ ભયંકર રોગોને ટુંક વખતમા ખાત્રીપૂર્વક નાબુદ કરનારો આ એક રામબાણ ઉપાય છે જેનાથી સેંકડો અમૂલ્ય જીંદગી બચી છે

**કિંમત બાટલી એકના આના [illegible]**

## થકાલ ઓઇન્ટમેન્ટ
-ખાસ દરાજ માટે-

ગમે તેવી હઠીલી જુની કે લાલ દરાજ અગર ખુજલી આ મલમ બેથી ત્રણ વખત લગાડવાથી જડ મુળથી નાબુદ થાય છે અને ચામડી જરા પણ બળતી નથી કે ખરાબ વાસ આવતી નથી

**કિંમત બાટલી એકના આના ચાર**

## તાવનું અકસીર મિક્ષ્ચર.

આ મિક્ષ્ચર ટાઢીયા આંતરીયા મેલેરીયલ અને ખરાબ રૂતુમા લાગી નીકળતા સર્વે જાતના ઝેરી તાવ ઉપર રામબાણ અસર કરે છે મતલબ કે તે તમામ જાતના તાવના જંતુઓને નાબુદ કરવામા આબાદ છે આ મિક્ષ્ચરના ત્રણ ડોઝ લેવાથી એકજ દીવસમા ગમે તેવો તાવ નાબુદ થઇ જાય છે બીજી દવાઓથી તાવ ઉતર્યા પછી ઘણી જ અશક્તિ આવે છે તેમ આ દવાથી એવું કશું પાછું ખરાબ પરીણામ આવતું નથી એ તેની ખાસ ખુબી છે

**કિંમત બાટલી એકના આના બાર**

## ગાંડીવ એન્ટી-રૂમેટીક બામ.

એક મહાન વિદ્વાન ડાક્ટરની શોધ ઉપરથી બનાવેલો આ મલમ ચોળવાથી માથાનો તેમજ સાંધીવા સરખો દુખદાયક રોગ ટુંક વખતમા નાબુદ થાય છે વળી હાથપગનું રહી જવું સોજે ચઢી આવવો શરીરના કોઈ પણ ભાગના દુખાવો કોઇપણ ભાગનું ઝલાઈ જવું, સ્ત્રીઓના પગ તથા કમ્મર ઝલાઈ જવા શરીરથી કોઈપણ ભાગ રહી જવો વિગેરે સર્વે રોગોને નાશ કરનારૂં આ રામબાણ ઉપાયની એક બાટલી દરેક કુટુંબમા અવશ્ય રાખવી જોઈએ

**કિંમત બાટલી એકના આના આઠ**

અમારા મહેરબાન ગ્રાહકોના ખાસ આગ્રહને માન આપી—

**અમોએ હાલમાં ડીસપેનસીંગ ખાતું ખોલ્યું છે**

જેમા અનુભવી માણસોને હાથે દરેક જાતના પ્રિસક્રીપ્શન મુજબ દવા બનાવી આપવામા આવશે

એક વખત કામ પાડી ખાત્રી કરો.

**ભીખા કલ્યાણજીની કું૦ દવાવાળા.**

ગણેશવાડીને નાકે, બહારકોટ, મુંબાઈ, નં. ૨

Feb. 19

આપના ઑર્ડરમા સમાલોચકની નોંધ લેજો

૧.

પ્રેમભક્તિ ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક.

આજે જ મગાવો ! **ચિત્રદર્શનો.** આજે જ મગાવો !

ગુજરાતના લોકપ્રિય કવિવર ન્હાનાલાલ દ કવિકૃત આ નવું પુસ્તક તૈયાર છે

૨.

પ્રસિદ્ધ બંગ કવિ રવિન્દ્રનાથના એક અત્યુત્તમ પુસ્તકનો અનુવાદ.

( ગરિમાસુની છ નામાં છ ની છ ની સાથે )

## વિશ્વભારતી.

અનુવાદક—રા હીરાલાલ હરજીવનદાસ ગજરાવાળા, બી એ

કિંમત રૂપીઆ એક, પોસ્ટેજ જુદુ

૩.

લોકપ્રિય સરલવાર્તાવલિ

ત્રીજુ પુષ્પ.

## સૌભાગ્ય દેવ.

દોઢ આનાનો સ્ટેમ્પ મોકલી મગાવો

૪.

લોકપ્રિય સરલવાર્તાવલિ

ચોથુ પુષ્પ.

## અખંડ યુગલ.

થોડા દિવસમા બહાર પડશે.

છુટક નકલ દોઢ આનો, બાર પુષ્પના એક રૂપીઓ, પોસ્ટેજ સહિત

વધુ વીગત માટે લખો

**મોતીલાલ શામળદાસ શર્મા,**

નં ૧૦, સેન્ડહર્સ્ટ રોડ, મુંબાઈ ન. ૪

૮ આપના ઑર્ડરમા સમાલોચકની નોંધ લેશો

## મુંબાઈના સુપ્રસિદ્ધ ઝવેરીઓ.

ઉત્તમ કારીગરીના અનેક નમુનાઓનું પ્રદર્શન!

## મોહનલાલ એન્ડ કંપની,

દરેક પ્રકારના સોના, ચાંદી અને ઝવેરાતના મનપસંદ ઉત્તમ દાગીના

બનાવનાર ને વેચનાર.

નં ૧૯૭-૨૦૧ શેખ મેમણ સ્ટ્રીટ,

ગણેશવાડીની સામે, મુંબાઈ.

### આનંદ અને સ્વતંત્રતા

સોડર્સના આન્ટીપોકયુરનું ચાલુ સેવન કરાવવાથી બાળકો દરેક જાતની બીમારીઓથી તેમ જ માતાના અપથ્યથી થતા દરેક વ્યાધીથી હમેશા દૂર રહે છે તો શુ—

### નિરોગી સંતાન.

માતાનો સાચો આનંદ અને ખાવાપીવા તથા ફરવાની છુટ ને સ્વતંત્રતાનો સાચો લ્હાવો નથી ? કિંમત દર શીશીનો રૂ. ૧॥ ટપાલ તથા વી પી ખર્ચ જુદુ.

---

### મચ્છર, માંકડ, તથા ચાંચડના જુલમ અસહ્ય હોય

તો,

અમારૂ ઍન્ટી મોસ્કવીટો ઓઈલ વાપરી તેના ત્રાસથી મુક્ત થાઓ ફક્ત થોડાં ટીપાં ગળે બદન ઉપર ચોળી સુઈ રહેવાથી ઉડતી જન્તુઓ પાસે ફરકી શકતા નથી મેલેરીઆ તેમ જ બીજા ઝહેરી તાવથી બચવાનો ચોક્કસ અને ખાતરીપૂર્વક ઈલાજ છે કિંમત દર શીશી રૂ ૧॥ પોસ્ટેજ જુદુ.

એજન્ટસ,
ધી કૃષ્ણા ઈમ્પોર્ટીંગ કો.,
Feb 19 રીચીરોડ, અમદાવાદ.

મળવાનુ ઠેકાણું,
ધી ન્યુ મેડીકલ હોલ,
કમર્શીઅલ બિલ્ડીંગ, લાહોર.

સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીકૃત

નવી આવૃત્તિ તૈયાર છે

# સરસ્વતીચંદ્ર

## ભાગ ૪ થો.

સરસ્વતીનું મનોરાજ્ય અને પૂર્ણાહુતિ.

[ ૧૯૨૦. ]

મૂલ્ય રૂપીઆ સ્હાડા પાંચ.

---

| | | | |
|---|---|---|---|
| સરસ્વતીચંદ્ર | ભાગ ૧ લો (આઠમી આવૃત્તિ) રૂ. ૨॥ | ચારે ભાગની કિંમત |
| ,, | ભાગ ૨ જો ( છઠ્ઠી આવૃત્તિ ) રૂ. ૨ા | સવાબાર |
| ,, | ભાગ ૩ જો (ચોથી આવૃત્તિ) રૂ. ૨ | રૂપીઆ. |
| ,, | ભાગ ૪ (થો ચોથી આવૃત્તિ) રૂ. ૫॥ | |

---

મળવાનું ઠેકાણું, ૧. એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ

૨. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,

મોરારજી બીલ્ડીંગ્સ, ગીરગામ, મુંબાઈ નં. ૪

૩. અને સર્વે પ્રસિદ્ધ બુકસેલરો



# તમારૂં બાલક નિશાળમાં કેમ ચાલે છે?

આ પ્રશ્ન આજકાલ બહુ વિચારનો થઇ પડ્યો છે અને એથી જણાય છે કે પોતાની સંતતિના માનસિક વિકાસ માટે માબાપ કેટલા બધા આતુર રહે છે પણ તેસાથે તેમની શારીરિક સંપૂર્ણતા પે કેટલી જરૂરની છે એ કેટલા થોડા માબાપ વિચારે છે? તનદુરસ્ત અને સુઘડ સુંદર અવયવ એ જીંદગીના બહુ જરૂરી તત્વો છે અને જીવનના મોજશોખ કરતાં પે એ વધારે અગત્યના છે એ કહેવાની શી જરૂર રહી છે? માટે જ શરીરના અવયવો બરાબર રહી તુનાપાગનાના બને એવું જેથી થાય તે વાત દેશના દરેક બાલકે સમજવી જોઇએ

તમારૂં બાલક કોઈ પણ જાતની શારીરિક ખોડખાપણવાળું હોય તો તમારા ડાક્ટરને મળીને એની એ નિર્બલતા વધે નહિ તે માટે તરત અગાઉથી જરૂરી ઉપાયો લેવા માટે લેતા આવજો

અમારે ત્યાં દરરોજ એનો લાભ લેવા કેટલા બધા સંખ્યાબંધ માણસો આવે છે તે જોવું હોય તો એક વખત અમારી ઑફિસમાં પધારશો તો છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે તૈયાર કરવામાં આવેલા વીજળીના અને કારીગરીના સાધનોથી મનુષ્યોની સેવા અમે કેટલી કરીએ છીએ તેનો તમને પુરેપુરો ખ્યાલ આવે એવી જાતની બધી વ્યવસ્થા તમને સંતોષ આપે એ રીતે બતાવીશું

ખોડખાપણવાળા દરેક દરદીને તેને લાયક અને જરૂરી પુરેપુરી સલાહ આપવા માટે એના ખાસ અનુભવી અને લાયક ડાક્ટર હમેશાં હાજર રહે છે એક્સ-રેથી છબી પાડીને શરીરના અંદરના ગુપ્ત રોગો અને તેના મૂળ તરત પારખી શકાય છે વધારે વીગત માટે મળો કે લખો

**સુપરીન્ટેન્ડન્ટ, ધી જેન્ડર ઓરથો પેડીક એન્ડ મેડીકો-ઇલેક્ટ્રીક ઇન્સ્ટીટ્યુશન, ( એન પૉવેલની કંપની ) લેમિંગ્ટન રોડ, મુંબાઇ.**


૧૨. આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

# ગ્રાહકોને બે બોલ.

સમાલોચક આ અંકથી એના છવ્વીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. માસિક તરીકે એ આજે એના આઠમા વર્ષમાં પ્રવેશ કરે છે. એ વર્ષો દરમિયાન એણે ઘણો ખરાબ સમય જોયો છે અને એની આર્થિક સ્થિતિ દિનપ્રતિદિન ખરાબ થતી જાય છે. એવા સમયમાં પ્રકાશક તરીકે મ્હેં ધર્મકર્તવ્યથી બની શકે તેટલો આર્થિક ભોગ આપીને નીભાવ્યું છે. ન છૂટકે ગયે વર્ષે એનું લવાજમ વધારવું પડ્યું અને સમયની ખોટી કરવી પડી એથી મ્હને ઘણો આઘાત થયો હતો પણ પ્રભુની ઇચ્છાને માન આપી કમને પણ એ કરવું પડ્યું. પરિણામે માસિકના અમ્હારા ગ્રાહકબન્ધુઓમાં નિરાશા ઉત્પન્ન થઈ અને કેટલાકને તો નવું લવાજમ ભારે પણ પડ્યું એથી નવા વર્ષથી એમણે સ્વાભાવિક રીતે પત્ર બંધ કરવાનો હુકમ કર્યો છે. અમ્હે તે સર્વ ભાઈઓને આ અંક ફરી મોકલીએ છીએ. બાર મહિને બે રૂપીઆ વધારાના અથવા જેટલો ભાર એ આપી શકશે એવી અમ્હને આશા છે. છતાં પણ જેમને એવી અનુકૂળતા ના હોય તે પ્રથમ ૮ માસના [illegible] અને પછીના ૭ માસના અઢી રૂપીઆ મોકલી ગ્રાહક તરીકે ચાલુ રહેશે એવી અમ્હને આશા છે. હવે લવાજમ વધારવાની જરૂર નહિ પડે એવું અમ્હે માનીએ છીએ અને સંજોગો બદલાતા તેમ ગ્રાહકોની સંખ્યા વધેથી અમ્હે વધારે ઉત્સાહથી કામ કરવા તૈયાર થઈશું. સમાલોચકમાં હવે ચિત્રો આવતા નથી એ એક ફરિયાદ અમ્હારી પાસે આવી છે. એવી સર્વ ફરિયાદોનાં મૂળ નબળી આર્થિક સ્થિતિ છે. ગ્રાહકો તરફથી જોઈતું ઉત્તેજન મળ્યેથી સમાલોચક ફરી સચિત્ર થઈ શકશે અને એ કરવાનો અમ્હારો સતત વિચાર છે. ચાલુ વર્ષથી આપણા જાણીતા વિદ્વાન વર્ગ તરફથી સારા અને શિષ્ટ લેખો નિયમિત રીતે મળતા આવશે અને લેખોનાં વૈવિધ્ય અને ઉચ્ચ ભૂમિકા ફરી આપણી દૃષ્ટિ પાસે રજુ કરવાના પ્રયાસો થશે.

આથી અમ્હે આશા રાખીએ છીએ કે જે ગ્રાહકોએ સમાલોચક મંગાવવું બંધ કર્યું છે તે સૌ ફરી તેને ઉત્તેજન આપી અમ્હારા કાર્યમાં ઉત્સાહથી જોડાઈ સમાલોચકની સેવાની યોગ્ય કદર કરશે. નવીન ગ્રાહકો જેમ જેમ વધતા જશે તેમ તેમ અમ્હે વધારે ને વધારે ઉપયોગી કાર્ય કરવા પ્રેરાઈશું.

સમાલોચકની અનિયમિતતા એ છાપખાનાઓમાં કામદાર વર્ગના હુલ્લડને આભારી છે. જીવનની બધી જરૂરતમાં આ મોંઘવારી પણ વધી છે છતાં એ ખામી દૂર કરવાના પ્રયાસો ચાલુ જ છે. એવી ખામી ગ્રાહકબંધુઓ સહન કરી નહિ લે એવું અમ્હે ધારતા જ નથી. ગ્રાહકોની સુજનતા ઉપર અમ્હને વિશ્વાસ છે.

૭, માર્ચ ૧૯૨૧,
સમાલોચક ઑફિસ, મુંબાઈ.

રમણીયરામ ત્રિપાઠી,
પ્રકાશક.

સમાલોચક

પુસ્તક ૨૬ મું,] ફેબ્રુઆરી, ઈ. સ. ૧૯૨૨ [અંક ૨.

# પ્રેમપૂજાનાં આમંત્રણ.

લેખક—રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

અમ કુંજ આજ પ્રેમના પર્વે
ઉત્સવે પધારજો, રસદેવ ! ધ્રુવ.

રમ-ઉત્સવિયા ઉત્સવ કરીશું,
પ્રેમદેવનાં પૂજન કરીશું, રે
અમારે ઉર ઉર ખીલી વસન્ત,
સન્તજન ! વધાવજો રસદેવ !

ઘરેઘર આજ પ્રેમનાં પર્વે,
ઉત્સવે પધારજો, રસદેવ !

---

સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો. રૂ. ૨ — એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

# અસહકાર કે આત્મોદ્ધાર ?

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

૧.

" અસહકાર કે આત્મોદ્ધાર ? "—આ સ્વરૂપમાં પ્રશ્ન ચર્ચવાનું પ્રયોજન પ્રારંભમાં જ સ્પષ્ટ કરવા જેવું છે. ગાંધીજીથી પ્રેરિત અને ગાંધીજીથી નિયન્ત્રિત " અસહકાર "—" Non-Co-operation "—એ નામવાળી જે મહાપ્રવૃત્તિ અત્યારે હિન્દની પ્રજાને હલાવી રહી છે અને જગતનું ધ્યાન ખેંચી રહી છે તે મહાપ્રવૃત્તિ સ્હામે જે અનેક વાંધાઓ ઉઠાવવામાં આવે છે ત્હેમાંથી બે વાંધાઓ વિષે વિચાર કરવાનો આ લઘુ લેખનો આશય છે. પ્રથમ વાંધો " અસહકાર " એ શબ્દ પરત્વે છે, બીજો વાંધો એ શબ્દથી સૂચિત અર્થ સ્હામે છે. પ્રથમ વાંધો એ છે કે " અસહકાર " એ શબ્દ જ " અ "થી શરૂ થતો હોવાથી " અભાવ-સૂચક " છે, " નિષેધ-દર્શક " છે, " negative " છે, એવો નિષેધાત્મક શબ્દ પ્રજાનું મહાસૂત્ર, રાષ્ટ્રનો મહામન્ત્ર ન હોવો જોઇએ. પ્રજાના મહાસૂત્ર તરીકે, રાષ્ટ્રના મહામન્ત્ર તરીકે કોઇ વિધાનાત્મક, ભાવસૂચક, " positive " શબ્દ યોજાવો જોઇએ. બીજો વાંધો એ છે કે શબ્દ જ નિષેધાત્મક ન હોવો જોઇએ એટલું જ નહિ, પરન્તુ તે શબ્દથી સૂચિત અર્થ—પ્રજાની સમક્ષ રજુ કરવામાં આવતું સાધ્ય અને તે સાધ્યને અંગે રજુ થતો સાધનક્રમ—એ બન્ને પણ વિધાનાત્મક હોવાં જોઇએ, પણ " અસહકાર " શબ્દથી ઓળખાતી પ્રવૃત્તિ તેવી નથી. આ બન્ને વાંધાઓ વિષે વિચાર કરવાની એક પદ્ધતિ શીર્ષક તરીકે પૂછાયેલા પ્રશ્નનો ઉત્તર શોધવો એ છે. " અસહકાર " એ નામથી ઓળખાતી પ્રવૃત્તિ તે માત્ર " અસહકાર " જ છે કે " આત્મોદ્ધાર " પણ છે ? એ પ્રવૃત્તિને " આત્મોદ્ધાર " એવું ભાવ-સૂચક, ઘટનાત્મક, વિધાન-દર્શક નામ ન આપ્યું, અને " અસહકાર " એવું અભાવ-સૂચક, ખંડનાત્મક, નિષેધ-દર્શક નામ આપ્યું એથી એ પ્રવૃત્તિની આત્મોદ્ધારકતા શું સર્વાંશે નષ્ટ થઇ જાય છે ? આ ચર્ચા આ લેખનો વિષય છે.

ચર્ચા કરતા પૂર્વે એક બાબત જણાવવા જેવી છે. તટસ્થ, નિષ્પક્ષપાત તપાસ એ જ આ ચર્ચાનો ઉદ્દેશ છે. કોઇપણ પક્ષનું મમતાયુક્ત આગ્રહી પ્રતિપાદન એ આ લેખનો હેતુ નથી. જે રાષ્ટ્રીય મહાપ્રવૃત્તિ અનેક હૃદયોને અશાન્ત કરી રહી છે તે મહાપ્રવૃત્તિને " બુદ્ધિના શુષ્ક પ્રકાશ "થી—"dry light of reason"થી—જોવાનો આ એક શાન્ત પ્રયાસ છે—એ સ્વતન્ત્રતાના ભોગે, નહિ ...

૨.

શબ્દ સ્હામેનો વાંધો પ્રથમ લઇએ. બેશક, એ તો ખરૂં જ છે કે કોઇ પણ સિદ્ધાન્તનું ઉત્તમ સ્વરૂપ તે વિધાનાત્મક ( positive ), ઘટનાત્મક ( constructive ) હોવું જોઇએ અને એ પણ ખરૂં જ છે કે એ સિદ્ધાન્તનો બોધ કરનાર શબ્દ પણ વિધાનાત્મક, ઘટનાત્મક

સરસ્વતીચંદ્ર ભાગ ૨ જો રૂ. ૩–૪— એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

-હોવો જોઈએ શું સિદ્ધાન્તના સમ્બન્ધમા કે શું શબ્દપ્રયોગના સંબન્ધમા નિષેધાત્મક ( *negative* ), ખંડનાત્મક ( *destructive* ) સ્વરૂપ તે ગૌણુ જ હોવું જોઈએ સામાન્ય નિયમ તરીકે આ સત્ય છે, પરન્તુ એમા અપવાદ ન જ થઈ શકે એમ કાયદો નથી અમુક સિદ્ધાન્ત કયા સ્વરૂપમા રજુ થાય છે અને કયા શબ્દદ્વારા ત્હેનો બોધ થાય છે એ સયોગો ઉપર આધાર રાખે છે, અને તે સયોગો એવા પણુ હોઇ શકે કે જ્યારે સિદ્ધાન્તનું ખંડનાત્મક સ્વરૂપ એટલું બધુ ભીર મૂકવા જેવુ હોય કે ત્હેના મંડનાત્મક સ્વરૂપને ગૌણુપદ મળી જાય, ખાસ કરીને પ્રારભમાં "અસહકાર" ની પ્રવૃત્તિ યથાર્થ રીતે સમજવાનો જેઓએ શાન્તિથી પ્રયાસ કર્યો હશે ત્હેમને જણાયુ હશે કે એવા વિશિષ્ટ પ્રયોગોમા એ પ્રવૃત્તિ પ્રારભાઇ હતી કે જેથી ત્હેના નિષેધાત્મક સ્વરૂપ ઉપર ખાસ ભાર મૂકવો પડે જેમ વેદાન્તના મુખ્ય સિદ્ધાન્તનો "ઐક્ય" શબ્દથી બોધ ન કરતાં "અદ્વૈત" અને "અભેદ" શબ્દોથી બોધ કરવામાં આવ્યો છે ત્હેમાં અનુચિતતા નથી એટલુ જ નહિ, પરન્તુ વિશિષ્ટ સમુચિતતા સમાયલી છે તેમ આપણી અત્યારની રાષ્ટ્રીય પ્રવૃત્તિનો "અસહકાર" શબ્દથી બોધ કરવામાં આવ્યો છે કે, પરન્તુ વિશિષ્ટ સમુચિતતા સમાયલી છે જેમ પ્રપંચને ખેના જીવાત્માને જગાડવાને "અ-દ્વૈત," "અ-ભેદ" કે છે તેમ રાજ્યપ્રદેશને "સરકાર સાથે સહકાર" એ પાડવાને અને "અન્યાયી અને અત્યાચારી સરકાર સાથે "અ-સહકાર" એવો નિષેધાત્મક શબ્દ યોજવો પડે, ખાસ કરીને સમ્રાટે "સહકાર" નો સન્દેશ મોકલ્યા છતાં પ્રજાની સાથે મુદ્દાની બાબતોમા વસ્તુત "અસહકાર" કરનાર સરકારની સાથેના કામકાજમા સક્ષેપમા, અન્યથા અનુચિત ગણી શકાય એવા શબ્દપ્રયોગને પ્રયોગો સમુચિત બનાવે છે, અને એ ન્યાયે "અસહકાર" શબ્દ સમુચિત છે

૩.

પરન્તુ આખરે શબ્દપ્રયોગ એ ગૌણુ બાબત છે, એટલી બધી ગૌણુ કે અસહકારના વિરોધીઓએ તેમ જ કેટલાક સમભાવશાળી સમર્થકોએ પણુ એને મ્હોટુ સ્વરૂપ ન આપ્યું હોત તો અપમાનિત હિન્દને આવી શાબ્દિક ચર્ચા મર્મભેદક હૃદયહીનતા લાગત ખરો અગત્યનો પ્રશ્ન તો એ છે કે "અસહકાર" એ શબ્દથી સૂચિત પ્રવૃત્તિ સ્વરૂપમાં માત્ર નિષેધાત્મક અને ખંડનાત્મક જ છે કે વિધાનાત્મક અને મંડનાત્મક પણુ છે? અસહકારવાદના આચાર્ય મહાત્મા ગાંધીજીના લેખો જેઓએ વાંચ્યા હશે અને ત્હેમના ભાષણો જેઓએ સાભળ્યાં હશે તેઓ જોઈ શક્યા હશે કે "અસહકાર" મા બન્ને સ્વરૂપોનો સમાવેશ થઇ જાય છે અને છતાં યે સક્ષેપમા સિંહાવલોકન કરી જઇએ

મુખ્ય બાબત હિન્દના રાજકીય સાધ્યની છે "હિન્દના લોકોની ઇચ્છાને અનુસરતું સ્વરાજ્ય સાધવુ" એ સાધ્યનિર્દેશ સ્પષ્ટ રીતે મંડનાત્મક છે સિદ્ધિના પ્રશ્ન સાથે સંબન્ધ ન

રાખવો એવો અમર્યાદિત નિષેધ અસહકારવાદે કર્યો નથી, તે સમ્બન્ધે જેટલે અંશે સ્વરાજ્ય સંપાદનમાં સાધનભૂત હશે તેટલે અંશે ગ્રહેલો મુદ્દાની બાબત એ છે કે હિન્દના લોકોએ પોતાની મેળે સ્વરાજ્યસંપાદન કરવાનું છે એ વિધાનાત્મક સ્વરૂપ ઉપર મુખ્ય ભાર મૂકવામાં આવ્યો છે.

બીજી બાબત ધારાસભાઓમાં હિન્દીઓએ ન જવું એવા નિષેધથી જ માત્ર સંતોષ માનવામાં આવ્યો નથી, પરન્તુ સાથે સાથે એ વખતે અમલની બાબત-વિધાનાત્મક બાબત-ઉપર ભાર મૂકવામાં આવ્યો છે કે લોકોને રાજકીય બાબતોથી વાકેફગાર કરવા અને હેમને સ્વરાજ્યની જવાબદારીઓ માટે તૈયાર કરવા જેઓ લોકતન્ત્રનું સાચું સ્વરૂપ બરાબર સમજે છે અને જેઓ હિન્દના જનસમુદાયમાં ગૂઢ રહેવા મરવાના અનુભવી છે તેઓ આ પ્રચાર-કાર્યની આવશ્યકતા પૂરેપૂરી સમજી શકશે ધારાસભાઓનો બહિષ્કાર હિતકારક છે કે હાનિકારક એ જુદો પ્રશ્ન છે અને અત્ર અપ્રસ્તુત છે, અત્ર તો પ્રસ્તુત મુદ્દો એ છે કે ધારાસભાઓનો બહિષ્કાર શોધીને સંતોષ ન માનતા પ્રચારકાર્યનો ઉપદેશ કરવામાં અસહકારવાદ માત્ર નિષેધાત્મક નથી, વિધાનાત્મક પણ છે

ત્રીજી બાબત ન્યાયમન્દિરોનો બહિષ્કાર કરીને સંતોષ માનવાનું અસહકારવાદ કહેતો નથી, પરંતુ લવાદીના આશ્રયથી મુકદ્દમાઓ ચૂકવવાનો વિધાનાત્મક બોધ કરે છે ન્યાયની દિશામાં પ્રજાનું કર્તવ્ય નિર્દેશીને પોતાનું વિધાનાત્મક સ્વરૂપ અસહકારવાદે સૂચવ્યું છે

ચોથી બાબત સરકારી અથવા અર્ધ-
સંતોષ ન માનતા રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ ર
શિક્ષણની દિશામાં પણ અસહકારવાદ એ કે-

પાંચમી બાબત આર્થિક દિશામાં અસહકારવાદ માત્ર વિદેશી વસ્તુઓનો બહિષ્કાર શોધીને બેસી રહેતો નથી, પરન્તુ સ્વદેશી વસ્તુઓ ઉત્પન્ન કરવાનો અને હેમનો ઉપયોગ કરવાનો વિધાનાત્મક ઉપદેશ આપે છે રેંટીયાનો અને હાથ-સાળોનો ઉપયોગ કરવાનું કહેવામાં આવે છે તે અસહકારવાદનું વિધાનાત્મક સ્વરૂપ જ છે

૪

સંક્ષેપમાં, આપણે જોયું કે "અસહકાર" એ શબ્દ જો કે બ્હારથી અને ઉપર ઉપરથી જોતાં માત્ર નિષેધાત્મક જણાય છે, છતાં જેમ "અદ્વૈત" અને "અભેદ" શબ્દો "ઐક્ય" નો બોધ વસ્તુતઃ કરે છે તેમ "અસહકાર" શબ્દ "આત્મોદ્ધારનો" વિધાનાત્મક બોધ કરી શકે આ બાબતમાં જે ન્હાની બાબતને મ્હોટું સ્વરૂપ અપાયું છે તે શબ્દશુદ્ધિની દૃષ્ટિથી સમજી શકાય એવું હોવા છતાં ખરેખર વધારે પડતું છે

"અસહકાર" શબ્દથી જે સાધ્ય અને જે સાધનક્રમ વિવક્ષિત છે તે માત્ર નિષેધાત્મક નથી, પરન્તુ વિધાનાત્મક પણ છે જ્યાં સુધી પ્રજાના અત્યાચારો અને ખિલાફતને અન્યાયે એ બાબતોના સમ્બન્ધમાં સરકાર પ્રજાને સંતોષ નહિ આપે ત્યાં સુધી નિષેધાત્મક સ્વરૂપ ઉપર ભાર દેવાશે અને દેવાવો જોઇએ એ સ્પષ્ટ છે, પરન્તુ પ્રજાને આપીજી "અસહકાર" દ્વારા જે તાલીમ આપી રહ્યા છે તે તો વસ્તુતઃ આત્મોદ્ધારની વિધાનાત્મક તાલીમ જ છે ભારતનો આત્મોદ્ધાર એ સર્વોપરિ સાધ્ય છે

---

સરસ્વતીચન્દ્ર ભાગ ૪, પૃ. ૭૮-૮૦ અને પ્રેમ ત્રિપાઠી ... બ્રાહ્મણ ..., મુંબાઈ

# સ્વર્ગસ્થ "હાજી."

## ગુજરાતના રસ-મન્દિરનો રસઘેલો પૂજારી

લેખક—રા. નૃસિંહ વિભાકર.

હાજીને કોણ નથી ઓળખતું? આખું એકદર ગુજરાત ઓળખે છે અને શા માટે ન ઓળખે? ગુજરાતમાં જાણીતા થયેલા સૌ જશનામીઓ અને સૌ જશકામીઓની હાજીમહમદ જીવતી જાહેરખબર હતો ગુજરાતમાં રત્નો તેમ જ કોયલાઓને ઉંડા અંધકારમાંથી ખેંચીને પ્રકાશમાં મૂકવાનું અપૂર્વ માન "વીસમી સદી"ના માલેકને જ છે "વીસમી સદી" ન હત તો ઘણાયે સાહિત્યસૂર્યો આથમી ગયા હત અને ઘણાયે કવિ-શશાંકો ઉગ્યા ન હત અને ગુજરાતની ચિત્રકળાનું શું? સાહિત્યપરિષદે જેટલા વર્ષોમાં ચિત્રકળા માટે નથી કર્યું તેટલા મહિનાઓમાં "વીસમી સદી" એ કરી બતાવ્યું

રવિશંકર રાવળ અને પુરુષોત્તમને હવાની દુનિઆમાંથી હાજીમહમદે શોધી કહાડ્યા અને "વીસમી સદી" એ ચિરંજીવ બનાવ્યા કનૈયાલાલ મુનશીને ગુજરાત સમક્ષ યથાવિધિ વ્યક્ત અને પ્રકટ કરનાર પણ હાજીમહમદ જ ચન્દ્રશંકર પંડ્યાના સ્નેહ-ગીતોને પાંખ આપનાર પણ "વીસમી સદી"—"સમાલોચક" નહિ નરસિંહરાવને સર્જન કરનાર પણ એ જ "ઉમ્મરખય્યામ"નો રસકૂપ પ્રોફેસર કાન્તિલાલને આર્યોની પ્રયોગશાળામાં પણ સાહિત્યનું નિરંતર સ્મરણ આપનાર અને હેના વિજ્ઞાનને રસાત્મક બનાવનાર પણ આ જ આત્મા કવિ ન્હાનાલાલને ભૂત અને ભવિષ્યની ઉંડી ખમાવોમાંથી સમજાવી પટાવીને બહાર ખેંચનાર અને વર્તમાન પ્રવાહમાં ધકેલનાર "કવિ" નો અંતરાત્મા છે, ખરો જ પણ એ અંતરાત્માનો પ્રેરક ઘણે અંશે આ ચિત્ર-જાદુગર જેણે ગીની રંગભૂમિને મુંબઈ બહારની દુનિઆ પાસે જાણીતી કરનાર અને મ્હારી નમ્ર નાટ્યકૃતિઓને ફોટોગ્રાફમાં આબેહુબ ઉતારી નાટ્યકળામાં નવીન રસ સિંચનાર પણ એ સાહસિક તંત્રી જ "તારાપોર"ને મુંબઈ-મશહૂર કરનાર પણ એ જ ખોજા મહોલ્લાનો મહાનુભાવ

ગુજરાતના રસ-મન્દિરનો આવો દિલોજાન પૂજારી ગુજરાતે બીજો કોઈ જોયો નથી એ રસઘેલો બિચારો રસની શોધમાં ને શોધમાં જ ચાલ્યો ગયો "વીસમી સદી" તેની સુંદર સ્વપ્નસૃષ્ટિના એક ન્હાના ખંડનું જ પ્રતિબિંબ હતું એની ભાવનાઓ તો જબ્બર હતી સને ૧૯૧૬ માં મ્હારી સાથે કલાકોના કલાકો બેસીને "વીસમી સદી" ના નમૂનાઓ તેણે રચ્યા હતા તે ઉપરથી કહી શકું છું કે તેની મુરાદો ચોથે ભાગે પણ બર નથી આવી એક સારૂં માસિક [illegible] ચલાવવામાં આ દેશના પ્રાન્તમાં કેટલી જહેમત ઉઠાવવી પડે છે તેનો ખરો ખ્યાલ હાજીમહમદનું જીવન જાણ્યા વિના કદિ આવવાનો નથી એ રસજ્ઞનો મજૂર "વીસમી સદી" પાછળ કેટલી તનતોડ મહેનત કરી રહ્યો હતો તે તેના નિકટના સ્નેહીઓ જ જાણે છે યુરોપ અમેરિકાનાં સારામાં સારાં ચિત્ર-માસિકોની બરોબરીમાં મૂકી શકાય એવું

* શ્રીયુત ગોવર્ધનરામ રૂ ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

# પ્રાણસમા પંખી !.

લેખક—રા. નજુલાલ જમનારામ દવે, એમ. એ.

પ્રાણસમા પંખી !
ક્યાંથી કહો આવ્યાં ઉદાર !
પ્રેમળ ઓ પંખી !
દિનદિનનાં શમણાંના સંચય સુહાગતા
પરનાં પનોતાં અપાર !
　　　　પ્રાણસમા પંખી !
દુનિયાથી દૂર ઉભી દામણી આ ઝુંપડી
ક્યાં ત્યાં તમે સ્વપ્નાં દિઠાં !
　　　　પ્રાણસમા પંખી !
સતીમૂર્તિ અંતરીક્ષે જોતી હતી આંખડી
ત્યાં ક્યાંના અમૃતસાર !
　　　　પ્રાણસમા પંખી !
જીવનના જામતા આદર્શરૂપ અંતર્યાં
ઝીલું, આ તેજના અંબાર !
　　　　પ્રાણસમા પંખી !
ક્યાંથી કહો આવ્યાં ઉદાર
પ્રેમળ ઓ પંખી !

---

...sical Poets of Gujarat As. 0-6-0 N. M. Tripathi & Co-Bombay.

# મહાત્મા ટૉલ્સ્ટૉયનું આત્મનિવેદન.

લેખક—રા. જયન્ત.

ગુર્જર ભાષામાં ટૉલ્સ્ટૉયના જીવનની વસ્તુસ્થિતિ સમજાવે તેવું કોઈ પુસ્તક અદ્યાપિ પ્રસિદ્ધ થયું નથી. એ કામ સુપ્રસિદ્ધ 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે' હાથમાં લીધું છે પણ તેને બહાર આવવાને હજી સુધી અવકાશ મળ્યો નથી. એ સિવાય જે કંઇ પ્રયત્ન થયો છે તે સ્થૂળ છે તેથી તેમના મનના વિકાસનું સ્વરૂપ કેવું હતું તે આ લેખદ્વારા તેમણે પોતે આલેખેલા ચિત્રપરથી અને તેટલા તેમના પોતાના શબ્દમાં આપવું યોગ્ય લાગે છે.

બાલ્યદશા પૂર્ણ થઇ જાય છે અને તારુણ્યનો ભાનુ ઉદયાચળપર ડોકીયાં કરે છે, તેવા સંધ્યાસમયે પુષ્કળ મનુષ્યોની સ્થિતિ અતિ નાજુક બની જાય છે. જીવનમાં અમર્યાદિત પ્રદેશપર તેમની દૃષ્ટિ પરિભ્રમણ કરે છે ત્યારે અનેક માર્ગ તેમની દૃષ્ટિએ પડે છે. પણ તેમાંના કયા પથનો સ્વીકાર કરવો તેનો વિચાર તેમની બુદ્ધિએ કરેલો હોતો નથી. તેમાં પણ જેમની બુદ્ધિ શક્તિ તીવ્ર હોય છે તેમને તો એ સંધ્યાસમય અધિક જ વિકટ થઇ પડેલો હોય છે. આ વખતે તેમની નજર સમક્ષ ઐહિક અને પારમાર્થિક એ બન્ને માર્ગની પ્રતિમાઓ ઉભી હોય છે અને ત્યાજ્ય કયું અને ગ્રાહ્ય કયું એ બાબતનો ખાસ વિચાર કરવા લાગે છે. પરિણામે તીવ્ર બુદ્ધિવાળાની ઐહિક વસ્તુની આસક્તિ ઉડી જઇ પરમાર્થ તરફ તેનું ચિત્ત ખેંચાતું જાય છે. ટૉલ્સ્ટૉયને માટે પણ તેમ જ બન્યું હતું.

ટૉલ્સ્ટૉયની ધર્મવૃત્તિ ઘણી મોડી જાગ્રત થઇ હતી. યુવાવસ્થાનો સમય પૂર્ણ થઇ વૃદ્ધાવસ્થા આવતા સુધી એ પ્રવૃત્તિનો ઉદય તેમનામાં બળવત્તર ન હતો તે જ પ્રમાણે એ જાગૃતિ ધીમે ધીમે અને ક્રમાનુસાર થતી ગઇ હતી. બીજું એ કે આ જાગૃતિમાં ભાવનામય અંતઃકરણ કરતાં તીવ્ર બુદ્ધિના વિચારનું વર્ચસ્વ એ પ્રવૃત્તિમાં વિશેષ જણાય છે.

કેટલાકમાં ધર્મજાગૃતિ અંતઃકરણની ભાવનાથી થયેલી હોય છે. કેટલાક જગતના દુઃખ જોઇ અથવા જાતને દુઃખનો અનુભવ થતાં અંતઃકરણ શુદ્ધ થવાથી ઇશ્વર પ્રતિ વળેલાં હોય છે. એવા માણસોના ચિત્તમાં અમુક એમ કેમ? એવા પ્રશ્નો વિશેષ થતા નથી. તેમની પ્રવૃત્તિ બુદ્ધિપ્રધાન ન હોઇ ભાવનાપ્રધાન હોય છે. ટૉલ્સ્ટૉયની વાત તેથી જુદી હતી. તેમની પ્રવૃત્તિ બુદ્ધિપ્રધાન હતી તેથી અંધશ્રદ્ધાનું ચિહ્ન પણ તેમનામાં જણાતું નથી. તેમનું અંતઃકરણ ભાવનામય ન હતું અથવા પરદુઃખથી તે દ્રવતું ન હતું એમ પણ નથી, પરંતુ તેમની બુદ્ધિ ભાવનામય અંતઃકરણ કરતાં વિશેષ તીવ્ર હોવાથી તે આગળ આવી અને ભાવના પાછળ રહી. ઇ. સ. ૧૮૭૯ માં તેમણે પોતાનું મનોમય ચરિત્ર લખી રાખ્યું છે તે પરથી તેમની ધર્મબુદ્ધિનો વિકાસ કેવી રીતે થતો ગયો હતો તેનો સારો નિર્ણય થઇ શકે છે. એ પ્રથમાં તે કહે છે —

સ્નેહમુદ્રા ૩" ૧૦૦૦૦ એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઇ

વિચાર થયો પણ તરત જ તેમ શા માટે કરવું એ પ્રશ્ન ઉત્પન્ન થઈ મારા હાથ જ્યાંના ત્યાં અટકી પડતા એ પ્રશ્નનો નિર્ણય થતા સુધી કોઈ પણ કાર્ય થવું મારા માટે અશક્ય બનવા લાગ્યું અરે, મારે જીવવું પણ ન જોઇએ એમ લાગવા માંડ્યું એકાદ વખતે, વતનનો વહિવાટ મારા મનમાં આવતો, પણ તે સાથે જ એવો પ્રશ્ન ઉત્પન્ન થતો કે, "ઠીક, સમારા પ્રાંતમાં તને સોળ હજાર એકર જમીન મળશે, તારી બાગમાં ત્રણસો ઘોડા ચરશે, તને પુષ્કળ દ્રવ્ય મળશે, પણ પછી શું? તારી દોલતનો અંત શામાં આવશે?" એવી પ્રશ્નમાળા શરૂ થતી કે મારું ચિત્ત વિચારના ચક્ર વ્યૂહમાં સપડાઈ ફરતાં ફરતાં પુનઃ પ્રથમના સ્થાને આવતું અને ગમે તેટલું ભટકતું, પણ એ વ્યૂહમાંથી બહાર નીકળવાનો માર્ગ જ તેનાથી અદૃશ્ય થતો આમ થતું એટલે તે બિચારું ધૈર્યગલિત થઇ પોતાનું ચિંતન કાર્ય પણ છોડી દેતું બાળકોને કઇ પદ્ધતિથી શીખવવું એ વિષેનો વિચાર એકાદ વખત મનમાં આવતો કે તરત જ 'પછી શું?' એ પ્રશ્ન ચટ લઇને આગળ ઉભો રહેતો ખેડુતોની સ્થિતિ કેવી રીતે સુધારવી એવો પ્રશ્ન ઉદ્ભવતો કે તેની પાછળ પાછળ તરત જ 'તેની પંચાત તને-શા માટે?' એ પ્રશ્ન આવતો જ, મારા પુસ્તક લોકપ્રિય થઇ મને યશ મળશે, એ વિચારથી મારું મન-થોડું થોડું ફુલવા લાગે છે તો તરત જ 'હા, ગોગોલ કરતાં, પુષ્કીન કરતાં, શેક્સપીયર કરતાં અથવા મોલીયર કરતાં તું વિશેષ કીર્તિશાળી થઇશ, એટલું જ નહિ પણ જગતના સર્વ લેખકોનો તું મુગટમણી બનીશ, પણ પછી શું? તારી કીર્તિનો અંત શામાં છે?' એ પ્રશ્ન વજ્રઘાતની માફક મારા મનપર પડે છે અને તેને લૂલું બનાવે છે આ પ્રશ્નોને સબૂરી-ધીરજની ખબર જ નથી ઉત્તર આપ, એવો ટકટકારો એક સરખો મારી પાછળ પડે છે, તેનો ઉત્તર ન આપવો ત્યારે જીવવું કેવી રીતે? પણ ગમે તેમ કરવા છતાં કઇએ ઉત્તર નિર્ણીત થઇ શકતો નથી."

મને જણાઇ આવ્યું કે મારા પગનીચેનું પાટીયું ખસી ગયેલું હોઈ ત્યાં અન્ય કાંઇ પણ આધાર નહિ હોવાથી હું અધવચ લટકી રહ્યો છું જેના આધારથી હું જીવનકાળ આજ સુધી વ્યતિત કરી રહ્યો છું તે આધાર નષ્ટ થયો અને તેના સ્થાને નવો આધાર આવ્યો નહિ એવી રીતે મારું જીવન કેવળ શૂન્ય બની રહ્યું હું ખાતો હતો, પીતો હતો, ઉંઘતો હતો અને શ્વાસોચ્છ્વાસ પણ કરતો હતો; એ ક્રિયા કર્યા સિવાય ચાલે તેમ નહતું તેથી તે થતી હતી, પણ તે સર્વ એક નિર્જીવ યંત્રની માફક બનતી હતી તેની પાછળ મારી પોતાની ક્રિયાશક્તિ અથવા ચૈતન્યનું બળ ન હતું-મારી બુદ્ધિને માન્ય થાય તેવું, કોઈ પણ ધ્યેય રહેલું નહિ હોવાથી તે માટે કઇ હેતુપૂર્વક ક્રિયા કરવાની ઇચ્છા કેવી રીતે થઇ શકે? જોકે દેવે પ્રસન્ન થઇ મને કોઇ ઇચ્છિત વર માગવાનું કહ્યું હોત તો-પણ હું કઇએ માગી શક્યો ન હોત, કારણ મને શેની જરૂર છે તે જ હું સમજી શકતો ન હતો અમુક કરવું તથા બોલવું, એવો પ્રકારની ટેવ લાગ્યા ત્યારથી ચિત્તને પડેલી હોવાથી તેની કેટલીક ટેવ અદ્યાપિ બાકી હતી એ કેફની લહેર એકાદ વખત આવતી તો કઇ કાર્ય કરવાની ઇચ્છા,

જ્યું તો તેમાં એક ભયંકર જળચર જણાયું તે જળચરે પ્રવાસીને ગળવા માટે પોતાનું જડબું પહોળુ કર્યું પ્રવાસી મહાન સંકટમાં સપડાયો. કુવામાં ભૂસ્કો મારે તો જળચરનો આહાર થઇ પડે અને પાછો ફરે તો પેલું ભયંકર પ્રાણી ફાડી ખાય ઉપર કુવાની દીવાલના સાંધામાં એક વેલાનું જાળું પથરાઈ ગયું હતું તેનાપર તે ઉતર્યો અને તેની ડાળી પકડી લટકી પડ્યો ધીમે ધીમે તેના હાથ દુખવા લાગ્યા તેને લાગ્યું કે, જળચર કે પેલા ભયંકર પ્રાણીમાંના એકના પેટનું ભક્ષ બન્યાસિવાય છૂટકો નથી, તથાપિ જીવનઆશા બળવાન હોય છે આથી, તે જેવોને તેવો લટકી રહ્યો તેટલામાં એક ધોળો અને એક કાળો એવા બે ઉંદર આવીને તે વેલાના મૂળની ચોતરફ ફરવા લાગ્યા અને ફરતા ફરતાં મૂળ કાતરવા લાગ્યા હવે પોતે વેલો છોડી નહિ દે તો પણ તે મૂળમાંથી તૂટી પડી નીચેના જળચરના જડબામાં પડશે એવી તેની ખાત્રી થઇ, તથાપિ વેલાની મજબૂત પકડ તેણે છોડી નહિ આજુબાજુ દૃષ્ટિ ફેરવતાં તે વેલાની એક ડાળીએ એક મધપૂડો જણાયો. તેમાંથી મધના ટીપાં પડતાં હતાં તે પ્રવાસી પોતાનું મસ્તક તે દિશા તરફ નમાવી મધના ટીપાં જીભ ઉપર ઝીલી લઇ ચાટવા લાગ્યો " પૂર્વના દેશની આ વાત પ્રમાણે જ મારી પણ સ્થિતિ થઇ હતી હું પણ જીવનની ડાળીને મજબૂત પકડી બેઠો હતો મૃત્યુરૂપી ભયંકર પ્રાણી મારે ગળવા મુખ પહોળું કરી બેઠું છે તે હું સમજતો હતો, પણ હું એવી સ્થિતિમાં કેમ આવી પડ્યો છું તે મને સમજાયું ન હતું જીવનમાં આમ થતું મધ મેં ઘણી વખત ચાટ્યું હતું અને તેના આસ્વાદથી એક સમયે મને સંતોષ પણ થયો હતો; પરંતુ હવે સંતોષ આપવાની શક્તિ તે મધમાં રહેલી નથી રાત અને દિવસ કાળા ધોળા ઉંદરની માફક મારા જીવનની દોરીનું મૂળ કાતરતા હતા મૃત્યુરૂપી જળચરનું પહોળું જડબું હમેશ નજર આગળ રહેતું હોય, તો પછી મધની મધુરતા ક્યાંથી ટકી શકે ? આ કેવળ દંતકથા છે એમ સમજશો નહિ આ વાત પ્રત્યેક વ્યક્તિના અનુભવમાં હમેશ આવે છે છતાં એ કોયડો ઉકેલવાનો શ્રમ કોઈ લેતું નથી "

" મેં મનજીવનક્રમમાં કદી કદી વહેતા આનંદવાયુની લહરી મહાત્ કલ્પનાઓથી ફસાવનારી હોય છે એ લહરીથી પ્રત્યક્ષ દૃગોચર થતી મૃત્યુની ભીતિ ઓછી થાય છે, પણ તેથી મૃત્યુભય નષ્ટ થતું નથી એ આનંદનું ફસાવનારૂં સ્વરૂપ મારા લક્ષમાં આવેલું હોવાથી હવે હું તેનાથી ઠગાતો નથી મારા મનને હું ઘણીએ સમજાવું છું કે, તું માનવજીવનનો ઉદ્દેશ સમજી શકતો નથી તો પછી વધારે માથાફોડ શા માટે કરે છે ? આયુષ્ય હોય ત્યાં સુધી જીવતો રહે અને બને તે જોયા કર ' પણ તે સમજી શકતું નથી એ સમજ તેને માન્ય થતી નથી એ સમજથી પહેલાં પહેલાં તો મન સ્વસ્થ બેસતું કહિને પણ પછી તો તે બીલકુલ શાંત રહી શકતું નહિ મારી આંખોને એટલું જ જણાવા લાગ્યું કે, દીનરાતની ટેકાળી એકસરખી ફર્યા કરે છે અને મને પગલે પગલે અનિવાર્ય મૃત્યુતરફ લઇ જાય છે મને લાગવા માંડ્યું કે, જગતમાં સત્ય વસ્તુ માત્ર એટલી જ છે અને અન્ય સર્વ દેખાવ અસત્ય છે "

(ચાલુ)

ઉપકાત (સચિત્ર) રૂ ૨-૦-૦ એનુ એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# દિલ હો! ક્ષણ દે ચાલુ વીતાવી.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી.

(આશાવરી)

ક્ષણ દે ચાલુ વીતાવી,
દિલ હો! ક્ષણ દે ચાલુ વીતાવી.
નવ જાણે કો ભાવિ,
દિલ હો!—
"કાલે થશે શું" — ચિન્તા નકામી
થાશે હશે જે થાવી
દિલ હો!—
"કર જે કરવું ચાલુ ક્ષણમાં"
એ જ જીવનની ચાવી
દિલ હો!—

પારેખનો અમલો,
નડિઆદ,
તા. ૩૧ ૭ ૧૯૨૦

# 'પેની બૅંક' યાને બાળકો માટે સહકાર.

લેખક—રા. પ્રાણવલ્લભદાસ હરિવલ્લભદાસ બનાતવાળા.

જનસમૂહની વ્યાવહારિક ઉન્નતિને માટે યોજનાઓ તો ઘણી થઈ છે, પણ સહકારની યોજના જેટલી કોઈ પણ યોજના પ્રતિભાશાળી નિવડી નથી. જાતમહેનત અને આત્મવિશ્વાસના મુખ્ય સિદ્ધાંતોનું સહકાર સચોટ પ્રતિપાદન કરે છે અને પ્રત્યેક માણસના ચારિત્ર્યની ખિલવણી દ્વારા તેની અસર જનસમાજને લાભકર્તા થાય છે.

સહકારે ભૂતકાળમાં એટલું બધું કર્યું છે કે વર્તમાનકાળમાં એનો ઉપયોગ કેવી રીતે વધે અને તેનો ફેલાવો કેમ થાય, એ પ્રશ્ન ઘણો મહત્વનો થઈ પડ્યો છે. અમે ધારીએ છીએ, કે જો બાળકોનું લક્ષ આ દિશાતરફ ખેંચાય અને તેની સાથે એક દીનથી કામ લેવામાં આવે તો આ બાબતમાં ઘણું સારૂં પરિણામ આવી શકે.

મનુષ્યજીવનની બીજી બધી અવસ્થાઓ કરતાં બાલ્યાવસ્થાનો કાળ એવો છે કે તે વખતે બાળકના કુમળા મનપર તે જે જે પદાર્થ જુએ છે, અને જે જે બાબતના સહવાસમાં તે આવે છે, તેની સારી યા માઠી છાપ ઘણી ઊંડી પડી જાય છે, અને તે કાળાન્તરે પણ ભુંસાતી નથી, તેથી જ આપણા બાળકોને નાનપણથી જ સારી રીતભાત શિખવવી, અને ખરા સિદ્ધાંત તેમના મનમાં ઠસાવવા એ અત્યંત મહત્વનું છે. આ સ્થિતિએ પહોંચવાને જે સાધનો કામે લગાડવામાં આવે છે તે સાધનોમાં "પેની બૅંક" ને આ હિસાબને લગતી દરેક મંડળીએ મુખ્યસ્થાન આપવું જોઈએ. અમારા બાળકમિત્રો બાળપણથી જ બચાવના વિષે એવી અભેદ્યસાલામણ કરીશું જેથી તે પુરૂષ કે સ્ત્રી તરીકે જેમ જેમ મોટા થતા જાય તેમતેમ પોતાની જાતને સહાય કરવા શક્તિમાન થાય. પોતાનાં જ સાધન અને યત્ન ઉપર વિશ્વાસ રાખતાં થાય. અંગ્રેજીમાં કહેવત છે કે—"*A penny in the purse is better than a friend at court*" બચાવેલી તમારી પહેલી પાઈ તમારા સંસારનું પગથિયું છે. એ બચાવેલી અને જુદી રાખેલી પાઈ જ તમારામાં રહેલો સ્વાર્થત્યાગ, અગમચેતી, સાવચેતી, અને ડહાપણ સ્પષ્ટપણે બતાવી આપે છે. અહિંથી જ સ્વતંત્રતાની શરૂઆત થાય છે, અહિંથી જ ભાવિ સુખના બીજ રોપાતાં જાય છે. એક પાઈ બચાવી એટલે બીજી બચાવવાનું મન થશે. બીજી બચાવી એટલે ત્રીજી, એમ કરતાં કરતાં બચાવવાની ટેવ દૃઢ થતી જશે, અને પછી તો અંગત સુખને માટે બચાવવું જ એ જરૂરનું જણાશે.

કરકસરના સિદ્ધાંત સામે એવી દલીલ લાવવામાં આવે છે કે બચાવ કરવાની ટેવનો દુરૂપયોગ થાય છે, તેથી કેટલાક માણસો કંજુસ થઈ જાય છે. પરંતુ તે દલીલ વ્યાજબી નથી. દરેક સારી વસ્તુનો દુરૂપયોગ તો થાય, પણ ઘડીભર એમ માનો કે "કરકસર કરવાથી માણસ કદાચ વખતે કંજુસ થઈ જાય છે" તોપણ તેથી કરકસર કરવાની ટેવથી જનસમાજને અનિવાર્ય ધનો હલકી સ્થિતિએ જતાં, અને ગરીબાઈમાં ગબડતાં અટકાવીએ, તો તેને અંગે

અરવિંદ ધીરાનું તત્વજ્ઞાન રૂ. ૨-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

એવું પણ જોખમ ખડી લેવાનું શું બાજબી નથી લાગતું? પૈસાની ખાતર જ બાળક પૈસાની કિમ્મત આંકે એવું આપણે ઇચ્છીશું નહિ, અને કંજુસની માફક બાળકે પૈસા એકઠાં કર્યા જ કરવો એવું ઉત્તેજન તો આપણે બીલકુલ આપવા માગતા જ નથી પણ હાલનું સમાજબંધારણ જોતાં આપણે એટલું તો સ્વીકાર્યા વગર છુટકો જ નથી, કે આપણા જીવનના સાધનો, આપણાં સુખનાં સાધનો અને પ્રામાણિક સ્વતંત્ર જીંદગી ગુજારવાના સાધનો પૈસામાં જ રહેલા છે.

પેની બેંકની સ્થાપનાના કેટલાક વિરોધીઓ એવી દલીલ કરે છે કે, એ બેંકોમાં જે રકમો ભરાય છે તે એટલી બધી જુજ છે, કે જેથી તે રકમની બચતથી બાળકના મનપર બહુ અસર થઈ શકતી નથી, પરંતુ તેઓ ભૂલી જાય છે કે, નાની ચીજોની અવગણના કરવી એ ડહાપણ ભરેલું નથી એ વાતને સાબીત કરવાને હજારો દાખલા મળી આવે છે, કારણ કે મોટી ચીજો નાની ચીજોથી બનેલી છે તત્ત્વવેત્તાઓ પણ આપણને કહે છે કે "સારા સદ્‌ગુણોથી જ સારું ચારિત્ર્ય બને છે" નાની બાબતો ઉપર કોઈએ લક્ષ આપવું નથી, છતાં એ નાની બાબતો જ મુખ્યત્વે કરીને મનુષ્યના ભાગ્યને જેમ વાળવું હોય તેમ વાળે છે અત્યારે જે દુનિયા આપણે જોઈએ છીએ, તે પણ નાની બાબતોએ જ ઘડેલી છે, અને નાની બાબતોએ જ સમસ્ત પ્રજાના તેમ જ વ્યક્તિઓના જીવનમાં ભારે અસર કરી દીધી છે. કુદરત પોતાની સર્વ લીલામાં એ જ પાઠ શિખવી રહી છે અત્યારે જે વૃક્ષ અડગ ઉભું રહીને પવનમાં લહેરો લઈ રહ્યું છે, ભયાનક વાવાઝોડાના તોફાનમાં પણ પોતાનું રક્ષણ કરી રહ્યું છે, તે જ વૃક્ષ એક વખત નાનું બીજ હતું અત્યારનો જમીનમાંથી બહાર નીકળેલો કુમળો છોડ જેને એક નાનું બાળક પણ મરડી શકે છે, તે વખત જતાં વટેમાર્ગુઓની મશ્કરી કરશે, અને તોફાનને તો એ કંઈ વિસાતમાં જ ગણશે નહિ, માટે જ નાની બાબતોની અવગણના કરવી નહિ કારણ કે સૌ કોઈ જાણે છે કે, તરણાનો મેરૂ બને છે, ટીપેટીપે સરોવર ભરાય છે, અને પાઈ પાઈ કરતા લાખો રૂપીઆ થઈ જાય છે, દરેક ચીજની માફક પૈસાનો પણ સંચય થઈ શકે છે બરફના ગોળાની માફક તે પણ તેના પરમાણુઓમાં ગબડાવવાથી વધતો જ જાય છે આપણી જુદીજુદી સોસાયટીઓમાં જે પેની બેંકો સ્થપાએલી છે, તે ખાસ કરીને બાળકોની જ સંસ્થાઓ છે, અને એ સંસ્થાઓને ઉત્તેજન આપવું જ જોઈએ, કારણ એ સંસ્થાઓ નાના બાળકોને કરકસરના પાઠો શિખવે છે.

આજથી સો વર્ષ ઉપર ગ્રેટબ્રિટનના ગ્રીનસ સેન્સમાં સૌથી પહેલવહેલી "સેવીંગ્સ બેંક" સ્થપાઈ તે બેંક સ્થાપનાર એક મીસ પ્રીસીલા વેકફીલ્ડ કરીને હતી પેનીબેંક પહેલવહેલી ઓનોકમાં ૪૦ વર્ષ ઉપર સ્થપાઈ ત્યાર પછી તો ગ્રેટબ્રિટનના દરેક નાના અને મોટા શહેરના વહેર તેમ જ ગામડામાં આ બેંકો થઈ ગઈ, પણ સહકારી મંડળીના જેવી જે બેંકો છે, તેના જેટલી તો કોઈ પણ બેંકમાંથી એ બેંકના માટે બની નથી હજુએ જો કે બધીએ સહકારી મંડળીઓએ એવી પેની બેંકો કાઢી નથી તો પણ ખુશી થવા જેવું છે કે, સહકારી બેંકોમાં

પતિવ્રતા સ્ત્રીઓ (સચિત્ર) રૂ ૦-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબઈ

સહકારબધુઓ, સારાં કામ કરી બતાવવાના મહાન્ પ્રસંગો પ્રાપ્ત કરી આપનારા યુગમાં આપણે રહીએ છીએ આપણે એ પ્રસંગોને લાયક થાવ સહકારે ભૂતકાળમાં ઘણું કર્યું છે હવે જો આપણે સાચા સહકારથી જોડાઇએ, તો તેને માટે ઘણું સારૂ ભવિષ્ય છે આપણને વ્યાજ મળે છે, તેટલાથી જ બેસી રહેવાનુ નથી જિન્દગીમાં નડતા અકસ્માત અને માદગીના પ્રસંગો તેમ જ કંગાલીઅત અને સર્વ દુખનુ મૂળ ગરીબાઇ એ સર્વથી બચવા માટે સાવચેતી અને કરકસરથી વર્તવાના પ્રયત્ન કરો યોગ્ય ઉદ્દેશથી પૈસા બચાવવાના પ્રયત્નમા જો કે આપણે આખરે ન પણ ફાવીએ, છતા એ પ્રયત્નમાં ગૌરવ રહેલુ છે, કારણ કે એ પ્રયત્નથી જ આપણે આપણા છોકરાને ઘણા ઉત્કૃષ્ટ પાઠ શિખવીએ છીએ, આપણે દાખલો બેસાડીએ છીએ, અને શબ્દો કરતા આપણા પ્રયત્નથી બેસાડેલો દાખલો હમેશાં વધારે સચોટ રીતે ઘણુ શિખવે છે, માટે તમારા છોકરાને જાત મહેનત અને સ્વાશ્રય શિખવો તેમની કરકસર કરવાની અને અગમચેતી વાપરવાની ટેવને ઉત્તેજન આપ્યાં કરો, કારણ કે આપણા છોકરાને જેવી કેળવણી અપાય છે, તેઓ જેવી રીતભાતવાળા થાય છે, અને જે જે સિદ્ધાતોને અનુસરી તેમનુ જીવન ગાળે છે, તેના ઉપર જ મુખ્યત્વે કરીને આપણી સમાજ અને દેશના ભવિષ્યનો આધાર રહેલો છે, એમ ચોકસ માનજો

આપણે જે કામ કરવાનુ છે, તે ઉમદા અને જરૂરનું કાર્ય છે, દુનિયાને તેની જરૂર છે, છોકરાઓ તે માગે છે, દરિદ્રાઇ પ્રમાણમા ખરેખર વધતી અને વધતી જ જાય છે, જીવનસગ્રામ દિવસે દિવસે વધારે ને વધારે તીવ્ર બનતો જાય છે, અને મુશ્કેલીઓ પણ દહાડે દહાડે ઘણી મોટી થતી જણાય છે, જેથી હજારોને જિન્દગી ભાગ્યે જ સારવાળી લાગતી હશે

ત્યારે મનુષ્યના દુખોને ઓછા કરવાને, આપણા બાળકના જીવનના પથને વધારે સરળ, વધારે ઉજળો, અને વધારે સારો કરવાને આપણે આપણુ મનતુ સર્વ કરો સહકાર આપણા એકલાના આનદ અને સ્વાર્થ માટે નથી, પણ તે તો આખા સમાજની સ્થિતિ સુધારી દેશે, એવા ઉચ્ચ આશયો હમેશાં આપણી નજર આગળ રાખીને જાણે આ ચળવળની ફતેહનો સર્વ આધાર આપણા એકના ઉપર જ આવી રહેલો છે, એમ સમજીને આપણે દરેક જણ કામ કરો

કડકડતા અને ઉજજડ જેવા સ્વાર્થના પ્રદેશમાથી ઉચકીને પરસ્પર સહાય અને ભ્રાતૃભાવના ગરમ, ઉજળા, અને સૂર્યના પ્રકાશવાળા પ્રદેશમા આપણી આ ચળવળને આપણે લાવવા માગીએ છીએ દુનિયામા આવ્યા ત્યારે તેની જે સ્થિતિ હતી તેના કરતાં ઘણી સારી સ્થિતિમા તેને મેલીને જવુ, એવી અભિલાષા જો આપણા મનમાં રમી રહેલી હશે, તો આપણા પ્રયત્નો વધારવાને આપણામા ઉત્સાહ આવશે, અને એ ઉત્સાહના પ્રભાવથી આપણા પ્રયત્નો ફલિભૂત થશે, માનવ જાત સુખી થશે, અને આપણે આપણી પાછળ આપણા છોકરાને માટે ઉજ્વળ કાર્ય, શુભ દૃષ્ટાત, અને કિમતી ફળનો વારસામાં મુકતા જઇશુ *

---

*નોધ — "પેની બેંક" નામના ગ્રેટબ્રિટનની યુનાઇટેડ બોર્ડ એજ્યુકેશનલ કમીટીની દરખાસ્તથી મી. જે સ્કોટન (ટરબી) ના ભાષણ ઉપરથી આ અનુવાદ મી. ... નેશ્વરભાઈ ..., વણિક જસુસરનાની મદદથી તૈયાર કરવામા આવ્યો છે

છુ. સરલા જ્ઞાન મિત્રમંડળ (સચિત્ર) ૩ ... જોન્સ, એમ. નિપાડી એન્ડ કંપની, મુબાઇ.

# અંત્યજોની અપીલ.

લેખક – રા. પરશુભાઈ વ્હાલાભાઈ શર્મા.

(તમ્હારા શા કરૂં સન્માન ?–એ ઢાળ)

અમ્હે પણ એ જ પ્રભુના બાળ,
તમ-અમ એક જ સરજનહાર — અમ્હે
એક જ ધર્મ છે વૈદિક આપણો, ઉદ્ધારક એ હિન્દુ માત્રનો,
તમ-અમ એ આધાર — અમ્હે
એક જ ભારતમાતના પુત્રો, "સેવા-" "ધર્મ" અમ મોટા સૂત્રો,
દેશાર્થે મરનાર — અમ્હે
એક જ ભાષા, એક જ નીતિ, એક જ ધ્યેયે સરખી પ્રીતિ
કાં તરછોડો ભ્રાત ?— તમ્હે
અન્યધર્મીઓ બહુ લલચાવે, પ્રલોભન કૈં કૈં અપૂર્વ બતાવે;
નવ લેશ છતાં ડગનાર — અમ્હે
ગૌબ્રાહ્મણના નમ્ર ઉપાસક, આર્ય પ્રજાના અધીન સેવક,
શાને છતાં ધિક્કાર ?— અમ્હે
રામમોહન ને સ્વામી દયાનંદ, ગાંધીમહાત્મા અમ ઉદ્ધારક,
વન્દન વારવાર.— અમ્હે.
"અંત્યજ" નામનો અન્ત જ આણો, બન્ધુ ! અમોને "હિન્દુ" પ્રમાણો,
સ્નેહે કરો સ્વીકાર — અમ્હે.

---

બાળકનો ખોરાક, રૂ ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ

થવા વાળી આસપાસનો પ્રદેશ ઘણો જ રમણીય છે અહીંઆ ભગવતી રૈવતીજીએ પોતાના તપના પ્રભાવથી સ્થાનની રમણીયતામા પવિત્રતાને ઓતપ્રોત મેળવી દીધી હોય તેવી તેમ જણાય છે જો અહીંઆ જોયા જ કરીએ તો પણ પુરેપુરી તૃપ્તિ થાય તેમ જ હતુ પણ આ તો પાર્શ્રામા પહેલી પુણી હતી જેથી અમે સૃષ્ટિનુ આલ્હાદજનક સૌન્દર્ય જોતાં જોતાં પગના મુકતા માડ્યા પણ અમારા ચક્ષુઓ આસપાસની દિવ્યતા જોતાં પોતાના સર્જનહારની કૃતિ જોતાં સંતોષાતા ન હતા જથી તેના સ્નેહી પગોને પણ ધીમે ધીમે ચાલવાની ફરજ પડતી હતી આખરે અમે અમારા નિવાસસ્થાનથી ઘણે દૂર ગીરનારની તળેટીમા આવી પહોચ્યા પ્રાચીન કાળથી આ પર્વત કવિઓનુ પ્રિયસ્થાન છે ત્રિગુણ વિભૂષિત કવિ શિરોમણી માઘે આ પહાડને રૈવતકનુ નામ આપી તેનુ જ વર્ણન કરવામા પોતાની મધુરવાણીનો વ્યય કરી નાખ્યો છે જે આજે પણ આપણા વાચનામા આવે છે

લાંબો પંથ કપાએલો હોવાથી પરિશ્રમ જણાતો હતો; વળી સૂર્યનારાયણ પણ પોતાની બાજી હારી ગયેલા હોવાથી, રાતાપીળા થઇ તાપ આપતા હતા, જેથી અમે ગીરનારની તળેટીમા આવેલા વૃક્ષકુંજમા અલ્પસમય માટે વિશ્રામ લીધો જળપાન કરી પાનસોપારી ખાઇ 'જયગુરૂ ગીરનારી'ની હાક ગાજવતા પુન પંથ કાપવો શરૂ કર્યો. હવે કંઇ સપાટ પ્રદેશ નહીં હતો કે શાંતિથી ચાલ્યા કરીએ જેમ જેમ ઉંચે ચડતા હતા તેમ તેમ શ્વાસ ભરાઈ આવતા, પ્રસ્વેદથી રેબઝેબ થઈ જતા હતા, અમારી સાથે મળતાવડા અને શાન્ત સ્વભાવના પ્રોફેસર પણ હતા તેઓ પણ 'હુ પ્રોફેસર છુ' એવો ખોટો વાદ મુકી દઇ આનંદથી ગીરનારપર ચડતા હતા અતિશ્રમ લાગવાથી કોઇ કોઇ સ્થળે એકાએક ઉભા રહી ...... કરી શ્વાસ લેતા હતા 'જયગુરૂ ગીરનારી'ની પવિત્ર હાકથી પહાડી પ્રદેશને ગજાવતા આગે મધ્યભાગે આવી પહોચ્યા અત્યારે ભગવાન્ સવિતા બાજી હારી ગયેલ હોવાથી એકદમ ત્વરાથી અસ્તાચળ તરફ ભાગતા હોય તેમ જણાતુ આવો આકર્ષક દેખાવ જોતા અમારી મંડળી ભેગી થઇ ઉભી રહી અમારી બન્ને બાજુએ ઉંડી કોતરો હતી અને તેમા કુદરતે ભાગોળે હાથે લીધા છમ જેવાં વૃક્ષો ઉત્પન્ન કરી શ્રાન્ત બનેલા પથિક જનોના પરિશ્રમને દૂર કરવા જાણે કૃપા કરી હોય નહી, તેમ લાગ્યુ રૂપેરી રેખાની માફક ઝબકી રહેલી એક નદી પણ દૂરથી અમારી આંખોમાં નવીન આનંદ ભરી દેતી હતી દૂરથી દેખાતી સરિતા પોતાના ઉત્પત્તિ સ્થાનરૂપ પહાડી પિતા ગીરનારની સબળ સદ્ગુણોને પ્રકટ કરતી, પોતાના આશ્રયે આવેલ તૃષાતુર મુસાફરોનુ નિર્મળ જળથી સન્માન કરતી, પરોપકારી સ્વભાવને દાખવતી હસતી રમતી સમુદ્ર તરફ ગમન કરી રહી હતી અસ્તાચળગામી માર્તંડ ભગવાન પોતાનો અંત પાસે આવેલો જોઇ રક્તવર્ણ બની સમસ્ત જગતને સજ્જનતાનો પાઠ શીખવતા હતા કે આદરણીય વ્યક્તિઓ સુખદુખથી અભિભૂત થતાં પણ પ્રકૃતિની સમાનતા રાખી શકે છે. કેટલેક સ્થળે મોટા મોટા વૃક્ષો જડમૂળમાંથી ઉખડી ગયેલા નજરે પડતા હતા, તે સર્વ 'ભયંકર ...... વાતનુ પરિણામ હશે એમ દેખાતુ હતુ પણ બિચારા નાના છોડવાઓ તો નમ્રપણાની ......

૬. સરલા અને મિત્રમંડળ ૩-૭-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

વાતને નમન કરી તે મહાન્ પરાક્રમીપાસેથી જીવન રક્ષાનું દાન દેવા વિનવતા હતા જીર્ણવટ વૃક્ષોના વિનાશથી, અભિમાનથી મત્ત બનેલાનો સત્વ વિનાશ થાય છે. એમ અમો શિખામણ મળી સાંજ પડેલી હોવાથી પ્રકૃતિદેવી-ઘણી જ સુશોભિત અને વિવિધ સ્થળે અવનવા રંગોથી રંગાએલી હતી દૂર આવી રહેલા હરીયાળા ક્ષેત્રોથી ઉત્તર દક્ષિણ દિશામા નીલવર્ણી દેખાતી, કેટલેક અંતરે જેતલસર, જુનાગઢ અને વડાલ સૂક્ષ્મ અંશે જણાતાં હતા શું, સાંસારિક ચિંતામગ્ન મનુષ્યોને લેશમાત્ર પણ ખબર હતી કે અમે તેઓને મન ગુપ્ત લાગતા સ્થાનમાંથી અનુપમ આનંદ મેળવતા હતા? નહીં જ પશ્ચિમમાં દૃષ્ટિપાત થતાની સાથે જ દૂર ક્ષિતિજમા સુવર્ણલેખા ચમકતી જણાઈ અહા! ત્યા તો પશ્ચિમ સમુદ્રમાં નિમજ્જન કરતા સૂર્યનાં કિરણો વડે મંડિત થએલો મહાસાગર ઉભો રહ્યો છે તે અમને પોતાની સોનેરી ઉર્મિઓથી ત્યાં આવવા આમંત્રણ કરતો જણાયો પણ, અરે, તે તો અમારાથી ઘણે જ દૂર આવેલો હોવાથી અમારા પગોએ ત્યાં જવા નાખુશી બતાવી. પણ ચક્ષુની ચંચળતા તો જગદ્વિખ્યાત છે જેથી તે તો તુરત વિદ્યુત્ વેગે દોડી મહાસાગરને ભેટી પડી જગત્કર્તાની આવી અવર્ણનીય સુંદર સૃષ્ટિ જોતાં સ્વભૂમિનું વિસ્મરણ થયું એટલું જ નહી પણ અમારી ચિંતાઓ ભસ્મીભૂત થતા અમારા દેહનું ભાન પણ ભુલી ગયા અમે તો જાણે જગતનો ત્યાગ કરી સ્વર્ગભૂમિમાં જ વસવાટ કરતા ન હોઈએ તેમ ભાસ થયો ખરેખર, આ દેખાવ તો જેણે જોયો હશે તેને જ તેનો ખ્યાલ આવી શકે "ચાલો ભાઈઓ હવે સાંજ પડી છે, માથાપર છે ભાર" તદનુસાર ગીરનારનાં શિખરપર પહોંચતાં રાત થઈ જશે એવા ભયથી અમે પુનઃ ચાલવું શરૂ કર્યું

અમે થોડો રસ્તો પસાર કર્યા પછી પ્રાચીન કાળથી પવિત્ર મનાએલી સતી રાણકદેવીનાં સ્થાન પાસે આવી લાગ્યા અહીંઆ એક ભયંકર શિલા પહાડમાંથી છુટી પડી હમણાં પસાર થનારપર પડશે એવો ભય બતાવી રહી હતી પણ, નહી શી રીતે પડી શકે? અહીંઆ અમને; રાણકદેવીનું સ્મરણ થયું 'ઉંચો ગઢ ગીરનાર વાદળ સાથે વાતુ કરે,' એ દુહો યાદ આવ્યો અને તે મેણું સહન નહી થઈ શકવાથી, સતીનું અસહ્ય દુઃખ જોઈ પડવા મંડેલી શિલા આ જ હતી પણ દેવી કંઈ નિષ્ઠુર હૃદયના ન હતા, તેમ ન થવા માટે 'મ પડસ મારા આધાર' કહી અટકાવી અહા! શુ સતીનો પ્રભાવ! આજે શતાવધિ વર્ષો પસાર થઈ ગયા તો પણ સતીના ચારિત્ર્યના પ્રભાવથી તે શિલા પહાડમાંથી છુટી પડી થંભી રહી છે, અને સતીની પવિત્રતા તરફ યાત્રિકોના મનમા સદ્ભાવ ઉત્પન્ન કરે છે તે નિર્જીવ શિલામાં અદશ્ય રીતે પૂર્વકાળનો ઇતિહાસ આલેખાએલો હતો તેમાં પણ ધાર્મિક રસથી સિંચિત રહેલી પવિત્રતા ઓતપ્રોત સીંચાઈ રહી છે આવી પુણ્યમયી ભૂમિમા ઉત્પન્ન થયેલા રાજાઓએ ધર્મ અને ગૌબ્રાહ્મણના રક્ષણમાટે શુ નહી કર્યું હોય? આજ દેશમાં રાહ ખેંગાર જેવા બહાદૂર અને મરણાન્તે પણ દુશ્મનોને મહાત આપનાર ઉત્પન્ન થયા છે જ્યાં રાજાઓની નસેનસમાં શૌર્ય અને ધર્મનું ઉષ્ણ લોહી વહે છે ત્યાં પ્રજા ભિરૂ કેમ હોઈ શકે? આ જ પવિત્ર ભૂમિએ રાણકદેવી

કલાપિનો કેકારવ ? રૂ ૩-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, -મુંબાઇ

જેવાં પવિત્ર સ્ત્રીરત્નોને જન્મ આપ્યો છે. તે ડિવાપરકુંડ નજરે પડતાં પવિત્ર પરલોક ગમનથી વિરહે બળી રહેલી સતી રાણકદેવીની યુવાવસ્થામાં ભોગવેલાં દુઃખિત દશાનું અને સિદ્ધરાજ જેવા કામાન્ધ રાજાની ક્રૂર અને વિષયી દૃષ્ટિને ભોગ થવાથી સહેલાં અસંખ્ય સંકટોનું સ્મરણ થતા નેત્ર ભીનાં થયાં તેવા હતભાગ્યા મનુષ્યને હજારો ધિક્કાર! ખરેખર, અને સુરની રૂપવતી રમણીઓ છતા ગુજરદેશના પ્રતાપી રાજા સિદ્ધરાજ જયસિંહની ઉજ્જ્વલ કીર્તિના ઇતિહાસમાં રાણકદેવી અને જસમાઓડણ જેવા નિર્દોષ અને પવિત્ર સ્ત્રીઓપર ગુજારેલો અત્યાચાર કલંકરૂપે કાળા અક્ષરથી કોતરાઈ રહેલો છે પણ અરે, તે દિનો દિવસો ગયા' એ સવાલ અત્યાર સમસ્ત થયુ છે, કાળના પ્રભાવે ફરી તેવા ઉદાર સ્ત્રીઓનાં સ્મરણીય ચરિત્રો કેવળ નામાવશેષ જ રહ્યાં છે શું હિન્દમાતા પુન તેવા રત્નો ઉત્પન્ન કરશે ખરી?

આવી આવી અમે એક જળસ્થાન પાસે આવી જળપાન કરી થોડો વિશ્રામ આનંદ દૂર કર્યો બસ, હવે અમારી મુસાફરી પૂરી થવા આવેલ હતી, અને વળી અંધકાર પણ સર્વ સ્થળે પથરાઈ રહ્યો હતો અમારૂં નિયત સ્થાન નજદીક આવવાથી અમારાં પગો પણ જોરથી ઉપડવા લાગ્યા અને એક એક પગથીયું ગણતા ગણતા હજારથી વધારે પગથીયા ચઢી ઉપરકોટના કિલ્લામાં દાખલ થયા આ ગઢને બાંધવામાં કેવળ કાળા પત્થરનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે, તે ગઢ પૂર્વકાળના અમરસિંહ શાર્દુલોએ બાંધેલો છે વર્ષો વહી જવા છતાં આજે અનંતકાળની સામે નિરપેક્ષપણે ઊભેલો કાળના સમુદ્રમાં મળી ગયેલા વીર નરોની આત્મવિભૂતિ તરીકે તે ઉભો છે અને સ્વર્ગસ્થ આત્માઓને 'હું જડ છતા તમારી અમરકીર્તિની સાક્ષી પૂરાવું છું' એવો ગગનમંડળમાં સંદેશો કહેવરાવતો હોય નહીં તેમ ભાસ થાય છે જ્યારે તે કિલ્લાનો જન્મ થયો ત્યારે કઈ બાંધેલું પગથીયાં નહીં હતા, તો પછી તે ગઢ બાંધવા માટે શું અડચણો નહીં આવી હોય? તો પણ રણશૂર રજપુતોની આન્તરિક ઉત્કંઠાએ તેવું મહાન્ કાર્ય અપ્રતિહતપણે કરાવ્યું જણાય છે તેના સિંહદ્વારમાં દાખલ થવાની સાથે જ જેમ કુરુક્ષેત્રમાં જનાર નિર્માલ્ય મનુષ્યને ક્ષણ એક રુધિરચારી નાખે છે તેવી રીતે અમે અત્યારે લડાયક પ્રજા નહીં હોવા છતાં અમારામાં શૌર્યનો ચમત્કાર થતો હોય તેમ જણાયું 'જયગુરૂ ગીરનારી'ની પવિત્ર હાકથી ગજાવતા અંધારામાં પહાડી મુસાફરી કરતા અમે અમારે ઉતારે આવ્યા આ સ્થળ મનાદાસની જગ્યાના નામથી પ્રસિદ્ધ છે આ સ્થાનમાં જુનાગઢના એક ઉદાર નાગર ગૃહસ્થે યાત્રિકો માટે સગવડ ભરેલી ધર્મશાળા બંધાવી પોતાની સદ્દગત પ્રેમાળ પત્નીનું નામ અમર કરેલ છે ઉતારામાં અમારી ચીજોને સુવ્યવસ્થિત રીતે ગોઠવી દીવાબત્તિ કર્યા આરતીનો સમય હોવાથી ત્યાં આવેલા શ્રી રામચન્દ્રજીના મંદીરમાંથી ઘંટનાદ સંભળાયો અને નોબત પણ ગડગડવા માંડી જેમ આપણે વિદ્યુતનો સપાટો લાગ્યો હોય નહીં તેમ અમે સઘળા મંદીરમાં જઈ પહોંચ્યા.

સ્થળની પવિત્રતાથી ભક્તિભાવ ઉત્પન્ન થયો અને શ્રીપ્રભુજીની આરતી, આધિ-આધિ અને ઉપાધિના દુઃખ દૂર કરવા શક્તિમાન છે તેમ જણાયું. આરતીની સમાપ્તિ થતાં અમા-

લલિતનાં કાવ્યો રૂ. ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની; મુંબાઈ

એમણે પણ પણ સંક્ષિપ્ત રામાયણ ગાવી શરૂ કરી તે કંઇ તુલસીદાસની અથવા તો વાલ્મિકીની નહતી પણ તે તો ટુંકામાં શ્રીરામના ગુણનું સંકીર્તન કરતી સાત્વિક ભક્તના નિર્મળ અંતઃકરણની ઉર્મિઓ હતી બાવાજી પોતે શાંત અને ગંભીર મુદ્રાથી ગાતા હોઇ પણ રામાયણની મધુરતામાં કંઇ જુદો જ રસ ઝરતો હતો તેમના શિષ્યો પણ એક તાર થઈ ગયા હતા બાવાજીના સાત્વિક હૃદયમાં સ્થાનની પવિત્રતાને લઇ તેમની ભક્તિ વધારે શુદ્ધ અને સાત્વિક જણાતી હતી ક્યાં 'અનેક' જગાવતા, ધર્મને બ્હાને ધતિંગ જગાવતા, ભગવાં વસ્ત્રને લજવતા સાધુઓ અને ક્યાં અમારા સહૃદયી બાવાજી ! પણ અમને આ સમયમાં વિચાર કરતાં કંઇક ન્યૂનતા જણાઇ ધર્મનું તત્વજ્ઞાન બાહ્ય કેવળ મૂર્તિપૂજામાં જ સમયને વૃથા ગુમાવવો તે કેટલું શોચનીય છે ? બાવાજી જેવા પવિત્ર આત્માઓ સંસારની જગતમાં જ જુદા રૂપે જનસમાજમાં ફરતા પરમેશ્વરનાં બનાવેલાં પુતળાઓમાં સૂક્ષ્મરૂપે રહેલા પ્રભુની સેવા કરવાનું વ્રત લે તો જ સમસ્ત પ્રજાનો ઉદ્ધાર થાય તેમ છે આધુનિક કાળમાં ગીરનારના શિખરપર છુપાઈ રહેવાનું નથી પણ સંસારસમુદ્રમાં ગોથાં ખાતા મુમુક્ષુ જનોપર પોતાના સચ્ચરિત્રનો પ્રભાવ પાડી અજ્ઞાનીઓને સન્માર્ગે દોરવાનું કાર્ય હાથ ધરવાનું છે કલિકાળમાં કલ્પિત કામનાથી કલંકિત થયેલાં માનુષી હૃદયોને પવિત્ર અને ધાર્મિક ઉપદેશનાં વચનામૃતથી ધર્મરંગી બનાવવાની આવશ્યકતા છે આ પ્રસંગે સ્વર્ગસ્થ સાક્ષરવર્ય શ્રીયુત ગોવર્ધનરામભાઈની સ્મારક સ્મૃતિરૂપ સરસ્વતીચંદ્રમાં તેઓએ યદુશૃંગના શિખરપર વસતા વિષ્ણુદાસબાવાનું જે આદર્શ ચિત્ર રજુ કર્યું છે તે યાદ આવ્યું જો, આવા સતપુરૂષો ભલે ગીરનારનાં શિખરપર રહે, પણ તેઓ જો પોતાના લાયક શિષ્યોને આસપાસ ઉપદેશ કરવા મોકલે તો પણ તે કેટનેક અંશે ફળદાયક થઇ પડે તેમ છે પણ દીલગીરીની વાત તો એ જ છે કે આવા સજ્જન પુરૂષોએ તો વેદાંતની માફક એકાંતને વધારે પસંદ કર્યું હોય તેમ જણાય છે

દર્શન કર્યા પછી અમે ઉતારામાં આવ્યા અને બે ચાર ગપાટા હાંકયા ત્યાં અમારા ભાઇઓએ શ્રમ લઇ ચાનાસ્તો તૈયાર કરેલ હતો જેથી તેનો સ્વીકાર કરી અમારી આનંદી મંડળી રાત્રી શાંતિમાં પસાર કરવાના વ્યવસાયમાં ગુંથાઈ ગઇ અમારા પ્રોફેસરસાહેબ પણ ઘણા જ આનંદી સ્વભાવના હોવાથી શ્રમને દૂર કરવાની ઇચ્છા થતાં અમારામાંના એકાદ સંગીતપ્રિય ગૃહસ્થને સંગીત સંભળાવવા આગ્રહ કર્યો, જે તેઓએ સ્વીકાર્યો અને અમારા મિત્રનું મધુર મીઠું ગાયન શરૂ થયું ગાયન શ્રવણ થતાંની સાથે જ અમારા શરીરમાં છુપાઇ રહેલો શ્રમ છુપી રીતે છટકી જતો હોય તેમ જણાયું મિષ્ટ પદાર્થનો આસ્વાદ લેતાં જેમ તીખા તમતમા ચવાણાની જરૂર જણાય છે તેમ મીઠું સંગીત પુરૂં થતાં મેં પણ એકાદ બે રમુજી શ્લોકો મિત્રમંડળને સંભળાવ્યા ત્યારે મશ્કરા મિત્રો મશ્કરી કરી હાસ્યવિનોદ કરતા હતા આવી રીતે અમે અર્ધી રાત્રી પસાર કરી રાતના અંધકારમાં શા દેખાવો નજરે પડે છે તે જોવાની ઇચ્છાથી બહાર આવ્યા તે સમયે આખું જુનાગઢ શહેર અંધકારમાં નિરસ્ત થઈ ગયું હતું તે વખતે

* સાહિત્યવિલાસ ૧ રૂ-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

નવાબસાહેબના, રાજ્યમહેલ નહીં પણ ઝગમગાતા કિટસનો, અમારી ઉપર જેમ તારાઓ ચળકી રહ્યા હતા તેમ અમારી નીચે પણ તારા માફક ચમકતા હતા વૈભવના રંગો જોનાં રંજુજ પડી પણ દામોદર કુંડની નજદીક આવેલી સ્મશાનભૂમિમાં બળતી ચિતાના ભડકા તરફ નજર પડતા સહસા ગતઆત્માઓ માટે દીર્ઘ નિશ્વાસ નીકળી ગયો આખરે અમે અમારી પથારીમા પડ્યા

* * *

હજુ આંખ તો નિદ્રાથી ભરપૂર હતી તેટલામા તો અમારા સગીતપ્રિય મિત્રના પ્રભાતિયા સભળાયાં, અમે તુરત દતધાવનાદિ ક્રિયાઓ કરવામાં પરોવાઇ ગયા કારણ અમારે સીતાવન, ભરતવન, હનુમાનધારા વિગેરે ચિત્તાકર્ષક સ્થળો જોવાના હતાં તે વિશાળ વનો તરફ જવાનો રસ્તો અમારા ઉતારાની ડાબી બાજુ તરફ જતો હતો અમે સજ્જ થયા અને ઉતરવાનું શરૂ કર્યું. ઉતરવાનું ઘણું જ સહેલું હોવાથી થોડા વખતમાં સીતાવનમા દાખલ થયા નાટ્યાલયની રગભૂમિ ઉપર ચિત્રના રૂપમા વનપ્રદેશને જોઇ મન આનંદિત થાય છે તો પછી અહીં તો આમ્રવૃક્ષો લતાકુંજો વિગેરે મૂર્તિમત નજરે પડ્યાં તો પછી આનંદનો અવધી શાનો જ રહે ? અહીંઆ શ્રી રામચંદ્રજી પોતાની સહધર્મચારિણી, સતિ સીતાજી સાથે બિરાજે છે તેમના દર્શન કરતાં ત્યાંના મહતે જણાવ્યુ, " અહીંથી થોડે દૂર શ્રી ભરતજી બિરાજે છે જ્યારે લક્ષ્મણજી લંકાના રણક્ષેત્રમા ઇંદ્રજીતના બાણના પ્રહારથી મૂર્છિત થયા ત્યારે ઔષધીનો પહાડ લઇ હનુમાનજી પાછા ફરતા હતા તે વખતે કપિરાજને અંતરિક્ષમા ઉડતા જોઈ, આ કોઈ શ્રી રામના પ્રતિપક્ષનો અનુચર હશે એમ ધારી ધનુષ્ય ટંકાર કર્યો બાણ વાગતાની સાથે જ હનુમાનજી નીચે પડ્યા આ પ્રદેશમા રહી ભરતજીએ પોતાના વ્હાલા ભાઇ રામની રાહ જોતા તેમની પાદુકાઓની સેવા કરી બાર વર્ષ પસાર કર્યાં હતાં." શું, બંધુપ્રેમ ? અવધી આની દંતકથા સાંભળી અમને લાગ્યુ કે ખરેખર, જેનાની આદર્શજીવનના પ્રભાવથી દેવ સમાન પૂજાતા પુરૂષો વાસો કરી રહ્યા છે તે સ્થાન પવિત્રતમ કેમ ન હોય ? આવી મૂર્તિઓ અમે અન્ય સ્થળે ઘણી જોઇ હતી પણ તે પાષાણની પ્રતિમાઓ સસારી મનુષ્યોના દૂષિત વાતાવરણથી અપવિત્ર જણાતી જો કે આ પણ તેવી જ મૂર્તિઓ હતી પણ આસપાસના પ્રદેશની રમણીયતાથી કંઇ જુદુ જ તેવી તેજ પ્રસરાવી રહી હતી જે પ્રેમી ભક્તોએ આવી વનરાજીઓને સીતાવન, ભરતવન વિગેરે નામો આપ્યા છે તે અસ્થાને નહી હતા. આવાં સ્થાનમા આવતા તેઓ ઉચ્ચતર હૃદયો પ્રભુ-પરમાત્મસ્વરૂપ જ જુએ છે કવચિત કવચિત વાદરાઓનો હુંકાર પણ સભળાતો હતો તેઓ જાણે પોતાના સેનાનાયકની આજ્ઞા ઉઠાવવા એક પગે થઇ રહ્યા હોય નહી એમ જણાતું મયુરો પણ કેકારવ કરી પોતાના નૃત્યથી વનસૌન્દર્યમાં અભિવૃદ્ધિ કરતાં હતા થોડો વખત વનલીલા જોવામા વિતાડી અમે ભરતવન તરફ કુચ કરી

તે સેશે કીવારો અમને માર્ગ બતાવવા આવ્યો તે બિચારાને પાશ્ચાત્ય પવનનો સપાટો લાગેલ નહી હતો અથવા તેક તે પણ અકકડને અકડ ચાલ્યો જાન અમે ભરતવનમા આવી ભરતજીનાં મદીરમાં દર્શનનિમિત્તે ગયા આજે પણ ભરતજી શ્રીરામની ચરણપાદુકા પૂજતા હસ્તદ્વય જોડી રામની સમીપે ઉભા છે તે સ્થાનનો ભાવ એટલો બધો વિલક્ષણ છે કે અમારાં ક્ષુદ્ર અંત કરણમા પણ ભ્રાતૃપ્રેમના અંકુરો ફૂટતો જણાયાં પણ ત્યાંનાં બાવાજી તો ઉપરોકત બાવાજીથી જુદા જ સ્વભાવના જણાયા તે પવિત્ર સ્થાનનું પ્રતિબિમ્બ તેમના કેરી અંતરમાં પુરેપુરૂ પડેલુ ન હતુ એક ગરીબ કડીયારો તે જગ્યાની નજદીકમા લાકડાં કાપતો અમારા બાવાજીની નજરે પડયો તે બિચારાના તો બાર વાગી ગયા સમસ્ત વનપ્રદેશ જાણે કેમ પોતાના બાપનો ન હોય તેમ પેલા કડીયારા તરફ શિરજોરી બતાવવા લાગ્યા આજકાલના, વિસમી સદીના, બાવાઓ આવા જ નજરે પડે છે ભરતવન જોઈ હનુમાનધારા તરફ વળ્યા અહીંઆ રૂદ્રાવતાર હનુમાનજી પોતાના પ્રભુ શ્રી રામચંદ્રજી સીતાજીસહીત બિરાજતા હોવાથી પોતાની ભીષણ ગદાવડે સમસ્ત પહાડનુ રક્ષણ કરતા જણાયા. અહીંઆં એક નિર્મળ જળથી ભરેલો કુંડ છે જેમાં હનુમાનજીના મુખમાંથી અમૃત સરખુ જળ અવિચ્છિન્ન સર્યાં જ કરે છે આવા પવિત્ર પ્રદેશોમાં વિકારોનો વિનાશ થઈ જતાં આખુ શરીર ભક્તિરસથી ભીંજાતુ હોય એમ લાગતુ સકળ સત્તાવારી સર્વેશ્વરના હાથની રચનાઓનાં વર્ણનોનુ વર્ણન કેમ થઈ શકે ? વનવાસી પ્રાણીઓ કોલાહલ કરતા હતાં પણ સમસ્ત પર્વત ભૂમિશૂન્ય જણાતી હતી ફાગણ શિશિરઋતુ પ્રવર્તમાન હોવાથી કાળી કોયલનો ટૂહૂકો ક્યાં પણ સંભળાતો ન હતો આખરે હાકથી પહાડમાં પડઘા પાડતા પાછા ફર્યા આવી હાકોમાં શ્રમને દૂર કરવાની કંઇ છુપી સત્તા જણાતી હતી તે વનશોભા હજુ આંખ આગળ તર્યાં કરતી જણાય છે

ઉતારામા જરા વિશ્રામ લઇ અમારા પ્રોગ્રામ પ્રમાણે ઉપર કોટના સુરક્ષિત સ્થાનમા આવેલા જૈનમદીરોમા જઈ પહોંચ્યા આ મદીરોની શોભા ખરેખર ઘણી જ જોવા લાયક છે નિજ મદીર સાથી શિખર સુધી તે દહેરાંઓ અવનવી શોભાથી ભરેલાં છે મંદિરમા દાખલ થતાં સઘળી દિશાઓ સુગંધી વાતાવરણથી મહેકી રહી હતી એક બાજુ કેસરની સુગંધ તો બીજી બાજુ ચંદનલેપની મીઠી મધુરી સુવાસ નાસિકાદ્વારા મસ્તકને શાંત કરતી બળતી, અગરબત્તી પણ ધૂમ્રવડે મંદિરને ભભકાવી રહી હતી અમારી સામે જીન ભગવાનની મૂર્ત્તિ પવિત્ર કિરણોથી પ્રકાશતી હતી આવુ સુંદર સ્થાન જો અંતરનાં હૃદયમાં પવિત્રતાનો સંચાર કરે તો પછી અમે તો કંઇક સંસ્કારી હતા ભગવાનના ઝગઝગતાં હીરાના સુવર્ણના આભૂષણો અને મસ્તકને શોભાવી રહેલો રત્નજડિત મુકુટ ચિત્તને આકર્ષણ કરવા બસ હતા આ સઘળુ ભાવિક ભક્તોની અમેય સમૃદ્ધિનુ ભાન કરાવતું હતું કોતરકામ પણ મહું જ પ્રેક્ષણીય હતું તે કોતરકામ આજે પણ પૂર્વકાળમાં ભારત માતાએ ઉત્તમ કારીગરો ઉત્પન્ન કરેલાં હતા એમ સાક્ષી પુરે છે, આવું દર્શન જોતા આનંદ થયો પપુ ત્યાં

ભારતનો ટહાર (નરસિંહકાંતનાં કાવ્યો) રૂ ૦–૧૨–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

ડીસેમ્બરની છઠ્ઠીએ હંગેરીની પાર્લામેન્ટ ચૂંટાઇ ૧૨મીએ ફ્રાન્સીસ જોસેફ એને ખુલ્લી જાહેર કરવા પેસ્ટ આવ્યા નિ ક્યો આખું યૂરોપ આનું પરિણામ જોવા તલપી રહ્યું

'૬૫ ના ડીસેમ્બરની ૧૪ મીએ હંગેરીના રાજ્યની પાર્લામેન્ટ શહેનશાહે ખુલ્લી મુકી. ફ્રાન્સીસે હંગેરીયન પહેરવેશ પહેર્યો હતો. એણે એનું ભાષણ હંગેરીયન ભાષામાં વાંચ્યું રાષ્ટ્રીય સ્વદેશી વેશમાં સજ્જ થયેલા હંગેરીયન સભ્યો વિનયથી એને સાંભળી રહ્યા, અને નિર્માલ્ય વિશે, એક રાજાને છાજે એમ પ્રજાના ભલાની વાત કરવા, એને આવેલો જોઈ કેટલાકને આનન્દના ઉભરા આવ્યા ડીક આખોયે વખત મૂંગો રહ્યો

શહેનશાહનું ભાષણ જોના લાંબી વાણી વાળો કહેવામાં આવી હતી પણ સાર ના વી જોતાં બહુ કંઈ ન્હોતું એ ભાષણમાં સ્વદેશ પ્રેમનું રણશીંગું એટલું જોરથી ફુંક્યું હતું કે, એક હંગેરીયન મંત્રીના કહેવા પ્રમાણે એમાં વાપરેલા વાક્યો જો કોઇ હંગેરીયને પાંચ વર્ષ પહેલાં વાપર્યાં હોત, તો ખુદ શહેનશાહે જ એને કેદમાં નાંખ્યો હોત

ખુલ્લા શબ્દોમાં સમજાવીએ તો શહેનશાહનું કહેવું જ હતું કે, ઓગીમાં હાથ નીચેની સત્તાવાળી પાર્લામેન્ટ સ્થાપી, સ્થાનિક વિષય ઉપર એને અમુક સત્તા આપવી, અને કેટલાક સર્વ સામાન્ય વિષયોમાં મુખ્ય સભા સાથે રહી વિચાર ચલાવવા દેવો પરંતુ ૧૮૪૮ નું જુનું બંધારણ અને જૂના કાનૂનો, તથા દેશમાંની મ્યુનીસીપલ સંસ્થાઓને ફરીથી ચૂંટી કાઢવાની તો વાત જ ન્હોતી

પાર્લામેન્ટે આ ભાષણને પૂરેપૂરું ધ્યાનમાં ઉતાર્યાં પછી, ડીકની દરખાસ્ત ઉપરથી, એના જવાબમાં એક લખાણ ઘડી કાઢ્યું સંયોગો અથવા જરૂરીયાત જોઇ સિદ્ધાંતોને કદીયે ન ઉવેખી દેવા ચેતવણી એમાં હતી વિવેકભરી પણ મક્કમ ભાષામાં શહેનશાહને જણાવવામાં આવ્યું કે હંગેરી ગમે તેવું સમાધાન કરી નાખવા ઉતાવળીઉં નથી કે જેથી ગમે તેટલા સામદામ અજમાવવા પડે તેથી પોતાના હક્ક–પોતાનું સંરક્ષણ હમારે સ્વાધીન કરી દે ૨૪ મી ફેબ્રુઆરીએ આ લખાણ બંધુ ભા ફ્રાન્સીસને પહોંચાડ્યું

એક ઠેકાણે એમાં લખ્યું હતું —" આટઆટલા છળકપટના ભોગ થયા પછી હંગેરી જો બનાવવામાં આવેલા માર્ગ પર ચૂકતા ના પાડે તો એમાં કશું નવાઈ પામવા જેવું નથી અમારા વડવાઓએ સિદ્ધાન્તને વળગી રહીને જ સ્વદેશનું ગૌરવ સાચવ્યું અને બંધારણની પવિત્ર નીતિ જાળવી શક્યા લૂણી સેવની ખાતર ઇસાઉએ પોતાનો જન્મસિદ્ધ હક્ક વેચી નાખ્યો હ્હેને રાજ મળી ખુશી, પણ પછીના ઝઘડાની સીમા, ન રહી આવી ઠેઠ જોખમના ખાડાની ચાંકડી અને તીણી અણી ઉપર અમારા દેશને લાવી મુકવા 'જરૂરીયાત'ના હીમાયતીઓ મથી રહ્યા છે, અને મિત્રાચારીનો ખોટો ડોળ રાખી ઉપર ઉપરની મહેરબાની બતાવતા જાય છે "

શહેનશાહે પોતાના ભાષણમાં જણાવ્યાથી જરાયે વધારે આપવા ના કહી

શહેનશાહના જવાબનો પ્રત્યુત્તર ચોવીસ કલાકની અંદર સંપૂર્ણ સંમતિથી પાર્લામેન્ટે વાળ્યો આમાં કશું કહેવાપણું રહ્યું જ નહોતું જૂના બંધારણની સર્વાંગી સ્થાપના, હંગેરીનો રાજા તરીકે

પાંચ પ્રેમકથાઓ રૂ ૦–૬–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

સ્વાતંત્ર્ય સ્વીકાર, મ્યુનીસીપાલીટીઓની પુનર્યોજના, સરહદ તેમ જ રાજકીય પક્ષોમાં ચોખ્ખાઈ અને ૧૮૪૮ થી માંડીને ઑસ્ટ્રીયાના જુલમ તથા ગેરઈન્સાફનો ભોગ થઈ પડેલા લોકોને મારી સાથે કેટલીક કુહરાતી આપવા માગણી કરી હતી, અને ઉમેર્યું કે જ્યાં સુધી આ પ્રમાણે હંગેરીને નહી મળે ત્યાં સુધી ફ્રાન્સીસને હંગેરીનો કે ઑસ્ટ્રીયાનો રાજા ન ગણતા, બીજા શત્રુ જેવો ગણુશે

શહેનશાહ ખડક જેવો અડગ રહ્યો, અને ડીકનો જય પહોંચ્યો

હંગેરીયન પાર્લામેન્ટે, જાણે કંઈ જ બન્યું નથી એમ ગણી એકઠા મળવાનું શરૂ કર્યું અને જાણે '૪૮ ના કાયદા એમને એમ છે, એમ માની વર્તવા ડીકે સૂચવ્યું ઑસ્ટ્રીયા આ વખતે છેક વીર્યહીન થયું હતું કેમ કે પ્રશીયા અને ઇટાલીએ એકસંપી કરી હતી ઑસ્ટ્રીયાને લાગ્યું કે હવે લડાઇને દૂર કદાચ એમ નથી તેથી દબવાયું, બની સહજ થતા નથી આવી વેગ દશામાં વેગવાથી ફ્રાન્સીસ પોતાના શબ્દો ગળી ગયો, અને ડીકને ફરીથી વિનવવા મંડ્યો ડીકનો જવાબ ટૂંકો અને સ્પષ્ટ હતો પાર્લામેન્ટે આગળ ઘડેલી માગણીઓ કબૂલ કર્યા વગર બીજો સવાલ હાથમાં જ લઈ શકશે નહી એમ એણે કહ્યું આ પ્રમાણમાં હંગેરીને ડરાવવાનું કે ભોગવવાનું ઑસ્ટ્રીયાને ફાવે એમ નહોતું, જાણે ઑસ્ટ્રીયા જેવું કંઈ છે જ નહી એમ ગણી હંગેરીયન પાર્લામેન્ટે કામકાજ કરવા માંડ્યું અને આથી બીસ્માર્કને એમ ચોક્કસ લાગ્યું કે હંગેરી ઑસ્ટ્રીયાની મદદે ઉભું નહી રહે તેથી એણે ૧૮૬૬ નો જુનની ૧૮ મીએ લડાઇ જાહેર કરાવી

સુશાસનો જીતીને પ્રેગમાં પડ્યા ફ્રાન્સીસે પેસ્ટથી ડીકને બોલાવવા મોકલ્યું મધરાતે વીયેનામાં આવી પહોંચના, શહેનશાહે ડીકને અને બહેબાકળા મ્હોંએ મહેલમાં એનો સત્કાર કર્યો એના જનમના પ્રતિસ્પર્ધીને ફ્રાન્સીસે પૂછ્યું—"મ્હારે હવે શું કરવું?" ડીકનો ચોખ્ખો બોલો જવાબ ઑસ્ટ્રીયાના ઇતિહાસમાં મશહૂર છે—

"સલાહ કરો, અને હંગેરીને પોતાના હક્ક સોંપી દ્યો"

"જો હું હમણાં બધું બધારણ સ્થાપું તો હંગેરી મ્હને લડાઇ લડવામાં મદદ કરશે?" શહેનશાહે પૂછી લીધું

એક મરણીયાને ઘટે એવો, ભારને ન ઓળખતારો અને જરાયે નમતું આપે નહી, એવો ડીકનો જવાબ હતો એક જ શબ્દમાં એણે કહ્યું—'ના' પોતાના દેશના હક્કો પાછા મેળવવાને વેપારની વાત જેવું ગણવા દેવું ના પાડી ફ્રાન્સીસનું મ્હો ઉતરી ગયું અને ઝખવાણો પડ્યો, ડીક મહેલ છોડી ચાલતો થયો

પ્રુશીયા સ્હામે મદદ કરવા છેલ્લી અને દયામણી અરજ ફ્રાન્સીસે કરી પરંતુ કંઈ વળ્યું નહી, અને ઑસ્ટ્રીયાએ સજ્જડ હાર ખાધી

રાજ્યને બચાવવા શું કરવું તે માટે મન્ત્રીઓને પૂછ્યું એકે કહ્યું—'સમ્પતાઈ કરો,' પણ ફ્રાન્સીસના મગજમાં આ કહેનાર કરતા વધારે ડહાપણ હતું એણે એવા મન્ત્રીને દૂર કર્યો, અને બ્યુસ્ટ નામના પણ સમજુ જનાર મન્ત્રીને નીમ્યો બ્યુસ્ટને લાગ્યું કે હંગેરી સાથે સલાહ કર્યે જ છૂટકો

ગુજરાતી કહેવત સંગ્રહ રૂ ૨ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

૧૮૬૬ નવેમ્બરની ૧૯ મી તારીખે જ્યારે હંગેરીઅન પાર્લામેન્ટ મળી ત્યારે, ફ્રાન્સીસ તરફથી એક લખાણ મળ્યું, જેમાં હંગેરીની માગણીઓ ઉપર ઘટતું ધ્યાન આપવા તેમ જ શહેનશાહતના બધા ભાગમાં લોકોને જુમ્મેદાર એવો વહીવટ ચલાવવા સૂચના અને નિશ્ચય બતાવ્યાં હતા.

લખાણનું અનુકૂળ વલણ જોઈ ઘણા ડીક ત્હેને અણભરોસાની આંખે જોતા હતા, અને આ અણભરોસા ઉપર તર્કવિતર્ક કરતા હતા એટલામાં ભારે લાગણી ઉઠાવી રહી. આ ઘડીએ બ્યુસ્ટ હંગેરીના લોકમાન્ય દેશભક્તને ઘેર દોડી પહોંચ્યો.

એ બન્નેની આ પહેલી મુલાકાત હતી. બ્યુસ્ટના મનમાં ડીક સાથે બાઝી બેસવાનો વિચાર હશે તો તે ત્હેણે વાતચીત થયા પછી સમૂળગો જ મૂકી દીધો. ડીકનામાં અને, અને લોખંડ સમુ આત્મબળ એણે દીઠું. બ્યુસ્ટે ડીકને વચન આપ્યું કે— હંગેરીનું બંધારણ પાછું સ્થપાતા સુધી અમને કળ નહી વળે. આમ બ્યુસ્ટના હેતુ કંઈ ઉત્કૃષ્ટ ન્હોતા છતાં, એનામાં સચ્ચાઈ છે એમ ડીકને લાગ્યું.

બોલ્યા વગર, લખ્યા વગર બન્ને વચ્ચે કરાર થઈ ગયો. બ્યુસ્ટે બંધારણ પાછું આપવા પહેલાં, કામ કરવાનું બેલક્રેડી નામના મુખ્ય પ્રધાનને માથે પાડવાનું કામ કરવાનું હતું, અને ડીકને એટલું સંભાળી લેવાનું હતું કે હંગેરી પ્રજા નરીક મક્કમ રહીને બેલક્રેડીના પંઝામાં ન સપડાઈ જાય, અને લોકો ઉશ્કેરાઈ ન જાય. પણ બ્યુસ્ટ કદાચ ન ફાવ્યો, તો એના જોડે સહકાર એવો ડીકને કાંઈ વાંધો પોચો ન્હોતો. એકવાર એકઠા મળ્યા પછી બીજો ખાસ સંબંધ એણે વધાર્યો નહી, પરંતુ બીજી બાબતોમાં બન્ને જણનો મેળ રહ્યો.

૧૫ મી ડીસેમ્બરે ડીકે ફરીથી ફ્રાન્સીસને લખ્યું કે—"અમારી માગણીઓ કબૂલ થયા વગર, અને કેવળ અમારી પાર્લામેન્ટને જવાબદાર એવું સ્વતંત્ર પ્રધાનમંડળ નીમાય નહી ત્યાંસુધી શહેનશાહની માગણી અમારાથી ધ્યાનમાં સુદ્ધાં નહી લઈ શકાય. આપખુદી સત્તા વચ્ચે અને જે પ્રજાનું વહીવટી સ્વાતંત્ર્ય ખૂંચવી લેવાયું છે તે વચ્ચે ધરમેળ સમાધાન કદી સાંભળ્યું છે ?"

આથી ફ્રાન્સીસનો મિજાજ છંછેડાયો અને નવા વર્ષ (૧૮૬૭) ની શરૂઆતમાં હંગેરીઅનોને લશ્કરી નોકરી ફરજીઆત કરવા હુકમ બહાર પાડ્યો. આથી હંગેરીમાં ગુસ્સો અને ઉશ્કેરાટની લાગણી ફેલાઈ અને થોડીવાર તો કંઈ તોફાન જેવું થશે એમ લાગ્યું. ડીકના અથાગ પ્રયત્ને એ વખત ખાળી રાખી. ત્હેને થયું કે હવે કટોકટીનો સમય આવ્યો હતો. અંત હવે આઘો ન્હોતો. આ બધી ધમાલમાંથી યે એનો અવાજ સ્પષ્ટ સમજાઈ આવતો હતો.

શહેનશાહના લશ્કર સંબંધી ફરજીઆત હુકમ ( *Conscription Decree* ) નો જવાબ જરૂર "હંગેરીનો છેલ્લો પયગામ" કહી ઓળખે છે—ને વધ જ્યાં ડીકનું કહ્યું કરનાર પાર્લામેન્ટે એક ડેપ્યુટેશન શહેનશાહ તરફ મોકલ્યું. પાર્લામેન્ટ તરફથી ડીકે લખ્યું હતું—

સામ્યજીવન નં ૨—૦૦૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# જીનતાન.

જીનતાન—ઉલટીને તરત જ બંધ કરે છે.

જીનતાન—પાચનશક્તિ માટે અકસીર છે.

જીનતાન—શક્તિ માટે એના જેવી એક પણ ચીજ નથી.

—આખો વખત ખો ખો કરનારાઓએ જીનતાનનો તરત જ ઉપયોગ કરવો.

દુનિઆની મુસાફરી કરનારા દરેક માણસો તંદુરસ્તી માટે જીનતાન પાસે રાખે છે.

જીનતાન—ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠ માટે જીનતાનનો જ ઉપયોગ કરે છે.

જીનતાનની એક બે ગોળીઓ પાનમાં ખાવાથી પાનનો અજબ સ્વાદ આવે છે અને મોંમાંથી દુર્ગંધ દૂર કરવા માટે જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

**જીનતાનનું એક પડીકું આજે જ ખરીદો.**

મોટું પડીકું ગોળી ફેન્સી ડબી સાથે ૩ રૂ

મધ્યમ પડીકું ટીનની ડબી સાથે ૦-૪-૦

નાનું પડીકું ફી ૦-૧-૦

સોલ એજન્ટસ—જીનતાન એજન્સી,

(જી આર ચોગલ.)

જુમામસજીદ, મુંબઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચે છે

# સો વરસનુ પુરાણુ ખાતું

જુના ગોપાલદાસ બરફીવાલા અને

મીઠાઈવાલા

મુબાઈ

મોઘા મશાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરો મારનાની ભલામણ કરનામા આવેછે.



| | |
|---|---|
| બદામની બરફી | સુતરફેની |
| પીસ્તાની બરફી | હલવા |
| માવાના પેંડા | વેનીલા ગુલાબ |
| માવાના ઘુઘરા | ઓરેંજ વીગેરે |
| કોપરા પાક | સુકા હલવા |
| બાસુદી | દરેક જાતના |
| શ્રીખંડ | અથાણીના લાડુ |
| ગ ાન વગેરે | ફુદીના લાડુ |
| ઘ ી જાતની | જલેબી મેસુર |

સુરતી મીઠાઈઓ— મગજ ધારી

ટેલીગ્રાફિક એડ્રેસ, Burfee Shop "

, સી પી ટેન્ક. ટેલીફોન નં. ૧૧૦૭,

R.. No B 11

[ જાહેરખબર માટે આ પાનું આપવાનું છે. ]

[ જાહેરખબરો માટે ઉત્સાહી ને અનુભવી કેનવાસરો જોઈએ છીએ ]

## એક અવાજે વખણાયલા પુસ્તકો !!

જરૂર જ વાંચો

## ગુજરાતી પુસ્તકાલયોમાં સંગ્રહવા યોગ્ય પુસ્તકો:

કપડાની પાકી બાઇન્ડીંગમાં — લેખકોની છબીઓ સાથે

૧. ગુલામગિરીનો ગજબ સચિત્ર વાર્તા અ સૌ. વિમળા સેતલવાડ કૃત — રૂ. ૨-૦
૨. લલિતનાં કાવ્યો રા. લલિતના કાવ્યોના સંગ્રહ — રૂ. ૧-૦
૩ મારી વીસ વાર્તાઓ સચિત્ર વાર્તા સંગ્રહ રા. કેશવપ્રસાદ છો. દેસાઇ, બી. એ., એલએલ. બી. કૃત — રૂ. ૨-૦
૪. સાક્ષરજીવન સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત — રૂ. ૨-૦
૫. ઉષાકાન્ત સચિત્ર વાર્તા સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટિયા કૃત, બી. એ., — રૂ. ૨-૦
૬. કમલાના પત્રો રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત — રૂ. ૨-૦
૭ અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન રા. મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત — રૂ. ૨-૮
૮. હું, સરલા ને મિત્રમંડલ રા. ધનસુખલાલ કૃ. મહેતા કૃત — રૂ. ૨-૦

નોંધ સમાલોચકના જે ગ્રાહકોએ ૧૯૨૧ ને ૧૯૨૨નાં લવાજમ ભર્યાં હશે તેમને આ આખો સેટ રૂ. ૧૪ ની કિંમતે આપવામાં આવશે. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારેનું.

લખો — રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી બિલ્ડીંગ નં. ૨, ગિરગામ, મુંબાઈ.



## મુખ્ય લેખો.



### લેખકો.


રા. ન્હાનાલાલ કવિ
રા. ચંદ્રશંકર પંડ્યા
રા. કલ્યાણરાય બક્ષી
પ્રૉ. કાન્તિલાલ પંડ્યા
રા. પુષ્કરરાય મહેતા
રા. પ્રહ્લાદજી દિવાનજી
રા. કનુભાઈ દેસાઈ
રા. ચમનલાલ દવે
રા. ત્રિલોકા ત.
રા. કુસુમાકર

વિગેરે



તંત્રીઓ

રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી એ

ડૉ. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

પ્રકાશક

રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

આ માસિક સંબંધી સર્વ વ્યવહાર માટે લખો રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી
મોર ૮૭ ગોકુળ ... ચાલ ન. ૨/૭૬ રૂમ નં. ૧૯ ઠે. રોડ ગીરગામ મુંબાઈ

# તીજોરીવાળાઓની

# નવી રીતની હરીફાઇ.

લડાઇ પહેલા ઓસ્ટ્રીયાથી કાગળ જેવા પાતળા પતરાની તીજોરીઓ અત્રે આવતી હતી અને પ્રજાને માલની કદર નહી હોવાથી ઠીક સંખ્યામાં વેચાતી પણ હતી હાલમાં તે તીજોરીઓ નહી આવતી હોવાથી તેની જગ્યા તેવી જ બનાવટની અમેરીકન અને બીજી તીજોરીઓએ લીધી છે એ તીજોરીઓ વેચનારા એવું કહે છે કે ગોદરેજની તીજોરીઓ ગમે એવી સારી હોય પણ અમેરીકા અને બીજા દેશોમાં બનતી તીજોરીઓને કદી પુગી શકે નહી એઓ બીજુ એમ પણ કહે છે કે અમારી તીજોરીની બનાવટ અમારો કોન્સલ કરે છે કોન્સલનું મુખ્ય કામ પોતાના દેશના માલનો ખપ વધારવાનું હોય છે એટલે તે બનાવટ કરે તેથી કાંઈ એવું ઠરે નહી કે માલ ભરોસાલાયક જ હોય

કોન્સલની બનાવટવાળી એવી એક ન્હાની તીજોરી મોટી કીમત આપીને ગોદરેજે ખરીદી છે અને ફક્ત પાંચ મીનીટમાં તોડી છે અને જેઓને ખાતરી કરવી હોય તેઓને બતાવવા કારખાને રાખી છે

આગગાડી અને આગબોટનું નુર, જગાત, ગોડાઉન ભાડું અને એજંટ તેમજ છુટક વેચનારનો નફો એ આ એવા અનેક ખરચ આયાત થતી તીજોરીઓ ઉપર પડે એટલે પરદેશી તીજોરીઓ હલકી બનાવટની હોય તો જ અહીંની સારી તીજોરીઓ સાથે હરીફાઇ કરી શકે એ સમજવું મુશ્કેલ નથી

ગોદરેજે પાંચ મીનીટમાં જે તીજોરી તોડી તેની બનાવટ કેવી છે તે જાણવા ગોદરેજને ખરીદ કરવી પડી એ ઉપરથી વાચનારે ધ્યાનમાં લેવું જોઇએ કે તીજોરી નબળી છે યા મજબુત તેની ફક્ત જોવાથી કોઇને પણ સમજ પડી શકે નહી તૈયાર થઇ રહેવા પછી પાંચ મીનીટમાં તોડી નાખવા તે તીજોરી તેમજ તે તોડવા પાંચ કલાક લાગે તેવી એકસરખી જ દેખાય।

## ગોદરેજનું કારખાનું—

ગેસ કંપની પાસે, પરેલ, મુંબાઈ.

# તમારે ત્યાં શુભ પ્રસંગોપર

ટી-પાર્ટી—

નાચ-પાર્ટી—

એટ-હોમ—

ઇવનીંગ એન્ટરટેનમેન્ટ—

ઈત્યાદિ મેળાવડાઓમા—

રીફ્રેશમેન્ટસ માટેની ગોઠવણ કરવાનું અમને સોંપો—કાંકરું કામ—

વાજબી દામથી—

ટુંક વખતમાં—

અને તમને ૧૦૧ ટકા સંતોષ મળે તેવું કરી આપીશું—

એસ્ટીમેટસ મંગાવો—

ભાવ તાલ જરૂર પુછાવો—

## ગોવિંદજી વસનજી

મુખ્ય ઑફીસ-ચીરાગબાગ.
બ્રાંચ નં. ૧ -હોર્નબી રોડ.
બ્રાંચ નં. ૨-ગ્રાંટ રોડ.
} મુંબાઈ.
ટેલીફોન ૨૫૫૬,
ટેલીગ્રાફ—"Sweetmart"

Feb, 19


I ૨. આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

પંકાયલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું ?

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર, અને નવા અનકારે

તૈયાર કર્યા જ જાય છે !

દુકાને પધારી તમ્હો નઈ જોશો તો

જરૂર જ મોહશો !

પરિણામે અમને ખગાવ્યા વિના

છુટકો જ નથી !

પછી આજે આવો કે કાલે

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ.

ટેલીફોન નં. ૫૮૨.

# સહકાર

સાખી તંદુરસ્તી, શરીરનુ સુખ, શરીરના દરેક અવયવની પુરતી તાકાત, હમેશ રહે તેવી સારી પાચનશક્તિ, એ સઘળાનો સહકાર ચાલુ રાખવા માટે તમો–અમારી

અમૃતતુલ્ય

# આતંક નિગ્રહ ગોળીઓ,

વાપરો એ ગોળીઓ તમારા શરીરની નબળાઈનાં તમામ કારણોને દૂર કરી તમોને તંદુરસ્ત, બળવાન અને હિમ્મતવાન બનાવવાની ચાજબ શક્તિ ધરાવે છે તમારા શારીરિક અને માનસિક દરદોની સાથે અસહકાર કરીને જો તમારે ફતેહમંદ થવુ હોય તો તેને માટે આ આતંકનિગ્રહ ગોળીઓ એક ચમત્કારિક મંત્રમાળા છે, વધારે વિગત જાણવાને પ્રાઈસલિસ્ટ મંગાવો

કિંમત–ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક

બ્રાંચ ઑફીસ
કાલબાદેવીરોડ–મુંબઈ } વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી
જામનગર, કાઠિયાવાડ



# નડિઆદ, (ગુજરાત), હિન્દુ અનાથાશ્રમ.

માબાપવિનાનાં નિરાધાર,
અન્નપાણીથી ભૂખેતરસે રીબાતાં,
વસ્ત્રવિનાં નાગાં તરફડતાં,
બિચારા દુખી બાળકોને
શાન્તિ અને આરામનુ સ્થાન છે.

અન્ન, વસ્ત્ર, વિદ્યા અને ઉપજીવિકાનાં સાધનો પુરાં પાડવામાં આવે છે. દાનેશ્વરીઓ! તમારા દાનની દૃષ્ટિ આ સસ્થા તરફ ફેરવો!

दयाधर्मका मूल हय।


— આપના ઓર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

**પાકા રંગના—ફેન્સી છાયલો !**

આમારે ત્યાં દરેક જાતનું રેશમી તથા સુતરાઉ છાપવાનું અને રંગવાનું કામ ઘણી જ સંતોષકારક રીતે કરી—આપવામાં આવે છે.

**છા ય લો**

શા૦ જુલાલ ફીરોઝીલાલ

કાળબાદેવી રોડ-મુંબાઇ

ઠેકાણામાં છે ની ફેશનની સુંદર ડીઝાઈન માટે આજ વર્ષોથી અમારૂં નામ મશહુર છે

☞ એક વખત જરૂર જોઓ

જગોહ૭.

**છા ય લો.**





કેશરંજન—પહેલા પ્રકારનું મગજ માટેનું તેલ છે

કેશરંજન—મગજના જ્ઞાનતંતુઓને પુષ્ટિ આપે છે

કેશરંજન—વાળને ખરી પડતા અટકાવે છે ને વાળને જથાબંધ ઉગાડે છે

કેશરંજન—આખો દિવસ મગજ મારી કરનારાઓને આત શાન્તિ આપે છે

કેશરંજન—સુરતાઇ તથા ગાડાઇ માટે સારી રીતે વપરાય છે કિંમત એક શીશીનો રૂ ૧, પોસ્ટેજ જુદું

## પ્રમેહબિન્દુ શું છે ?

પ્રમેહબિન્દુ—જુવાનીયતની ભૂલોથી થયેલા રોગો મટાડે છે

પ્રમેહબિન્દુ—ચાંદી વિગેરે ભયંકર રોગો ઉપર અદ્દભુત રીતે ફાયદો આપે છે

પ્રમેહબિન્દુ—આ દર્દના નાસથી થોડા જ વખતમાં મુક્તિ અપાવે છે, તાવ, અશક્તિ શ્રમ વિગેરે સારી રીતે દૂર કરે છે

પ્રમેહબિન્દુ—આ દર્દોથી પીડાતા દરેક જણે વાપરવું

દરેક શીશીનો રૂપીઓ દોઢ પેકિંગ વગેરેના આના નવ જુદા

કવિરાજ નાગેન્દ્રનાથ સેન, ગવર્નમેન્ટ મેડીકલ ડીપ્લોમા હોલ્ડર, ન

Feb 18 — ૧૮/૧ અને ૧૯ લોઅર ચિતપુર રોડ, કલકત્તા.


પ આપના ઑર્ડરમાં સમાન ચક્રની નોંધ લેશો.

૨૦ વરસની જુની દુકાન,

હીરા તથા ઝવેરાતના વેપારીઓ

# સુરજમલ લલ્લુભાઇની કું.

હુમારે ત્યા કોઈપણ જાતના મોટી તથા નાની સાઇઝના
હીરાઓ તથા મોતી માણેક પાના વિગેરે ઝવેરાત છુટક
તથા જથાબંધ મળશે

હાલની ચાલુ ફેશનનુ કોઈપણ જાતનુ ઝવેરાત તથા સોના
ચાંદીના દાગીનાઓ તૈયાર તેમ જ ઓરડરથી બનાવી
આપવામા આવશે

હુમો માલની આંકણી કરી આપીશુ તેમ જ ઝવેરાતના
દાગીનાને રીપેર કરી આપીશુ

હેડ—૨૨૫-૨૨૭ કાલબાદેવી રોડ, પોસ્ટ ઓફીસની
સામે. મુંબાઈ.

ટેલીફોન ન ૨૨૩૬

ટેલીગ્રાફ એડરેસ, Calmness, Bombay

## મુંબાઈના સુપ્રસિદ્ધ ઝવેરીઓ.

ઉત્તમ કારીગરીના અનેક નમુનાઓનું પ્રદર્શન !

## મોહનલાલ એન્ડ કંપની,

દરેક પ્રકારના સોના, ચાંદી અને ઝવે-
રાતના મનપસંદ ઉત્તમ દાગીના
બનાવનાર ને વેચનાર.

નં ૧૯૭-૨૦૧ શેખ મેમણ સ્ટ્રીટ,
ગણેશવાડીની સામે, મુંબાઈ.



### આનંદ અને સ્વતંત્રતા

મૉડર્સના થ્રાઇપોફ્યુરેન્ટ ચાલુ સેવન કરવાથી બાળકો દરેક જાતની બીમારીઓથી તેમ જ માતાના અપથ્યથી થતા દરેક વ્યાધીથી હમેશા દૂર રહે છે તો શુ—

### નિરોગી સંતાન.

માતાનો સાચો આનંદ અને ખાતાપીવા તથા ફરવાની છુટ ને સ્વતંત્રતાનો સાચો લ્હાવો નથી ? કિંમત દર શીશીનો રૂ ૧| ટપાલ તથા વી પી ખર્ચ જુદું

---

### મચ્છર, માંકડ, તથા ચાંચડના જુલમ અસહ્ય હોય

તો,

અમારૂં ઍન્ટી મોસ્કવીટો ઓઈલ વાપરી તેના ત્રાસથી મુક્ત થાઓ

ફક્ત થોડા ટીપા રાત્રે બદન ઉપર ચોળી સુઈ રહેવાથી ઉપદ્રવી જન્તુઓ પાસે ફરકી શકતાં નથી મેલેરીઆ તેમ જ બીજા ઝહેરી તાવથી બચવાનો ચોક્કસ અને ખાતરીપૂર્વક ઈલાજ છે કિંમત દર શીશી રૂ ૧| પોસ્ટેજ જુદું.

એજન્ટ્સ,
ધી કૃષ્ણા ઈમ્પોર્ટીંગ કાં.,
Feb 19 ગાંધીરોડ, અમદાવાદ

મળવાનું ઠેકાણું,
ધી ન્યુ મેડીકલ હોલ,
કમર્શીઅલ બિલ્ડીંગ્ઝ, લાહોર

સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીકૃત

નવી આવૃત્તિ તૈયાર છે.

# સરસ્વતીચંદ્ર

## ભાગ ૪ થો.

### સરસ્વતીનુ મનોરાજ્ય અને પૂર્ણાહુતિ.

[ ૧૯૭૦. ]

મૂલ્ય રૂપીઆ સ્હાડા પાંચ.

---

| | | | |
|---|---|---|---|
| સરસ્વતીચંદ્ર | ભાગ ૧ લો(સાતમી આવૃત્તિ) રૂ ૭॥ | ચારે ભાગની કિંમત | |
| ,, | ભાગ ૨ જો ( ૮ઠ્ઠી આવૃત્તિ ) રૂ ૨॥ | ગવાબાર | |
| ,, | ભાગ ૩ જો (ચોથી આવૃત્તિ ) રૂ ૨ | | |
| ,, | ભાગ ૪ (થો ચોથી આવૃત્તિ ) રૂ ૫॥ | રૂપીઆ. | |

---

મળવાનુ ઠેકાણું.૧. એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબાઇ,

૨. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,

મોરારજી બીલ્ડિંગ્સ, ગીરગામ, મુબાઈ ન ૪

૩ અને સૌ પ્રસિદ્ધ બુકસેલરો

૧૧ આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો




# તમારૂં બાલક નિશાળમાં કેમ ચાલે છે?

આ પ્રશ્ન આજકાલ બહુ વિવાદનો થઇ પડયો છે અને એથી જણાય છે કે પોતાની સંતતિના માનસિક વિકાસ માટે માબાપ કેટના બધા આતુર રહે છે. પણ, તેસાથે તેમની શારીરિક સંપૂર્ણતા યે કેટલી જરૂરની છે એ કેટલા થોડા માબાપ વિચારે છે? તનદુરસ્ત અને સુઘડ સુંદર અવયવ એ જીંદગીના બહુ જરૂરી તત્ત્વો છે અને જીવનના મોજશોખ કરતા યે એ વધારે અગત્યના છે એ કહેવાની શી જરૂર રહી છે? માટે જ શરીરના અવયવો બરાબર રહી તુનાપાગના ના બને એવુ જેથી થાય તે વાત દેશના દરેક બાલકે સમજવી જોઇએ

તમારૂં બાલક કોઈ પણ જાતની શારીરિક ખોડખાપણવાળુ હોય તો તમારા ડોકટરને મળીને એની એ નિર્બળતા વધે નહિ તે માટે તરત અમારે ત્યાં જરૂરી ઉપાયો લેવા માટે લેતા આવજો

અમારે ત્યાં દરરોજ અ ના લાભ લેના કેટલા બધા સંખ્યાબંધ માણસો આવે છે તે જોવુ હોય તો એક વખત અમારી ઑફિસમા પધારશો તો છેલ્લામા છેલ્લી શોધ પ્રમાણે તૈયાર કરવામા આવેલા વીજળીના અને કારીગરીના સાધનોથી મનુષ્યોની સેવા અમે કેટલી કરીએ છીએ તેનો તમને પુરેપુરા ખ્યાલ આવે એવી જાતની બધી વ્યવસ્થા તમને સંતોષ આપે એ રીતે બતાવીશું

ખોડખાપણવાળા દરેક દરદીને તેને લાયક અને જરૂરી પુરેપુરી સલાહ આપવા માટે એક ખાસ અનુભવી અને ચાલાક ડાકટર હમેશા હાજર રહે છે એક્સ-રેથી છબી પાડીને શરીરના અંદરના ગુપ્ત રોગો અને તેના મૂળ તરત પારખી શકાય છે વધારે વીગત માટે મળો કે લખો

સુપરીન્ટેન્ડન્ટ, ધી ન્યુ ઓરથો પેડીક એન્ડ મેડીકા-ઇલેક્ટ્રીકલ ઇન્સ્ટીટ્યુશન, ( એન પૉવેલની કંપની ) લેમિંગ્ટન રોડ, મુબાઈ.

# અસહકાર : કેટલાક મુદ્દા.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

૧.

## અસહકારનો ક્રમિક વિકાસ

"અસહકાર"ની મહાપ્રવૃત્તિના તટસ્થ પરીક્ષકે એક બાજુથી મહાત્મા ગાંધીજીના લેખો ધ્યાનપૂર્વક વાંચવા જોઇએ અને ત્હેમનાં ભાષણો પણ તેટલાં જ લક્ષપૂર્વક જોવાં જોઇએ તેમ જ બીજી બાજુથી એ પ્રવૃત્તિને અંગે જે જે પ્રયોગો સમસ્ત હિન્દમાં જુદે જુદે સ્થાનોએ થતા જાય છે તે સર્વની ચોકસાઇથી નોંધ લેવી જોઇએ. વધારામાં, બને તો અસહકાર વિષે ત્હેના લાભમાં તથા ત્હેની વિરુદ્ધમાં જુદે જુદે સ્થાનોએથી જે ઉદ્ગારો કાઢવામાં આવ્યા હોય તે પણ જોઇ જવા જોઇએ. આ સર્વ જેટલો સતત અને એકાગ્ર શ્રમ માગે છે તેટલો મ્હારો ધંધો મ્હને લેવા દે તેમ ન હતું અને હજી નથી, તથાપિ જ્યારે જ્યારે બની શક્યું છે ત્યારે ત્યારે આ વર્તમાન હિન્દની ગંભીર રાષ્ટ્રીય મહાપ્રવૃત્તિના સંસર્ગમાં રહેવાનો પ્રયત્ન મ્હેં કર્યો છે. તે સંસર્ગના પરિણામરૂપે કેટલાક વિચારો ગુજરાતની પ્રજા પાસે લેખરૂપે રજુ કરૂં છું.

"યંગ ઇન્ડિઆ" અને "નવજીવન" એ બે ગાંધીજીનાં પત્રો જેઓ નિયમિત રીતે વાંચતા હશે તેઓ એટલું તો જોઇ શક્યા હશે કે "અસહકાર"નો ખ્યાલ એ કાંઇ પહેલેથી જ કાયમને માટે ચોક્કસ સ્વરૂપમાં જામી ગયેલા સંપૂર્ણ ખ્યાલ તરીકે રજુ થયો ન હતો, પરન્તુ એ ખ્યાલનું સ્વરૂપ ક્રમે ક્રમે બંધાતું જતું હતું અને જેમ જેમ બંધાતું જતું હતું તેમ તેમ ક્રમે ક્રમે રજુ થતું જતું હતું. ગાંધીજીના પોતાના મનમાં અસહકારનો ખ્યાલ જ્યારે ઉપજ્યો હોય ત્યારે ખરો અને તે ઉપજ્યો ત્યારે ત્હેમની પાસે ત્હેનું જે સ્વરૂપ હોય તે ખરૂં. એ વિષે તો તેઓ પોતે સૂક્ષ્મ આત્મપરીક્ષા કરી આત્મકથન કરે ત્યારે હકીકતની ખબર પડે. અત્યારે તો તે સંબંધી અભિપ્રાય બાંધવાનું જે સાધન મોજુદ છે તે ત્હેમના પોતાના લેખો. એ દૃષ્ટિથી જોતાં આવું ક્રમશઃ વિકસતું સ્વરૂપ સ્વાભાવિક લાગે છે, કારણ કે અસહકાર એ કાંઇ માત્ર માનસ પ્રદેશનો વાદ નથી, પરન્તુ તત્ત્વતઃ વ્યવહારપ્રદેશની પ્રવૃત્તિ છે. જેમ જેમ ક્રમે ક્રમે સંયોગો ઉભા થતા ગયા તેમ તેમ એ પ્રવૃત્તિનું સ્વરૂપ બંધાતું ગયું. પોતાના વક્તવ્યના પ્રતિપાદન માટે ગાંધીજી જે સૂક્ષ્મતાથી, જે સરલતાથી, જે સચોટતાથી દલીલો રજુ કર્યે જાય છે તે ત્હેમની ઉંચા પ્રકારની બુદ્ધિમત્તાનો પૂરાવો પૂરો પાડે છે. પરન્તુ ગાંધીજીની બુદ્ધિમત્તા જ ઉંચા પ્રકારની છે એમ નથી, તેઓ દલીલો કરવામાં અને પોતાના પક્ષનું પ્રબલતાથી પ્રતિપાદન કરવામાં જ સમર્થ છે એમ નથી. ત્હેઓની વ્યવહારદક્ષતા પણ ઉંચા પ્રકારની છે અને કયા સંયોગોમાં કેટલું સિદ્ધ થઇ શકશે એ સમજવામાં પણ ત્હેઓ પ્રવીણ છે. લોક, ગાંધીજીને, ત્હેમની અવિચલ શ્રદ્ધા, ત્હેમનો ઉત્સાહમય આશાવાદ, ત્હેમનું પવિત્ર ચારિત્ર્ય, ત્હેમનું તપોમય જીવન વગેરે

ક્યાંથીનો કેટલાગ ૩ ૪—૦—૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

અદ્વિતીય પ્રભાવ અપ છે અને તે સર્વથી ત્હેમની વ્યક્તિને કે, ત્હેમની કૃતિને પૂરો પાડવા એ સ્પૃહણીય કે શક્ય નથી, પરન્તુ જો કોઇ પણ રીતે તેમ ઘડીભર થઇ શકે અને હિન્દમા ઉભા થયેલા સયોગોને પ્હોચી વળવા અસહકારની મહાપ્રવૃત્તિ યોજનાર વ્યવહારદક્ષ લોકનેતા તરીકે જ માત્ર ત્હેમને તપાસવામા આવે તો પણ ત્હેમને માટે અતિશય માન થયા વિના ભાગ્યે રહે જેઓ એમ સમજે છે કે અસહકાર એ કેવળ બુદ્ધિગમ્ય વાત નથી પરન્તુ એક પ્રત્યક્ષ આચારમા મૂકવાની પ્રવૃત્તિ છે જેઓ એમ જાણે છે કે અસહકાર એ કાઇ માત્ર વ્યક્તિગત પ્રવૃત્તિ નથી, પરન્તુ સમસ્ત રાષ્ટ્રની સામુદાયિક પ્રવૃત્તિ છે; જેઓ એમ બરાબર ધ્યાનમા રાખે છે કે અસહકાર એ કાઇ પોતાના હકો પૂરેપૂરા સમજનારી અને તે હકોનો અધિકારીઓ પાસે બરાબર અમલ કરાવવાને ટેવાયલી પ્રજાની પ્રવૃત્તિ નથી, પરન્તુ પોતાના હકોથી અજાણ અને ત્હેમનો અધિકારીઓ પાસે અમલ કરાવવામા શિથિલ પ્રજાને ત્હેના હકોનુ બરાબર ભાન કરાવનાર અને અધિકારીઓ પાસે ત્હેમનો યથેચ્છ અમલ કરાવતા શીખવનાર પ્રવૃત્તિ છે તેઓ અસહકારના ક્રમે ક્રમે થયેલા અને થતા વિકાસની સ્વાભાવિકતા સમજી શકશે ત્હેમને જણાશે કે ગુજરાતના એક મર્મદર્શી વિચારકે મ્હને કહ્યુ હતુ તેમ “ વાણીયો પોતાનુ કામ બરાબર સમજે છે ”

• • ૭. •

અસહકાર અને અધિકારીમડલ ઉપર પ્રજાકીય અકુશ.

અસહકારની પ્રવૃત્તિ જુદા જુદા દૃષ્ટિબિન્દુઓથી તપાસવા જેવી છે જેઓને પ્રજાહિત અને પ્રજામત એ માનના વિષય છે ત્હેમને મન તો એ એક અગત્યમા અગત્યનો સવાલ છે કે રાજ્યતત્રમા અધિકારીઓ પ્રજાહિતને શુ સ્થાન આપે છે અને પ્રજામતને કેટલુ માન આપે છે? જે ભાગ્યશાળી દેશોમા લોકતન્ત્રાત્મક સ્વરાજ્ય એ સાધ્ય નહિ પરન્તુ સિદ્ધ વસ્તુ છે તેના દેશોમા પણ સત્તાનો મદ અધિકારીઓને આપખુદ બનાવી દે એવો ભય રહે છે, તો જે દુર્ભાગી દેશોમા રાજ્યતન્ત્ર વસ્તુત વિદેશી અધિકારીઓના જ હાથમા હોય તે દેશોમા અધિકારીઓ આપખુદ બને એ આશ્ચર્ય નથી, ન બને એ આશ્ચર્ય હોવુ જોઇએ જેઓ હિન્દની સ્થિતિ બરાબર સમજે છે તેઓ અગ્રેજ અધિકારીમડલ—બ્યુરોક્રસી—સ્વચ્છદથી, નિરંકુશતાથી, આપખુદીથી, બીનજવાબદારીથી વર્તે છે તેથી નવાઇ પામતા નથી તેઓ સમજે છે કે જે સ્થિતિમા અધિકારીમડલ મૂકાયુ છે, જે બીનજવાબદાર અને આપખુદ સત્તા ત્હેના હાથમાં મૂકવામા આવી છે, જે પદ્ધતિએ સમગ્ર રાજ્યતત્રં રચાયુ છે અને ચલાવવામા આવે છે તે સર્વનું પરિણામ અધિકારીમડલની આપખુદી અને પ્રજામતના અનાદર વિના બીજુ ભાગ્યે જ આવી શકે જેઓ લોકતત્રની હિમાયત કરે છે, જેઓ પ્રજાકીય આત્મ-નિર્ણયના અધિકારનો પક્ષવાદ કરે છે, જેઓ લોકતન્ત્રાત્મક સ્વરાજ્ય માટે પ્રયાસ કરે છે તેઓનો મુખ્ય મુદ્દો જ એ છે કે જ્યાં સુધી રાજ્યતન્ત્રમા લોકમતને પ્રથમ સ્થાન આપવામા નહિ આવે ત્યાસુધી અધિકારીઓને માત્ર લોકમતનો અમલ કરનાર સાધન બનાવવામાં નહિ

ગ્રંથલોક હોમ્સનું નવુ પરાક્રમ ૨—૧૨—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુ

આવે ત્યા સુધી સાચુ લોકહિત સધાવાનુ નથી સવાલ વસ્તુત વ્યક્તિઓનો નથી, તન્ત્રનો છે -કાર્યપદ્ધતિનો છે લોકતન્ત્રવાદીઓ આ બાબત પુકારી પુકારીને કહી રહ્યા છે સર્વ સ્વરાજ્યવાદીઓ-શુ મિતવાદીઓ કે શુ અસહકારવાદીઓ-એ તો એકમતે અને એક અવાજે કહી રહ્યા છે કે જ્યા સુધી અધિકારીતન્ત્રને સ્થાને લોકતન્ત્ર સ્થપાયુ નથી ત્યા સુધી લોકહિતને અને લોકમતને જે માન મળવુ જોઇએ તે મળવાનું નથી અધિકારીતન્ત્રને અગે ગમે તેવી વ્યક્તિઓનો નિયોગ કરવામાં આવે તો પણ લોકતન્ત્ર જેવો લોકહિતપરાયણ રાજ્ય વહીવટ થઈ શકે નહિ

આ ઉપરથી એ નિત થાય છે કે જેમ અધિકારીઓ ઉપર પ્રજાકીય અકુશ વધારે ને વધારે મૂકાય તેમ રાજ્યવહીવટ સુધરે હવે, સવાલ એ છે કે અધિકારીતન્ત્રમાથી લોકતન્ત્રમા સક્રાન્તિ કેમ કરવી ? સરકાર કહે છે "ક્રમે ક્રમે", મિતવાદીઓ કહે છે "ક્રમે ક્રમે ખરૂ, પરન્તુ સરકાર કહે છે એથી ઓછા હપ્તામા ને ઓછા સમયમા" અસહકારવાદીઓ કહે છે "એકદમ" અસહકારવાદીઓના મતને જે ત્રણ બાબતો જોર આપી રહી છે ત્હેમા ઉપર કહેલી સામાન્ય બાબત તો છે જ અસહકારવાદીઓ કહી રહ્યા છે કે જ્યા સુધી હિન્દને સપૂર્ણ સ્વતત્રતા મળે નહિં ત્યાં સુધી હિન્દ સાચો અને સપૂર્ણ આત્મોદ્ધાર કરી શકે નહિ, એટલું જ નહિ પણ વધારામા હિન્દે જગતના ઉદ્ધારમા જે ભાગ ભજવવાનો છે તે પણ તે ભજવી શકે નહિ આથી, હિન્દને સપૂર્ણ સ્વરાજ્ય મળે એ હિન્દનુ ખરેખર સાધ્ય છે જેટલે અશે બ્રિટિશ રાજ્યસત્તા હિન્દની સ્વરાજ્ય-સિદ્ધિમા સાધનરૂપ છે તેટલે અશે તે મિત્રરૂપ છે, જેટલે અશે તે બાધકરૂપ છે તેટલે અશે તે શત્રુરૂપ છે "બ્રિટિશ રાજ્યસત્તા પ્રભુપ્રેરિત છે અને તે વિના હિન્દનો ઉદ્ધાર નથી" એ માન્યતા તત્કાલ ખરી હોય માટે કાઇ સર્વ કાલને માટે ખરી નથી અને હોઇ શકે નહિ. અત્યારે કદાચિત્ હિન્દ પોતાનું સરક્ષણ અને પોતાનો ઉદ્ધાર કરી શકે તેમ ન હોય તેટલે બ્રિટિશ છાયા તેટલા પૂરતી આવશ્યક ગણાય, પરન્તુ જો બ્રિટિશ છાયા હિન્દને પોતાનો વહીવટ પોતાની મેળે કરી શકવાને વ્હેલી સમર્થ ન બનાવી શકે તો ત્હેમાં બ્રિટનની સરક્ષક પદ્ની સફલતા નથી, નિષ્ફલતા છે કોઇપણ પ્રજા કાયમને માટે બીજી પ્રજાની છાયામા રહેવા સર્જાયલી હોઇ શકે નહિ સક્ષેપમા, **સ્વરાજ્ય એ નિયમ અને પરરાજ્ય એ અપવાદ; સ્વરાજ્ય એ પ્રકૃતિ અને પરરાજ્ય એ વિકૃતિ, સ્વરાજ્ય એ કુદરત અને પરરાજ્ય એ કૃત્રિમતા.**

અસહકારવાદને આ સામાન્ય બાબત ઉપરાંત જે બીજી બે બાબતો જોર આપી રહી છે તે પજાબમા અધિકારીઓએ કરેલા અમાનુષ અત્યાચાર અને ખિલાફતને અગે કરવામા આવેલો મુસલમાનોને અન્યાય છે આ બન્ને બાબતોમા હિન્દી લોકનાગરી સર્વાશે યોગ્ય છે કે નહિ, સર્વાગે સત્ય છે અને નથી છે કે નહિ એ પ્રશ્નો અહુવાલ વિનનથી, પરન્તુ જેઓને કલ્યાણ જોતુ છે તેઓને તો એટલુ સ્પષ્ટ થશે કે લોકનાગરી જવાબદારના ? સાધનો છે તે અત્યારે ગાઢ-

ઓના નેતૃત્વ નીચે યોજાઈ રહ્યા છે અસહકાર એ અત્યાચારના આઘાતનો સ્વાભાવિક પ્રત્યાઘાત છે. સરકારે અત્યાચાર કર્યો એટલે પ્રજાએ અસહકાર કર્યો સરકારે પ્રજાના હિતની પરવા નથી કરી, પ્રજાના મનની પરવા નથી કરી, પ્રજાની પ્રાર્થનાઓની પરવા નથી કરી સરકારને માટે મહાત્મા ગાંધીજી જેવાને જે આકરા શબ્દો વાપરવા પડે છે તે વાપરવા કે ન વાપરવા તે પ્રકૃતિ અને સમજણની બાબત છે, પરન્તુ જ્યારે સરકાર પોતાના સત્તોન્માદમા અત્યાચારો કરી પ્રજા પ્રતિ બેપરવાઈ બતાવે ત્યારે ઉશ્કેરાયની પ્રજા માત્ર આકરા શબ્દે થી કે અહિંસાત્મક અસહકારથી અટકે એ જ નવાઈ છે મિતવાદીઓની ભિક્ષાઓ અને પ્રાર્થનાઓ ત્હેમની સૂચનાઓ અને સાવચેતીઓ, ત્હેમની વિનીત અને ડાયરેક્ટર સંક્ષોભની કાર્યપદ્ધતિ સરકારો અત્યાચારો કરતા અટકાવી શકી નથી, ઉદ્દામોના વેગભર્યો સંક્ષોભ કે ત્હેમની હઠભેર માગણીઓ પણ સરકારને ફેરવી શકી નથી આની સ્થિતિમા પ્રજામા નિરાશા ફેલાય, અંગ્રેજોની શુભાશયિતા વિષે પ્રજાને શંકા થાય, બ્રિટિશ ન્યાયબુદ્ધિમાંથી પ્રજાને શ્રદ્ધા ઉઠી જાય એ શુ આશ્ચર્ય છે? અસહકારવાદીઓ જે ધારે છે અને કહે છે તે પૂરેપૂરુ પ્રાપ્ત કરી શકશે કે કેમ એ તો જોવાનુ છે, પરન્તુ પ્રજાકીય અસહકારના ઉગ્ર ઉપાયનો આશ્રય અધિકારીઓની આપખુદી ઉપર અંકુશરૂપ તો અવશ્ય બનશે જ અસહકાર અત્યાચારીઓને યોગ્ય શિક્ષા કરાવવામા ત્હેમની નિર્દયતાના ભોગ બનેલા નિર્દોષ સ્ત્રીપુરૂષોના સગાઓને યોગ્ય આર્થિક આશ્રય અપાવવામાં, સરકાર પાસે પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત કરાવવામા સફળ થાય કે ન થાય, અસહકાર ખિલાફતના સબન્ધમાં હિન્દના મુસલમાનોની ઇચ્છાનુસાર સુલેહ કરાવવામા ફાવે કે ન ફાવે અસહકાર થોડા વખતમા સપૂર્ણ સ્વરાજ્ય હિન્દને અપાવે કે ન અપાવે, પરન્તુ જો અસહકાર અધિકારીમડળના ઉપર એટલુ બરાબર ઠસાવી શકે કે હવે હિન્દની પ્રજા જાગૃત થઈ છે, કે હવે હિન્દની પ્રજાની આંખમા ધૂળ નાખી શકાય એમ નથી, કે હવે હિન્દની પ્રજાને છંછેડવી એટલે સિંહને છંછેડવા જેવુ છે તો અસહકારે હિન્દની જેવી તેવી સેવા બજાવી ન કહેવાય "જેમ આપણે કરીશુ તેમ નીરાંતે કરી શકાશે" એ અધિકારીમડળની માન્યતા અસહકાર શિથિલ કરાવી શકે ને અધિકારીઓ ઉપર અંકુશ મૂકી શકે તો એ ઓછુ નથી

૩.

અસહકાર અને લોકજાગૃતિ.

અમલદારમડળની આપખુદી ઉપર અસહકાર પ્રજાકીય અંકુશ કેવો અને કેટલો મૂકાવી શકશે એ અસહકારની સફળતા આંકવાની એક અગત્યની કસોટી છે, અને એ આશા વધારે પડતી ભાગ્યે ગણાય કે મિતવાદીઓની અને ઉદ્દામોની કાર્યપદ્ધતિઓ કરતા અસહકારની ઉગ્ર કાર્યપદ્ધતિ વધારે અસરકારક નીવડશે પરન્તુ જેઓની નજર લોક ઉપર છે તેઓને મન તે આ અગત્યની દૃષ્ટિ કરતા યે બીજી એક દૃષ્ટિ વધારે અગત્યની છે તે દૃષ્ટિ તે લોકજાગૃતિની છે સર્વ પ્રશ્નોનો પ્રશ્ન લોકતન્ત્રવાદીઓ-સ્વરાજ્યવાદીઓ-ને મન એ છે કે હિન્દની

હું. સરના અને મિત્રમ ળ ર ૭-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપનિ, મુંબાઈ

પ્રજાને જાગૃત કરવામા, હિન્દની પ્રજાને પોતાના રાજકીય હકોનું ભાન કરાવવામાં અને હિન્દની પ્રજાને તે હકોનો અમલ કરાવવા જેટલી સમર્થ બનાવવામા અસહકાર કેવો અને કેટલો ભાગ ભજવશે? જેઓએ કોઈ પણ કારણથી અન્ધ વિરોધના ચશ્મા ચઢાવ્યા નથી અને જેઓ પ્રધાન-ગૌણનો વિવેક કરી શકે છે તેઓ તટસ્થતાથી તપાસ કરશે તો એક જ નિર્ણય ઉપર આવી શકશે કે બીજું બધું ગમે તેમ હોય, પરંતુ બે બાબતોની, તેના પડાય એમ નથી જ કે હિન્દના અર્વાચીન ઇતિહાસમા લોકો ઉપર પ્રભાવ પાડવામા ગાંધીજી જેવી કોઈ વ્યક્તિ થઈ નથી અને અસહકાર જેવી કોઇ પ્રવૃત્તિ થઈ નથી. ગાંધીજીની વ્યક્તિ માટે ગમે તે કહેવામા આવે, અસહકારની પ્રવૃત્તિ માટે ગમે તે કહેવામા આવે, પરન્તુ એટલું તો સર્વ કોઇને કબૂલ કરવું પડશે કે ગાંધીજીનો અને અસહકારનો લોકો ઉપર પ્રભાવ અજબ છે હિન્દની મિતવાદી પક્ષે જે સેવાઓ કરી છે ત્હેની કિંમત સ્હેજે ઓછી આંકવાની ઇચ્છા નથી, હિન્દને ઉદ્દામપક્ષે હકભેર માગણીઓ કરતા અને વેગભેર સક્ષોભ કરતાં જે શીખવ્યુ તે મુક્તકંઠે કબૂલ કરવા જેવું છે, પરન્તુ હિન્દની પ્રજાના હૃદયને ગાંધીજીએ અને અસહકારે જે સબળતાથી હલમલાવી નાખ્યુ છે અને જે ગજાવર પાયા ઉપર ગાંધીજી સમસ્ત હિન્દમા અસહકારની પ્રવૃત્તિથી અદ્દભુત ચેતન પ્રેરી રહ્યા છે તે તો અપૂર્વ જ છે એ તો કહેવું જ પડશે બીજી કોઈ વ્યક્તિને કે બીજી કોઇ પ્રવૃત્તિને ઉતારી પાડવાનો સ્હેજે હેતુ નથી માત્ર સત્ય ગોપવવાનો અને હકીકત જણાવવાનો જ ઉદ્દેશ છે કેટલીક મુખ્ય બાબતો દૃષ્ટાન્તરૂપે લઇ જોઇએ બ્રિટિશ સબન્ધ રહેશે કે નહિ રહે એ ઘડીભર દૂર મૂકીએ, પરન્તુ એક પરાધીન અને દીન પ્રજા એ આદર્શ ઉપર પોતાની દૃષ્ટિ ગોઠવે કે "મ્હારે મ્હારો ઉદ્ધાર મ્હારી મેળે મ્હારા પોતાના જ ઉપર આધાર રાખીને કરવાનો છે" એની નૈતિક અસરનું કાંઇ માપ થઇ શકે એમ છે? હિન્દના લોકોને એમ જે કહેવામા આવતુ હતુ અને હજી યે કેટલેક સ્થાનેથી કહેવામા આવે છે કે "બ્રિટિશ સામ્રાજ્યના સરક્ષણ વિના હિન્દનુ કાંઇ ભવિષ્ય નથી," ત્હેના કરતા "હિન્દનુ ભવિષ્ય હિન્દના જ હસ્તમા છે" એમ કહેવામા આવે એમા હિન્દની નૈતિક ઉન્નતિ નથી શું? સક્ષેપમા, 'હિન્દે હિન્દનો ઉદ્ધાર સ્વરાજ્ય સપાદન કરીને કરવાનો છે અને પોતાનો ઉદ્ધાર સાધીને જગતના ઉદ્ધારમા પોતાનો હિસ્સો આપવાનો છે" એ ઉદાત્ત આદર્શ હિન્દની પ્રજા સમક્ષ હિમ્મતથી રજુ કરવામાં ગાંધીજીએ ત્હેને અપાર નૈતિક પ્રેરણા આપી છે આ આદર્શનો ઉદ્‌ગાર એ અસહકારની મ્હોટામા મ્હોટી સેવા છે, કારણ કે હિન્દની પ્રજાને એ વધારેમાં વધારે ચેતન આપશે પારકાના ઉપર આધાર રાખવાથી ખરેખરો આત્મોદ્ધાર કદાપિ થવાનો નથી, વ્યક્તિગત અને રાષ્ટ્રગત આત્મબળથી અને સ્વાશ્રયથી જ સાચો આત્મોદ્ધાર શક્ય છે એમ લોકોને ઠોકી ઠોકીને કહેવામા અસહકાર અદ્દભુત લોકજાગૃતિ કરી રહ્યો છે.

બીજી મુખ્ય બાબત લઇએ "અહિંસાત્મક અસહકાર" એ સામાન્ય મનુષ્યો માટે-મહાત્માઓ નથી તેવાઓ માટે-શક્ય છે કે કેમ એ તો ભવિષ્ય બતાવશે, પરન્તુ સરકારના અત્યાચારોથી ઉશ્કેરાએલી પ્રજા માટે એ એક રીતે સંયમનું અને સ્વાશ્રયનું શિક્ષણ છે

' અનુગવિષ. રૂ. ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

એની કોઇ ના પાડી શકશે ? સરકાર સાથે અસહકાર કરવો એટલે પ્રજાએ પોતાના પગ ઉપર ઉભા રહેતા શીખવુ અને પોતાના હિતની પ્રવૃત્તિઓ પોતાની મેળે પોતાના જ ઉપર આધાર રાખીને ચલાવવી સરકાર સાથે અહિંસાત્મક અસહકાર કરવો એટલે સરકાર કા ણુ આપે ત્યારે પ અહિંસાનો જ આશ્રય લેવો એ શુ જેવો તેવો સયમ શીખવે છે ? "અહિંસાત્મક અસહકાર'ની કાર્યપદ્ધતિ લોકોને સયમના અને સ્વાશ્રયના અદ્ભુત પાઠ પઢાવશે

બીજી વિગતોમા નહિ ઉતરીએ દૃષ્ટાન્ત તરીકે મુખ્ય સાધ્ય અને મુખ્ય સાધનપદ્ધતિ લીધી છે ગાંધીજી અને ત્હેમના અનુયાયીઓ સપૂર્ણ સ્વરાજ્યસિદ્ધિનો આદર્શ અને અહિંસાત્મક અસહકારની કાર્યપદ્ધતિ કેટલે અશે અમલમા મૂકી શકશે એ તો સમય સાબીત કરશે આ લેખનો મુદ્દો તો એટલો છે કે એ આદર્શ અને એ કાર્યપદ્ધતિનો સતત બોધ લોકને જાગૃત અને તૈયાર કરવામા અપૂર્વ ભાગ ભજવી રહ્યો છે અને સભવ છે કે હજી ભજવશે

---

રાષ્ટ્રીય દૃષ્ટિથી એકેએક હિન્દુ ને જેના આકડો નહિં ત્યા સુધી આપણો વિજય નથી ધર્માભિમાન વગર એ દૃષ્ટિ આવવાની નથી ( પૃ ૬૪ )

ગેઇ રુમા પે પાછો મળતો નથી, ધર્મ તજેલો પુન આવતો નથી દેશ ગોડો વસ્તુ ખોયેલો હશે અને છીનવા હોઇશુ તો હમારા બાહુબળથી મેળવી શકીશુ (પૃ ૧૦૭)

ભુંડો ધીરે ધીરે ભુલાઈ જાય છે, તેનુ નામ નિશાન પણ રહેતું નથી સારો પોતાનુ નામ અમર કરી જાય છે, કાળચક્ર તેનાપર અસર કરતુ નથી, ઇતિહાસકાર તેને ભુલતા નથી, મનુષ્યના હૃદયમાથી તે ખસતો નથી, ( પૃ ૧૪૫ )

—રા રાજેન્દ્ર સો દલાલકૃત 'ભાગન ગ્રંથ'

---

# અર્હં મુક્તિમાર્ગગામી.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

(ઉઠ પ્રભાત સમર નામ શ્રીગણેશ દેવા-એ લય.)

મુક્તિમાર્ગગામી, અમે મુક્તિમાર્ગગામી,
આત્મ-તત્ત્વ-કામી, અમે આત્મ-તત્ત્વ-કામી
મુક્તિ૦

સુનેરી કડ પિંજરો સુહાય મુક્તિનામી,
ના મોહીએ પ્રલોભને-ગુલામી તે ગુનામી
મુક્તિ૦

કઠ ગતિ શોધી રહ્યા ગિરિ ગગનગામી,
નિત્ય સૌ વટાવશુ બની વિમાન-સ્વામી
મુક્તિ૦

ભ્રાન્તિ વૃથા-ભીતિ વૃથા જાળ સૌ નકામી,
સ્પષ્ટ સાધ્ય-સ્પષ્ટ માર્ગ ના જશુ વિરામી
મુક્તિ૦

મુક્તિ પ્રેમ-મુક્તિ ધર્મ મુક્તિ-ધૂન જામી,
માણશુ મજા અનેરી મુક્તિ-સુધા પામી
મુક્તિ૦

આર્ટિનાબાગ, ગિરગામ,
મુંબાઈ,
તા. ૧૫-૩-૧૯૨૧

ઉષાકાન્ત (સચિત્ર નવલકથા) રૂ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# કાઠિયાવાડ રાજકીય પરિષદ્.

લેખક --રા કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી

આજ કાલ આખા જગતમા એક વિશિષ્ટ પ્રકારનુ રાજદ્વારી વાતાવરણ ઉભુ થયુ છે તે યુરપમા જ અટકયુ નથી હિન્દમા પણ પ્રેસ્યુ છે તેની અસરથી કોઈ ભાગ સાવ બચી જાય તેવુ દેખાતુ નથી રાજ્યસાતન કાંઇ બધે એક પ્રકારના નથી કયાઇ પ્રજાસત્તાક, કયાંઈ યુ પમા જેને મર્યાદિત રાજાના રાજ્ય કહે છે તે, કયાઇ યુરપની સમજ પ્રમાણેના પૂર્ણ સત્તાવાળા રાજા, કયાઇ આપણી રીતના રાજા એમ છે છતા ખળભળાટ વગરનુ કોઈ રાજ્ય ભાગ્યે જ હશે સુધરેલા સમાજની વ્યવસ્થા માટે ગમે તે પ્રકારની સસ્થા હોય પણ બે ભાગ તો અવશ્ય પડે (૧) રાજ્યસત્તા ચલાવનાર અને (૨) પ્રજાસમૂહ વળી એ બધી સસ્થાઓમા ગમે તેટલે ગરણે ગાળીને પણ આખર રાજ્યવહીવટનો ભાર એક વ્યક્તિ ઉપર અથવા અમુક ન્હાની સખ્યા ઉપર મૂકવો જ પડે છે

હિંદમા પણ પૂર્વે પ્રજાસત્તાક રાજ્યો હતા ખરા, અને અનુભવને અતે નક્કી થયુ સમજાય છે કે જો (૧) રાજ્યસત્તા ચલાવનાર અને (૨) પ્રજાસમૂહ પરસ્પરનો ખરો સબધ સમજે તથા પોતપોતાના કર્તવ્યપરાયણ રહે તો એક વ્યક્તિની એટલે રાજાની સસ્થા આપણે માટે બધબેસતી છે આ દેશમા હિન્દુ કે મુસલમાની સત્તાના લાંબા ઇતિહાસમા રાજાની સસ્થાથી જ બહુધા કામ લેવાયુ છે અને "પ્રજાનુ રંજન કરે તે રાજા" એ અર્થ પ્રમાણેના રાજા થયા પણ છે

જે કાંઇ બદલાયલી સ્થિતિ વર્તમાનમા આપણા અનુભવમા આવે છે તે સસ્થાના સ્વરૂપ દોષથી નિપજેલી નથી પણ રાજા પ્રજા બન્ને પોતાના ખરા સ્વરૂપ તથા કર્તવ્યનુ ભાન ભૂલ્યાં છે તે દોષથી નિપજેલ છે એવી મારી માન્યતા છે આથી સારૂં થવાની આશા પણ એ ખરા સ્વરૂપ અને કર્તવ્યની જાગૃતિમા રખાય છે રાજા પ્રજા વચ્ચેનો ઇષ્ટ સબધ સજીવન કરવાનુ તથા બન્નેને પોતાના કર્તવ્યમા સ્થાપવાનું દુર્ઘટ કામ પરસ્પર સારી સમજ તથા પ્રેમથી જ થઈ શકશે એવી અમારી શ્રદ્ધા છે

કોઇ પણ કાર્ય એક જ માર્ગે સિદ્ધ થાય એમ અમે માની લેતા નથી અમારી સમજણ તથા શ્રદ્ધાથી ગ્રહણ કરેલે માર્ગ ગતિ કરતાં સાવધાની રાખવાની છે જ અને તે સર્વની સહાયથી રહેશે જ કે, ધીમે પગલે પણ જેટલો પથ કપાય તેમાંથી કશુ નકામુ જાય નહીં તથા વિરોધી સજોગો ઉભા થઇને પાછી ઠેલ ન લાગે

એ જ હેતુ ઉપર લાભના સારૂ જેઓ બીજે માર્ગ કામ લેવાનુ યોગ્ય ધારતા હોય તેમના પ્રયાસમાં અમારાથી કોઇ વિઘ્ન નખાય નહીં એ સભાળવાનો પણ ખાસ ધર્મ અમે સ્વીકાર્યો છે

સસારદર્પણ (નાટક) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

હિંદના જે ભાગને ઉદ્દેશીને આ પ્રવૃત્તિ થાય છે તે દેશી રાજાઓની રાજ્યવ્યવસ્થાનો છે અને આપણે તેટલા પૂરતો જ વિચાર કરવાનો હાલ પ્રસંગ છે આપણે ન્હાના મ્હોટા બધા રાજ્યોમા મુખ્ય ત્રણ અંગ જોવામા આવે છે,—( ૧ ) રાજા, ( ૨ ) રાજાની નીચે રહી રાજ્ય વહીવટ ચલાવનાર કારભારી મંડળ અને ( ૩ ) રૈયત વર્ગ રાજ્ય શબ્દનો જ્યાં જ્યાં પ્રયોગ થાય ત્યાં "આ ત્રણે અંગોથી બનેલો એકત્ર સમાજ" એ જ અર્થ થાય છે આ ત્રણે અંગ તદુરસ્તી હાલતમાં નથી ત્રણેને કંઈ કંઈ વ્યાધિ લાગુ પડેલ છે તેથી ઉપચારની પણ ત્રણેને અગત્ય જરૂર છે પોતાના ધર્મથી પ્રજા ચૂકી છે, કારભારીઓ પણ ચૂક્યા છે અને રાજા પણ ચૂક્યા છે રાજાઓ પોતાનું રાજાપણું ભૂલીને જાણે પોતે માત્ર જાગીરદાર કે ગરાસીયા હોય અને રાજ્યની પેદાશ જાણે પોતાની આછીનકા જ હોય એમ વર્તે તે એક વ્યાધિ જ્યાં સર્વ પ્રજાની ઉપર રાજા, પરંતુ રાજાથી ઉપર રાજનીતિ રહ્યું વાની વ્યવસ્થા હતી ત્યાં કરમાં ધારા ધોરણ વિના જ સત્તાનો વાપર થાય તે બીજો વ્યાધિ અમલદારો રાજાની જાતના સેવક એટલે ખવાસ હજુરીથી જુદા જ પ્રકારના અને રાજ્યના સેવક છે એ ભેદ રાજા તેમ જ અમલદારોના ધ્યાનમાં ન રહે તે ત્રીજો વ્યાધિ અમલદારો પોતે રૈયત વર્ગ પૈકીના છે તે વાતનું સાન ભાન ભૂલે અને રૈયત જાણે અન્ય પ્રતિસ્પર્ધિ હોય એમ માનીને ચાલે તે ચોથો વ્યાધિ પોતાના રક્ષણનો બોજો સર્વોપરી સત્તા માથે છે તેથી નિશ્ચિન્ત બનીને રૈયતના સદ્ભાવ રૂપી મૂડીનો જાણે પોતાને ખપ નથી અને કદી પડવાનો પણ નથી એવા ભ્રમમાં રાજામાહેબોથી પડી જવાય તે પાંચમો વ્યાધિ આવા આવા રાજસત્તાને લાગુ પડેલા વ્યાધિ છે

રાજા અને અમલદારો મળીને રાજસત્તા થાય છે પ્રજાના સુખશાન્તિની વ્યવસ્થા કરવી તેમની પ્રગતિના માર્ગો યોજવા, અને પ્રજાનું રક્ષણ અંદરના તુચ્છ લગાઓથી તેમ જ બાહારના ધક્કાઓમાથી કરવું એ રાજાના મુખ્ય ધર્મ છે ચાહે તેવો સમર્થ રાજા હોય તોપણ આ કર્તવ્યો સિદ્ધ કરવામાં તેને, રાજ્યના વિસ્તારના પ્રમાણમાં, અમલદારોની જરૂર પડે જ પડે એટલે આ રાજતંત્ર ચલાવવાનું કામ જ એવા પ્રકારનું છે કે તે માટે ધનનું સાધન અવશ્ય જોઇએ, અને ઉક્ત કર્તવ્યોની સિદ્ધિ માટે જ રાજાએ પોતાના રાજકુટુંબ સહિત શોભાથી રહેવું પણ જોઇએ વળી અણધારી દુષ્કાળ જેવી આફતો વેળા પોષણ અર્થે ધનનો સંગ્રહ પણ જોઇએ આ હેતુઓ બર લાવવા સારૂ રાજાઓ પ્રજા પાસેથી કર લે અને તે ધર્મ કહેવા અર્થ જ ત્યાપરે એવી આર્ય રાજનીતિ છે પણ હકીકતમાં જરૂર કરતા વધુ નાણું લેવાય છે તથા અન્યથા અનેક પ્રકારે તેનો વ્યય થાય છે

બીજી બાજુ પ્રજાનું જીવન તો કેવળ નષ્ટપ્રાય થયું છે પ્રત્યેક પ્રજાજન પોતાનો સ્વાર્થ સાધવામાં જ ગુંચાયલો રહે છે ઐકયનું એટલે પ્રજાસત્વનું ક્યાંઈ દર્શન પણ થતું નથી અને સ્વાર્થ સાધવા જતાં ઘણીવાર પ્રજાજનથી જ અમલદારો તથા રાજાઓને અધર્મના માર્ગે [illegible] નેતા હોય છે વેળા

કરીઓછીએ.

મુ સાથ

રાજ્યના આ સર્વ અંગોને નિરોગી કરવાના પ્રયત્ન એક સાથે થવા ઘટે છે તે યથા રીતે—રાજા પ્રજા ઉભય સ્વધર્મનિષ્ઠ બન્યા વિના ગમે તેવા પ્રજાજનનાળા નહીંતરથી પણ દુ ખ ટળે એમ ભાસતુ નથી 'પ્રજા શરીર જે વિશીર્ણ થઈ ગયું છે તેને સાંધી શકાય, પ્રજામા એકતાની જાગૃતિ થાય, એક બીજાને દુ ખે દુ ખાય એવુ પોતાપણુ ઉગે તો બાકીના અંગો પણ પોતાના યથાર્થ સ્વરૂપમા આવે ને સ્વધર્મનિષ્ઠ બને એમ પ્રથમ દૃષ્ટિએ લાગે છે

રાજા અને પ્રજાનુ હિત એક જ છે, પરસ્પર વિરોધી તો નથી જ એ અનુભવ મને સવત ૧૯૩૬ થી ૧૯૪૫ સુધી હુ માંગરોળમા હતો તે વેળા થઇ શકેલો, એટલે પ્રેમને રસ્તે કામ લેવામા હું નિરાશાનુ કારણ જોતો નથી મારી મતલબ એવી છે કે રાજાઓ એક વર્ગ તરીકે દૈવી ન હોય તો પણ માનુષી તો છે જ તેઓ છેક આસુરી થઈ ગયા છે એમ કોઇ કહેતુ હોય તો તે માનવાની હું ના પાડુ છુ જે દુ ખદ હાલત નજરે પડે છે તે આપણા વર્ણોના દોષોનુ પરિણામ છે આપણે આપણા પ્રજાધર્મમા મુક્ત ન રહીએ અને માત્ર પ્રજાના હકોની જ વાતો કરીએ ત્યા સુધી આપણે સુધારણાને ખરે માર્ગે ચડતા નથી.

આપણે આપણા દોષ જોઇએ નહીં અને તે સુધારીએ નહીં, ત્યા સુધી જેમ કોઇ વ્યાધિગ્રસ્તને તેની સમૃદ્ધિનો આનદ નથી મળતો તેવુ બને પ્રજા એટલે શુ ? બીજ દૃષ્ટિથી જોઇએ તો હિન્દુઓમા પણ કેટલી નાતો છે ? તે બધા અલગ અલગ માર્ગ થાય તેમ જ મુસલમાન ભાઇઓ પણ જુદા પડે પરન્તુ જો પ્રજામડળ સ્થાપીને સર્વ ગણાય તો બધાનુ ઐક્ય થાય મારા દુ ખ માટે મારે અને તમારા માટે તમારે, એમ દોડવુ પડે ત્યાં સુધી આપણા પ્રયાસો આડેઅવળે માર્ગે છિન્નભિન્ન થઈ જાય, અને વખતે પરસ્પર ઘાતક પણ નીવડે વિચારી જોશો તો આ વાત સહજ સમજાશે અને તેવા બનાવો પણ સ્મૃતિમા આવશે ધારો કે મારે કોઇ સક્ષ જોડે વિરોધ પડ્યો તો હું રાજા કે રાજ્યના અમલદાર સાથે મળીને, મારૂ કામ પાર ઉતારૂં, ને તેમા પૈસાથી, કાવાદાવાથી, સેવાથી, વગથી, જે ટાણે જે ફાવે તે દુરાચાર અનીતિના રસ્તા લઉં આમ પ્રજામાથી રાજાના અમલદારોને અવળા માર્ગો સૂચવાય ને જાતુનો બિગાડ પેદા થાય આથી ઉલટુ જો આપણે પોતિકા સ્વાર્થમા જ તણાઇએ અને સમગ્ર પ્રજાના હિતનો વિચાર રાખીએ તો કેટલા અનર્થો આપોઆપ અટકી જાય ?

હિન્દુ ધર્મમા જે મૂળમાં ચાર વર્ણની કલ્પના પરમેશ્વરના અવયવો તરીકે કરી છે તે આખા જગતનો એક પરમેશ્વર માનીને કરેલી છે, અને તેમા રાજા પ્રજા બધાનો બેનો સમાવેશ થાય છે બ્રાહ્મણો માથાનો ભાગ, એટલે મગજની શક્તિથી—અક્કલ તથા વિદ્યાથી સમગ્ર પ્રજાનુ હિત સાધે તે, ક્ષત્રીઓ છાતી તથા બાહુનો ભાગ, એટલે બળ અને હિમ્મતના ગુણોથી પ્રજાની સેવા કરે તે, વૈશ્ય છાતીથી નીચે સાથળ સુધીનો ભાગ, એટલે ખેતીથી કે વ્યાપારથી પ્રજાને પોષણના સાધન પુરાં પાડે તે, અને શુદ્રો પગ એટલે શ્રમમેહેનતથી પ્રજાની સેવા કરે તે.* આમ સહુએ સમગ્ર પ્રજા—પર્ય તે પરમેશ્વર તેની સેવા કરવાની છે આ ભાન ભૂલાયું છે

* ગીતગોવિન્દ, રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

પ્રજામંડળના અંગે દરેક રાજ્યની રૈયત પોતપોતાના રચે અને એવાં બધાં સયોજ ઐક્ય કાઠિયાવાડ પરિષદમા થાય, એ દૃષ્ટિથી આપણે કામ કરવુ છે, આવી રીતે પ્રજામંડળોની સ્થાપના કરવી તે પ્રત્યેક પ્રજાવર્ગથી બને તેવુ છે રાજા, પ્રજા, અધિકારી સર્વેનુ જોડાણ ઇષ્ટ છે. પરસ્પરના ધર્મ સમજી સમજાવીને કામ લેવુ એ ઉદ્દેશ છે અને બનતા સુધી એવી તકરારો ઉઠવા ન પામે એવી અમે પરિષદના ઉદ્દેશો ઘડવામા કાળજી રાખી છે માટે આ ખુલાસો ધ્યાનમા રાખીને પરિષદનાં ઉદ્દેશોની સમાલોચના કરવા વિનતિ છે

**પરિષદનો ઉદ્દેશો —**

"૧ કાઠિયાવાડના દેશી રાજ્યોની સસ્થાને સબળ કરવી

મ ઉપરમા જણાવ્યુ છે તેમ દેશી રાજ્યોનુ બધારણ વીંખાણુ છે તેને પાછુ સબળ કરવુ— રાજા, અમલદાર વર્ગ અને પ્રજા ત્રણેને પોતપોતાના ધર્મમા આણવા

"૨ રાજ્યકર્તાઓ કર્તવ્યનિષ્ઠાને પામે તેવો પ્રયાસ કરવો

"૩ કાઠિયાવાડના રાજ્યોની રૈયતમા પોતપોતાના રાજ્યો પ્રત્યેનુ તથા અખિલ હિંદ પ્રત્યેનુ સ્વદેશાભિમાન ખીલવવુ

"૪ કાઠિયાવાડના રાજ્યોની રૈયતમાં સઘ શક્તિ જાગ્રત કરી અને પોષવી

આ ૨–૩–૪ ઉદ્દેશોમા ખરૂ જોતા, પેહેલા ઉદ્દેશનું સ્પષ્ટીકરણ છે આ ત્રણ ઉદ્દેશ પ્રમાણે જ્યારે રાજા તથા પ્રજા કર્તવ્યનિષ્ઠા, સ્વદેશાભિમાન અને સઘ શક્તિ દાખવે ત્યારે જ રાજ્યસસ્થા સબળ થાય

"૫ *કાઠિયાવાડના દેશી રાજ્યોની ભ્રકનાત્મક રીતે અભિવૃદ્ધિ કરવી"*

જ્યારે જ્યારે કોઇ પણ દુ ખ પોકાર કરીએ ત્યારે ત્યારે તે દુ ખ ટાળવાના ઇલાજ પણ સૂચવવા, અને મા ત્ર દોષ ગાઇને જ પર્યાપ્તિ ન માનવી તેનુ નામ ભ્રકનાત્મક રીતે હું સમજુ છુ

"૬ રાજ્યોના બધારણ તથા વહીવટમા પ્રજાહિતના ઇષ્ટ વિકાસમા જે નડતર હોય તે પ્રજાની સઘશક્તિ વડે દૂર કરવી અને તે બધારણ તથા વહીવટમા પ્રજાહિતના વિકાસમાટે જરૂરના જે તત્વોનો અભાવ હોય તે દાખલ કરાવવા"

આ ઉદ્દેશ બહુ જ સ્પષ્ટ છે આથી વધુ કોઈ પણ માગી શકે એમ હુ જાણતો નથી

**મર્યાદા —**

"આ પરિષદના કાર્યક્ષેત્રમાં નીચેની બાબતોનો સમાવેશ થતો નથી

"૧ રાજ્ય રાજ્યની વચ્ચેના પ્રશ્નો

"૨ કાઠિયાવાડના વ્યક્તિગત સસ્થાનના પ્રશ્નો

"૩ પ્રજાની વ્યક્તિગત અગવડિક જરૂરીયાતના સવાલો, સિવાય કે તેમા કોઇ અસાધારણ સિદ્ધાંતનો નાશ થતો હો

---

ઇંગ્લાંડનો ઇતિહાસ રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

નોટ–દેશી રાજ્યોના આંતર વહિવટમાં સર્વોપરી સત્તાએ દરમ્યાનગીરી ન કરવાની જે ઉદાર રાજ્યનીતિ ધારણ કરી છે તે રાજ્યનીતિ પ્રજાનો આત્મવિકાસ કરનાર, અને પ્રજામાંથી પરાવલંબનનો દુર્ગુણ દૂર કરી સ્વાવલંબનનો સદ્ગુણ પેદા કરનાર હોઇ, એ રાજ્યનીતિ વિરૂદ્ધ પરિષદ્ જશે નહીં ”

આ મર્યાદાઓમાં જે વિષયોની ભાંજગડમાં પરિષદે નહીં ઊતરવાનું ઠરાવ્યું છે તે એવા છે કે કોઇ પરિષદથી તેની ભાંજગડ માથે લેવાનું બને જ નહીં અત્યાર સુધીમાં કાંઇ મનાઇ જણાયો હોય તો એટલો જ છે કે આપણે વ્યવહારમાં એ વિષયોમાં ન પડવું, પણ નહીં પડીએ એવું જાહેર કરવાની શી જરૂર ? મારો જવાબ ટુંકો છે કે જે નવી કરવું તે કાંઇ કોઇનાથી થશે એવી શંકા શા માટે રહેવા દેવી ? આપણે આ કામ પ્રથમ પ્રેમથી ભેળા માગીએ છીએ તેમાં એવી શંકા રહે તે નડતર થાય એવા પ્રથક પ્રથક વિષયો, એક રે રાજ્ય વહીવટમાં કેવા કેવા સુધારાની જરૂર છે તે નકી કરવામાં તો, અવશ્ય ઉપયોગમાં તેવાને માન પરિષદે સુકામાં લઇ દેવાનું માથે ન લેવાય એ હેતુ છે

વળી કાઠિયાવાડ કાંઇ એક રાજ્ય નથી અનેક જુદા જુદા, એક બીજાથી સ્વતંત્ર અને ઘણું વધુ અધિકારવાળા રાજ્યો કાઠિયાવાડમાં છે જે તે રાજ્ય માટેના એવા વિષયો ચરચવા તથા તે માટે પોત પોતાના રાજાઓ પાસેથી ઇનસાફ મેળવવા એ પ્રત્યેક રાજ્યની પ્રજાનું કાર્ય છે આવા જુદા જુદા પડોશી રાજ્યોની પ્રજાઓ, કોઈ પણ એક રાજ્યની હદમાં પરિષદમાં ભેગી થાય ત્યાં, એ જુદા જુદા રાજ્યોના રાજદ્વારી કૃત્યો ઊપર ટીકા કેમ કરી શકે ? જે રાજ્યમાં પરિષદ ભરાય તેનો પડોશી ધર્મ તે જાળવવા માગે તો ના કેમ કહી શકાય ? કોઇ પણ રાજ્ય પોતાના બીજે જઇને વાંકા બોલવા સારૂ પોતાની પ્રજાને મોકલે ખરૂં ? અથવા એક સ્થળે પરિષદનો એવો ઉપયોગ કર્યા પછી બીજે વર્ષે કોઈ પોતાના રાજ્યમાં પરિષદ રાજી-ખુશીથી ભરવા દે ખરા ?

રાજ્યોની સુધારણા માટેની પરિષદ કોઇ પણ દેશી રાજ્યમાં જ ભરાય તે જરૂરનું છે માટે જે તે રાજ્યના ખાસ ગુણ દોષોની ચરચા તથા સુધારણાના પ્રયાસ ત્યાંના સ્થાનિક પ્રજા-મંડળે કરવા જોઇએ. અને સર્વ સામાન્ય પ્રસંગો તથા સુધારણાના પ્રયાસ પરિષદે હાથ ધરવા જોઇએ.

અમે અનુભવને સહુથી મોટો ગુરૂ માનીએ છીએ અનુભવથી જરૂર જણાશે, તેના સુધારા વધારા આ કાર્યક્રમમાં કરતાં અમે હંમેશા તત્પર રહેશું

હવે રાજ્યોના આંતર વહીવટમાં દરમીયાન નહીં થવાની બ્રિટિશ સરકારની રાજ્યનીતિને એકંદરે અમે સારી માની છે, તેથી પણ રાજ્યસત્તા તરફના અનાચારો વધવાનો સંભવ કેટલાક જણાએ માને છે અમે પોતે તેવું માનતા નથી મનુષ્ય સ્વભાવ બીજા પર મેં વાંકુ બોલવાથી જેટલો ચીડાય છે તેટલો પોતાને દોષ કહેવાથી નથી ચીડાતો વળી એવી મદદની આશા ઉપર જ્યાં સુધી રહેવાશે ત્યાં સુધી પ્રજાનું ઐક્ય, સુધરવાનું નહીં અને આત્મશક્તિ પુરી ખીલવી શકવાની નહીં એટલું ખરૂં છે કે દરમીયાનગીરી જે ઘણા ઉપરાળામાં નથી થતી તો રાજાના

હિંદ, નગ્ન અને મિશ્રીકાગ રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપનિ, મુંબઇ

ઉપગઝામા પપુ થવી ન જોઇએ આમ છતાં મ હમણા જ કહ્યું તેમ, આ ભવમા જુદુ નીકળે તો અમે ભૂલ કબુલ કરતા કે તે સુધારતા અચકવાના નથી

ઉપર પ્રમાણે ી આ પ્રથમ પરિષદની વ્યવસ્થા રાખેલી છે ભવિષ્યને માટે તો આ પરિષદના કાર્યક્રમને અંતે, બહુમતિથી પાકો પ્રબંધ રચવાનુ થશે

જુદા જુદા માણસો પોતાના દુ ખો પોતપોતાના મનમા સમજી રહે છે તે પરિષદને પ્રસગે એકઠા મળે ત્યારે પરસ્પર ાા સુખદુ ખની માત્ર વાતો કરીને છુટા પડી જાય તો પણ ઘણ કામ થાય

પ્રત્યેક રાજ્યની પ્રજા પોતાનુ મડળ રચે અને એવા પ્રજામડળોની એકદીની ભાઈચારો વગેરેનો પાક બધાશે તેમ તેમ આખા કાઠિયાવાડનો ઉદય નજીક આવશે અને એવા મ ળોનો પરિષદ્દ્વારા એકત્રિત થયેલો પ્રવાહ કોઈ રીતે નહીં તેવો પ્રબળ બનશે

---

## **સમાલોચક** વધારે ઉપયોગી કાર્ય કરી શકે તે માટે શુ આવશ્યક છે ?

**૧. ગ્રાહકોની સખ્યા વધવી જ જોઇએ.** બાર મહિનામાં અનેક મૉજશૉખમાં આઠ રૂપીઆની રકમો જતી હશે સમાલોચક માટે ૭ રૂપીઆ દાન પાડવાથી ગુજરાતી સાહિત્યની સેવા થઇ જ શકે છે દરેક ગ્રાહકોએ નવા નવા ગ્રાહકો મેળવી આપી **સમાલોચક**નુ કામ વધારે સુન્દર બને એવુ કરવુ જોઇએ

૨. જેમને પ્રભુએ ઉત્તમ સસ્કાર અને સરસ્વતીનો પ્રસાદ એ બે આપ્યા છે, કે જે સ્વતત્ર લેખો લખી શકે છે તેમણે 'ગુજરાતને શુ ઉપયોગી થશે ?' એ પ્રશ્ન વિચારી યથાશક્તિ સારા અને શિષ્ટ લેખો લખવા અને **સમાલોચક**માં મોકલવા સ્વતત્ર વિચારના પોષક લેખોના મૂલ્ય વધારે જ હોય છે સારા શિષ્ટ લેખોથી માસિકના મૂલ્ય વધારે ઉંચા અકાય છે ' સારા લેખો નથી આવતા ' એવી ફરિયાદ કરનારે પોતે શુ ફાળો આપ્યો છે એ વિચારી જોવુ

૩. સૌથી વધારે આવશ્યક દ્રવ્યના સાધનો છે સૌંદર્ય ને કલાના આભૂષણો દ્રવ્યવિના ધરાવી શકાતા નથી, એટલો વિચાર કરવો સૌને ઘટે છે અને જેમ માસિકને ઉત્તેજન વિશેષ તેમ કૃત પણ ઉત્તમ

# સુતરને તાંતણે.

લેખ—ડૉ. ચંદુભાઈ અચાભાઈ દેસાઈ, એલ. એમ. ઍન્ડ એસ.

અમે લઈશું આજ સ્વરાજ્ય
 સુતરને તાંતણે!
નહી લેવા જઈએ રાજ્ય
 અધમને બારણે! —અમે૦
અમે કરશું સેવા સર્વની
છે સત્યમાર્ગ સ્વરાજ્ય
 સુતરને તાંતણે! —અમે૦
સહકાર કરી સહુ હીન્દીમાં
અમે લઈશું પૂર્ણ સ્વરાજ્ય
 સુતરને તાંતણે! —અમે૦
ફિર ધર્મયુદ્ધ આ હીન્દનું
અમે જીતીશું જ સ્વરાજ્ય
 સુતરને તાંતણે! —અમે૦
કરી આત્મવિશ્વાસ અનેરા
પ્રતિજ્ઞાઓ લઈ સાથ
 સુતરને તાંતણે! —અમે૦
હીન્દે અનીતિ ! અન્યાયનો
કરશું અશસ્ત્ર અસહકાર
 સુતરને તાંતણે! —અમે૦
કરી આત્મશુદ્ધિ બળ પામીએ!
અમે જીતીશું જ સ્વરાજ્ય
 સુતરને તાંતણે!
અમે લઈશું આજ સ્વરાજ્ય
 સુતરને તાંતણે!

---

દયારામનો અક્ષરદેહ ૧-૪-૦ એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ

# માનવમહિમ્ન સ્તોત્ર.

લેખક —રા વિનોદકાન્ત, બી એ

( સ્રગ્ધરા )

યુગે યુગે સુહાગી નવલદ્યુતિ ભર્યાં સંસ્કૃતિરશ્મિ રેલ્યા,
વિઘ્નોને, વીતકોને પ્રભુદીધ બળથી દીર્ઘ યત્ને વટાવ્યાં,
ભાવિના ભવ્ય દ્વારે 'અચળ પ્રગતિ' એ સૂત્ર નોંધ્યું વાંચ્યું,
એવા સદ્ભાગી સાચા મનુકુલ ! હું ત્હને પૂજ્ય જાણી પ્રણામું.
દષ્ટા શી દિવ્ય દષ્ટે શિવજીવરૂપના ભેદ ઉંડા પ્રીછીને,
એ સત્જ્ઞાને જગાવી વિમલ જીવનની જ્યોત શી આત્મઆત્મે,
નિત્યે પાપો પ્રજાળી પરમ શુભ તણા પુણ્યપન્થે પળન્તું,
—એવા સદ્ભાગી સાચા—

ઉઠ્યાં સન્તસાધુ જનહિત કરણા બુદ્ધ ને ઇસુ જેવી,
પ્લેટો ને વાલ્મીકિ શા અનુપ કુલગુરુ, કાલિદાસે યશસ્વી
એવી એવી વિભૂતિ પ્રકટી જહિં સદા દૈવનું દર્શ થાતું,
—એવા સદ્ભાગી સાચા—

પ્રેરી સાહી પ્રેરણાઓ અમૃતસમી ઝીલી કાવ્યગંગા વહાવી,
ત્હેના પુણ્યાણુ સ્પર્શે જગની ચીમળતી કલ્પનાને ખિલાવી,
એનન્તું મૂર્તિરૂપે પદપદ મહીં ત્યાં સત્વ સૌન્દર્ય કેરૂં,
—એવા સદ્ભાગી સાચા—

વાધ્યા સંપૂર્ણતાની હૃદય મહીં જ્વલે, નોંધતી અમૃતોને,
ત્હેને સન્મૂર્તરૂપે રસનવિત કલાની કૃતિમાં ઉતારે
ઝીલી આન્દોલનો એ, જગજગ ઝીલ્યા તાજમ્હાલો રચન્તું,
—એવા સદ્ભાગી સાચા—

સામ્રાજ્યો ભવ્ય ગુંથ્યાં, ઝગીઝળ ઝગતા, સૂર્યમાળા સરિખા,
લક્ષ્મીના હાસ પામી સુરભવન સમા મ્હેલમન્દિર બાંધ્યા;
વિદ્યાની વિજયોથી પ્રકૃતિજીવનનું રાજ્ય ઉંડું પીછાણ્યું.
—એવા સદ્ભાગી સાચા—

સ્વાતંત્ર્યાર્થે સમર્પ્યાં સુખવિભવ અને પ્રાણ પે યુગયુગે,
આદર્શો ઉચ્ચ પાસે તૃણવત ગણિયાં સ્થૂલ ઐશ્વર્ય સર્વે,
દુ એ શા દોહ્યલા તું પરમ શુભ તણા પાલનાર્થે સહન્તું !
—એવા સદ્ભાગી સાચા—

દેવોના માનીતા હો ! વિમળ ઝળકતા સૌમ્ય ત્હારા લલાટે,
નિત્યે શા ભાગ્યલેખો વિભુ સ્વકરથી આલેખન્તા લખાયે !
તે સૌ યે સિદ્ધ થાતા અવિચળ પદ તું પામતો પૂર્ણતાનું,
—એવા સદ્ભાગી સાચા

મનુકુલ ! હું ત્હને પૂજ્ય જાણી પ્રણમું !

સાહિત્યવિલાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# પટની. લન્ડનનું એક પરૂં.

લેખક—પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ.*

લન્ડનનાં જુદાં જુદાં સુન્દર, શાન્ત તથા આરોગ્યદાયક પરાંઓમાં પટની એક છે. હેમ્પસ્ટેડ, રિચમન્ડ વગેરે પ્રખ્યાત છે તે બધાં જોયાં નથી તેથી સરખામણી કરી શકતો નથી પરન્તુ જે થોડાં દીઠાં તેમાં પટની કાંઈ ખાસ ઉતરતું લાગ્યું નથી. લન્ડનના *Southwest* માં તે છે. ટેમ્સ નદી પાસે થઈને વહી જાય છે. મ્હારે રોજ બે વાર ટેમ્સ ઓળંગવી પડે છે—જતાં ને આવતાં. ટેમ્સ ઉપરનો એક પુલ—"પટની બ્રિજ"—એક વસ્તુને માટે પ્રખ્યાત છે. ઑક્સફર્ડ—કેમ્બ્રિજની પ્રખ્યાત હોડી ચલાવવાની સરત—*Boat Race* "પટની-બ્રિજ"થી શરૂ થાય છે, ને કહેવાય છે કે તે દિવસે હજારો માણસો—બુઢ્ઢાં, છોકરાંઓ, ગરીબ, તવંગર—પુલ ઉપર ને કિનારાઓ ઉપર ભેગાં મળે છે. કલાકો પહેલાં. નદીમાં ભરતી ઓટ આવે છે. ઓટ આવે છે ત્યારે લગભગ અર્ધી સૂકી થઈ જાય છે, પણ ભરતી વખતે બન્ને તરફના કિનારાઓ—બન્ને કિનારાઓ એકાકાર થઈ જાય છે. કોઈ વાર સ્હવારની ધુમસમાં એનો દેખાવ જુદી જ જાતનો થઈ જાય છે. શહેર તરફને કાંઠે એક લાંબો બાગ છે તેને *Bishop's park* કહે છે, કારણ કે એની પાસે જ "ફુલહામ"નો મહેલ છે, જે સાતસોથી વધારે વર્ષો લગી લન્ડનના બિશપોનું રહેઠાણ હતું. આ બાગ મ્હેં જોયો. સૌ જાતના માણસોને કાંઈ કાંઈ રૂચે એવું એમાં છે. લાંબી વાટિકાઓ ફરવાને માટે, નદી તીરે બાંકડાઓ બેસવાને માટે, મેદાનો રમત ગમતને માટે, કૃત્રિમ તળાવ તથા રેતીવાળો કિનારો (બીચ) છોકરાંઓના વિલાસ માટે, વગેરે. આ પરામાં ટેકરી, બીજા બાગ બગીચાઓ, મેદાનો પણ છે, તે જોયાં નથી. મ્હોટો ગોરી રસ્તો—*High Street* છે, જેમાં મોટું બજાર છે, સિનેમાઓ છે, 'બસ' તથા 'ટેક્સી'નો મુકામ છે. પટનીમાં ત્રણ રેલ્વે સ્ટેશન છે. ટ્રામ, પોસ્ટ ઑફિસ વગેરે છે. પટની સ્ટેશનથી એક રેલ્વેનો પુલ છે, ને બીજો ગાડી ઘોડા ને માણસોને માટે છે. બન્ને ટેમ્સ ઉપર છે. બીજા પુલથી સીધો જતો *High Street* છે. ત્હેના ને રેલ્વેની વચ્ચેના રસ્તાઓમાંનો એક *Oxford Road* છે. સરિયામ રસ્તાની પછવાડે એટલે આ રસ્તે શાન્તિ ઘણી છે. પાસેથી—મ્હારી બારી સામેથી ટ્રેન અવાજ કરે એના ઘોઘાટ વિના બીજો ઘોંઘાટ અહીં નથી.

લન્ડનનાં દરેક રસ્તાનાં નામ હોવાનું જ, જેમ રસ્તા ઉપરના દરેક ઘરને નંબર પણ હોવાનો જ. આને લીધે ટપાલ આપવામાં તેમ જ ખોળવામાં ઘણી સરળતા પડે છે. જો કે

* પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા વિજ્ઞાનના પ્રદેશમાં રસાયનશાસ્ત્રની દિશામાં શોધખોળ (Research) કરવા ઇંગ્લંડ ગયા છે. તેઓ ગુજરાતના એક પ્રતિષ્ઠિત લેખક છે. વિજ્ઞાનના સારા અભ્યાસ અને અધ્યાપન કાર્ય ઉપરાંત તેઓ પ્રકૃતિથી અને પરિસ્થિતિથી સાહિત્યના ઉપાસક છે. ત્હેમના પત્રોમાંથી જે સામાન્ય રસના હોય છે તેવા નમૂનારૂપે આમાં પ્રકટ કરવાથી ઇંગ્લંડ વિષે એક બુદ્ધિશાળી અને સંસ્કારી ગુજરાતીને શું કહેવાનું છે તે ગુજરાત જાણી શકશે. આ પત્રો કાંઈ પ્રકટ કરવાના મૂળ હેતુથી લખાયેલા નથી.—મ. રા. ન. તમદાગ... (અસ્પષ્ટ)

સરસ્વતીચંદ્ર ભાગ ૧ થી ૪ રૂ ૫-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ન્હાનાની મગનડ તયોખરે ઠેકાણે ગાજે પણ કેટલેક ઘરોમા ગૅસનો સચો સ્નાનગૃહમા જ હોય છે, એટને જે ક્ષણે જોઇએ તે ક્ષણે ને જેવુ જોઇએ તેવુ ગરમ પાણી મળે આ ઘરમા તેમ નથી પરમેનામા છે અમેજે હજી હમણા જ સ્નાનનું માહાત્મ્ય સ્હેજે મગજતા થયા છે ઘણે ઠેકાણે ફક્તામાં એક "*Bath*" પણ દુર્લભ છે કરમચન્ને કેમ્બ્રિજમા ન્હાવા માટ બીજે સ્થળે જવુ પડે છે, ને ત્યા દરેક વખતે સાત પેની-લગભગ ૪ા-૫ આના આપવા પડે છે લન્ડનમા એ મુશ્કેલી ઓછી થતી જાય છે પણ લન્ડનની બહારના શહેરામાં ને ગામડામા તે બહુ છે મ્હને સદ્ભાગ્યે અઠવાડીયામાં બે ચાર ન્હાવાનુ મફત મળી શકે છે, અને એ બીજા ઘણાના કરતાં સારૂ છે

ઘરની આગળ જેમ નાનું ચોગાન ઓસરી જેવુ કોઈકવાર તેમ પાછળ ઘણીવાર નાનો બાગ *20, Oxford Road*–એ મે માળવાળુ મકાન છે–મુંબાઈની ભાષામા પાછળ વાડી છે, જ્યા ઘરધણી રવિવારની સ્હવાર બાગવાનનુ કામ કરવામા ગાળે છે વાસ્તવિક રીતે ઘરના ચાર માળ છે એક જેને ભોંયતળીયુ કહીએ તે બીજો એની નીચે, જમીનની તળે, જેમા કોયર, રસોડું વગેરે હોય છે ભોંયતળીએ ઘરધણી ને એની વહુ રહે છે એમની ઉપર-આપણી ભાષામાં પહેલે માળે રસ્તા ઉપરનો ઓરડો મ્હારો છે એની પાસે સ્નાનગૃહ તથા હાથ મ્હોં ધોવા કરવાનુ (*Toilet and Bath-Room*) સડાસ, રસોડુ ને જમવાનો ઓરડો ઉપર બીજે માળે બે ઓરડા છે, તેમા એકમા પ્રૌ નારક રહે છે બીજામા ઘરધણીની સાળી, જે અમારૂં ઘરનુ બધુ કામ–રસોઇ સાફસૂફ, બજાર વગેરેનું કરે છે એ બાઇ વિધવા છે, જો કે ઉમર મોટી નથી મિસિસ નાઇટને એક નાની આઠેક વર્ષની છોકરી છે, જે જોડેના ઘરમા એના બાપને ત્યાં એની માના માબાપની સાથે રહે છે મિસિસ નાઇટનો સસરો કલકત્તામા હતો, ને કહે છે કે રાણી આઇ ડી થયો હતો એની સાસુ જેનું નામ પણ મિસિસ નાઇટ જ હતું તેણે રમેશચન્દ્ર વગેરેના પુસ્તકોનો અંગ્રેજી અનુવાદ કર્યો છે

મ્હારી રૂમમા એક ટેબલ, બે ખુરશી, ખાટલો, એક નાની ચોપડીની "કેસ," એક ન્હાનુ ખાનાંવાળુ કપડાં મારવાનુ કબાટ અને એક ગૅસના ચુલાવાળુ "*Fireplace*" છે શિયાળામા એને સળગાવવાથી ઠંડક ઓછી થાય દીવો ગૅસનો છે પ્રકાશ ને હવા જેની હમેશા સૌથી વધારે કીંમત કરૂં છુ તે પુરતા છે બીજે ફરનીચર આથી વધતુ ઓછુ મળે, પણ જરૂર જેવુ અહીંયે છે

અહીંથી ટ્રામ ૧ મિનિટના રસ્તા જેટલી છે, પણ ટ્રામ બહુ કામની નથી "બસ", ચારેક મિનિટમા મળવાય છે વેના પૂલ ઉપર થઈને સ્ટેશને–"પટની બ્રિજ" ના સ્ટેશને–જવામા દસ મિનિટ થાય પણ 'બસ'થી સાઉથ કેન્સિંગ્ટન જ્યા કૉલેજ છે ત્યા જવામા ચાર પેની આપવી પડે ટ્રેનથી ત્રણ થાય જો કે સ્ટેશન સુધી ચાલીને 'બસ'મા ચઢુ તો ત્રણ જ થાય, પણ 'બસ' કરતા ટ્રેનમા વખત ઓછો લાગે બસ' તથા ટ્રેનના સ્ટેશન સાઉથ કેનમા પણ અડોઅડ છે ટ્રેનમા જમીન નીચે જવામા જરા અધીવાર લાગે 'બસ'માં ખુલ્લી હવા ને દેખાવ મળે પણ શિયાળામાં ટ્રેનની હૂંફ 'બસ'ની ટાઢ ને પવનના ઝપાટા કરતા સારી આમ સામ્યો છે ટ્રેનમા દસેક મિનિટ થાય 'બસ'મા વીસ થાય ઉતર્યા પછી યુનિવર્સિટીમાજ પહોંચતાં બીજી બાઇ દસ થાય એટલે આસરો ૨૫-૩૦ મિનિટના રસ્તાનો થયો

Marriage fo ms under Ancient Hindu Law As12N M Tripa thi &Co Bombay

# એક ધનવાનની ડાયરી.

લેખક—રા પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ એ , એલએલ બી

આજકાલ રાષ્ટ્રત્વનો વા વાયો છે હિન્દુસ્થાનની પ્રગતિ માટે સર્વ કોઈ સમજુ પુરૂષ અને સ્ત્રી યથાશક્તિ યથામતિ પ્રયત્નો કરી રહ્યા છે પરન્તુ તે પ્રયત્ન માત્ર એક જ દિશામા થતો જણાય છે, રાજકીય પ્રગતિ એ જ લક્ષ્યબિન્દુ સર્વની દૃષ્ટિ આગળ રમી રહ્યુ છે એ લક્ષ્ય ખોટું છે એમ કહેવાનો કે સૂચવવાનો આ લેખનો હેતુ નથી હિન્દુસ્થાનની એક રાષ્ટ્ર તરીકે સર્વ દેશીય પ્રગતિ કરવી હોય તો માત્ર રાજકીય ચળવળ ઉપર ધ્યાન નહિ આપતા બીજી દિશાઓમાં પણ પ્રયત્ન અને તે પણ ભગીરથ પ્રયત્ન થવાની જરૂર છે હુન્નર ઉદ્યોગની પરિષદ કેટલાએ વર્ષોથી દર વર્ષ મળે છે અને લાંબાં લાંબાં ભાષણો થાય છે એ મહેનતનું કંઇ પણ ફળ આવ્યુ હોય અગર ફળપ્રાપ્તિ થાય એવાં બીજ રોપાયાં હોય એમ પણ જણાતું નથી હિન્દુસ્થાનમા હુન્નર ઉદ્યોગ જેવુ કંઈ અત્યારે છે જ નહિ જો એક ઉદ્યોગ આગળ પડતો હોય તો તે મુંબાઇની સુતરની મીલોનો ઉદ્યોગ છે પરન્તુ એ ઉદ્યોગ દેશની પ્રગતિમા સાધનભૂત થાય એવે માર્ગ ચલાવવામાં આવે છે કે કેમ એ વિષે શંકા છે મીલ-માલેકો પોતે અને તેમના અનુયાયીઓ એ ઉદ્યોગથી ધનવાન થયા છે એ વાત ખરી, પરન્તુ તેથી દેશને ફાયદો શો? પરદેશથી માલની આયાત ઓછી થાય દેશી માલની ખપત વધારે થાય, પરદેશી માલ સાથે દેશી માલ અહિં હિન્દુસ્થાનમા જ નહિ પરન્તુ પરદેશમા હરીફાઇ કરી શકે એવી સ્થિતિમા મીલ ઉદ્યોગને આણવાને ક્યા મીલ માલેકોએ પ્રયત્ન કર્યો? પરદેશી માલની આયાત ઓછી હોય, તે તકનો લાભ લઇને દેશી માલ સોંઘો અને ખપત પ્રમાણે ઉપજાવીને પ્રચારમાં મૂકવાની કોણે હિમ્મત કરી? હિમ્મત કરી કહેવાનુ પ્રયોજન એટલુ જ કે, એમ કરવામા થોડે ઘણે અંશે તાત્કાલિક ખોટ જવાનો સંભવ છે, એવી ખોટ ખમીને પણ દેશની ઉન્નતિ માટે પગલા ભરવાની આપણા ધનવાનોમા હિમ્મત છે ખરી? એવો સ્વાર્થત્યાગ તેઓ કરી જાણે છે ખરા? પોતાના દેશપ્રત્યે પોતાની ફરજ શુ છે એ આવા ધનવાનોને સમજાવવાની ખાસ આવશ્યકતા છે એ દિશામા પ્રયત્ન નહિ થાય ત્યા સુધી, એવા ધનવાનો પાસેથી કેટલી આશા રાખવી એ, એક એવા ધનવાનની ડાયરીમાથી નીચે ઉતારો કર્યો છે તે ઉપરથી તુરત સમજાશે

"સોમવાર—આઠ વાગે ઉઠ્યો પલંગમાં દાતણ પાણી—ચ્હા—પાન કરતા સાડા નવ થયા પેમેંટો સાબુ ચોળી નાહી, શણગાર કરી, દિવાનખાનામા બેસી ટપાલ વાંચતા અગીયાર થયા—ભોજન પછી ત્રણ વાગ્યા સુધી નિદ્રા ચ્હા, નાસ્તો લઇ, શણગાર સજી મોટરમા બેસી મિત્રોની મુલાકાતે દેવદર્શન કરી ઘેર મિત્રોની સાથે રમ્મત ગમ્મત તથા ભોજન કરતાં આઠ થયા રાતના શણગારસજી સાડા આઠે નાટકમાં—બે વાગે ઘેર

શ્રીયુત ગોવર્ધનરામ રૂ ૧-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઇ.

મગળવાર —ઉજાગરો હોવાથી સાડા નવે ઉઠયો ન્હા પાણી કરી ન્હાતા ધોતાં ભોજનનો સમય થયો ભોજન પછી, ચાર વાગ્યા સુધી આરામ–નિદ્રા ન્હા પાણી પછી દુકાને જઇ અડધો કલાક ગાદી ઉપર બેસી આ તો મી આવી પહોચતાં તેમની સાથે એપોલો તરફ લટાર ભોજન સમયે પાછા ભોજન પછી સીનેમા સીનેમાથી આવી મી ને ત્યાં ગાયનની મીજલસમાં રાતના ત્રણ વાગતા સુધી

બુધવાર —સા । નવે ઉઠયો ન્હા પાણી કરી, ન્હાઇધોઇ મિત્રોને જમવાને આમત્રેલા તેની રાહ જોતાં દિવાનખાનામા બેઠો બાર વગે મિત્રો આવતા સુધી 'રમણ–રમણી ' નોવેલ વાચ્યુ મિત્રો સાથે ભોજન ચાર વાગ્યા સુધી આરામ બ્હાર જતો હતો ત્યા મુનીમ ઝીકાયો અડધો કલાક એણે માથુ પકવ્યુ વિદાય કરી વિકટોરીયા ગાર્ડનમા બેંડ સાભળવા ઘેર આવી ભોજન કરી "નવલ–કિશોરી" નાટકમા, નાટક અતિ ઉત્તમ "કિશોરી" નો પાર્ટ 'મોહનીયો" અચ્છો કરે છે સ્ટેજ ઉપર મોહનીયાને વીંટી ભેટ

ગુરૂવાર —રાતના સ્વપ્નમાં મેં 'નવલ"નો ભાગ ભજવ્યો દશ વાગે ઉઠયો ન્હા પાણી કરી ન્હાઇ ધોઈ શણગાર 'નવલ'ની ફેશનના વાળ ઓળવામા પોણો કલાક ગયો સતોષકારક પરિણામ નહિ 'નવલ'ને ફી આપી ઘેર બોલાવીને શીખીશુ ભોજન થતા સુધી 'નવલ–કિશોરી ના ગાયન વાચ્યા ભોજન પછી આરામ મિત્રો સાથે 'બ્રીજ' રમ્યો સાજે ચોપાટી ઉપર મિત્રો સાથે 'કાર્નીવાલ' ને ત્યા નાસ્તો–બ્રાન્ડી ન ૧ રાત્રે ભોજન–સીનેમા–અચ્છનજાનને ઘેર મીજલસ

શુક્રવાર —રાતમાં અચ્છનના ભણકારા ક્રમપ્રમાણે સાડા નવે ઉઠી ન્હા પાણી કરી ન્હાઇ ધોઈ દીવાનખાનામા 'રમણ–રમણી ના ૯૭ પાનાં વાચ્યા મિત્રો સાથે 'બ્રીજ" રૂ ૫૦ ખોયા ફઇ નહિ ભોજન પછી આરામ–સાજે મિ ને ત્યા ગીરગામ–ત્યાથી હેન્ગીન્ગ ગાર્ડનમા નવ વાગે ઘેર જમીને નિદ્રા આવતા સુધી 'રમણ–રમણી નુ વાચન"

શનિવાર—વ્હેલો આઠ વાગે ઉઠયો ન્હાપાણી કરી નવ વાગતા સુધી પલગમા પડી "રમણ–રમણી ' પૂરી કરી ન્હાતા ધોતા અગીઆર પાડ્યા મુનીમ આજે ઝીકાયો એ નકામી માથાફોડ મારે ન જોઇએ મારી જરૂર હોય તો એને રાખ્યો છે શુ કામ ? બીજા દિ તજવીજ કરીશ બાર વાગે રજા આપી ભોજન ત્રણ વાગ્યા સુધી આરામ મિ ને ત્યાં "ઇવનીંગ પાર્ટી ' ત્યાથી બ્હારોબ્હાર 'નવલ–કિશોરી જોવા ચાર વાગે ઘેર

રવીવાર —તબીઅત નરમ આખો દિવસ આરામ

આવી પ્રવૃત્તિવાળા પુરૂષના હૃદયમા દેશ દાઝ માટે સ્થાન ક્યાંથી હોય ? દેશોદયનો વિચાર કરવાની એમને ફુરસદ પણ ક્યાથી હોય ? ખરી કેળવણીની જરૂર તો એ લોકાને છે નિશાળોઆઓ, નકીનો ને દાક્તરો કરતા આ લોકોને સ્વાર્થત્યાગના પાઠ શીખવવાની આવશ્યકતા છે, દેશહિતેચ્છુઓએ એ તરફ નજર દોડાવવી ઘટે છે

---

માગી વીસ વાર્તાઓ. ( સચિત્ર વાર્તાસંગ્રહ ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબઇ.

# બીજી સદીનો બ્રાહ્મણ.

લેખક —રા પ્રહ્લાદ ચદ્રશેખર દીવાનજી, એમ એ, એલએલ બી

તુમારે ૧૮૦૦ વર્ષ પૂર્વેની એટલે ઇ સ ના બીજા શતકમાની આ વાત છે ઉત્તર હિંદુસ્થાનમા મૌર્ય, શુગ અને કાણ્વવશીના સામ્રાજ્યો આ વખતે નષ્ટ થયા હતા અને દક્ષિણમા આંધ્ર સામ્રાજ્ય ઉદય પામ્યુ હતુ યવન, ( ગ્રીક ), શક, પલ્હવ, પારદ ઇત્યાદિ મ્લેચ્છોએ પશ્ચિમ અને દક્ષિણ હિંદુસ્થાનમાં પગપેસારો કીધો હતો અને તેને લીધે ભારતવર્ષના તે ભાગોમા મ્લેચ્છોના આચારો પ્રસરવા માડ્યા હતા શકરાજ નહપાને સૌરાષ્ટ્રમાં પોતાનો અધિકાર જમાવ્યો હતો અને તે ધીરેધીરે પોતાના રાજ્યનો વિસ્તાર કરવાની ખટપટમા હતો આ સમ્રાટ ગૌતમીપુત્ર સાતકર્ણી તેમની સાથે આર્યધર્મના સરક્ષણમાટે લડતો હતો છેવટે નહપાનને હાર ખાવી પડી અને આંધ્રસામ્રાજ્યમાથી મ્લેચ્છોનુ મૂળ નીકળી ગયુ પણ સૌરાષ્ટ્રમા તેમનો પગ પાકો જામ્યો હતો

આગળ જતા થોડા જ વખતમા ગૌતમીપુત્ર સાતકર્ણી મરણ પામ્યો અને તેનો પુત્ર પુલિમાન તેની ગાદી ઉપર બેઠો રાજા નાની ઉમરનો હોવાને લીધે રાજ્યકારભાર તેની વડી આઇ ગૌતમી સાતકર્ણી ચલાવતી હતી આ બાઇ અતિશય તેજસ્વિની હતી પોતાના છોકરા સાતકર્ણીએ મ્લેચ્છોનો પરાભવ કરીને આર્યધર્મનુ રક્ષણ કર્યું તે બાબતનુ હમેશા તેના મનમા ઘણુ અભિમાન આવતુ તેમ જ નિદાન પોતાના રાજ્યમા તો સનાતન ચાતુર્વર્ણ્ય આર્યધર્મને મ્લેચ્છો તરફથી ધોકો પહોચે નહીં અને આંધ્ર રાજ્યવશની પ્રભા કદી ક્ષય થાય નહીં તે બાબત તે ખાસ ચોકસાઈ રાખતી, એટલુ જ નહી પરતુ સૌરાષ્ટ્રમાથી પણ મ્લેચ્છોનો ઘરચાખરો બહાર નાખી દેવો એવી તેની તીવ્ર ઇચ્છા હતી પણ તે પડી સ્ત્રીજાતિની અને રાજા પુલિમાનની ઉમ્મર પડી નાની એટલે તેને પોતાની ઇચ્છા પોતાના મનમાને મનમા જ દબાવી રાખવી પડતી

લગી દશ વર્ષ વીતી ગયા પુલિમાન તરુણ વયનો થયો હોઇ રાજ્યકારભાર જાતે ચલાવવા સમર્થ થયો છે એમ જોઇને બળશ્રી ગૌતમીએ રાજ્યની લગામ તેના હાથમાં સોંપી તોપણ ત્યાર પછીએ રાજ્યને લગતી દરેક મહત્વની બાબતમા પુલિમાન તેની સલાહ પ્રમાણે ચાલતો

એક દિવસે એક પહોર વીતીગયો હતો બળશ્રી ગૌતમી પોતાના દેવની પૂજાઅર્ચા આટોપીને દેરાસરમાથી તરત જ બહાર આવી હતી એટલામાં એક વિશાળ, તેજ પુંજ અને તરુણ બ્રાહ્મણે તેની સામે ઉભા રહીને " મહારાણી તને મારો આશીર્વાદ છે" એમ ઉદ્ગાર કાઢ્યો તેને જોઇએ ગૌતમીએ ભ્રુકુટીઓ જરા ચઢાવી અને રીતપ્રમાણે આવકાર દઇને તેને કહ્યુ 'આર્ય હારીત, તમે મારી તરફથી નમસ્કાર સ્વીકારવાને કેટલા અધિકારી છો તે બાબતમાં શંકા હોય છતા હુ તમને પ્રણામ કરુ છુ તેનો સ્વીકાર કરશો "

* નાગગિરીના રાજ્ય ( અભિનવનવલકથા ) કિ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુબાઈ

હારીત—આર્યધર્મી બ્રાહ્મણના પુત્રને આપ રાજમાતાનું અભિનંદન ગ્રહણ કરવાનો અધિકાર છે કે કેમ એ બાબતમાં આપને શંકા કેમ આવી શકે તે મને સમજાતું નથી

ગૌતમી—આજ તમે અમારા અતિથિ છો એટલે તમારો સત્કાર કરવો એ અમારૂં કર્તવ્ય છે માટે પ્રથમ એ સત્કારનો સ્વીકાર થયા પછી પાછળથી આપણે એ પ્રશ્ન વિષે ચર્ચા કરીશું

રીતપ્રમાણે આ અતિથિસત્કારવિધિ આટોપાયા પછી હારીત બોલ્યો "આ બ્રાહ્મણનો પુત્ર નમસ્કાર કરવા લાયક છે કે નહીં તે બાબતમાં આપના મનમાં શંકા કેમ આવી તે જાણવાની મને ઉત્સુકતા છે"

ગૌતમી—આર્ય હારીત! બ્રાહ્મણનો છોકરો થઈને જે બ્રાહ્મણધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરે તે ધર્મનિષ્ઠ માણસ તરફથી આદરને પાત્ર કેમ હોઈ શકે તે તમે જ કહો

હારીત—ન હોઈ શકે એ આપનું કહેવું વાસ્તવિક છે પરંતુ મારા તરફથી બ્રાહ્મણ ધર્મનું ઉલ્લંઘન ક્યારે અને શી રીતે થયું તે મારે જાણવું જોઈએ

ગૌતમી—બ્રાહ્મણ થઈને મ્લેચ્છના દેશમાં રહો છો મ્લેચ્છનું આચાર્યપદ સ્વીકારો છો તે શું બ્રાહ્મણ ધર્મનું ઉલ્લંઘન નહીં કે?

હારીત—નહીં

ગૌતમી—શું? નહીં! આ એક નવાઈની જ વાત હું આજે સાંભળું છું એમ મારે કહેવું જોઈએ

હારીત—બ્રાહ્મણ ધર્મ એટલે શું અને તેની મર્યાદાઓ કઈકઈ તે બાબતનું યથાર્થ જ્ઞાન થયા પછી આશ્ચર્ય લાગશે નહીં

આ ઉત્તર સાંભળીને ગૌતમીને ગુસ્સાનો ઝટકો લાગ્યો તો પણ તે દબાવી દઈને તેણે ઉત્તર આપ્યો 'મ્લેચ્છ દેશમાં રહીને અને મ્લેચ્છના ધર્મગુરૂ બનીને બ્રાહ્મણ ધર્મ પાળી શકાય' એ વાત ખરી માનવા જેટલી શું મને ગાંડી સમજો છો?

હારીત—જો બ્રાહ્મણધર્મનું પાલન મારાથી યથાયોગ્ય રીતે થયું ન હોત તો મ્લેચ્છોનો તીવ્ર દ્વેષ કરનાર મહારાણી ગૌતમીના રાજ્યમાં, એટલું જ નહીં પણ ખુદ તેના દેશમંદિરમાં તેમની મુલાકાત લેવાનું સાહસ મારાથી થયું હોત કે? આપ બ્રાહ્મણધર્મ કોને કહો છો?

ગૌતમી—વેદવિહિત જે સનાતન ધર્મ તેણે નિમેલા સદાચારનું પાલન એ મારા અભિપ્રાય પ્રમાણે બ્રાહ્મણધર્મ કહેવાય

હારીત—આપનું કહેવાનું વાસ્તવિક છે પરંતુ એટલાથી જ બ્રાહ્મણધર્મનું બધું કામ સરતું નથી

ગૌતમી—સદાચારનું પાલન કરીને બ્રાહ્મણોએ આર્યધર્મનું રક્ષણ કરવું જોઈએ અને વૈદિક માર્ગ તરફ સમાજની પ્રવૃત્તિ કરાવવી જોઈએ

હારીત—એટલાથી પણ સર્વ આવતું નથી ધર્મઉપર કિંવા રાષ્ટ્ર ઉપર વિપત્તિ આવી હોવાથી આર્ય સમાજ વૈદિક માર્ગથી ભ્રષ્ટ થવા માંડ્યો હોય કિંવા ભ્રષ્ટ થવાનો સંભવ

હોય તો તે સમાજને તરત જ ઠેકાણે લાવવાનુ કામ પણ બ્રાહ્મણોનુ જ છે તેમ કરતાં સમય ધ્યાનમાં લેતા જરૂર લાગે તો સનાતન ધર્મથી અવિરોધી એવા કેટલાક નવા વિધિ તથા આચારનો પણ બ્રાહ્મણોએ પુરાતન વિધિ અને આચારમા સમાવેશ કરી લેવો જોઈએ

ગૌતમી—તમારૂ કહેવુ ખરૂ છે બ્રાહ્મણોએ તેમ કરવુ જ જોઈએ તેમ જો તેઓ ના કરે તો સમાજના નેતા તરીકે જે તેમનુ કર્તવ્ય છે તે તેમનાથી બરોબર થાય નહીં

હરીત—હવે આપણે ઇતિહાસ તરફ થોડીક નજર નાખીએ મૌર્ય સમ્રાટ અશોકવર્ધને વેદવિરોધી બૌદ્ધ મતનો સ્વીકાર કર્યો અને તે મતને તેની સત્તાનો આશ્રય મળ્યો તેથી કરીને આ આર્યભૂમિમા બૌદ્ધમત સ્થાપિત થયો અને આર્યધર્મનો જાણે લોપ થયો હોય એમ થયુ હતું કેટલાકે વર્ષો સુધી ભારતવાસીઓએ વેદોક્ત ધર્મ આચાર અને વર્ણાશ્રમ ધર્મમાંથી ભ્રષ્ટ થઈ ને બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો હતો પરતુ કેટલોક વખત ગયો પછી બૌદ્ધમતનો પરાભવ કરીને સનાતન ધર્મ ફરી પ્રસ્થાપિત થયો લોક વેદાચારથી ભ્રષ્ટ થયા હતા તે પુન સદાચાર પ્રમાણે વર્તવા લાગ્યા આવે વખતે મિશ્રણ થાય તો પણ તેને અનિવાર્ય સમજીને તે તરફ ધ્યાન ન આપતા ફરી પાછી વર્ણધર્મની ઘટના કરવી એ જરૂરનુ થઈ પડ્યુ સનાતનધર્મ અને નીતિની એમણે ફરી પ્રતિષ્ઠા કરવી પડી એટલુ જ નહીં પણ બૌદ્ધધર્મના કેટલાક અંગોને સનાતનધર્મનો પટ દઈને આપણી આચાર પ્રણાલીમા દાખલ ફરી લેવી પડી કારણ કે લોકોને અમુક એક આચારની ઘણી વળગી પડી ગયેલી આદત જઈ શકતી નથી આ પ્રમાણે સનાતનધર્મ અને આપણો આર્યોનો સમાજ એમને એક નવું સ્વરૂપ પ્રાપ્ત થયુ આ પ્રમાણે ધર્મભ્રષ્ટ નાત્યોને બ્રાહ્મણોએ સનાતનધર્મમા દાખલ કરી દીધા તેમા તેમણે પોતાના અધિકારની બહારની કાઇ ચીજ કીધી હોય એમ મહારાણી સાહેબ નહીં સમજે એવી મને ઉમેદ છે

ગૌતમી—તમે કહોછો તે ખરૂ નાત્યોને પાછા સનાતન ધર્મમા લેવામા બ્રાહ્મણોએ કાઇ અયોગ્ય કર્યુ હોય એમ હુ કહેતી જ નથી પણ મ્લેચ્છ એ કાંઇ વ્રાત્ય નથી મ્લેચ્છ એ ગમે તેટલાપણ વિદેશી કહેવાય

હારીત—પ્રાચીન કાળમા એવી સમજુત હતી કે મ્લેચ્છ અને વ્રાત્ય એ સઘળા આર્યો જ એ સમજુત માટે આધાર શો તેની તે વખતના લોકોને જ ખબર હશે ! જેમ ધર્મ ઉપરના સકટને લઇને હજારો નાત્યો સનાતન ધર્મમાં દાખલ થયા તેમ જ રાષ્ટ્ર ઉપરના સકટને લઇને મ્લેચ્છ લોકોનુ રાજ્ય અહીં સ્થાપિત થઇને તેઓ ભારતવાસી બન્યા છે તેમના સબધમા મહારાણી સાહેબનો શુ કરવાનો વિચાર છે ? આર્યધર્મ અને સમાજ એમની સાથે વિરોધ કરનારા મ્લેચ્છ લોકોની વસ્તી આ દેશમા થવાથી આ દેશનુ કાંઇ કલ્યાણ થવાનુ છે કે નહીં ? લોકોમા એકત્વ થઇને રાષ્ટ્રીયત્વ ઉત્પન્ન થવાનો સભવ લાગે છે કે નહી ?

ગૌતમી—મને તો કાઇ લાગતો નથી

હારીત—તો પછી ?

ઇ, સરલા અને મિત્રમંડળ રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ગૌતમી—તો પછી શુ ? તેમનો ક્ષય કરવો જોઇએ મારા મહાપ્રતાપી પુત્ર સાતકર્ણીએ એ દિશામાં પ્રયત્ન ચલાવ્યો હતો પણ કમનશીબે તે અકાળ મૃત્યુના મુખમા પડયો એટલે તેની તે ઇચ્છા અધુરી રહી ગઈ પરમેશ્વર તેના પુત્ર અને વિદ્યમાન મહારાજ પુલિમાનને હાથે તે પુરી કરાવશે એવુ હું ચિંતન કરૂ છુ

હારીત—મનુષ્યે મનુષ્યનો ક્ષય કરવો એ તેને શોભે છે કે ? આપણે સૌ ઇશ્વરના છોકરા છીએ અને સૌએ હળી મળી રહીને સુખ અને શાંતિનો અનુભવ કરવો એવી જ પરમેશ્વરની ઇચ્છા હોવી જોઇએ

ગૌતમી—ધર્મ કિંવા સમાજના રક્ષણમાટે એકાદ માણસનો કિંવા જાતિનો ક્ષય કરવો પડયો તો તે પરમેશ્વરને પસંદ પડશે નહીં એમ મારાથી નહીં કહેવાય

હારીત—એ વિચાર આપણે હાલ તરત બાજુએ રાખીએ અને તેમ કરવુ જરૂરનુ છે એમ માનીને ચાલીએ તો પણ તે કેટલે અંશે શકય છે તે શુ ન જોવુ જોઇએ ? આવો વિરોધ બન્નેના નાશનુ કારણ થશે મહારાણી સાહેબ ! મારૂ કહેવાનુ એટલુ જ છે કે જેવી રીતે સનાતન ધર્મે બાહ્યોને પોતાનામાં દાખલ થવામા ડહાપણ દેખાડયુ તે જ પ્રમાણે મ્લેચ્છને પણ આર્યધર્મમા અને સમાજમાં સમાવેશ કરી લેવા એ ડહાપણનુ કૃત્ય થશે તે નહી કરવામાં આવે તો માત્ર સર્વ ઠેકાણે વૈમનસ્યની વૃદ્ધિ થઇને અનેક સંકટો આવી પડશે અને ઘણુ નુકસાન થશે ! તેથી જ સમાજના નેતા જે બ્રાહ્મણો તેઓ તેમને પોતાના ધર્મ અને સમાજમા લેવાની ઇચ્છા રાખે છે અને તે જ ઉદ્દેશથી મારા જેવા સેંકડો બ્રાહ્મણોએ મ્લેચ્છ રાજ્યમા વાસ તથા મ્લેચ્છોનુ આચાર્યત્વ સ્વીકાર્યું છે

ગૌતમી—વાહ ! બહુ સારૂ ! આર્યોના સમાજમાં પ્રથમથી જ ચારવર્ણ છે તેમા આ પાંચમી વર્ણનો ઉમેરો તમે કરશો એમ મને લાગે છે !

હારીત—જુદી વર્ણ શા માટે જોઇએ ? પોતપોતાના ગુણકર્મ પ્રમાણે મ્લેચ્છ પણ ચારમાંથી કોઇપણ વર્ણમાં જઇને પડશે

ગૌતમી—સૌરાષ્ટ્રદેશમાં આવી રીતે તમે કેટલા મ્લેચ્છને આપણામાં સામીલ કરી લીધા છે ?

હારીત—મ્લેચ્છોમાં બ્રાહ્મણ હોવાનો અધિકારી હજી કોઇ થયો નથી ક્ષત્રીયો જ ઘણા છે થોડાક લોકો વૈશ્ય અને શૂદ્ર છે

ગૌતમી—આર્ય હારીત ! આ તમારા ઉદ્યોગથી આર્યભૂમિનુ કલ્યાણ તો થવાનુ નથી જ પણ મ્લેચ્છોની સાથે મિશ્રણ થવાથી આર્યજાતિ માત્ર કલંકિત અને હલકી થશે એ નિઃસંશય છે તેથી તમારા જેવાનુ જ પ્રથમ નિર્મૂલન કરવુ જોઇએ

હારીત—આપ તે ઉદ્યોગે લાગો એટલે તેમા જે અનિવાર્ય અડચણો છે તે આપને જણાઇ આવશે. ઘણા પ્રાચીન કાળથી બ્રાહ્મણોએ અનેક અનાર્ય જાતિને આર્યોના સમાજમા સમાવી દીધેલી છે તેમની સાથે રોટી વ્યવહાર તથા બેટી વ્યવહાર હોઇને રક્તનુ મિશ્રણ થયું છે આગળ જતા બૌદ્ધકાળમા આ મિશ્રણ વળી મોટા પ્રમાણમા થયુ આ સ્થિતિમાં

કેવુ શુદ્ધ આર્યરક્ત અને કોનુ દુષિત રક્ત તે કેવી રીતે ઓળખશો ? આપનો જ્યોતાનો જ વરાડ્યો આર્ય જાતિ અને આદ્ય રાજવંશ એમા આર્ય અને દ્રવિડ ( અનાર્ય ) એમનુ મિશ્રણ નથી કે ?

હવની ગૌતમી ગભીરપણે બોલી —' દ્રાવીડ જાતિ અનાર્ય હશે પણ મ્લેચ્છ ! અસભ્યરૂપે પુરવાર થયેલી જાતિ તો નથી ને ? દ્રાવિડ જાતિ સુસંસ્કૃત અને ઉન્નતિશીલ હોતી તેમણે આર્યોમાથી ધર્મ અને નીતિના બોધક તત્ત્વો ગ્રહણ કીના તેમ જ સ્તુતિ પ અને બીજી વિદ્યાઓ પણ આર્યોને આપી છે દ્રાવિડોની સાથે મિશ્રણ થવાથી આર્ય જાતિમા કોઇપણ જાતનુ ઉણાપણુ આવ્યુ નથી બ નો તેનાથી લાભ જ થયો છે

હારીત—મ્લેચ્છ પણ બધી રીતે હલકા જ ગણી શકાય નથી તેમનામા પણ કેટલાક સારા ગુણો છે નિયમિત રીતે અર્થાર્જનનો ગુણ આર્યોએ તેમની પાસેથી લેવા જેવો છે

ગૌતમી—દાનવોમા મ લીપણું ક્યા થોડુ હતુ ? પણ તેટલા માટે દેવોએ તેમની સાથે જાતિમિશ્રણ કોઇ દિવસ કર્યુ નહીં

હારીત—પણ દેવ અને દાનવ એ બન્ને દક્ષપ્રજાપતિના જ પુત્ર હતા તેમના રક્તમાં ભિન્નપણુ મુદ્દલ જ નહોતુ તેથી તેમનુ ઉદાહરણ અહીં લાગુ પડતુ નથી

ગૌતમી—પૂરના કાળમા જે થયુ હશે તે થયુ હશે માત્ર હાલના કાળમા તો આર્ય અને મ્લેચ્છ જાતિ એમનુ મિશ્રણ થયુ ઇષ્ટ નથી વિશેષ વાદ કરવાનો કોઇ ફાયદો નથી તમે મ્લેચ્છના આચાર્ય થઇને મરજી માફક વ્યવહાર કરો જ છો ચાલતા હો તમારો ક્રમ તમને કોઈ આડુ આવતુ નથી પણ તમારો આજે અહીં આવવાનો ઉદ્દેશ શુ છે ?

હારીત—હુ એક વિનતી કરવા આવ્યો હતો તે વિનતી કદાચ અમે કબુલ રાખવામા આવશે તે કહી શકાતુ નથી તો પણ તે માટે ખાસ આવેલો છુ એટલે આપને તે જણાવવાનુ મારૂં કામ છે

ગૌતમી—ઠીક જે હોય તો જણાવો

હારીત—વિનતી એટલી જ છે કે રાજા રુદ્રદમનની કન્યા દક્ષમિત્રાની સાથે આ રાજા પુલિમાનનુ લગ્ન કરવુ

ગૌતમી—( હસતા હસતા ) વાહવા ! વાહવા ! ધન્ય છે તમારી બુદ્ધિમત્તાને ? ઉચ્ચ કુળમા ઉત્પન્ન થયેલી રાજકન્યાને આર્ય-દ્રવિડ મિશ્રિત કુળમા આપવાની ઇચ્છા રાખો છો તેથી તમને શુ કહેવુ તે સમજાતુ નથી—શુદ્ધ આર્યરક્તનો કોઇ પણ રાજપુત્ર રુદ્રદમનની કન્યાનો હાથ પકડવા તૈયાર થશે કે ?

હારીત—મહારાણીસાહેબ, મહેરબાની કરીને અમારી ઇચ્છાને આમ હસી ન કાઢો, દક્ષમિત્રા એ-માની શિષ્યા હોઈ વિદ્યા, શીલ, રૂપ, ગુણ વગેરે બાબતની અનુકૂળતાને લીધે એકાદ ચક્રવર્તી રાજાની રાણી થવાની લાયકાતની છે પણ આર્યાવર્તમા એવો ચક્રવર્તી રાજા રહ્યો છે ક્યા ? દક્ષિણના રાજાઓમા આંધ્રરાજ પુલિમાન એકલો દેખાય છે માટે સૌ ...

સાક્ષરજીવન ૨, ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# ડાઉનીંગ સ્ટ્રીટ: બ્રિટિશ મહારાજ્યનું કેન્દ્રસ્થાન

લેખક—રા જયકૃષ્ણ નાગરદાસ વર્મા, બી એ, એલએલ બી (લંડન)

પૃથ્વીના સમસ્ત વ્યાપારનું કેન્દ્રસ્થાન લંડન શહેર બ્રિટિશ મહારાજ્યનું પાટનગર ગણાય છે, પરન્તુ મહારાજ્યની રાજદ્વારી પ્રવૃત્તિઓનું મધ્યબિંદુ કે ઉદ્‌ભવસ્થળ તો એ નગરમાં આવેલી એક નાનકડી શેરી અને તે શેરીમાં આવેલું એક જરીપૂરાણું નાનકડું મકાન છે લંડનના પુરાતન સ્વરૂપની ઝાંખી ઝાંખી કરાવનાર એ શેરી, નગરના અન્ય ભાગોની તુલનામાં તિરસ્કારપાત્ર જણાય છે, એને 'મહોલ્લા'નું નામ આપવું એ પણ અન્યાય કરવા જેવું છે મહારાજ્યના આ પાટનગરની યાત્રાએ આવતા એવા બહુ થોડા યાત્રીઓ હશે જે એ સ્થળ જોવા આકર્ષાયા હશે, એના બાહ્ય સ્વરૂપમાં ચક્ષુઓને આકર્ષે એવો એક પણ ગુણ નથી છતાં એ શેરી—ડાઉનીંગ સ્ટ્રીટ—આજ સૈકાઓ થયા મહારાજ્યના રાજ્યકારભારમાં અગ્રગણ્ય ભાગ ભજવી રહી છે. ભૂતકાળમાં અનેક ઉથલપાથલો આ શેરીએ જોઈ છે, ઇતિહાસના અનેક વિધવિધ રંગી પટ એનીપર ચઢી ચૂક્યા છે રાજ્યતંત્રની અનેક ઘટનાઓ સાથે એ શેરી આમ સંશ્લિષ્ટ થઇ ન હોત તો એને ભાગ્યે જ કોઈ આજે સંભારત, બીજી નાનકડી શેરીઓની જેમ એ પણ જનતાના સ્મૃતિપટ ઉપરથી લુપ્ત થઇ ગઇ હોત

બ્રિટિશ રાજ્યબંધારણના અભ્યાસકો કહે છે કે મહારાજ્યના બે શહેનશાહો છે. બકીંગહામ રાજ-મહાલયમાં નિવાસ કરી રહેલો સમ્રાટ જ્યોર્જ નામ માત્રનો શહેનશાહ છે, રાજ્યતંત્ર સાથે તેને નામનો જ સંબંધ છે પરંતુ ખરો શહેનશાહ તો ડાઉનીંગ સ્ટ્રીટના નંબર ૧૦ વાળા મકાનમાં રહેતો લોર્ડ જ્યોર્જ છે બ્રિટનના ગૌરવ અને દુર્ભાગ્યનું એ મૂર્તિમંત સ્વરૂપ, મહારાજ્યનો વડો પ્રધાન—મહામંત્રી આખી શહેનશાહતની રાજ્ય-લગામ પોતાના હાથમાં રાખી રહ્યો છે એની જેમ આદર્શ-હિન અને મદમસ્ત બનેલા પોતાના સ્વાર્થાંધ સાથીઓને અને પ્રજાતંત્રની વડિયાઇ હોવાની મગરૂરી ધરાવતી પાર્લામેંટના અર્ધ-ગુનામ બનેલા સભ્યોને એક સરખી રીતે એ પોતાની આંગળીને ટેરવે નચવી રહ્યો છે જેમ મદારી સર્પને રમાડે તેમ એ સંસ્કૃત પ્રજાઓના ભાગ્ય સાથે રમત કરવાની ચેષ્ટા કરે છે પણ એ ભૂલી જાય છે કે એ પ્રજાઓની ધરતરાણમાં બ્રિટિશ મહારાજ્યનો નાશ કરે એવું હળાહળ વિષ ભરેલું છે મહારાજ્યના વિધ્વંશ માટેના સાધનો ભેળાં કરવાનો પ્રયત્ન કરતો એ મહામંત્રી અધિકારની રૂએ એ નાનકડી ડાઉનીંગ સ્ટ્રીટના નાનકડા મકાનમાં રહે છે એમ મનાય છે ભૂતકાળમાં બ્રિટનના મહામંત્રીઓ એ જ મકાનમાં રહેતા હતા અને અત્યાર જો કે મહામંત્રી ત્યાં રહેતો નથી છતાં પોતાના અધિકારની ફરજો તો ત્યાં જ અદા કરે છે એ જ મકાનમાં પ્રધાનમંડળની સભાઓ મળે છે અને મહારાજ્યને લગતા કરોડો પ્રશ્નો ચર્ચાય છે પ્રજાઓના અને વ્યક્તિઓના ભાગ્યો અહિં જ ઘડાય છે કે ભગાય છે યુદ્ધ કે શાંતિની ઘોષણાઓ અહિંથી જ પ્રકટ થાય છે ઇંગ્લાંડને યુરોપીય યુદ્ધમાં ઝંપલાવવાનો નિર્ણય આખા મહારાજ્ય માટે એ જ મકાનમાં

સારી વીસ વાતો (સચિત્ર વાર્તાસંગ્રહ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

સુશીક્ષિત માણસોએ કર્યો હતો અત્યારે પણ હિંદની અસહકારની પ્રવૃત્તિ વિગ, મહત્વાકાંક્ષાની અને લોભની વેદીપર મેસોપોટેમીઆની સ્વતંત્રતાનુ બલીદાન આપવા વિષે કે ઇજીપ્તને નામ માત્રની સ્વતંત્રતા આપવા વિષે, અહિં જ ચર્ચા ચાલતી હશે આથી, ફ્રેન્ચ કે જરમન જેવા સંસ્કૃત પ્રજાઓના ચૈતન્ય-સ્વરૂપોને કેમ અંકુશમાં રાખવા ? એ ચિંતાજનક પ્રશ્ન એ જ સુશીક્ષિત માણસો એ જ પુરાતન મકાનમાં માત્ર બ્રિટનના જ લાભાલાભની દૃષ્ટિએ ચર્ચતા હશે; વાતાવરણની વિચાર અને બુદ્ધિ ઉપર ઉંડી અસર થાય છે જેમ એ મકાનપર શતકોનો કાટ ચડ્યો છે તેમ એ માણસોની બુદ્ધિ ઉપર પણ ચડ્યો છે શેરી અને મકાનના સંકુચિત ક્ષેત્રે તેમની દૃષ્ટિમર્યાદાનું ક્ષેત્ર પણ સંકુચિત બનાવી દીધુ છે ભૂતકાળના અનુભવોએ સિદ્ધાંતોમાં ફેરફાર કર્યો હશે પણ એમની બુદ્ધિમાં કે કાર્યમાં ફેરફાર કર્યો હોય એમ જણાતુ નથી એ અનુભવો ઇતિહાસના પટપર કોતરાયા હશે પણ એમના બુદ્ધિપટપર એથી કાંઈ પણ અસર થઇ હોય એમ માનવાને કારણ નથી વાર્યા ન કરે તે હાર્યા કરવાનો અનુભવ બ્રિટિશ રાષ્ટ્ર-સ્વભાવ છે વ્યક્તિગત સ્વભાવનુ ઔષધ ધન્વંતરીએ શોધી નથી કાઢ્યુ, તો પછી રાષ્ટ્ર-સ્વભાવનો રોગ ટાળવા માટેના ઔષધની તો વાત જ શી કરવી ?

વાચક જાણીને આશ્ચર્ય પામશે કે એક અમેરિકને એ શેરી અને તેમાંના મકાનો બંધાવ્યા હતા પરંતુ એ આશ્ચર્યચકિત કરે એવી ઘટના સર્વથા સત્ય છે એ કારણે જ એકદા અમેરિકાના રાજ-પ્રતિનિધિએ નગરના વિખ્યાત ગીલ્ડહૉલમાં ભાષણ આપતા યા-ગાર ઉદ્‌ગારો કાઢ્યા હતા કે "ડાઉનીંગ સ્ટ્રીટ જૂની અને નવી દુનિયાને જોડનારી સાંકળ છે પણ એ પ્રતિનિધિએ બોલવામાં જરા ભૂલ કરી ડાઉનીંગ સ્ટ્રીટે અમેરિકા અને બ્રિટનને જોડવાને બદલે બન્નેને છૂટા પાડવામાં વધારે અસરકારક ભાગ ભજવ્યો છે એવી જ રીતે મહારાજ્યના અન્ય ભાગોને પણ એ શાપિત શેરી છૂટા પાડવામાં સફળતા પ્રાપ્ત કરે તો ભાગ્યે જ કોઇ આશ્ચર્ય પામશે !

જે અમેરિકનના નામની સ્મૃતિ એ શેરી સાચવી રહી છે તે જ્યોર્જ ડાઉનીંગ હતો અમેરિકામાં એને કોઇ ઓળખતુ પણ નહિ અત્યારે પણ કોઇ ભાગ્યે જ યાદ કરતુ હશે એથી ઉલટી અમેરિકનોની એવી માન્યતા છે કે તે દેશદ્રોહી હતો વિશ્વાસઘાત કરનાર ગુન્હેગારને પ્રાચિન અમેરિકનો "જ્યોર્જ ડાઉનીંગ"નુ ઉપનામ આપતા હતા એનો પિતા ઇમેન્યુઅલ ડાઉનીંગ મેસેચ્યુસેટ્સ સ્ટેટના એક નાના શહેર સાલેમનો વતની હતો હાર્વર્ડની યુનીવર્સીટીમાં શિક્ષણ મેળવી ગ્રેજ્યુએટ થયા પછી થોડોક સમય તેણે અધ્યાપક તરીકે કામ કર્યું હતું જે મહત્વાકાંક્ષા અત્યારે એની શેરીમાં જડ ઘાલી બેઠી છે તેનાથી પ્રેરાઇ તેણે અધ્યાપકનુ કામ છોડી દીધુ અને વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાં ગયો ત્યાં તેણે એક વહાણના પાદરી તરીકે થોડોક સમય ધર્મોપદેશ કરવામાં ગાળ્યો ધર્મની ખાલી વાતો કરનારા અને ઉપદેશમાં જ ફરજની સમાપ્તિ થતી માનનારા અંતે સર્વથી વધારે જબરા થઇ પડે છે જ્યોર્જ પણ પ્રથમ શપથ લઇ કહેતો કે "અમારે એક પણ જર્મન

*, સસ્તા અને વિક્રમ ... ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મું

जेती नथी " परंतु लडाइना परिणामे लाखो एकर जमीन महाराज्यमा मेळववाना अरमानो नथी वेस्ट इंडीझ त्यागी डाउनींग आखरे इंग्लां. आ पो ते समये राजकीय वातावरण घेरायलु हतुं सुभाग्ये तेणे क्रामवेलनो पक्ष लीधो अने ओळखना सैन्यमा फरी धर्मोपदेश करवा माड्यो वीस वर्षनी वयनो थयो ते पहेला आ दक्षी माणुसे क्रोमवेलना स्कोटलान्डना सैन्यमा जनरल स्काउट-मास्टरनी पदवी मेळवी पाछळथी स्कॉटलान्डनी व्यवस्थानो भार पण तेने सोंपायो अने से तकनो लाभ लइने तेणे पोताना पिताने काउन्सीलना क्लार्कनी जग्या आपी

ते पछी पोतानी महत्वाकाक्षाने पोषे अने उन्नतिमा सहायभूत थाय एवा प्रकारनो तेणे लग्न सबंध बाध्यो तेनी पत्नी कामे हावर्ड, अर्ल ओफ कार्लाईलनी व्हेन थती हती क्रोमवेलनी कृपा मेळववाना तेना सफळ प्रयत्नोने परिणामे इंग्लान्डनो ते कोषाध्यक्ष नीमायो अने पाछळथी परदेश साथेनी राजनीतिमा पण पोतानुं वार्युं करवा लाग्यो. आ अरसामा तेणे यूरपखंडनी यात्रा करी होलान्ड, फ्रान्स, डेन्मार्क, स्वीडन अने पोर्तुगाल वगेरे देशोमा फर्यो यूरपखंडमा ते समये होलान्ड राजकीय प्रवृत्तिओनु मध्यस्थान हतु अने हेगमा इंग्लान्डना राज-प्रतिनिधि तरीके एणे पोतानी नीमणुक करावी क्रोमवेल जीव्यो त्या सुधी तो निरात हती पण तेना अवसान पछी राजा चार्लस बीजो गादीपर आव्यो त्यारे डाउनींगनी स्थिति डगमगवाने माटे कटोकटी थई हशे परंतु नवा राजा साथे तेणे सत्वर तह करी लीधी, अने अर्ल सेन्डवीचनो भाइ अने हालना वाइकाउन्ट कर्झननो प्रपितामह थोमस हावर्ड ए तह करावावामा मुख्य साधनभूत हतो

परिणाम ए आव्यु के ते पुन होलान्डमा इंग्लान्डना राज-प्रतिनिधि तरीके नीमायो अने आ तेनी उश्केरणीए बन्ने देशो वच्चे लडाइ करावी ए युद्ध शांत थई गया पछी ए ज्यारे पाछो हेग गयो त्यारे एणे एक अति नीच काम कर्यु राजा पहेला चार्लसने देहांत दंडमा भाग लेनार त्रण माणुसोनी ते पाछळ पड्यो अने तेमने पकडी राजाना हाथमा सोंप्या आ त्रणमा तेनो एक समयनो उपरी ओफीसर पण हतो त्रणे जणाने मित्रतानो देखाव बतावी भ्रमना नाखीने ज तेणे पकड्या हता तेना आ कार्यथी प्रजानी तेनी उपर धृतराग थइ पण ए महत्वाकाक्षी दक्षीने तेनी जरा पण परवा न हती परंतु राजा एथी अत्यंत खुश थयो अने डाउनींगने बेरोनेट बनावी, व्हाइट हालनी जमीननो एक टुकडो बक्षीस तरीके आप्यो. विश्वासघात अने छळना परिणामे प्राप्त करेली ए जमीनपर अत्यारे डाउनींग स्ट्रीट आवेली छे ए स्ट्रीटनी उत्पत्तिनो आ इतिहास जाण्या पछी अत्यारे पण त्या महत्वाकाक्षा अने छळनु साम्राज्य प्रवर्ती रह्यु छे एथी भाग्ये ज कोई आश्चर्य पामशे ! " जेवु वावे तेवु लणे " एवो अटळ विधिनियम छे ए नियममाथी डाउनींग स्ट्रीट अने तेमा रहेनाराओ केम अपवादरूप रही शके ?

कलापीना केकारव रु. ४-०-० एन. एम त्रिपाठीनी कंपनी, मुंबाइ

પરંતુ આ વિષયાંતર છોડી આપણે આગળ વધીએ. ડાઉનીંગના વિશ્વાસઘાતને બ્રિટિશ પ્રજા નો ભાખી રહી— અત્યારે પણ ક્યાં લોર્ડ જ્યોર્જના વચનભંગ સાંખી નથી રહેતી?— પરંતુ ક્યે પ્રજા અત્યંત ઉશ્કેરાઇ અને લોકોનું ટોળું એની પાછળ પડ્યું. પ્રજાસમૂહના કોપાનલમાંથી બચવાને તે દેશ છોડીને નાઠો, અને ઇંગ્લાંડ આ પેલો ચાર્લ્સ "રાજા વાજાં ને વાંદરા ત્રણે સરખા" એ કહેવત સિદ્ધ કરી બનાવી રજા વિના પોતાનો ઓદ્ધો તેણે છોડ્યો તે માટે તેને ટાવરમાં કેદ પૂર્યો. લગભગ એક મહિનો સરકારની મફત મહેમાન-ગીરી ચાખ્યા પછી રાજાની માનીતી રખાત ડચેસ ઑફ પોર્ટ્સમથના પ્રયત્ને કરીને તે છૂટો થયો, અને પુનઃ રાજકૃપા મેળવવા ભાગ્યશાળી થયો, લોભવશ બન્યો. વિલાસી રાજાને જોઈતા નાણાં તેણે પૂરાં પાડ્યાં અને પ્રજા સમક્ષ, કેટલાક ચોપાનીયાં લખી, તેનો બચાવ પણ કર્યો. રાજાની નાણા-ભૂખ પૂરી કરવા ઉપરાંત તેની માનીતી રખાતો ડચેસ ઑફ પોર્ટ્સમથ, લેડી કેસલમેઇન અને નેલગ્વીનને પણ પ્રજાની ત્રીજોરી મરજીમાં આવે તેમ લૂંટવા દેવામાં, તેણે બાકી ન રાખી. ચાર્લ્સે તેની આ ગુલામગીરીનો બદલો એની હજાર પાઉન્ડની ગ્રાન્ટ આપીને વાળ્યો.

ડાઉનીંગ સ્ટ્રીટના ઉત્પાદક વિષે આટલો ઇતિહાસ અત્યારે બસ છે. આપણે માત્ર એના જાહેરજીવનનું જ અવલોકન કર્યું છે અને જે દુર્ગુણોનો વારસો તે પોતાની સ્ટ્રીટને સોંપી ગયો છે તે અત્યારે પણ તેના વારસો—પ્રધાનમંડળ—જીવને સાટે સાચવી રાખવાના ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે. કહેવાય છે કે ડાઉનીંગનું ખાનગી જીવન પણ અનેક દુર્ગુણોથી ભરેલું હતું. તે એટલો તો કંજુસ હતો કે પોતાની માતાને ભૂખમરો વેઠાવીને કમોતે તેણે મારી નાખી હતી. પણ આપણને એ બધી બાબતો સાથે અહિં સંબંધ નથી, તેમ એના ખાનગી જીવનના દુર્ગુણો અત્યારના એના વારસોમાં છે કે કેમ તે પણ આ સ્થળે જોવાની જરૂર નથી. હવે આપણે, ડાઉનીંગ સ્ટ્રીટ મહામંત્રી અને તેના મંડળનાં કબજામાં કેમ આવી તેની ઝાંખી કરીએ.

ડાઉનીંગ પોતાની પત્ની અને મીલકતના વારસ તરીકે એક પુત્ર મૂકી ગયો હતો. એ બીજો બેરોનેટ ડાઉનીંગ લોર્ડ સેલીસબરીની પુત્રી સાથે પરણ્યો, જેનાથી તેને એક પુત્ર થયો હતો. પિતા કંઈક અંશે નબળા મગજનો હોવાથી પુત્રનું લાલનપાલન અને શિક્ષણ તેના મામા સર વીલીઅમ ફોરેસ્ટરના હાથમાં સોંપાયું હતું. જ્યારે નાનો ડાઉનીંગ હજી પંદર વર્ષનો હતો ત્યારે તેના મામાએ પોતાની તકનો લાભ લઈ પોતાની તેર વર્ષની પુત્રી મેરી સાથે તેના છુપી રીતે લગ્ન કરી દીધાં હતાં. પણ યુવાનીમાં આવતાં તેણે પોતાનું પોત પ્રકાશ્યું અને પોતાના લગ્નનો તે ખરો વારસ છે એવી સાબિતિ આપી. બસ પછી તે મુસાફરી કરવા નીકળી પડ્યો હતો પણ યાત્રા પૂરી કરી પાછા ફરતાં જ તેણે લગ્નસંબંધનો ઇન્કાર કર્યો. બાપની સર્વ મીલકત તેણે વિષયતૃપ્તિમાં ઉડાવવી શરૂ કરી દીધી. તે ફરી પરણ્યો જ નહિ અને પરિણામે વારસ વિના મુઓ. તે જે વીલ પાછળ મૂકી ગયો તેમાંથી એક અતિ રસપ્રદ અને વિખ્યાત મુકદ્દમો ઉભો થયો. પોતાના એક સગાને અમુક શરતોએ બધી મીલકત આપવા

ગુલામગીરીનો ગજબ (સચિત્ર વાર્તા) રૂ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ઇતિહાસ સૂચવે છે કે એવો કરોકટ પ્રસંગ ઉભો થતા પ્હેલાં નાટ્યકર્તાઓ પોતાના ન્‍મ અને મહત્વાભિલાષના આગ્રહો ત્યાગશે, માત્ર એવો કરોકટ પ્રસંગ ઉભો થશે એમ સિદ્ધ કરી આપવાની જ આવશ્યકતા છે, અને એ દિશામાં હિંદીપ્રજા પાસે સરથી મોટી આશા રખાય છે.

સુરત,
તા ૨-૧૨-૧૯૨૦.

---

# સુકાતી સરિતા.

લેખક-રા વૈકુંઠપ્રસાદ ઉપનશંકર, બી એ

સુકાતી શાને ? સરિતા !
　　　　સુકાતી શાને ?
નિર્મળાં જે નીર ભર્યાં'તાં !
　　　　ખોવાતે શાને ?—સરિતા.
ચિકની ધગતીને—શીત કરતી'તી
રિમની ધગકને,—શાન્ત કરતી'તી
　　　　એ શીત ! એ શાન્તિ ! ઝિનવે શાને ?—સરિતા.
ચ ંદ્રના ચળકારે,—ચોખી ચમકતી'તી,
સુખના મનકારે,—મીઠી મનકતી'તી,
　　　　એ ચમક ! એ મનક ! ઝિનવે શાને ?—સરિતા.
રેતની રસભરી—ખળખળતી'તી
રમઝમ રમતી,—છલછલતી'તી
　　　　એ ખળક ! એ છલક ! ઝિનવે શાને ?—સરિતા.
નીરના તરંગે—તરવરતી'તી
નીરના નિધિએ,—પરવરતી'તી,
　　　　એ તીર ! એ નીર ! ઝિનવે શાને ?—સરિતા.
સુકાતી શાને ? સરિતા !
　　　　સુકાતી શાને ?
　　　　　　સરિતા ! સુકાતી શાને ?

---

# પરમાર્થનું રહસ્ય.*

લેખક—રા. ભાનુશંકર હરશંકર યાજ્ઞિક, બી. એ.

'પરમાર્થ' એટલે શું એની કલ્પના ઘણાઓને હોયછે જ. ઐહિક ઉન્નતિનો કંટાળો આવે અથવા તે સાધ્ય ન થઇ શકે એમ થાય એટલે, જેનો આશ્રય ગોતવાનો તે પરમાર્થ-સ્વાર્થથી પ્રતિકૂળ-તે પરમાર્થ એવી જાતનો આ શબ્દનો અર્થ ઘણા સમજે છે. ખુદ રામદાસે પણ 'आधी प्रपंच करावा नेटका । मग साधावा परमार्थ विवेका' ॥ ( પ્રથમ બરાબર પ્રપંચ સાધીને પછી પરમાર્થે વિવેક સાધવો ) આવો ઉપદેશ કરીને પ્રપંચ તથા પરમાર્થ વચ્ચેનો વિરોધ વ્યક્ત કર્યો છે. એટલે મનુષ્ય પ્રપંચમાં રહે તો તેનાથી પરમાર્થની સાધના થઇ શકે નહિ અને પરમાર્થ શોધવાનો પ્રયત્ન કરે તો તેના પ્રપંચનો ગોટાળો થાય એવો સાર્વત્રિક મત છે. તેને લીધે પ્રપંચ તથા પરમાર્થ એ બે જૂદા જૂદા વિષયોની પરીક્ષા થઇ પડી છે. કોઇ ડાક્ટરની પરીક્ષા આપવાનો વિચાર કરે તો તેનાથી તે જ વખતે વકિલાતનો અથવા એંજીનીયરિંગનો અભ્યાસ કરી શકાય નહિ. પ્રથમ ડૉક્ટરની બધી પરીક્ષાઓ પાસ કરીને પછી જોઇએ તો તેણે બીજા વિષયની શરૂઆત કરવી. તે પ્રમાણે સ્વાર્થમાં-પ્રપંચમાં-ઐહિક ઉન્નતિમાં-જો કોઇએ યશસ્વી થવું હોય તો તેણે કેટલાક સમયપર્યંત પરમાર્થને બાંધીને ખુણે મૂકવો જોઇયે. એવી રીતે સ્વાર્થ પરમાર્થના જે વિષય તદ્દન જૂદા, એટલું જ નહિ, પરન્તુ પરસ્પર વિરોધિ આપણામાંના ઘણાના મતપ્રમાણે બનેલા છે તે તેમ હોવાનું કારણ નથી એમ દેખાડવાનો આજનો મારો પ્રયત્ન છે. એટલું જ નહિ, પરંતુ પરમાર્થ શબ્દ જેમણે સાંભળ્યો પણ નહિ હોય, અથવા તે સંબંધી કદિ પણ જરાકે વિચાર પણ નહિ કર્યો હોય એવા માણસ પણ પરમાર્થ તરફ હળવે હળવે પણ અજાણતા કેમ વળતા જાય છે તેનું દિગ્દર્શન થોડામાં કરવાનો મારો ઉદ્દેશ છે. છેવટે પરમાર્થ એ કાંઇ પ્રપંચથી ખિન્ન થયેલા મનને ફોસલાવવાનું અથવા નિરાશાથી ત્રાસ થયેલા હૃદયનું તાત્કાલિક ખોટું સાંત્વન નહિ, પરન્તુ-પરમ-અર્થ એટલે કે અત્યંત શ્રેષ્ઠ, અત્યંત મહત્વની, તથા અત્યંત આવશ્યક વસ્તુ છે અને તેની આગળ સર્વ ઐહિક વસ્તુ ફીક્કી પડીને સ્વપ્નવત્ કેમ દેખાવા લાગે છે તેનું વિવેચન કરવાનો મારો હેતુ છે.

## વ્યાવહારિક દૃષ્ટિ અને જડવાદ.

બ્રહ્માંડમાંના યચ્ચયાવત્ સર્વ પદાર્થોનો વિચાર બે રીતે કરી શકાય-( ૧ ) વ્યાવહારિક દૃષ્ટિથી તથા ( ૨ ) પારમાર્થિક દૃષ્ટિથી. અદ્વૈતવાદી કેસરી શ્રીમત્ શંકરાચાર્યને પણ આ જાતના ભેદ માનવા પડ્યા છે. વ્યાવહારિક, પ્રાતિભાસિક અને પારમાર્થિક આ ત્રણ સત્તા એ જગદ્ગુરુએ પ્રતિપાદન કરેલી છે, પરન્તુ પ્રતિભાસ અથવા ભ્રમ વ્યવહારમાં જ થતો હોવાથી **પ્રાતિભાસિક સત્તાનો** અંતર્ભાવ વ્યવહારિક સત્તામાં જ કરવાની કાંઇ હરકત દેખાતી નથી. તેથી આ બે જ પ્રકારે સર્વ પદાર્થોનો આપણે વિચાર કરીએ છીએ. પદાર્થોનું આપણને જેવું જ્ઞાન થાય છે તે દૃષ્ટિથી, એટલે આપણી ચિત્તવૃત્તિમાં તેમનું જે પ્રતિ-

* નીતિદર્પણ રૂ. ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

બિંબ પડે છે તે દૃષ્ટિથી—આપણા મનમા તેમનુ જે ચિત્ર ઉઠે છે તે દૃષ્ટિથી—જે વસ્તુઓનો વિચાર તે પહેલા પ્રકારથી વિચાર થયો. આપણે નાટક જોવા જઇએ ત્યારે જે શકુંતલા આપણી દૃષ્ટિએ પડે છે તે ખરી શકુંતલા—મેનકાની કન્યા—હોય છે કે ? બિલકુલ નહિ—એટલુ જ નહિ, પણ કેટલીક વખત તો તે સ્ત્રી પણ નથી હોતી! એ એક રંગેલુ લુગડુ પહેરેલો છોકરો જ હોય છે પણ નાટક જોતી વખતે આપણે આ વાત ભૂલી જઇએ છીએ, અને ખરેખર તેને જોતા એવી વિસ્મૃતિ જો થાય નહિ તો આપણને નાટકમા બિલકુલ આનદ થયો નહિ મૃચ્છકટિકમા ચારૂદત્તને વધસ્તભ પાસે લઇ જતી વખતે ઘણા કોમળ મનના માણસો—ખાસ કરીને સ્ત્રીઓ ખરેખર જ રડવા લાગે છે તે વખતે જે દેખાય છે તે ખરૂ એવુ તેમને તેટલા વખત પૂરતુ લાગે છે એ ખુલ્લુ છે આ વસ્તુઓનો પહેલી દૃષ્ટિથી વિચાર થયો. આવી રીતે વિચાર કરવો એ આપણા સ્વભાવમા ઓતપ્રોત થઇ ગયુ છે કોઇ વખતે તો તેની જરૂર પણ પડે છે સૂર્ય દરરોજ પૃથ્વીની આસપાસ ફરતો લાગે છે તેમ તે ફરતો નથી પણ ઉલટી પૃથ્વી જ તેની આસપાસ તેટલા જ વખતમા ફરે છે એ વાત પૂર્ણપણે સિદ્ધ થયેલી છે પરતુ અનુભવિક જ્યોતિષીઓ કહે છે કે ગણિત કરવામા આ ખરી કલ્પનાથી ઘણી મેહેનત પડે છે તેથી સૂર્યના પરિવર્તનની જે ખોટી ઠરેલી કલ્પના તે જ ખરી માનીને એ સર્વ ગણિત કરે છે એવી રીતે કરેલુ ગણિત ખોટુ પડતુ નથી એટલુ જ નહિ, પણ ઉલટુ તે ઘણુ જ સહેલુ અને સરળ પડે છે એવે ઠેકાણે વસ્તુ દેખાય છે તે ખરી માનવામા જ લાભ છે સર્વ ભૌતિક-શાસ્ત્રોનો ઉગમ આ તરેહના વિચારમા જ છે આ શાસ્ત્રોથી માનવ જાતિને ઐહિક દૃષ્ટિથી જે ફાયદા થયા છે તે ઉપરથી જ આ વ્યાવહારિક જ્ઞાનનુ મહત્ત્વ સમજાઇ જાય છે સૃષ્ટિમાની નાનાવિધ ગૂઢ શક્તિઓને પોતાની ચાકરીએ લગાડીને આ અત્યત નિર્બળ તથા ક્ષુદ્ર માનવી પ્રાણીએ શુ શુ ચમત્કાર કર્યા નથી ? કયા કયા સુખો મેળવ્યા નથી ? કયાં કયા દુખોનુ નિવારણ કર્યું નથી ? આ શાસ્ત્રોનુ પરાક્રમ આટલેથી જ અટક્યુ નથી આ અતિ સાહસિક પ્રાણીએ અદ્ભુત સૃષ્ટિમાંનો અત્યત અદ્ભુત પદાર્થ જે મનુષ્ય તે કોણ, તેનુ વાસ્તવિક સ્વરૂપ શુ, તેની વિચાર શક્તિ ક્યાથી આવી, વિગેરે પુછવાવી નાખે તેવા પ્રશ્નોમા પણ હાથ ઘાલ્યો પરતુ આ પ્રશ્નોનો ઉત્તર આપતી વખતે ભૌતિક શાસ્ત્રને એક અડચણ આવી અને વિચાર, બુદ્ધિ, ઇચ્છાનુ કારણ તે શાસ્ત્રને સમજાયુ નહિ વિશ્વમા જડ વિના બીજુ કાંઇ નથી, એ તો તેમનો સિદ્ધાત તેથી જે જે કાંઇ છે તે સર્વ જડનુ જ રૂપાતર હોવુ જોઇએ પરતુ વિચારોને તો હાથ કરી શકાય નહિ પણ એકાદ બાબતની બરોબર ઉપપત્તિ મળે નહિ તો હરકત નહિ પણ પ્રમાણોથી સિદ્ધ થયાવિના કશા ઉપર પણ વિશ્વાસ મૂકવો નહિ એવો ભૌતિક શાસ્ત્રનો આગ્રહ હોવાથી, આ સર્વ વિચારોની ક્રિયા સાથે મગજમા ચળવળ થતી જણાયાથી, તથા તે બધ થતા જ આ ચળવળ પણ અટકતી જણાવાથી,—જે પ્રમાણે પિત્તાશયમાથી પિત્ત બહાર નીકળે છે તે પ્રમાણે જ મગજમાથી વિચાર બહાર નીકળે છે એવો એ સિદ્ધાત ભૌતિક શાસ્ત્રે કાઢી બેસાડ્યો આ જ જડવાદ કહે છે કેવળ જડ બાબતોજ તે

*પાચ પ્રેમકથા રૂ ૦—૬—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઇ

થઈ હોય તેણે ' અમુક બાબત હોવી તદ્દન અશક્ય છે અથવા અમુક ચમત્કાર કદાપિ પણ બનશે નહિ ', આવી રીતનો મૂર્વગ્રહ તદ્દન છોડી દેવો જોઇએ નવીન જ્ઞાનનો પ્રકાશ જો આપણા મનોમન્દિરમાં આવે એવું આપણને લાગે તો તે મ િના બધા દ્વારો તથા બારીઓ તદ્દન ઉઘાડી મૂકવી ન જોઇએ શું ? તેની આગળ પૂર્વગ્રહના-ભૂતોની કલ્પનાના-પડદા છોડેલા રાખવાનો શો ઉપયોગ ? સત્યનો ઝબક જે છે તે તે તમારી વિચારશક્તિની મુસમાંથી નીકળવાને બ્હીતો નથી તે તમારા તર્કશાસ્ત્રના નાજુક ત્રાજવાની દરકાર કરતો નથી તે તમારા ન્યાયશાસ્ત્રમાંના ઘટપટાદિ ખટપટને ગણકારતો નથી પણ તે એટલું જ કહે છે કે મને તમારા મગજમાં દાખલ થવાને તદ્દન ખુલ્લો માર્ગ આપો, મારી આડે આવનારા બધી જાતના પડદા દૂર કરો, એકાગ્ર કાચના ઘરપ્રમાણે તમારૂં મન બનાવો એટલે મારી પ્રાપ્તિ થવાને તમને ઘડીનો પણ વિલંબ લાગશે નહિ જેટલી ગોતકબુદ્ધિથી, જેટલા નિષ્પક્ષપાતથી તમે તમારી દૃષ્ટિ મારી તરફ વાળશો તેટલી મારી પ્રાપ્તિ તમને જલદી થઇને સત્ય માંની અનેક ગૂઢ બાબતો તમને તદ્દન સહેલી બની જશે અસ્તુ

## તત્વજ્ઞાન દૃષ્ટિ અને કેંટ.

આ ભૌતિકશાસ્ત્રની જ પદ્ધતિથી જડવાદના જ તદ્દન તળીએ પહોંચીને અધ્યાત્મવાદ જ ખરો છે, એ સિદ્ધ કરવાની બાબત તદ્દન હમણાની છે રેડિયમની જો બરોબર શોધ થઈ ન હોત તો એ કદાચ અશક્ય પણ થયું હોત, અને રેડિયમની શોધ થયાને આજે ૧૫-૨૦ વર્ષ જ થયા હશે એટલે એની પહેલાં વિચારીપુરૂષોએ કઈ પદ્ધતિથી અધ્યાત્મવાદ સિદ્ધ કર્યો હતો, એ પ્રશ્નનો ઉત્તર માનવીજ્ઞાનનો જે બીજો મોટો પેટા વિભાગ એટલે કે ' તત્વજ્ઞાન ' ( *Metaphysics* )માં છે શાસ્ત્રની શોધ જેમ જેમ આગળ જશે તેમ તેમ બ્રહ્મનું અસ્તિત્વ અધિકાધિક દૃઢતાથી સિદ્ધ કરીને તે ઉપયોગી થશે જ પણ તત્વજ્ઞાન ભવિષ્યકાળ ઉપર અવલંબેલું નથી તેના સિદ્ધાંત ત્રિકાલાબાધિત છે એટલે કેંટ, શૉપનહોર, અથવા શંકરાચાર્યે તેમનો જ આશ્રય કર્યો આમાંથી શ્રીમચ્છંકરાચાર્યે પરસ્પર વિરૂદ્ધ શ્રુતીઓની એકવાક્યતા અદ્વૈતસિદ્ધાંતથી કેમ થાય છે તે દેખાડ્યું પણ કેંટે આપણને કાંઇ જ્ઞાન થાય છે તે કેવી રીતે થાય છે, એ પ્રશ્નનો પ્રથમ નિકાલ કર્યો શાસ્ત્ર કહે છે કે, બાહ્ય વસ્તુ પરોક્ષ અથવા અપરોક્ષ રીતથી-એટલે ઈથરની અથવા વાયુની લહેરોથી ઇંદ્રિયોના દ્વારથી અંદર જઈ ત્યાંથી મજ્જાતંતુમાં થઇને પ્રવાસ કરતો મગજમાં જઈ પહોંચે છે અને એ તેમનું મગજમાં જઈ પહોંચવું એટલે જ તેનું જ્ઞાન થવું મગજ એ ' હું ' કહેનાર ચૂટ વસ્તુથી અલગ છે એ સર્વસંમત બાબત જો ધ્યાનમાં લઇએ તો આ શાસ્ત્રથી પ્રતિપાદિત થયેલી જ્ઞાનની ઉપપત્તિ અનુભવ સાથે મળતી આવતી નથી આ સામે રહેલો દીવો ખાતા પ્રમાણની લહરી આવીને મગજ ઉપર અથડાઇ એવું જ્ઞાન આપણને સ્વપ્નમાં જ થતું નથી

આંખના અંદરના પડદાપર પડેલું દીવાનું ઉલટું ચિત્ર આપણને દેખાયું એવું ક્યાં ય પણ થતું નથી ફક્ત બહારનો દીવો જ આપણને દૃગોચર થાય છે આ આશ્ચર્ય ! કૃષ્ણ

કૃષ્ણચરિત્ર રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબાઇ

સર્વ જણ એક જ પરમાત્માના અંશ ન હોત તો એકને બીજાને માટે સહાનુભૂતિ શા માટે લાગી હોત ? એક સામાન્ય મુલતત્ત્વદ્વારા જગતમાંની એક વ્યક્તિનો બીજી સાથે કોઈ એક સંબંધ નથી, તો બાપડી છોકરા માટે પ્રેમ શા માટે થાય, અને તેમના સુખ માટે ગમે તે ખટપટ કરવાને માણસો શા માટે તૈયાર હોય ? તેથી આપણા સાધારણ રોજના વ્યવહારમાં પણ આપણે પરમેશ્વરનું અસ્તિત્વ-સર્વ માણસોનું એકત્વ કબૂલ કરીએ છીએ જ નહિ તો ચાર્વાકોનો ઉપદેશ 'यावज्जीवं सुखं जीवेत् ऋणं कृत्वा घृतं पिबेत् । भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥' આ જ ગમે તે ઉત્તમ ઉપદેશ ગણાયો હોત પણ એવી રીતે વર્તનારને આપણે સારો માણસ કહેતા નથી આટલી એક બાબત ઉપરથી જ જે દેખાય છે તેનાથી પેલી પાસ કાંઇ પણ એક તત્ત્વ છે અને આપણો તથા તે તત્ત્વનો અત્યંત નિકટ સંબંધ છે, એ સહજ જણાઈ આવવા જેવું છે તેથી આપણી દરરોજની વ્યવહારની નીતિ તથા સદસદ્વિવેકબુદ્ધિ વિષે જો ઊંડી દૃષ્ટિથી વિચાર કરીએ, તો ચાર્વાકવાદ સિદ્ધ ન થતાં અધ્યાત્મવાદ જ સિદ્ધ થાય છે

માટે શાસ્ત્રની, તત્ત્વજ્ઞાનની, ધર્મની, તથા વ્યવહારમાંની નીતિની મદદથી જે જે દેખાય છે તેટલું જ, સાચું ન હોઇને તેની પેલીપાસ કાંઇ પણ છે એ વાત સહજ સમજાય છે, તેક તે બાબતની શોધ કરવી, તે પ્રાપ્ત કરી લેવા માટે જે માર્ગ જણાવેલા છે તેમનું અવલંબન કરવું એ ધર્મનું ભોળાપણું અથવા મૂર્ખાઈ નહિ પરન્તુ શોધકપણું, જીજ્ઞાસુ છે હાલમાં ઘણા જ સુશિક્ષિત લોક એકાદ મનુષ્ય પરમાર્થ તરફ વળે તો તેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ અથવા તેને એકાદ રોગે પછાડયો એવું સમજે છે દેશકાર્ય કરવું, રાષ્ટ્રજાતિમાટે ભાષણો દેવાં, માતૃભૂમિના હિતમાટે સર્વએ મેહનત કરવી એ તેમને કબુલ છે. પણ ધર્મનું નામ લીધું, પરમાર્થનો સંબંધ આવ્યો કે તેમને ચીઢ ચડે છે, ખરાબ લાગે છે, તથા એવા પરમાર્થોન્મુખ લોકની દયા આવે છે આ સર્વ ખોટા છે

## સ્વાર્થ અને પરમાર્થ

તદ્દન ભિન્ન માનવાથી થાય છે ખરેખર જોતાં પ્રત્યેક પારમાર્થિક કૃત્યમાં સ્વાર્થનો થોડો ઘણો પણ અંશ હોય છે, તથા પ્રત્યેક સ્વાર્થિક કૃત્યમાં થોડો ઘણો પરમાર્થ પણ સધાય છે એમ જુઓ કે, કોઇએ દાનધર્માદિ પારમાર્થિક કૃત્યોનો આરંભ કર્યો પણ હજી તેનું સ્વત્વ તદ્દન નષ્ટ ન થવાને લીધે 'પોતાને' બ્રહ્મજ્ઞાન થાય એવું તેને લાગે છે જ આ લાગવું જેટલું જેટલું કમી થાય તેટલો તેટલો તેનો પારમાર્થિક ઉદ્યોગ અંશે દૂર પણ છૂપું તદ્દન છૂટે એટલે સાયુજ્ય પ્રાપ્ત થયા પછી જ નાશ પામતું હોવાથી પરમાર્થમાં સ્વાર્થનો અંશ થોડો ઘણો પણ હોય છે, જ હોય છે તે જ પ્રમાણે પોતાને આવશ્યક હોય એવી કેટલી બાબતોનો મનુષ્ય ત્યાગ કરી શકશે ? તદ્દન સંસારનો પરિત્યાગ કરીને અરણ્યમાં જો તે જઇને રહે તો પણ પ્રાણધારણ કરવા માટે કાંઈ પણ ખાવું તો જોઇએ જ તેથી ગમે તેવી સખ્ત પરમાર્થવૃત્તિ માણસ ધારણ કરે તો પણ તે સ્વાર્થથી સર્વથા અલિપ્ત હોવાનું અશક્ય છે હવે

મેરેજ ડ્રોગ્સ અન્ડર એન્શીયન્ટ હિન્દુ લૉ રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

સ્વાર્થમાં પરમાર્થ કેવી રીતે થાય છે તે જુઓ. એકાદ ડૉક્ટર પોતે પ્રસિદ્ધ થવા માટે ગરીબ લોકોને મફત દવા આપવા લાગે તો તે બિચારાનું તેનાથી કલ્યાણ થાય છે અને કેવળ ક્રિયાની દૃષ્ટિથી-તેમનો ઉદ્દેશ જો કે બાજુએ મૂકીએ, તોપણ એવી કીર્તિની ઈચ્છા કરનાર ડૉક્ટરના હાથથી થોડો ઘણો પરાર્થ તથા પરમાર્થ સધાય જ છે. હવે તે તદ્દન નિષ્કામ બુદ્ધિથી જો આ કાર્ય કરે તો તેનો પરમાર્થ ઉચ્ચ તરેહનો ખરો; પણ તેના માટે-કીર્તિ માટે હોય તોપણ શું—ગરીબનું કલ્યાણ તેને હાથે થાય તો તે પરમાર્થના વિષયની વાત થઈ નહિ એવું કોણ કહેશે ? આ સ્વાર્થ પરમાર્થની આવી જોડ કરેલી હોવાને લીધે પરમાર્થનું રહસ્ય બાહ્યક્રિયામાં ન હોતાં અન્તર્મનોવૃત્તિમાં છે એ સહજ સમજાઈ આવશે. પરમાર્થનું રહસ્ય અરણ્યકવૃત્તિમાં નથી, સર્વસંગ પરિત્યાગમાં નથી, તે અંતરાત્માની વૃત્તિમાં તથા સ્વસુખ નિરભિલાષ બુદ્ધિથી બીજાઓને ઉપયોગી થવાની ઈચ્છામાં છે ! પરમાર્થનું રહસ્ય ખરેખર જેનાથી સમજાયું તેને પોતાને માટે કાંઈ જ ચિંતા રહેશે નહિ. વૈરાગ્ય ઉત્પન્ન થયેલો હોવાને લીધે તેનું કામ નિષ્કામ હોય છે. કોઈ પણ જાતના કર્મથી તે બંધાતો નથી. કારણ જો કે તેના શરીર વડે જો કે કર્મ થાય તોપણ તે મનથી થતું નથી. કારણ તેનું મન તો એક સદ્વસ્તુ તરફ, જે જાણ્યા પછી કાંઈએ જાણવાનું જ રહેતું નથી એવા તે આત્મસ્વરૂપ તરફ લાગેલું હોય છે. હવે મનથી જે કરેલું નથી તે થયું જ નથી. બાહ્યક્રિયા જો કે એક જ હોય પણ અંદરની વૃત્તિ ભિન્ન હોય તો તે ક્રિયાનું સ્વરૂપ બદલાય છે. યોગવાસિષ્ઠમાં જણાવ્યા પ્રમાણે 'मन कृत कृतं राम न शरीरकृत कृत । येनवालिंगिता कांता तेनैवालिंगिता सुता ॥' માટે પરમાર્થનું રહસ્ય સ્વસ્થ બેસવામાં નહિ અથવા માત્ર શરીરને પંચાગ્નિસાધનો વડે ત્રાસ આપવામાં નથી. તે ફક્ત આપણી વૃત્તિ બદલવામાં છે. આપણે કોઈપણ સ્થિતિમાં હોઈએ તોપણ આપણું કર્તવ્ય શું છે એ આપણને વિચારશક્તિની, સદસદ્વિવેક બુદ્ધિની, પુસ્તકોની સહાયથી સમજાય છે એ કર્તવ્ય—કર્તવ્ય તરીકે—એટલે કે નિષ્કામ બુદ્ધિથી, તેના પર આસક્તિ ન રાખતાં જો આપણે કરીએ તો, તેમાં જ ખરૂં સુખ—એ એટલું જ નહિ, પણ સ્વર્ગસુખ અથવા મોક્ષ સુદ્ધાં તેમાં જ છે. મોક્ષ એટલે મુખ્યત્વે કરીને 'છૂટકો' થવાથી, તો આપણા ઉપર જબરજસ્તીથી અમલ ચલાવનારી વાસનામાંથી ધનની વાસના, કીર્તિની વાસના, સુખની વાસના—આ વાસનાઓએ આપણને કેવા તદ્દન જકડી લીધા છે. તેમના બંધમાંથી છૂટા થવું એ એક પ્રકારનો નાનામોટા પ્રમાણમાં મોક્ષ જ છે. જુઓ તો મોક્ષપ્રાપ્તિ કેટલી સહેલી વાત છે ! ઈચ્છા થાય એને કરો નાશ. એવી રીતે આજથી શરૂઆત કરીને થો ! જ મહિના અનુભવ લઈએ તો આપણને જણાઈ આવશે જ આવશે કે, વાસના તૃપ્ત કરવા કરતાં તેનો નાશ કરવાથી જ આપણને અધિક ફાયદો છે. કારણ આપણે આ મનુષ્યાવસ્થામાં જ કાંઈ રહેવાનું નથી. વધુ પશુ અધિક મોટા આપણે બનવાનું છે. આપણામાંનો દેવત્વનો અંશ જાગૃત કરીને પશુત્વના અંશનો નાશ કરવાનો છે. તેથી આવી હીન વાસના આપણામાં રહેવા દઈને અથવા તેમની

સુવર્ણગિરીનો ગર્ભ ( સચિત્ર વાર્તા ) રૂ. ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.

તૃપ્તિ કરીને આ ઉચ્ચ હેતુ કેવી રીતે સધારે? આ ઉદાત્ત હેતુ સાધવાને પોતાને ગુણ તૂએ ગણીને બીજાઓને આપણે કેવી રીતે મદદ કરી શકીએ એ આપણે જોવુ જોઇએ, ગાન એ મુદ્દે કરવા આવક તેટલા માટે આપણુ જ્ઞાન વધારવુ જોઇએ, અધ્યયન કરવુ જોઇએ ચિંતન કરવુ જોઇએ આ શ્રવણમનન નિદિધ્યાસના યોગથી બીજાઓને-આપણાથી ઓછા દરજ્જાના લોકોને ઉચ્ચ સ્થિતિએ લાવવાને, ઘણો પ્રયાસ કરવો જોઇએ આ વિચાર હમેશાં આપણા મનમા આવવો જોઇએ તથા એવી ક્રિયા થવી જોઇએ કે,

'शुभमस्तु सर्व जगतः सर्वा भद्राणि पश्यतु सर्वे प्राणिन सुखिनो भवन्तु ॥'

---

# મહાત્મા ટૉલ્સ્ટૉયનુ આત્મનિવેદન.

લેખક—રા જયન્ત.

[ કુમારીના અંક, ૧૧, થી અનુસંધાન ]

"આગના દિવસ સુધી જે મધના ટીપાથી ફસાઇ, એ સત્ય તરફ મે દુર્લક્ષ કર્યુ તે ટીપા બે પ્રકારના છે એક કૌટુંબિક પ્રેમ અને બીજો સાહિત્યપ્રેમ એમના માણસોને હમેશ વળગી રહેવાની અને પુસ્તકો લખવાની લાલસા મારામાં પ્રબળ હોવાથી એ સત્ય તરફ મારી દૃષ્ટિ ગઇ નહિ પણ હવે એ વસ્તુનો પણ રસ લાગ્યો"

"કુટુંબ! કુટુંબ એટલે શુ? કુટુંબ એટલી મારી પત્ની અને મારા બાળકો, પરંતુ તે પણ મારા જેવા જ માણસો મારી અને તેમની સ્થિતિ એક જ તેમણે પણ આંખ મીચી કરી આયુષ્યના દિવસ પસાર કરવા અથવા મારા પ્રમાણે આ ભયંકર સત્ય સમજી લેવુ એવી સ્થિતિમા તેમણે પણ શા માટે જીવવુ? મારે તેમનાપર પ્રેમ રાખવો, તેમનુ સંરક્ષણ કરવુ, તેમને ઉછેરવા અને તેમના હિત તરફ નજર રાખવી છેવટે એ દિવસે આ ભયંકર સત્ય તેમની દૃષ્ટિએ પડે એટલે તેમણે નિરાશાથી મારા તરફ જોવુ એ જ ને? ત્યારે મારા પ્રેમ અને શ્રમનો શો ઉપયોગ થયો? કદાચ, એ સત્ય તેમની દૃષ્ટિએ ન પડે તો શુદ્ધ મૂર્ખામીમા તેમનુ જીવન દહાડુ થતુ જાય, તેમનાપર પ્રેમ રાખુ છુ ત્યારે એ સત્યસ્વરૂપ તેમનાથી કેમ છુપાવી શકુ? તેમનુ જ્ઞાન જેમ જેમ વૃદ્ધિ પામતુ જાય છે તેમ તેમ તેમને સત્ય તરફ અધિકાધિક લઇ જાય છે અને તે સત્ય એટલે છેવટે મૃત્યુ અને સંહાર"

"સાહિત્ય! કાવ્ય! પહેલા પહેલા લોકોએ મારા ગ્રંથોની સ્તુતિ કરવાથી તે પ્રીતનો નીરોગ અનુપમ આવ્યો તેથી જીવન નષ્ટ થતા સુધી સાહિત્યસેવા કરી આનંદમા કાળ નિર્ગમન કરવાનો બુદ્ધિભ્રમ ઘણા લાંબા કાળ સુધી થયો હતો પણ મારી બુદ્ધિને ભ્રમ થયો તેથી મારુ કાર્ય અગત્યનુ હતુ? તે પગલે પગલે નાશ કરવુ જ હતુ મૃત્યુ સર્વભક્ષક છે તેના સપાટામાથી મારુ એક પણ લખાણ નથી, તે મારો ભલો કરશે મારા ગ્રંથ ખોઇ જશે અને એ ગ્રંથોનુ

૧૬ કમતાના પત્રો ૨ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

જીવનનુ પણ સર્વરીતે નષ્ટ થઇ જશે! આવો વિચાર મારી સન્મુખ સ્પષ્ટ ઉભો રહેતા મારામા સાહિત્યપ્રેમ ક્યાથી રહે ? મને જણાઇ આવ્યું કે સાહિત્ય એ જીવનનુ એક ભૂષણ કે—એક અલંકાર માત્ર છે એ. અલંકારના લોભથી બુદ્ધિ મોહ વશ થઇને મિથ્યા જીવનને મનોહર બનાવી રહે છે પણ મૂળ જીવનનો જ પ્રેમ નષ્ટ થયા પછી એ અલંકારની શી કીંમત રહે ? જે ટાળીનો મને જ તુચ્છ અને ખરાબ લાગવા માંડ્યો તે હું ધારું કેવી રીતે ? એને જનસમાજ સમક્ષ મુકુ પણ શી રીતે ? કદાચિત એવો એકાદ અલંકાર બનાવવાનુ તોપણ લોકોને તેમા શી મીઠાશ મળે ? "

" મારા પોતાના જીવનક્રમમા મારા પોતા માટે જ રસ રહ્યો નહિ સમુદ્રમા પડેલો મનુષ્ય જેમ મોજાની સાથે નિ સહાય સ્થિતિમા વહે છે, તેમ હુ જીવનસાગરપર ક્યાએ વહે વાનો હતો. પૂર્વે એવો ભ્રમ થયો હતો કે માનવજીવનનો હેતુ મને સમજાતો નહિ હોય પણ તેમા કંઇ પણ હેતુ નિશ્ચિતપણે છે આથી તે વખતે કાવ્યમાં અને કથાનકમા પડેલુ માનવજીવનનુ પ્રતિબિંબ મને મનોહર લાગતુ હતુ સાહિત્યકળાના દર્પણમા માનવજીવનનુ પ્રતિબિંબ બરાબર પડેલુ જોઇને મારા ચિત્તને સંતોષ થતો હતો, પણ જ્યારે હુ એ હેતુને શોધવા લાગ્યો તથા હવે પછી એ હેતુને સાધ્ય કરવાનો ઉદ્યોગ કરવાનુ મે ધાર્યું ત્યારે સાહિત્યકળાનુ એ દર્પણ મને નિરુપયોગી, ત્રાસદાયક અને દુ ખપ્રદ જણાવા લાગ્યુ તે આરસામાં પડેલા પ્રતિબિંબ તરફ જોઈ મારા ચિત્તનુ સમાધાન દૂર થવા લાગ્યું કારણ તેમા મૂર્ખતા સિવાય અન્ય કોઇ પણ ગુણ મને સુઝી આવતો ન હતો જ્યા સુધી તેમા કંઇ તથ્ય છે એવી મારામા ભાવના હતી ત્યા સુધી તે તરફ જોઈ આનંદ માનવામા કંઇપણ લાભ હતો તેમા દેખાઇ આવતુ હાસ્ય, દુ ખ સહૃદયતા, સૌંદર્ય અને ભયંકરતાની છાયા મને ગમ્મત આપતી હતી, પણ માનવજીવન અર્થશૂન્ય હોવાની ખાત્રી થતાં જ એ આયનામા રહેલો આનંદ એની ઉંડાણથી અટકી ગયો બે ઉંદર જીવનની દોરીનુ મૂળ અહોનિશ કાતરતા કરે છે એવુ નજરે પડ્યા પછી મધની મધુરતાની મીઠાશ ક્યાથી રહે ?" –

"" પણ એટલાથી જ કંઇ સર્વે પતી ગયુ નહિ માનવજીવન કેવળ અર્થહીન છે એટલી જ જો મારા મનની માન્યતા થઇ હોત તો ઠીક હતુ એ આઘાત મે વિના અડચણે સહન કર્યો હોત ભાગ્યનિશ્ચિતને માટે ઉપાય જ નહિ હોવાના કારણે મુંગો મોઢે ચૂપ રહ્યા હોત પણ એટલી જ સમજથી મારું મન સ્વસ્થ રહેતુ ન હતુ, જગતમા રહેલા કોઇ માણસને ત્યાથી બહાર 'જવાનો' માર્ગ નહિ હોવાની ખાત્રી થાય છે તો તે ખુશીથી પોતાનુ જીવન ત્યા જ સુખમાં ગાળે છે, પણ મારો બનાવ તેવો પણ ન હતો, મારી સ્થિતિ તો અરણ્યમાં રહેનારો પણ રસ્તો નહિ જડવાથી જંગલમા સપડાઇ જનારા જેવી હતી ભૂલો પડેલો માનવી રસ્તો શોધવા આમ તેમ ભાગતો મારફત દોડ્યા કરે છે અને દોડતા દોડતા તે સાચા રસ્તાથી વિશેષ દૂર થતો જાય બેબાકળો થઇ જાય છે તેમ મારું થતું હતું પોતે રસ્તો ભૂલે છે એમ તે જાણતો હોવા છતા તેની દોડાદોડ બંધ પડતી નથી તેમ હું પણ દોડ્યા કરતો હતો "

કવિતાપ્રવેશ, ર ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

"એ સ્થિતિ ખરેખર અતિ ભયાનક હતી એ ભયમાંથી મુક્ત થવાનો આત્મહત્યા સિવાય અન્ય માર્ગ જ મને દેખાતો ન હતો એક દિવસે મારૂ બદન ભેદાઈ જશે અને હું રળીઆમણા આ જગત્ છોડી જઇશ, પણ તેમ બનતા સુધી રાહ જોઇ બેસી રહેવાની ધીરજ પણ મારામા ન હતી મૃત્યુ પછી પ્રવર્તનારો ઘોર અંધકાર મને પ્રથમ જ જણાતો હોઈ તેનો એટલો ભય લાગતો હતો કે, તે દશ્ય દૃષ્ટ કરવા માટે ફાંસો અથવા બંદૂકની ગોળી સિવાય બીજો કોઇ ત્રાતા જ હુ જોઇ શકતો ન હતો એ ભયથી જ આત્મહત્યાની કલ્પના મારા મનમા બળવાન થતી ચાલી"

* *

"પણ મારી ભૂલ તો થતી નહિ હોય ને? એકાદ વસ્તુ મારી દૃષ્ટિ બહાર રહી ગઇ હોય ને? એકાદ વસ્તુનો હુ વિપરીત અર્થ તો કરતો નહિ હોઉં ને? માનવજીવનનો અંત આટલો હતાશ કરનારો હોય, એ સ્વાભાવિક નથી એવા વિચાર પણ મારા મનમા ઉત્પન્ન થવા લાગ્યા બુડતા માણસને જેમ તૃણનો આધાર લાગે છે તેમ મને એ વિચારોનો આધાર મળવા લાગ્યો અને હું એ ભયથી મુક્ત થવા જેવુ સુરક્ષિત સ્થળ શોધવા લાગ્યો

"એ શોધ મે અસ્ખલિત ચાલુ રાખી મે પુષ્કળ વિદ્યા સપાદન કરી હતી પંડિત અને વિદ્વાનોના સહવાસમા મે ઘણો કાળ ગાળ્યો હતો કેવળ પુસ્તકોદ્વારા જ નહિ, પણ પ્રત્યક્ષ સવાદથી પણ અનેક શાસ્ત્રોનુ અવલોકન કર્યું હતુ તે વિચારાએ કઈ પણ ગુપ્ત ન રાખતા પોતાનુ સર્વ જ્ઞાન મને આપ્યુ હતુ તેથી એ પ્રશ્નોના શાસ્ત્ર શા ઉત્તર આપે છે તે જોવાનુ મારા માટે વિશેષ કઠિન ન હતુ"

"મારી પચાસ વર્ષની ઉમર થયા પછી મારા મનમા જે પ્રશ્ન ઉપસ્થિત થયો તે તદ્દન નવીન જ હતો એમ કઇ ન હતુ, ઉછરતા અજ્ઞાન બાળકથી તે ઠેઠ મહાન બુદ્ધિશાળી પડિત સુધીના સર્વ-આત્માનદ્દના અતરાત્મામા એ પ્રશ્ન જીવતો જ હોય છે મને સ્વાનુભવથી જણાયુ હતુ કે, એ પ્રશ્નનો ઉત્તર આપ્યા સિવાય કોઇને માટે જીવન શક્ય નથી એ પ્રશ્ન એ હતો કે, આજે હું જે કઈ કરૂ છુ તેનુ કાલે શુ થશે? અને સમગ્ર જીવનસુધી હું જે કરીશ તેનુ જીવનની સમાપ્તિ પછી શેમા પર્યવસાન થશે?"

"એ જ પ્રશ્ન મનુજ જુદી રીતે પણ બોલવી શકાશે" મારે જીવવુ શા માટે? કોઈ પણ વસ્તુની ઇચ્છા શા માટે કરવી? અથવા કોઇ પણ કર્મ કેમ કરવુ? મૃત્યુ પણ જેને નષ્ટ કરી શકતુ નથી એવો કઇ લાભ માનવ જીવનમા છે કે? સર્વ ઉપલબ્ધ માનવજ્ઞાનનો ઉપયોગ કરીએ તો સામાન્ય રીતે તેના બે ભાગ પડે છે રસાયણશાસ્ત્ર, ગણિત વગેરે દૃશ્ય શાસ્ત્રો એ પ્રશ્નનો વિચાર જ કરતા નથી જે શાસ્ત્રોમા ચિતાકર્ષકપણુ છે અને તેના સિદ્ધાંતોમા નિશ્ચયપણુ પણ હોય છે, તથાપિ તે એ પ્રશ્નને સ્પર્શ પણ કરતાં નથી ઉત્તર રીતે વિચારતાઓ અથવા કલ્પનાશાસ્ત્રો એ પ્રશ્નનો ઉહાપોહ કરે છે, પણ તે તેનો નિશ્ચિત નિર્ણય આપતાં નથી સમ્મોદિ વશાસ્ત્ર જેવા ગહન વિવેચનમાં પણ એ પ્રશ્નનો નિશ્ચિત નિર્ણય મળી આવતો નથી

"જે જે તત્વવેત્તાઓએ આજસુધી એ ગહન પ્રશ્નનો ગંભીરતાથી પૂર્ણ વિચાર કર્યો છે, તેઓએ સર્વએ એક જ ઉત્તર આપ્યો છે. સૉક્રેટીસ, શોપનહાર, સોલોમન અથવા બુદ્ધ એ સર્વનો ઉત્તર તે જ— સૉક્રેટીસ કહે છે – "જીવનથી જેમ જેમ દુર જઇએ છીએ તેમ તેમ આપણે સત્યના વિશેષ નિકટ થતા જઇએ છીએ જન્મથી જ આપણામાં સત્ય પ્રેમ રહેલો હોય છે આખા જીવન સુધી આપણે શા માટે તરફડીયાં મારીએ છીએ? દેહના બંધનમાંથી મુક્ત થવા માટે જ! આ દેહે જ અનેક દુ:ખને જન્મ આપ્યો છે ત્યારે મૃત્યુ સમિપ આવતાં આપણને આનંદ કેમ ન થવો જોઇએ?"

સૉક્રેટીસે પોતે બીજે દિવસે મૃત્યુ પામશે એવું નક્કી થયા પછી આ ભાષણ કર્યું છે

શોપનહાર કહે છે, "જીવન એ કેવળ કષ્ટપૂર્ણ વસ્તુ છે ડાહ્યો માણસ આખી જીંદગી સુધી મૃત્યુના આગમનની તૈયારી કરતો રહે છે અને તેથી તે મૃત્યુથી ભય પામતો નથી"

સોલોમન કહે છે, "મિથ્યા! મિથ્યા! જ્યાં જોઇએ છીએ ત્યાં કેવળ મિથ્યાત્વ જણાય છે આખી જીંદગી સુધી કરેલા શ્રમનું કયું ફળ માણસના હાથમાં છેવટે પડવાનું છે? આપણી પૂર્વે થઈ ગએલા માણસોએ શું કર્યું છે તેનું સ્મરણ કરતા નથી અને આપણા મૃત્યુ થયા પછી ભાવી પ્રજા આપણું નામ પણ લેશે નહિ"

"જરા, વ્યાધિ અને મૃત્યુનું ખરૂં સ્વરૂપ શાક્યમુનિ સમજ્યા ત્યારે તેમની બુદ્ધિએ નિશ્ચય કર્યો કે, માનવજીવન એ એક ભયંકર વસ્તુ છે આથી તેમણે એ ઘોર વસ્તુથી હમેશને માટે મુક્ત થવાનો યત્ન કર્યો અન્યને પણ તેમણે તે જ ઉપદેશ કર્યો છે મૃત્યુ પછી આ જીવન પુન: પ્રાપ્ત ન થાય નહિ તેવી રીતે તેનો હમેશને માટે અંત લાવવો એ જ મનુષ્યને માટે શ્રેયસ્કર છે શાક્યમુનીના અત્યુત્તમ જ્ઞાનનો નિષ્કર્ષ-તાત્પર્ય એ જ છે"

આ ઉપરથી જણાઇ આવશે કે, માનવજીવન સંબંધી માનવજ્ઞાનની પરિસીમા છેવટે આવી રહે છે સૉક્રેટીસ કહે છે કે, "શરીરમય જીવન એ પાપમય અને ભ્રમકારક છે માટે આ દેહમય જીવનનો નાશ કરવો એ કલ્યાણદાયી છે અને આપણે તેની જ ઇચ્છા કરવી"

શોપનહાર કહે છે, "જીવન એટલે જેનું અસ્તિત્વ ન હોવું જોઇએ તેવી વસ્તુ અર્થાત્ તે વસ્તુ ત્યાજ્ય અને પાપમય છે જીવનદ્વારા મુક્તિ સાધી શકાય છે એટલો જ તેમાં સારો અંશ છે"

સોલોમન કહે છે, "ડહાપણ અને બેવકૂફી, દારિદ્ર અને સંપત્તિ, આનંદ અને દુ:ખ એ સર્વ લૌકિક વસ્તુઓ કેવળ મિથ્યા છે એ ખોખાં પાણીપરના પરપોટા છે મનુષ્ય મરણ પામે છે એટલે તેની પાછળ કંઈ જ રહેતું નથી ત્યારે જીવન એટલે વાયુની લહેર નહિ તો અન્ય શું?"

બુદ્ધ કહે છે, 'છેવટે જરા, વ્યાધિ અને મૃત્યુ નક્કી છે એ વિચાર અંત:કરણને હમેશ શોકયા કરે તો જીવનકાળ નિર્ગમન થવો અશક્ય છે માટે એવા જીવનથી પોતાને સ્વતંત્ર બનાવી તેવું જીવન પુન: પ્રાપ્ત ન થાય તેવી વ્યવસ્થા કરવી એ આપણું પ્રથમ કર્તવ્ય છે"

"કરોડો મનુષ્યો પ્રતિભાવાન પુરૂષોનો એ અનુભવ આજ સુધીમાં થયેલો છે, અને મારો પોતાનો અનુભવ પણ તેવો જ છે આ બાબતમાં મનને ગમે તેવી આડી અવળી રીતે

લલિતનાં કાવ્યો રૂ ૧-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઇ

કરી ફસાવવામાં શો અર્થ છે? માનવજીવન દુઃખપરંપરા જેવું મિથ્યા છે એ વાતનો અસ્વીકાર કરવામાં કંઈ જ અર્થ નથી જેનો જન્મ થાય નહિ તે જ સુખી મરણ પ્રકૃતિ શરીરિણામ્ । વિકૃતિર્જીવિત મુચ્યતે બુધૈ ॥ માટે એ વિકૃતિથી પ્રત્યેકે મુક્ત રહેવું જોઈએ "

"જ્યારે મારા મનની એવી સ્થિતિ થઈ ત્યારે મારા જેવા જ બીજા માણસો એ પ્રશ્નનો કઈ રીતે નિર્ણય કરે છે તેનું હું નિરીક્ષણ કરવા લાગ્યો તેમનું સામાન્ય વર્તન કેવું હોય છે અને તેમાં તેને એ પ્રશ્નનો કેવો ખુલાસો મળે છે તેની હું શોધ કરવા લાગ્યો ત્યારે મને અનુભવ થયો કે, મારા જેવા સામાન્ય માણસો તેના ચાર પ્રકારના નિર્ણય આપે છે "

"પહેલો પ્રકાર પૂર્ણ અજ્ઞાન એ છે ઘણી ખરી સ્ત્રીઓ, નાના બાળકો અને નિર્બુદ્ધ મનુષ્યોમાં આ પ્રશ્ન ઉત્પન્ન જ થતો નથી તેમને એ પ્રશ્નનું ભાન જ નથી, પણ મને તેનું ભાન થયું છે તેથી તેના તરફ મારાથી આંખમીંચામણી થઈ શકે નથી બીજો ચાર્વાક માર્ગ છે જ્યારે ભૂતલપર નિવાસ હોતા સુધી કંઈ થઈ શકે તેમ નથી ત્યારે ખાઈપીને મઝા કરવી ખાસે ખા, ઔર પીસે પી, નીકલ ગયે જી તો કોઈ નહીં કહતે પી !"

"સેકડે નવ્વાણું માણસોને એ જ માર્ગ પસંદ પડયો છે એ જ માર્ગને અનુસરી તેઓ પોતાનું જીવન કંટાળા ભરેલું થવા દેતા નથી કેટલાકોને તેમની પરિસ્થિતિ અનુકૂળ હોય છે જગતના કષ્ટો કરતાં તેમના ભાગ્યમાં સુખ વૈભવનો વિશેષ અંશ આવેલો હોય છે તેમાં વળી તેમનું અંતઃકરણ આર્દ્રભાવના ઉત્પન્ન થવાને વિશેષ અનુકૂળ નહિ હોવાથી તેમના મનમાં નીતિ અનીતિનો પ્રશ્ન વિશેષ ઉપસ્થિત થતો નથી આથી પોતાનો જન્મ પોતાની હોંશિયારી કે કર્તવ્યશક્તિથી સારી જગ્યાએ થયેલો ન હોઈ કેવળ ઈશ્વરઈચ્છાથી થયો છે એ વાત ભૂલી જવાનું તેમના માટે સહેલું બને છે પ્રત્યેકના ઉપભોગ માટે હજારો સ્ત્રીઓ મળવી અથવા રહેવાને ભવ્ય રાજભુવન મળવા શક્ય નથી, એ સિદ્ધાંત તેઓ ખુશીથી વીસરી જાય છે હજારો ભૂખ્યા મનુષ્યોના મુખમાંથી બળાત્કારે લેવામાં આવેલા હજારો કોળીયા તેમના મુખમાં પડે છે એ વાત તરફ દુર્લક્ષ કરવાની તેમને સ્વતંત્રતા હોય છે જે ભવ્ય રાજમંદિરમાં તે રહે છે તે મંદિરના પાયામાં હજારો મનુષ્યના શ્રમનો પરસેવો પડેલો છે તે કેમ ભૂલી ન જાય? પણ જે કુદરતની ઈચ્છાથી હું આજે રાજા થયો છું તે જ કુદરતની ઈચ્છાથી કાલે હું રાજાનો ગુલામ નહિ બનું તેની શી ખાત્રી છે? એ પ્રશ્ન પણ તેઓ વીસરી જાય છે બુદ્ધિની ખામીથી એ પ્રશ્ન તેમનાં સ્મરણમાંથી ભાગી જવાનું અસંભવિત નથી જે પ્રશ્ને બુદ્ધને આકુળવ્યાકુળ બનાવી દીધો તે પ્રશ્ન આ ચાર્વાકવાદીઓના ચિત્તને સ્પર્શ પણ કરવાને ડરે છે આજે મોજના કમળમાં લીન છે પણ કાલે જ એ સર્વ પર હડતાલ ફરશે, એ વાત તેમના લક્ષમાં આવતી નથી મારામાં એટલી મંદબુદ્ધિ ન હતી, તો હું શું કરું? મારામાં બુદ્ધિનું મૂળ સ્વરૂપ ન હતું તો ભલે, પરંતુ તેની નકલ પણ મારાથી થઈ શકે તેવી નહતી "

દયારામનો અક્ષરદેહ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

લોકોના આગળ પણ એ જ ખડખડાટ કરવામાં શો અર્થ છે? તારી ચોતરફ બેચાર માણસો સંતોષથી રહે છે તેમને ખરેખર એમ લાગે છે કે પોતે જે કંઇ કરે છે તે બુદ્ધિ સાથે સુસંગત છે તને તેમ લાગતું ન હોય તો તેમનામાં રહી તેમના સુખને ધૂળ ભેગુ કરવા કરતાં તું જ આથી કેમ ચહાર જતો નથી?'

"ખરેખર, મારા જેવા માણસોની ગણત્રી અતિ દુર્ભાગી અને મહા મૂર્ખમાં જ કરવી જોઈએ આત્મહત્યા સિવાય છૂટકો નથી એ વાત સ્પષ્ટપણે સમજાતી હોવા છતાં તેમ કરવા તૈયાર થતો નથી વિચાર અને આચારમાં આટલી ભિન્નતા ક્યાં મળી આવશે? ખરેખર, સમગ્ર જગતમાં અમે મહામૂર્ખ છીએ છીએ, એ મૂર્ખાઈ અમારે અમારી પાસે જ રાખી મુકવી જોઈએ, પરન્તુ તેટલી અક્કલ પણ અમારામાં નથી મુખપર પાવડર લગાડી બજારમાં બેસનારી એકાદ ગુણિકાને સાથે રાખી બની ઠનીને કોઇ માણસ જગતને જેમ પોતાની અક્કલનું પ્રદર્શન કરી બતાવે છે તેમ અમે પણ અમારી મૂર્ખાઈ સર્વ જગત્ સમક્ષ ખુલ્લી રીતે રજુ કરીએ છીએ"

"મારા મનની આવી સ્થિતિ થવા છતાં એ મારી વિચારમાળામાં કોઇપણ ઠેકાણે ભૂલ થાય છે એ સમજ કદીપણ નષ્ટ થઈ નહિ, પરતુ એ ભૂલ ક્યાં છે તે જાણવાનો કોઈપણ ઉપાય મને જડતો ન હતો આવા પ્રકારના ધૂમ્રથી ધૂમકેતુ બનેલા વાતાવરણમાં વધો કાળ કાઢયા પછી એ ધુમ્ર ધીમે ધીમે ખીખરાઇ જવાના ચિહ્ન જણાવા લાગ્યા અને હું પુનઃ મારો માર્ગ શોધવાની તૈયારીમાં પડ્યો"

—અપૂર્ણ

---

# સુન્દરીનાં ચરણકમળ.

લેખક—રા પ્રભાકર મગળજી દ્વિવેદી.

આજે કાંઇ કામ નહોતું તેથી હું ફરવા નિકળ્યો, ફરતા ફરતા એક કલાની જૂની ચીજો વેચનારની દુકાનમાં હું ઘુસ્યો

આ તરેહની દુકાનોથી પારિસ ભરપૂર છે અહીં વસતા માણસોમાના દરેકે બનતા સુધી આવી દુકાનોની મુલાકાત લીધેલી હોય છે 'કારણ કે' ત્યાં સમા આજકાલ એવી ફેશન થઇ પડી છે કે જૂની જૂની સુન્દર ચીજો ખરીદી પોતાના ઘરને સુન્દર બનાવવુ તે માટે દરેક મોટા દુકાનોને લગતી એકે જૂની વસ્તુઓની દુકાન હોય છે જ

હું જે દુકાનમાં ગયો હતો તે ધુળ અને કરોળીઆનુ જ ઘર હોય તેમ જણાતું હતું વેચવા માટે જે જે વસ્તુઓ ચારે બાજુએ પડેલી હતી તે કેટલાયે કાળની હશે એ કહેવું અશક્ય જણાતુ હતું પરન્તુ આ ધુળ તથા કરોળીઆના જાળા માટે તો મને તેવા પ્રકારનો સંદેહ રહ્યો નહિ

સુલોચનાનો ગજરો ( સચિત્ર ) રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

આ દુકાન પારીસમાં બહુ મોટી ગણાતી હતી પૃથ્વીપર જે જે દેશમાંથી જૂની ચીજો સંગ્રહ થઇ શકે તે તે દેશની થોડી ઘણી પણ ચીજો અહીં જણાતી હતી લાલ માટીનો એક દીવો, એક ફ્રેન્ચ મેહગનીનું કારમાય ખચિત ટેબલપર ગોઠવાયેલો હતો. પંદરમા લૂઇના વખતની એક ડચેસના હરપુના જેવા બે પગ તેરમા લુઇના વખતની વેલબુટીવાળા ભારે ટેબલ નીચે આરામથી બેઠા છે ટેબલનાં ચારે પાયામાં જુદીજુદી તરહેના જંતુ તથા વેલબુટી કોતરેલા છે

દુકાનની ચારે તરફ ખાચાનાની અભરાઇઓ હતી તેપર લાલ, વાદળી તથા સોનેરી કામ કરેલ મોટી મોટી જપાની રકાબીઓ ગોઠવેલ હતી તેની પાસે જ જૂની જૂની માટીગીરીનાં વાસણ કૂસણ તથા હાથે ચીતરેલ છબીઓ ગોઠવેલી હતી

નાના નાના કપાટના જૂનાં થઇ ગયેલ બારણાંની તડોમાંથી ધાતુ પૂતળી જેવું ચળકતું ચીનનું રેશમ નજરે પડતું હતું જરીકામનો પણ અભાવ ન હોતો સૂર્યનો પ્રકાશ દુકાનની આ જણસોપર પડી તે જણસોને ચકચકીત બનાવતો હતો મેલીપડી ગયેલી ધાતુની ફ્રેમમાં કેટલાય દેશની કેટલાય છબી હાસ્યભર્યાં મુખથી મારા તરફ જોઇ રહેતી તેની ગણતરી જ ન હોતી

મિતાનની કારીગરીનો કેટલોક ભાગ દુકાનને એક ખુણે ચમચમ કરતો હતો ચીનની માટીમાંથી તૈયાર કરેલ દેવદેવીની મૂર્તિ, જૂદા જુદા દેશના કારીગરી ખચિત પ્યાલાઓ અને ફૂલદાનીઓથી ઘરની ખાલી જગ્યા ભરી દીધેલ હતી

પુરાતન જણસોની વચ્ચે થોડી થોડી જગ્યા રાખી ફરવાની કેડી બનાવેલી હતી હું બહુ જ સાવધાનપણે પગલા ભરવા લાગ્યો દુકાનદાર મારી પાછળ પાછળ આવવા લાગ્યો તેના મનમાં કદાચ એવો વિચાર આવ્યો હોય કે મારા રોકટોક આવવાથી અથવા હાથ પગ ઝપાટાબંધ ચલાવવાથી તેની અમૂલ્ય જણસો તૂટી જાય

દુકાનદારનો ચહેરો જોવા જેવો હતો મોટા માથાપર ટાલ પડેલી હતી પાતળા ધોળા વાળની લટો કાનપર પથરાઇ ગયેલી હતી રંગ ઉજળો ગુલાબી બન્ને આંખો નાની સળગતા અંગારા જેવી જણાતી હતી નાક બરાબર પોપટની ચાંચ જેવું હતું જોતાં તો યાહુદી હોય એમ જણાતું હતું બન્ને હાથ લાંબા અને પાતળા આંગળા સાથે વાગોળના પંખાની સમાનતા જણાતી હતી તેના હાથ વારંવાર કાંપતા હતા પરન્તુ દુકાનની મુલ્યવાન ચીજો ઉપાડતી વખતે તો લોખંડ જેવા સખત થઇ જતા બૂઢાનો ચહેરો એવો જાદુગર જેવો હતો કે ત્રણ સૈકા પર જો જન્મ્યો હોત તો તેના મોત માટે જ ફક્ત લોકો તેને જાદુગર માની જીવતો સળગાવી દેત

' આપ આજે કંઇ ખરીદશો એમ લાગે છે આ એક મનાયાની છરી છે જૂઓ તો ખરા ! કેવો સુન્દર દેખાવ છે ! આ જ લઇ જાઓ આપણા શસ્ત્રાગારમાં આ વસ્તુ ચમત્કારી ગણાશે તે નહિ તો આ બેધારી તલવાર લઇ જાઓ ! એ નામાંકિત કારીગરે તૈયાર કરેલી છે ' દુકાનદારે વકતૃત્વધારા છોડી

હ. સસ્તા અને મિનાકારી ૨ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

હું તેને અટકાવી કહેવા લાગ્યો "આની કીંમત કેટલી લેશો ?"

"ઓ મહાશય ! તેની કિંમત તો જેટલી વધુ લઈ શકાય તેટલી લઈશ ! આવી વસ્તુ શું સહજ વાતમાં મળે તેમ છે ? જો આ પગની જોડ મારી પાસે હોત તો તો ૫૦૦ રૂપીઆથી ઓછે વેચત નહિ મહાશય આપ વિચારી તો જુઓ કે આ પગ મિસરની રાજકુમારીનો છે ! વાહ શું એની રચના !'

"ખુબ અસાધારણ ચીજ છે એ તો હું સમજું છું પરન્તુ આની કિંમત કેટલી લેશો, કહો તો ? તમને આગળથી જ કહી રાખું છું કે મારી પાસે પાંચ રૂપીઆથી વધુ નથી મારા ખીસાની જડતી લેશો તો પણ વધુ એક પૈસો પણ નીકળશે નહિ"

– 'રાજકુમારી હરમન્થિસના પગની કિંમત પાંચ રૂપીઆ ? બહુ જ ઓછી ! બહુ સારૂં બાપુ, લાવો કપડામાં વિંટાળી આપું છું એમ કહી બુઢ્ઢાએ લાલ કપડામાં પેલા પગ વિંટાળીને મને આપ્યો તેના મોઢામાંથી હજુ પણ પગના વખાણ નીકળતા હતા. તે પોતે મનમાં ગણગણતો હતો કે "આવી સુન્દર ચીજ હું નહિ જેવી કિંમતે આપી દઉં છું તેથી જ તેનું મૂલ્ય સમજી શકાય છે'

પૈસા ખીસામાં મૂકતા મૂકતા તે બડબડ્યો 'રાજકુમારીના પગવડે પેપરવેઇટનું કામ લેવાશે'

હું જવાની તૈયારી કરતો હતો તે વખતે તે મારા તરફ જોઈ કર્કશ અવાજે બોલ્યો "બુઢ્ઢો ફેરોહ પણ લગાર ખુશી થશે નહિ તે તેની દીકરીને કેટલી બધી ચાહતો !

મેં કહ્યું "તમારી વાત સાંભળી મને લાગે છે કે તમે તો તે યુગના જ લોક છો પરન્તુ તમારૂં બુઢાપણ જોતા તો મિસરની પિરામિડો સાથે એક જ તારીખે તમને કહી શકાય તેમ નથી'

હું મારી નવી ચીજ લઈ ખુશી થતો થતો ઘેર ગયો.

ઘેર આવતા જ મેં પેલા પગને કામે વળગાડી દીધો. ટેબલ પર કાગળનો થોકડો પડ્યો હતો. કેટલાકમાં મેં કવિતા લખી હતી કેટલાકમાં નિબંધો લખવા શરૂ કર્યા હતા કેટલીક ભળતામળતા લખેલી ચિઠ્ઠીઓ હતી કે જે પોસ્ટ ઑફીસને બદલે ટેબલ પર જ પડી રહી હતી તે બધા કાગળોની ઉપર હરમન્થિસનો પગ દબાવી મૂક્યો દેખાવ ઘણો જ સુન્દર જણાવા લાગ્યો.

આ પ્રમાણે એક નવી જ જૂની ચીજ મેળવી આનંદમાં ને આનંદમાં ફરવા નીકળી પડ્યો. હરમન્થિસના પગ માટે મને ઘણો જ ગર્વ આવવા લાગ્યો. રસ્તામાં ચાલતા બધા માણસોને ફરતા હું એક આનંદમાં ઘેર છું મારી પાસે મિસરની રાજનન્દિનીનો પગ છે એવા જંગલી ઘાંટા પાડતો પાડતો બોલવા લાગ્યો.

જેની પાસે આવી અમૂલ્ય ચીજ ન હોય તેને હું હલકા માનવા લાગ્યો. મારા મનમાં એ બાબતનો નિશ્ચય થઈ ગયો કે પ્રત્યેક બુદ્ધિમાન માણસનું એ જ કર્તવ્ય છે કે તેણે પગ ગમે તેમ મેળવવો.

રસ્તામાં કેટલાક મિત્રો મળ્યા તેઓ મને હૉટેલમાં ખાણું ખાવા લઈ ગયા તેમની સાથની વાતચીતમાં થોડા વખત મિસરની રાજકન્યાના પગની વાત ભૂલી ગયો.

મારી ચીમ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસંગ્રહ ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

ઘરમા મૂકતા જ એક પ્રકારની નવીન જાતની ગંધે મારા નાકમાં પ્રવેશ કર્યો સુગન્ધ સાદી પૂર્વદેશની લાગતી હતી બહુ જ મધુર છતાં અત્યન્ત તીવ્ર ચાર હજાર વર્ષે પણ તેની સુગન્ધ ગઈ ન હોતી મિસર દેશના લોકો શબને અનેક જાતના સુગંધી પાણીથી નવરાવતા- આ સુગંધ તેના જેવી જ લાગતી હતી.

મિસરનુ ગૌરવ એ જ છે કે તેની બધી ચીજો લાંબો સમય ટકે છે તેની સુગન્ધ પણ પત્થર જેવી મજબુત છે સહજ વાતમા હવામા ઉડી જતી નથી.

જોતજોતામા હુ ઉંઘી ગયો થોડા વખતમા વિસ્મૃતિના કાળા મોજાએ મને પોતાને ખોળે ખેંચી લીધો

અકસ્માત મારી આજુબાજુનો અંધકાર જતો રહ્યો સ્વપ્નની પરીઓ ઉડતી ઉડતી પોતાના હલકા હાથે એક પછી એક અડકી ઉડવા લાગી

મારૂ ઘર બહુ જ સ્વચ્છ જણાવા લાગ્યુ પરન્તુ હું ઉંઘમા જ હતો એ વાત મારા જાણવામા હતી સાથે સાથે મારા મનમા એક એવી ધારણા બદ્ધમૂલ થઇ બેઠી કે નક્કી થોડી વારમા કઇક નવાઈ જેવુ બનશે

ઘરમાની સુગંધ વધુ તીવ્ર બનતી જતી હતી મારૂ માથુ દુ ખવા લાગ્યુ મને જણાયું કે મિત્રો સાથના ભોજનમા બે ત્રણ પ્યાલા મદ્ય પીધાથી આમ થાય છે.

એક વખત મચ્છરદાનીમાથી ડોકીયુ કરી જોયુ ઘરની બધી ચીજો બરાબર હતી દીવાનો પ્રકાશ દિવાલપર ટાંગેલી છબીઓને ચળકાવતો હતો ઓરડાપર પડદો લાંબો થઇ ઝૂલ્યા કરતો હતો ચારે તરફ જાણે ઉંઘનું સામ્રાજ્ય વરતાઇ રહ્યું હતું

થોડી જ વારમા અકસ્માત ઘરની શાન્તિ જતી રહી ટેબલ-ખુરશી ડોલવા લાગ્યા ચીમનીમાંની જ્યોત લીલાશ પકડી સળગવા લાગી નવીન બનાવ જોવાની આશાથી દિવાલપરની પિત્તળની ફ્રેમમાની છબીઓ મોટી મોટી આંખોથી માફક જોવા લાગી

મારા ટેબલપર કે જ્યા રાજકુમારીનો પગ હતો ત્યા મારી નજર પડી ચાર હજાર વરસ પહેલાં જેને સુગંધી ઓસડિયાનો પ્રથર જેવો કરી મૂક્યો છે, તેણે તો ચુપ જ રહેવું એ ઉચિત હતુ, પરન્તુ તેમ ન કરતા આ પગ તો ડોલવા લાગ્યો, અને ઠુંકા મારતો મારતો કાગળને પ્રદક્ષિણા કરવા લાગ્યો વિજળીને બેટરી જોતા જે દશા થાય તે જ દશા થઇ લાગી. કાગળ ઉપર તેના અવાજ થવા લાગ્યા તે હું સ્પષ્ટ રીતે સુતો સુતો સાંભળતો હતો.

આ વસ્તુ ખરીદી હવે મને વિમાસણ થવા લાગી કાગળ દબાવવાની વસ્તુ જો આવી રીતે રખડતી ફરે તો પછી લાભ શો ? વળી એક પગ ફક્ત આમ તેમ હરવા ફરવા માંડે એ જોઇને માણસને જરા બીક પણ લાગે

અકસ્માત મારી મચ્છરદાનીએ ડોલવુ શરૂ કર્યું, ઘરમા કોઇનો પગરવ સંભળાવા માંડ્યો. થોડા વખત બાદ મારા ઘરમા કોઇ દોડતું હોય તેવો અવાજ આવવા લાગ્યો મારૂ શરીર ઘડીમા ઠંડુ ને ઘડીમા ગરમ થઇ જવા લાગ્યુ પીઠની બાજુ કંપવા લાગી માથાના વાળો તો એવાં ઉભા થઇ ગયા કે માથાપરની ટોપી એક ઝટકે એકાદ ગજ ઉંચી ચઢી ગઈ

મરજીવાનીની તકમાંથી મેં જે જોયું તે તો એકીવારે તાજુબી ભરેલો બનાવ હતો

ઘરના મધ્ય ભાગમાં એક છોકરી ઉભી છે તેનાં શરીરનો રંગ ચકચકતો રતુમડો હતો મિસર દેશના સૌન્દર્યનું માપ કાઢીને તેને માપતા તેને અતુલનીય સુન્દરી ગણી શકાય તેની બન્ને આંખો પાતળી, ઝીણી, અને લાંબી હતી ભમરો ભાગી અને લાંબી હતી નાક તો એવું સુંદર હતું કે તેને ગ્રીક લોકોની દેવી પ્રતિમા ગણી શકાય કોઇ માણસ તેને અકસ્માત જૂએ તો કોરિન્થની ધાતુભૂમિ જ ધારે તો પણ જરા ઉંચી બાંધણી અને જરાં જાડા રંગિત હોઠ પગથી તે નીચ ...ની આસપાસના માણસો તરફે પકડાઇ જાય તેમ હતું

તેના હાથમાં વિચિત્ર બનાવટની કેટલીક ધાતુની ચૂડીઓ હતી વાળની અસંખ્ય લટો પીઠપર ઝૂલતી હતી છાતીપર એક લીલા પથ્થરની દેવી મૂર્તિ ડોલતી હતી મૂર્તિના હાથમાં એક છડી હતી તેપરથી જણાતું હતું કે તે મ્રાન આઇસિરની હતી છોકરીના કપાળના મધ્ય ભાગમાં એક સોનાની પતરી ચોંટાડેલી હતી ગાલપાસે થોડોક રંગ ચોપડેલો હતો

તેનો પોષાક પણ નવાઇ જેવો હતો જુદી જુદી જાતના ચિત્રો ચીતરેના કપડાંના ટુકડા વડે તેનો ઘાઘરો તૈયાર થયો હતો મિસરની ભમીને જે તરેહનું કાપડ વીંટાળેલું હોય છે, લગભગ તેવો જ પોષાક તેના શરીરપર જણાતો હતો

મને ભ્રમ લાગ્યો કે પેલા બુઢ્ઢા દુકાનદારનો કઠોર ગળગળો સ્વર મારા કાનમાં ગાયનની માફક અથડાય છે "બુઢ્ઢો તેની છોકરીને જે ગીતે ચાહે છે તે તરફ તેના કેરે હો નગારપણ ખુશી થશે નહિ"

એક બીજી નવાઇ જેવી ચીજ જોતા તેથી મારી બીક જરા પણ ઓછી થઇ નહિ પેલી છોકરીને એક જ પગ હતો અને એક કાંડેથી કપાઇ ગયો છે તે ધીમેધીમે રમલ પાસે આવી ઉભી પેલો પગ પહેલા ઠગતા પણ વધુ કુદવા લાગ્યો છોકરીની આંખોમાંથી મોતી જેવા અશ્રુબિન્દુ ઝરવા લાગ્યા

તે એક શબ્દ પણ બોલી ન હોતી, છતાં હું તેના મનનો ભાર સમજી ગયો પેતાના પગ તરફ તે કરૂણ વિપન્ન દૃષ્ટિથી જોઇ રહી, પરન્તુ પેલો પગ તો કુદકા મારે જતો હતો

છોકરી બેવણ વખત તેનાતરફ હાથ લંબાવી પકડવા ગઇ પરન્તુ પકડી શકી નહિ

તે વખતે રાજકુમારી સાથે તેના પગને ઝગડો થવા લાગ્યો પગે પણ બહુ સ્વાધીન જીવન મેળવ્યું હતું ઝગડો તો અવશ્ય પ્રાચીન મિસરી ભાષામાં થતો હતો તે રાત્રે હું મિસરની ભાષાથી જાણીતો થઇ ગયો હતો

રાજકુમારી હરમન્થિસ માયના ઘટ જેવા તીણા મધુર અવાજે બોલી "વાહ, તું મારી પાસેથી છૂટો પડી ભટકતો કેમ ફરે છે? કહે જોઉં શું મેં તારી સંભાળ રાખી નથી? તને તો મેં હમેશાં ધોળા માર્બલ પત્થરપર પાથરેલી શેતરંજીપર રાખ્યો છે મેં તને કેટલાં બધા સુગંધિ પાણીએ નવરાવ્યો છે તારા નખ હું હમેશા સોનાની છરીએ ઉતારતી હતી હાથી દાંતવડે પૉલિશ કરી તેને ચકચકતા રાખતી તારે માટે પસન્દ કરી કેટલાંય સુન્દર ઘરેણાં

ઇગ્લંડનો ઇતિહાસ રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

ખરીદતી કે જે કોઈ દેશની બધી છોકરીઓ અદેખાઇથી મરી જતી. તને મેં બહુ મજૂરી કરાવી છે. એવી ફરિયાદ પણ તું કરી શકે તેમ નથી. કારણ કે આવું હલકું શરીર મને લાગે છે કે કોઇ પણ પગને ઉપાડવું પડયું નહિ હોય.”

પગે ગર્વભર્યા અવાજે જવાબ આપ્યો. “તું તો ઘણી સારી રીતે જાણે છે કે હું અત્યારે સ્વાધીન નથી. મને એક માણસે પૈસાવડે ખરીદ્યો છે, પેલા બુઢ્ઢા દુકાનદાર સાથે તે લગ્ન કરવું ચિનકાર્યું નહિ તેથી તેણે ગુસ્સે થઇને આ કામ કર્યું છે. જે આરબ પ્રિન્સ જઇ તારી કમરનું રહેઠાણ કનકિત કરી ગયો તે આરબને આ બુઢ્ઢાએ જ મોકલ્યો હતો. પાતાળપુરીમાં જેથી નથી છાયા મૂર્તિઓ એકઠી મળશે, ત્યારે તું ત્યાં ન જઇ શકે તેવા આશયથી આ પ્રયત્ન કરાયો છે. તું મને પાંચ સોના મહોર આપી છોડવી શકે તેમ નથી?”

“હાય, હાય પાંચ સોના મહોર ક્યાંથી મેળવું! મારા ઘરેણાં, મારી સોના રૂપાની થેલીઓ વગેરે બધું તે અભાગીઓ ડોસો ચોરી ગયો છે.” રાજકુમારીએ રુદન શરૂ કર્યું.

હું બૂમ પાડી ઉઠયો. “રાજકુમારી મેં કદિ પણ અન્યાય કરી કોઇનો પગ અટકાવ્યો નથી. તું પૈસા દઇ શકે તેમ નથી તો ના આપીશ. હું અતિ આનન્દથી તને આ પગ ઉપકાર તરીકે આપું છું. નહિ તો મારે રાજકુમારી હરમન્ચિસ જેવી ગુણવાન સ્ત્રી લંગડી બની જાય તે મારા માટે ભારે પરિતાપનો વિષય થઇ પડે તેમ છે.”

મારું આ બોલવું સાંભળી રાજકુમારી આનન્દમાં ગરક થઇ ગઇ. તેણે કૃતજ્ઞતાભરી દૃષ્ટિથી મારા તરફ જોયું. તેની આંખોમાં પ્રકાશ ઉભરી પડતો હતો.

તેણે તરત જ પગ ઉપાડી લીધો. પગે પણ કાંઇ હરકત કરી નહિ. જોડા પહેરતી હોય તેવી રીતે તેણે પણ ચોપડી દીધો. તે પછી તે થોડો વખત આમતેમ ફરી પોતે હવે લંગડી નથી તે વાતની ખાત્રી કરી લીધી.

“અહો! મારા પિતાજી કેવા ખુશી થશે! મારી આ દશાથી તેને કેટલું દુઃખ થયું હતું! હું જન્મી ત્યારથી જ સમસ્ત દેશના લોકોને મારે માટે કબર બનાવવા બોલાવ્યા હતા. તે કબર એવી સખ્ત બનાવવાનો હુકમ કર્યો હતો કે જેથી ઈશ્વરના ન્યાય વખત સુધી હું જેવી છું તેવીને તેવી જ રહી શકું! આપ મારી સાથે મારા પિતાજી આગળ ચાલો. તે આપને બહુ જ માન આપશે. કારણકે આપે મારો પગ આપ્યો છે.”

આ પ્રસ્તાવ મને બહુ ગમ્યો. મેં તુરત જ મારાં કપડાં પહેરી લીધાં, પગમાં બૂટ પહેરી લીધા, હું મને રાજકુમારીની જાતનો માનવા લાગ્યો.

બ્હાર નીકળતી વખતે હરમન્ચિસે પોતાના ગળામાંની પેલી લીલા પત્થરની મૂર્તિ ટેબલ પરના કાગળને દબાવી મૂકી અને કહેવા લાગી. તમારા કાગળને દબાવવા જેવું કંઇક મારે મૂકી જવું ઉચિત છે.”

તેણે મારા તરફ પોતાનો હાથ લમાવ્યો. મેં તેનો હાથ પકડયો. હાથ જાણે સાપના શરીર જેવો સુંવાળો અને ઠંડો જણાતો હતો. મેં તેનો હાથ પકડી ચાલવું શરૂ કર્યું.

ધૂમાડા જેવા ભાગમાંથી અમે તીરની માફક જવા લાગ્યાં આજુબાજુએ કેટલીક અસ્પષ્ટ છાયામૂર્તિ જોઇ તેનુ ઠેકાણુ નહોતુ આકાશ અને સમુદ્ર સિવાય બીજુ કંઇ નજરે પડતુ ન હોતુ

થોડા વખત પછી દિગન્તને છેડે લાંબા લાંબા સ્તંભ વિરાટ જન્તુની મૂર્તિ અને પગથીયાંની હાર ઝાંખી માફક જણાવા લાગ્યા ત્યારે હુ સમજ્યો કે જે સ્થાને જવાનુ છે તે સ્થાને હવે આવી પહોંચ્યા

હું રાજકુમારી સાથે એક ગુલાબી રંગના પત્થરોવાળા પહાડ પાસે જઇ ઉભો અંદર જવા માટે એક નાની ગુફા હતી તે એટલી નાની હતી કે સહજ વાતમાં માણસોની નજરે પડે નહિ

દરમનિયમે એક મશાલ સળગાવી તે આગળ આગળ રસ્તો દેખાડતી ચાલતી લાગી પર્વત કાપી તેના અંદરના ભાગમા મોટી મોટી ગલીઓ બનાવી છે આવી અનેક ગલીઓ વટાવતા અમે આગળ ચાલ્યા અંદરની દિવાલોપર છબીઓ તથા કોતરણી એવી તો સુન્દર હતી કે હજારો વર્ષો સુધી હજારો માણસો સિવાય આ કામ બને તેવુ નહોતુ ગલીઓ વટાવી એક મોટા ચોરસ ઘરમાં આવી પહોંચ્યાં તેની સપાટીપર એક ખાડ ખોદેલી હતી તે ખાડમા એક લોખંડની ગોળ નિસરણી નજરે પડતી હતી તે નિસરણી એટલી તો મોટી હતી કે કોણ જાણે કયા પાતાળમાં પહોંચતી હશે તેનો કયાસ થઇ શકે તેમ નહોતુ તે સીડી વાટે નીચે ઉતરી વળી બીજી ગલીમા થઈ બીજા ચોરસ ઘરમાં આવી પહોંચ્યાં તે ઘરની ભીંતોપર પણ જૂદીજૂદી જાતની પૌરાણિક છબીઓ ચીતરેલી હતી આ પાષાણપર લખેલાં પુરાણો વાંચી પૂર્ણ કરવાં એ મનુષ્યથી બની શકે તેમ નહોતુ

છેવટે એક એવા મોટા ઘરમા ગયો કે જે ઘરનો છેડો નજરમા આવતો નહોતો મોટા થાંભલાની હારો ચારે તરફ જણાતી હતી તેની તડોમા પીળા રંગના તારા ચળકતા હતા તેનાં અજવાળાથી ચારે તરફ અસીમ વિસ્તૃત રાજ્ય થોડુ થોડ દેખાતુ હતુ

દરમનિયમ મારો હાથ પકડી ચાલવા લાગી ચાલતા ચાલતા તેની સહચરી મંત્રીઓને નમસ્કાર કરવા લાગી મારી આંખોને પણ છેવટે આ ઓરડાનો પ્રકાશ માફક આવવા લાગ્યો તેથી હું ચારે તરફની ચીજો જોવા લાગ્યો

પાતાળપુરીના બધા રાજાઓ હારબંધ સિંહાસનોપર બેઠા છે જે બુઢ્ઢા છે તેઓની લંબાઈ તથા પહોળાઇ બહુ જ છે તેમનાં શરીરપરનો લેપ સખ્ત ઢાળ જેવો થઈ ગયો છે તેઓએ અનેક જાતના હીરા પહેર્યા છે લાંબી દાઢીઓ ધોળી થઇ ગઇ છે તેની પાછળ તેના રાજ્યના જેટલા માણસો છે તે બધાં પત્થરના પૂતળાની માફક ઉભા છે તેઓના શાસ્ત્રનો એ જ નિયમ છે કે રાજાના દેખતા તેઓથી હાલિચાલી શકાય નહિ તેઓની સાથેનાં બિલાડાં કોઇ મીંયુ મીંયુ કરે છે કોઇ સીટી કરતાં હસે છે

પિરામિડના દેશના બધા ફેરોહો બેઠા છે રાજા ઉજુવીમની દાઢી તો બીક લાગે તેટલી લાંબી થઇ ગઈ છે જે ટેબલના આધારે તે બેઠો છે તે ટેબલને તેની દાઢીએ સાત વળ લીધા છે

— ઘણે દૂર નજર નાખતાં ઝાંખા અજવાળામા જણાયું કે બીજા પણ અનેક રાજાઓ પોતપોતાની પ્રજા સાથે બેઠા છે

— પાતાળના સનીઆ (સચિત્ર) રૂ ૩-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# જીનતાન.



જીનતાન—ઉલટીને તરત જ બંધ કરે છે.

જીનતાન—પાચનશક્તિ માટે અકસીર છે.

જીનતાન—શક્તિ માટે એના જેવી એક પણ ચીજ નથી.

આખો વખત ખો ખો કરનારાઓએ જીનતાનનો તરત જ ઉપયોગ કરવો.

દરિઆની મુસાફરી કરનારા દરેક માણસો તંદુરસ્તી માટે જીનતાન પાસે રાખે છે.

જીનતાન—ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠને માટે જીનતાનનો જ ઉપયોગ કરે છે.

જીનતાનની એક બે ગોળીઓ પાનમાં ખાવાથી પાનનો અજબ સ્વાદ આવે છે. વળી મ્હોમાંથી દુર્ગંધ દૂર કરવા માટે જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.




**જીનતાનનું એક પડીકું આજે જ ખરીદો.**

મોટું પડીકું ગોળી ફેન્સી ડબી સાથે રૂ ૧)

મધ્યમ પડીકું ટીનની ડબી સાથે ૦—૪—૦

નાનું પડીકું કી ૦—૧—૦

સોલ એજન્ટસ—જીનતાન એજન્સી,

( જી. આર. ચૌબલ )

જુમામસજીદ, મુંબઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચે છે


૧૬ આપણા અંદરના સમાચારની નોંધ લેશો

# સો વરસનુ પુરાણું ખાતું

જુના ગોપાલદાસ બરફીવાલા અને

મીઠાઈવાલા

મુંબાઈ.

**મોઘા મશાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે**

**એક ફેરો મારવાની ભલામણ કરનામા આવેછે.**

| | | |
|---|---|---|
| બદામની બરફી |  | સુતરફેની |
| પીસ્તાની બરફી | | હલવા |
| માવાના પેંડા | | વેનીલા ગુલાબ |
| માવાના ઘુઘરા | | ઓરેન્જ વીગેરે |
| કોપરા પાક | | સુકા હલવા |
| બાસુદી | | દરેક જાતના |
| શીખંડ | | અધરણીના લાડુ |
| મગન વગેરે | | બુંદીના લાડુ |
| ઘણી જાતની | | જલેબી મેસુર |

સુરતી મીઠાઈઓ—મગજ ધારી

ટેલીગ્રાફિક એડ્રેસ, " Burfee Shop "

**સી. પી. ટેન્ક: ટેલીફોન ન. ૧૧૦૭**

[ જાહેરખબર માટે આ પાનું આપવાનું છે. ]

[ જાહેરખબરો માટે ઉત્સાહી ને અનુભવી કેનવાસરો જોઈએ છીએ. ]

## એક અવાજે વખણાયલા પુસ્તકો !!

જરૂર જ વાંચો

## ગુજરાતી પુસ્તકાલયોમાં સંગ્રહવા યોગ્ય પુસ્તકો:

કપડાની પાકી બાઇન્ડીંગમાં — લેખકોની છબીઓ સાથે

| | |
|---|---|
| ૧. ગુલામગિરીનો બજબ સચિત્ર વાર્તા ર૦ સૌ. વિમળા સેતલવાડ કૃત | રૂ ૨-૦ |
| ૨. લલિતનાં કાવ્યો ર૦ લલિતનાં કાવ્યોનો સંગ્રહ | રૂ ૧-૦ |
| ૩. મારી વીસ વાર્તાઓ સચિત્ર વાર્તા સંગ્રહ ર૦ કેશવપ્રસાદ છો. દેસાઈ, બી. એ., એલએલ. બી. કૃત | રૂ ૨-૦ |
| ૪. સાક્ષરજીવન સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત | રૂ ૫-૦ |
| ૫. ઉપાકાન્ત સચિત્ર વાર્તા ર૦ ભોગીન્દ્રરાવ દીવેટિયા બી. એ. કૃત | રૂ ૨-૦ |
| ૬. કમલાના પત્રો ર૦ વિનલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત | રૂ ૨-૦ |
| ૭. અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન ર૦ મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત | રૂ ૨-૮ |
| ૮. હું, સરલા ને મિત્રમંડલ ર૦ ધનસુખલાલ કૃ. મહેતા કૃત | રૂ ૨-૦ |

નોંધ સમાલોચકના જે ગ્રાહકોએ ૧૯૨૨ ને ૧૯૨૩ નાં લવાજમ ભર્યાં હશે તેમને આ આખો સેટ રૂ. ૧૪ ની કિંમતે આપવામાં આવશે. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારેનું.

લખો:— રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી બિલ્ડીંગ નં. ૨, ગિરગામ, મુંબાઈ.

# તમારે ત્યાં શુભ પ્રસંગોપર

ટી-પારટી—

નાચ-પારટી—

એટ-હોમ—

ઇવનીગ એન્ટરટેનમેન્ટ—

ઈત્યાદિ મેળાવડાઓમાં—

રીફ્રેશમેન્ટસ માટેની ગોઠવણ કરવાનું અમને સોપો—

રૂડું કામ—

વાજબી દામથી—

ટુંક વખતમાં—

અને તમને ૧૦૧ ટકા સંતોષ મળે તેવું કરી આપીશું—

એસ્ટીમેટ્સ મંગાવો—

ભાવ તાલ જરૂર પુછાવો—

# ગોવિંદજી વસનજી

મુખ્ય ઑફીસ—ચીંગણઠાર.
બ્રાંચ નં. ૧—ભીંડીબજાર
બ્રાંચ નં. ૨—ગીરગામ,
} મુંબાઈ

ટેલીફોન ૧૫૫૬,
ટેલીગ્રામ્સ—
Sweetmart

Feb. 19


૧ આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

## પાકા રંગના ફેન્સી છાપેલા મળવાનું ગંજાવર ખાતું.




અમારે ત્યાં હરેક જાતનું રેશમી તથા સુતરાઉ સાડીઓ છાપવાનું તથા રંગવાનું કામ ઘણી જ સંભાળથી કરી આપવામાં આવે છે.

ઠેકાણું નોંધી રાખજો.

૩૫૪ કાળબાદેવીરોડ-મુંબાઈ
ઉ સામા છે.ની
તેની સુંદર ડીઝાઈન માટે વખાણી અમારું ખાતું પ્રસિદ્ધ છે
એક વખત પધારી જરૂર જોઈ જશો.



બ્રેઈનજન—પહેલા પ્રકારનું મગજ માટેનું તેલ છે
બ્રેઈનજન—મગજના જ્ઞાનતંતુઓને પુષ્ટિ આપે છે
બ્રેઈનજન—વાળને ખરી પડતા અટકાવે છે ને વાળને જથ્થાબંધ ઉગાડે છે
બ્રેઈનજન—આખો દિવસ મગજ મારી કામ કરનારાઓને ખાસ શાન્તિ આપે છે
બ્રેઈનજન—સુસ્તાઈ તથા ગાંડાઈ માટે સારી રીતે વપરાય છે કિંમત એક શીશીનો રૂ ૧ પોસ્ટેજ જુદું

### પ્રમેહબિન્દુ શું છે?

પ્રમેહબિન્દુ—જુવાનીયતની ભૂલોથી થયેલા રોગો મટાડે છે
પ્રમેહબિન્દુ—આ વિગેરે ભયંકર રોગો ઉપર અદ્ભુત રીતે ફાયદો આપે છે
પ્રમેહબિન્દુ—આ રોગના ત્રાસથી થોડા જ વખતમાં મુક્તિ અપાવે છે તાવ, અશક્તિ, શ્રમ વિગેરે સારી રીતે દૂર કરે છે
પ્રમેહબિન્દુ—આ રોગથી પીડાતા હરેક જણે વાપરવું
કિં૦ શીશીનો રૂપીઓ ૧, પેકિંગ વિગેરેના આના ૨ જુદા.

કવિરાજ નગેન્દ્રનાથ સેન ગવર્નમેન્ટ ડીપ્લોમા હોલ્ડર, નં
Feb 18 ૧૮/૧ અને ૧૯ લોઅર ચિતપુર રોડ, કલકત્તા


પ. આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેજો

૨૦ વરસની જુની દુકાન,

## હીરા તથા ઝવેરાતના વેપારીઓ

# સુરજમલ લલ્લુભાઈની કું.

અમારે ત્યાં કોઈપણ જાતના મોટી તથા નાની સાઇઝના હીરાઓ તથા મોતી માણેક પાના વિગેરે ઝવેરાત છુટક તથા જથાબંધ મળશે.

હાલની ચાલુ ફેશનનું કોઈપણ જાતનું ઝવેરાત તથા સોના ચાંદીના દાગીનાઓ તૈયાર તેમ જ ઓર્ડરથી બનાવી આપવામાં આવશે.

હમો માલની આકણી કરી આપીશું તેમ જ ઝવેરાતના દાગીનાને રીપેર કરી આપીશું

**ઠે૦—૨૨૫—૨૨૭ કાલબાદેવી રોડ, પોસ્ટ ઓફીસની સામે મુંબાઈ.**

ટેલીફોન નં ૨૨૭૧

ટેલીગ્રાફ એડ્રેસ, Calmness, Bombay

આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

મુંબાઈના સુપ્રસિદ્ધ ઝવેરીઓ.

ઉત્તમ કારીગરીના અનેક નમુનાઓનું પ્રદર્શન !

## મોહનલાલ એન્ડ કંપની,

દરેક પ્રકારના સોના, ચાંદી અને ઝવે-
રાતના મનપસંદ ઉત્તમ દાગીના
બનાવનાર ને વેચનાર.

નં.૧૯૭-૨૦૧ શેખ મેમણ સ્ટ્રીટ,
ગણેશવાડીની સામે મુંબાઈ.



### આનંદ અને સ્વતંત્રતા.

સોડમના આ પૌષ્ટીક રસનુ ચાલુ સેવન કરવાથી બાળક દરેક જાતની બીમારીઓથી તેમ જ માતાના અપથ્યથી થતા દરેક વ્યાધીથી હમેશા દૂર રહે છે તો શુ-

### નિરોગી સંતાન.

માતાનો સાચો આનંદ અને ખાનાપીના તથા ફરવાની છુટ ને સ્વતંત્રતાનો સાચો લહાવો નથી? કિંમત દર શીશીનો રૂ ૧) રૂપાન તથા વી પી ખર્ચ જુદુ

---

### મચ્છર, માંકડ, તથા ચાંચડના જુલમ અસહ્ય હોય તો,

અમારૂં એન્ટી મોસ્કીટો ઓઈલ વાપરી તેના ત્રાસથી મુક્ત થાઓ ફક્ત થોડાં ટીપાં ગળે બદન ઉપર ચોળી રહેવાથી ઉપદ્રવી જન્તુઓ પાસે ટકી શકતાં નથી મેલેરીઆ તેમ જ બીજા ઝહેરી તાવથી બચવાનો ચોક્કસ અને ખાતરીપૂર્વક ઈલાજ છે કિંમત દર શીશીના રૂ ૧) પોરટેજ જુદુ

મળવાનું ઠેકાણું.

એજન્ટસ,
શ્રી કૃષ્ણા [illegible],
Feb 19 [illegible], અમદાવાદ

ધી ન્યુ મેડીકલ હોલ,
કમર્શીઅલ બિલ્ડીંગ્સ, લાહોર


૧૦ આપના ઑર્ડર મા સમાલોચકની નોંધ લેશો.

એ પ્રકારની હોય છે બહારની તેમ જ અંદરની-ધારાસભાના બહિષ્કારથી અંદરની ચળવળ નિષ્ફળ બને છે શ્રીયુત પટેલ તથા ઝીણા અને માલવીયા જેવા નેતાઓએ ધારાસભાઓમાના પોતાનાં કાર્યથી પ્રજાની કેટલી જાગૃતિ કરી છે અને સરકારના આપખુદ ફરમાનોને કેવા ઉથલાવી પાડ્યા છે એ સર્વને જાણીતી વાત છે

નવી ધારાસભામાં ૯૧ પ્રજાકીય સભાસદો છે પણ તેમા વાદવિવાદમાં ભાગ લઈ ઉપયોગી હિસ્સો આપી શકે તેવા સભાસદો તો માત્ર ત્રીસ-૨ જ-બેએક ડઝન જ છે આમાથી સમર્થ નેતાઓ તો ભાગ્યે જ અડધો-ડઝન જડે અંગ્રેજીમાં બોલી ન શકનારા, લખી રાખેલુ વાચનારા તેમ જ વાદવિવાદમાં સમયની જરૂરીયાત પ્રમાણે તત્ક્ષણ ભાગ લેનારા આ ત્રણ વિભાગમાં સભાસદોની વ્હેંચણી કરીયે તો તે દરેક વિભાગ સરખો ઉતરે

આ બેઠકનુ મુખ્ય કામ અંદાજ પત્રક (બજેટ) નુ હતું ઘણા વર્ષોની લડત પછી બજેટમાની નવી માગણીયો ઉપર મત આપવાનો હક આ નવા સુધારાથી, પ્રથમ જ ધારાસભાને મળ્યો છે એ ઘણાખરા બહિષ્કારવાદીયોના લક્ષમા પણ નહોતુ માસિક રૂા ૧૦૦ થી માંડીને રૂા ૨૦૦૦૦૦ ની માગણીયો ઉપર વાદવિવાદ થાય સરકારી અમલદારો તેની જરૂરીયાતો સમજાવે કેટલીક વખત મસલતો ચલાવે, કેટલીક વખત નમતું મુકે કેટલીક વખત વિરોધ જોતા આખી માગણીયો છોડી દે અને છેદ કરતા, મત લેવાતા, સરકાર હરખાય અને માગણીઓ ઉડી જાય આ સર્વથી શાની ખાતરી નહિ થાય કે નવી ધારાસભાને નવી સત્તા મળી છે કે જેથી અમલદારોની આપખુદીને બદલે પ્રજાની મરજીનુ ધોરણ દાખલ થયુ છે જે કમીશનરો અને કાઉન્સીલ મેમ્બરો, સર ફીરોજશા મહેતા અને ગોખલે જેવાને પણ ગણકારતા ન હોતા આપતા તેઓ આજે સાધારણ શક્તિના સભાસદોને પણ વિરુદ્ધ મત નહિ આપવાને સમજાવી રહ્યા છે એ શું સ્વરાજ્યનું પ્રથમ પગથીયુ ન કહેવાય? આ વખત ૮૬ સભાસદો, પ્રથમ પંક્તિના પુરુષો હોત તો સરકાર કેવી ત્રાહે ત્રાહે પોકારતી હોત? સરકારી સભાસદો તો અસહકારને આશીર્વાદ આપે છે અને કહે છે કે તેમને ત્રણ વર્ષોસુધી બહુ સતાવણી નહિ થાય હાલમા ધારાસભામા 'પાર્ટીયો' નથી, ખાસ કરીને મવાલ અને જહાલની પાર્ટીયો નથી છતા સરકાર પોતાનું ધાર્યું કરી જાય તેવી સ્થીતિમા તો નથી જ જરૂર પડયે, પ્રજાના હિતની લડત હોય ત્યારે, સભાસદો મોળા ઉતરતા નથી વાદવિવાદમા વિનય સાથે નિડરતા, સમયસૂચક શક્તિ અને અડગપણું જોવામા આવતું હતુ. એકંદર નવી ધારાસભાએ પોતાનુ પાણી બતાવ્યુ છે અને ખાતરી કરી આપી છે કે ત્રણ વર્ષો પછી સમર્થ પ્હેલી પંક્તિના પુરુષો જશે તો સ્વરાજ્ય ત્હેલ નહિ તો સાત વર્ષમાં તો જરૂર મળશે

મદ્રાસમાં બ્રાહ્મણ-અબ્રાહ્મણની તકરાર સુધારાની યોજનાની ચર્ચા વખતે જોરમા ચાલતી હતી તેના છાટા આ ઇલાકાને પણ ઉડ્યા છે અને ખાસ કરીને મહારાષ્ટ્રમા અબ્રાહ્મણની પાર્ટી ઉભી થઈ છે તેમને કોલાપુરના મહારાજાનો આડકતરો ટેકો છે એમ કહેવાય છે આ પાર્ટીના લગભગ વીસ સભાસદો નવી ધારાસભામાં છે અને જોકે તેઓનુ જોર બહુ તો નથી

છતાં કોઇ કોઇ વખત વા વિનાદને નહિ છાજતા જેવુ સ્વરૂપ તેને લીધે મળે છે મુસલમાને તેઓમા કોઇ સમર્થ નેતા નથી અને તેઓ ઘણાખરા સાધારણ પંક્તિના અને સાધારણ કેળવણી પામેલા હોવાથી તેઓ બહુ જોર કરી શકે તેમ નથી પણ જરૂર પડયે તેમનો તેમ જ સિંધી મેમ્બરોનો ઉપયોગ અધિકારી સભાસદો પોતાની મતલબ માટે કરી શકે છે. આ એક ભય છે અને તેની સામે સાવચેત રહેવાની જરૂર છે

એકંદર જોતાં મુંબઇની નવી ધારાસભાએ પોતાનુ કાર્ય ઠીક બજાવ્યુ છે તેને વધારે ઉપયોગી બનાવવી તે પ્રજાના હાથમા છે અસહકારી ભાઇયો હજી પણ તેનો બહિષ્કાર છોડી દઇ તેની મારફત કામ લે, પોતપોતાના વિભાગમા પડતાં સંકટો, રાજ્યઅમલમા થતા જુલમો અને અન્યાયો વિષે માહિતી આપી સભાસદો પાસે સવાલો પૂછાવે અને અનુચિત રાજ્યનીતિ સૂચના ઠરાવો મુકવાને સર્વ સામગ્રી પુરી પાડે, પ્રજાના પૈસા ખરચાઇ જતા હોય, વધુ પડતી અને નિરર્થક નીમણુકો તરફ ધ્યાન ખેંચે, બજેટ વખતે નવી માગણીઓ વાજબી છે કે ગેરવાજબી, એ વિષે માહિતી આપે તો હવે પછીની બેઠકો વધારે ઉપયોગી થઇ પડે પોતાના વિભાગના પ્રતિનિધિ નબળા સબળા જેવા હોય તેવા ત્રણ વર્ષ માટે તો સભામા રહેશે જ, માટે તેનો ઉપયોગ કરવો એ પ્રજાનુ કામ છે કેટલાક એવા પણ સભાસદો છે કે જે બીજા વિભાગના સવાલો પણ હાથ ધરી શકે છે તો તેવા બહારના સમર્થ સભાસદોનો પણ ઉપયોગ કરી શકાય નવા સુધારા અધુરા હોય કે કચાશવાળા હોય, પણ જેવા હોય તેવાનો ઉપયોગ કરી તેની ખોડખાંપણ બતાવવાથી જ વધુ લાભ થશે બહારની ચળવળ બંધ કરવાની જરૂર નથી, તે પણ ચાલુ રાખો તેનાથી રાજ્યનીતિ અને અમલદારોના ઉપર અસર થશે જ પણ એકલી બહારની ચળવળથી લાભ નહિ થાય બન્ને ચળવળ એક બીજાને ટેકો આપે તેવી રીતે ચલાવવાથી જ લાભ છે બહારની ચળવળથી લોકોને સ્વાશ્રયી બનાવો પોતાના હકો સમજતા શીખવો પોતાના કર્તવ્યનુ ભાન કરાવો, જાહેર જુસ્સો કેળવો, સાંસારિક સડાઓ દૂર કરાવો, સાદા જીવન અને રહેણી કરણી શીખવો, પાશ્ચાત્ય સુધારાનો મોહ દૂર કરાવો દારૂની બદી છોડાવો ટુંકામા મહાત્મા ગાંધી કહે છે તેમ શુદ્ધ અને પવિત્ર ધર્મ જીવનમા ઉતારી તેના ઉપર સર્વે હિલચાલો રચો, તો સ્વરાજ્ય દૂર નથી પણ આ બધી તૈયારી વિના, માત્ર ઉપરછલ્લા અસહકારીથી કાંઇ વળશે નહિ હ્રદયમાં આઘાત લાગે તેવા અન્યાયો થતા અસહકારવૃત્તિ—ઉશ્કેર—આવે છે પણ તેને સ્થાયી કરવાથી લાભ નથી એવા અન્યાય ફરી વખત ન થાય તેને માટે પગલા લેવાની જરૂર છે આવાં પગલા ધારાસભાઓની મારફત જ લઇ શકાય એ હવે સિદ્ધ થયુ છે વડી ધારાસભામાં પંજાબના અન્યાયો માટે સરકારે માફી માગી છે, જુના દમનના કાયદાઓ રદ કરી નાખવા અથવા ફેરવવાની કમિટી નિમાઇ છે, ચાલુની રાજ્યનીતિમા ધારાસભાને પૂછીને જ હવેથી કામ લેવાશે એવા વચનો અપાયા છે જુની સરકારનો દોષ અગણિત છે પણ હવે તે દોષ પુનઃ નહી સુધારતા માગે છે સરકારે [illegible] બાંધ્યા છે નવા વાઇસરૉય તરીકે હિંદના એક પુરુષ—ચાના ચીફ જસ્ટીસ આવ્યા છે હવે

પરિસ્થિતિ અત્યારે છે તે વખતે ધીરજ અને શાંતિ રાખી નવા રાજ્યક્રમનને તેનું કાર્ય સહા નુભૂતિથી કરવા દેવાની જરૂર છે મુંબઇ ઇલાકામાં તો સુભાગ્યે આપણને ઉત્તમ હાકેમ મળેલ છે તેની કાઉન્સીલમા બે જ યુરોપીયન સભાસદો છે બાકી બે દેશી સભાસદ અને ત્રણ પ્રધાનો છે આ નિમણુંક થઇ ત્યારે મ્હારા એક અસહકારી મિત્રે કહ્યું હતું કે મુંબઇમા તો સ્વરાજ્ય શરુ થઇ ચુકયું આવા ચિન્હો છે તે વખતે અસહકાર ન થયો હોત તો વધારે સમૃદ્ધ ધારાસભા આપણને મળી હોત પણ હવે શોક કરવાની જરૂર નથી જેવી છે તેવી ધારાસભાનો ઉપયોગ કરો, તેને સમર્થન અને સહાનુભૂતિ આપી મજબુત બનાવો તો ખરે જ આ ઇનામમા તો રાજ્યનીતિ અને રાજ્યધોરણ દેશીદૃષ્ટિથી ચાલતું આપણે મહાત્મા ગાંધીજીના કહેવા પ્રમાણે, નવ માસમા સપ્ટેમ્બરમા જ ધારાસભાની હવે પછીની જ બેઠકથી જ જોઇશુ

પ્રભુ મને ખરા દેશભક્ત બનાવો.

---

## પ્રભુપ્રાર્થના.

લેખક હેમીબ્હેન કૃષ્ણદાસ સંપત.

(શિખરિણી)

૧.

પ્રભો ! મ્હારી ન્હાની ગૃહકુટિરમા ચોગ કરજે
ત્હમારી વાડીમા મુજ જીવનપક્ષી વિહરજે,
પતંગો દીપોમા, ત્યમ મુજ સદા આત્મ હળજે,
મળો મીઠાં મીઠાં જીવનઝરણાં આપ ઉદધિ

૨.

પ્રભો ! હોજે શાન્તિ હૃદયપટમાં ચન્દનસમી,
ઉગારો જ્વાળાઓ ચરણ કરમા ચેતનતણી;
અને પ્રેરો જ્યોતિ મુજ મનવિષે જ્ઞાન જ ભરી,
સદા આવી રીતે, તનરથમાંહે સારથિ બની.

---

અરવિંદ યોગનું તત્વજ્ઞાન રૂ. ૨-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# આશ્વાસન !!

લેખક -રા ભટ્ટ લાલભાઈ ઉમરવાડીઆ.

તે ચાલ્યો ગયો !

દુનિઆએ કહ્યું " તે દેવધામે ગયો, એમા શોક શાનો ? ".

ફિલસુફો બોલ્યા બંધનોમાથી તે મુક્ત થયો, એનાં રૂદન ન હોય "

વડિલોએ શીખ આપી " ઇશ્વરને અધીન થવુ જોઇએ "

સખીઓએ આશ્વાસન આપ્યુ "સ્વર્ગમા મિલન થશે સખિ ! એટલી વાર તો થોભ્ય—"

ખરેખર ! આ બધુ મ્હને મુગ્ધાની નાખે છે હું નથી જાણુતી કે દેવધામ અહિં જ છે કે બીજે ક્યાય તે હતો ત્ય્હારે તો આ જ દેવધામ હતું

એ પણ હું નથી જાણુતી કે અહીં બંધન છે કે બીજે ક્યાંય થોડા વખત પહેલા તો સંપૂર્ણ સ્વતંત્રતા અહીં જ હતી

મ્હને નથી ખબર કે સ્વર્ગમાં અમ્હારૂં મિલન થશે કે નહીં પણ આ જ શુ સ્વર્ગ ન્હોતું ?

મ્હને શોક ન થાય ?—મ્હારે શોક ન કરવો ? દુનિયાના ડાહ્યાઓ તો પારકાં હૃદયને પથ્થર બનાવવા મથે છે ! એ શુ સાચુ નથી કે તે ગયો ?—ને ફરી પાછો નહીં મળે ?

પેલુ ફૂલકુ જ તો જોયુ છે ને ? કેવુ સૂનું સૂનું લાગે છે ? ફૂલની સૈંદાથી અમ્હે ત્ય્હાં રમતાં હતાં ને પેલુ આંબાવાડિયુ ! એકેક ડાળ ઉપર અમ્હે બેસતાં ને 'ટીહુક' કરી બીજી ડાળ ઉપર કૂદી જતા કો'ક વખત પેલા જલહોજમાં કૈંક કૈંક વિચિત્ર નામોથી અમ્હે એકમેકને સંબોધતા !—એ-એવુ એવુ તો હવે નહીં જ ને ?

મૂર્ખાઓ કહેતી હતી કે સ્વર્ગમા અમ્હે મળીશુ કેટલુ સુખનું આશ્વાસન ? સ્વર્ગ કોણે જોયુ છે ?—ને ત્ય્હા મીલન થાય તો યે શુ ? અહિંયા જેમ ત્ય્હાં કાઇ તોફાન થાય ? એ તો પ્રકાશ ને પુણ્યની ભૂમિ ! બધે જ ઝગઝગાટ ને એટલા બંધન વધારે નાર્ગમા એમ બેય કમળપત્રો વડે એકમેક જોડે અમ્હે વઢતા ને પછી નદીની અધવચ નાવમાંથી કૂદી પડી જળતરંગે ભેગી પડતા સ્વર્ગના દેવો એ બધું કાઇ સાંખે ? એવુ એવુ થાય પણ ક્યાથી ? ત્ય્હાં તો બધા આત્મા જ —દેહ તો નહીં જ ને ? એવા સ્વર્ગમિલનને હું શું કરૂં ?

---

ઇજિપ્તનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# સાહિત્ય.*

લેખક—રા વિજયરાય કલ્યાણરાય વૈદ્ય, બી એ

## ૧. સાહિત્ય અને જીવન.

(ક) "જ્યાં જ્યાં જીવન ત્યાં ત્યાં સાહિત્ય" આ સૂત્ર જગતના સાહિત્યવીરોમાં ન લખાયું હોય તો લખવા જેવું છે જ્યાં જ્યાં મનુષ્યહૃદય છે, પ્રેમ અને દ્વેષની મહાપરિવર્તનકારી ઊર્મિઓ ઊછળી રહે છે, જ્યાં જ્યાં મનુષ્યાત્મના અભિલાષો, આશાઓ, મહેચ્છાઓ ને મનોરથો છે જ્યાં જ્યાં તે સર્વને વ્યક્ત કરવા અને સિદ્ધ કરવા માટે સાચા દિલના સતત યત્નો છે, વિઘ્નોને હઠાવવાની વિવિધ પ્રકારની બાજુઓ રચાય છે, જ્યાં જીવનકલહના યોદ્ધાઓનાં ઉપર હાથ મેળવવા માટે સ્પર્ધાયુક્ત યુદ્ધો જામે છે, અને એ યુદ્ધમાં વિજેતા થયેથી જ્યાં ગર્વ અને હર્ષની લાગણીઓ ઉદ્ભવી શકે છે, અથવા પરાજિત થવાથી નૈરાશ્યની શૂન્યતા વ્યાપે છે,—એ સર્વ સાહિત્યનાં પ્રભાવસ્થાન છે તે સર્વેય સ્થળે,—પછી એ સ્થળ દેવમન્દિર હોય કે રાજકચેરી હોય, ધારાશાસ્ત્રીની ઑફિસ કે કોટમાંથી પરેલ જતી ટ્રામગાડી હોય, સ્નેહસુવાસનનું ગૃહમન્દિર હોય કે યોગીઓની યોગગુફા હોય, પણ એ સર્વ સ્થળે ચેતન અને જીવનપ્રવાહ વહેતા હોવાથી ત્યાંથી સાહિત્ય સર્જન માટે અગત્યની સામગ્રી જેવી કે, સાક્ષાત જ્ઞાન; સીધો અનુભવ, સૂક્ષ્મ અવલોકનની તક, વિવિધ લાગણીઓના શાન્ત કે પ્રચંડ વિગ્રહ, તથા શબ્દપ્રયોગ, ભાષા અને વિચારોની પ્રકૃષ્ટ નવીનતા—એ બધું સમર્થ સાહિત્યસ્વામીને જડી શકે છે

(ખ) આ પ્રમાણે સાહિત્ય અને જીવનનો સમ્બન્ધ ઘણો નિકટ છે સાહિત્ય એ પંડિતોના પાંડિત્યભવના અભ્યાસગૃહનો જ વિષય નથી એ રીતે ઉત્પન્ન થએલું સાહિત્ય બહુધા અલ્પજીવી અને ચેતનનષ્ટ હોય છે ગણ્યાગાંઠ્યા સાહિત્યમાં તે ટકી રહે તો પણ એ ગણ્યાગાંઠ્યા પંડિતો અને અતિ બુદ્ધિમાન માણસોને જ કામનું પ્રજાનો સુશિક્ષિત અને રસપિપાસુ વર્ગ તેમાં આનંદ લઈ શકે નહિ અને સામાન્ય અલ્પ શિક્ષિતોને તો એ સર્વથા નિરુપયોગી જ છે

(ગ) સાચા સાહિત્યકારને બાહ્યજીવન સાથે સમ્બન્ધ છે એટલો જ બલ્કે તેથી વધુ સંબન્ધ આન્તરજીવન સાથે છે જે સૃષ્ટિ તેણે રચવાની છે તે ઉપરઉપરના અવલોકનથી જ ન રચાય તેનામાં વેધક દર્શનશક્તિ, હાર્દગ્રાહિતા અને ઉત્કટ કલ્પનાની જરૂર છે આ સર્વની સહાયતાથી તે વિશ્વની વસ્તુવસ્તુના કેન્દ્રનિવાસી તત્ત્વને—એક છતાં અનેકરૂપી તત્ત્વને—પારખી

* આ વિચારો જે ક્રમમાં સ્ફુરેલા તે ક્રમમાં નોંધરૂપે જ અત્રે ઉતાર્યા છે આ કારણથી લેખમાં ક્વચિત્ પુનરુક્તિ કરતાં પણ લેખના વાચકને જણાશે સાહિત્યના સ્થૂલ લક્ષણોને ચોકસ કરીને તેમાંથી વ્યાખ્યા બાંધવાને બદલે સાહિત્યના આત્મારૂપ મૂળતત્ત્વોને રજુ કરવાનો આ પ્રયાસ છે એ ધ્યાનમાં સમજાશે —

મેટ્રીકન એરટ્રોપોલ્ડ રૂ ૨-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

શકે, અને ખુદ સ્રષ્ટાની માફક તે પોતે પણ થોડાંક મૌલિક તત્ત્વોને ઉપયોગમા લઈને પોતાની અદ્ભુત અને નિત્યસચેત, નિત્યનવયૌવનવન્તી પ્રતિભાના બળે તે નવનવા પાત્રો, દૃશ્યો અને વર્ણનોની જમાતને ભેટ ધરી શકે

(૪) સાહિત્યસર્જનમા કુદરતનો ઉપયોગ મુખ્ય વસ્તુ તરીકે અથવા પશ્ચાદ્ભૂમિ તરીકે થાય આ બીજા પ્રકારમા સર્વવ્યાપી જીવનનો પરસ્પર સમન્ધ જળવાય છે—તે જીવન જે નિશ્ચેષ્ટ મનાતી પ્રકૃતિમા પણ છે આ સૂક્ષ્મ જીવન સાથે મનુષ્ય જીવનનો સંજોગાનુસાર સંવાદ કે વિરોધ સાહિત્યનાથ આલેખે

સુન્દરીનુ મુખ એમને એમ જોવુ તેના કરતા એ સુન્દર મુખને સ્મિત સાથે જોવું તેમાં જેમ વધુ આનંદ છે, અને પૂર્ણ પ્રફુલ્લિત શ્વેત કમળને એમને એમ જોવુ તેના કરતા તેમા ભ્રમર ગુંજતો હોય ત્યારે તે જોવામા વધુ મ્હજા છે,–તેવી જ રીતે, નર્યા પ્રકૃતિસૌન્દર્ય કરતા તે સૌન્દર્ય સાથે મનુષ્યલીલા સંકલિત હોય ત્યારે તેને નિરખવુ તેમા વધારે આલ્હાદ છે, આમ હોવાનુ કારણ સ્પષ્ટ છે પહેલા કરતા બીજા દૃશ્યમા જીવનચેતનના તરવરાટ અને રમણખેલના વધારે પ્રમાણમા–અને તેથી વધારે આકર્ષણવાળા–હોય છે

## ૨. સાહિત્યનાથના મુખ્ય લક્ષણ.

સત્યશોધન, અને સૌન્દર્યનતી વાણીમા એ સત્યનું પ્રકાશન (*expression*) આ તેનુ કર્તવ્ય છે–વળી, *જીવનની શ્વેતશ્યામળ બન્ને બાજુઓ જોવાની શક્તિ તેનામા જોઈએ.* આમ ન હોય–તેનામા હાસ્યરસજ્ઞતા ન હોય અને સાધુતા માન એકપક્ષી કે વધુ પડતી હોય,–તો એ આદર્શરૂપ સાહિત્યનાથ થઈ શકે નહિ તે આદર્શપ્રેમી, સ્વતંત્ર વિચારી અને સંસ્કારનત હોય, પોતાના અભિપ્રાયો અને અભિરુચિઓને દૃઢતાથી સાચવવા સાથે, તે સકળ ઉન્નતિનો, સુન્દરતાનો, ઉદારતાનો અનુભવી છે આત્માની નિર્બન્ધતાને અને અમોઘ પ્રકુલ્લતાને તે ઓળખે છે સમભાવનો નિત્યસાથી છે અને વિશ્વના અણુએ અણુમાથી આનંદરસ, જીવનરસ પીવાની ત્હેને તીવ્ર ઇચ્છા છે, અને પોતાની કલ્પના પ્રતાપથી આ સર્વે ય ઉર્મિઓ તે વાચકને અનુભવાવી શકે છે

આ પ્રમાણે, કલાકાર તરીકે આદર્શ સાહિત્યસ્રષ્ટા નિષ્પક્ષપાત માણસ રહે છે જગતની અનિષ્ટોને અને દુષ્ટતાઓને પણ શાન્ત અને સમતોલ ચિત્તે અવલોકે છે આ રીતે જ તેના સર્જનમાં ચિરંજીવિતા, દૃઢતા અને ચિરજીવિતા પ્રવેશે છે જગતના સર્વશ્રેષ્ઠ સાહિત્યસ્વામીઓ–શેક્સપીઅર, સ્કૉટ, ડિકન્સ, જ્યોર્જ ઇલિયટ, બ્રાઉનિંગ, હ્યુગો, મોલીએર, ગેટે, અને પ્રેમાનન્દ તથા ગોવર્ધનરામ–આ સહુનાં હૃદય અત્યંત વિશાળ અને સહુ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર હતાં અને તેથી જ, પોતાની નીતિમયતાને આંચ આવવા દીધા સિવાય, બીજાના ચિત્તમા ઉદ્ભવતા પાપ કે અનીતિના ભાવોને કલ્પનાદ્વારા ઓળખી તેઓ ચીતરી શકયા

---

ચન્દ્રશેખર રૂ. ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

## ૩. સાહિત્યકારોનો પરસ્પર સબન્ધ.

અણુનમ્યાં કો સાહિત્યશાસ્ત્રનુ આ એક સર્વદેશીય અને સર્વમાન્ય સૂત્ર લાગે છે કે, " જ્યા જ્યા સાક્ષરો ત્યા ત્યા સગ્રામો "—અલબત્ત, આખુ મનુષ્યજીવન જ (સામાન્ય માણુસો માટે તો) એક અવિરત સગ્રામ છે અને તેથી, આ સૂત્રના બચાવમા કદાચ એવી દલીલ કરી શકાય કે સાક્ષરો જ્યા સુધી મનુષ્યો જ છે, અને મનુષ્યજીવન જીવે છે, ત્યા સુધી તેના જીવનના દોષો અને અપૂર્ણતાઓ તેમનામા રહેશે બીજા શબ્દોમા, સાક્ષરને પણ છેક સાધારણ માણસોની માફક નજીવા કારણથી ક્રોધિષ્ઠ થવાની, ઈર્ષ્યાળુ થવાની, નિન્દાખોર થવાની, ખૂબ અસહિષ્ણુ થવાની, અગગત આક્ષેપોમા મઝા માણવાની અને અહકારી તથા આપખુ થવાની પૂરેપૂરી છૂટ છે હવે દુનિયામા જો કોઇ પણ માણસો એવા હોય કે જેમને આ આસુરી પ્રકૃતિઓથી અસ્પૃષ્ટ રહેવાને સતત યત્ન કરવાની અગત્ય છે, તો તે માણસો સાક્ષરો છે " *Men of Letters are a perpetual Priesthood, from age to age, teaching all men that a God is still present in their life* (*Carlyle*)—" પરમેશ્વરનુ પિછાન થાય તેવી કળાને લેખકોએ ખીલવવાની છે અને સાહિત્યની સેવા કરનારા એક લીટી આપો કે અનેક લીટી આપો પણ તમે મને સત્યનું, ઇશ્વરનું દર્શન કરાવી શકો તેવુ લખો " (રા મો ક ગાધી)

આ પ્રમાણે સાક્ષરના જીવનકાર્ય અને જીવનાદેશ સાચા ધર્મગુરુના જેટલા જ ભવ્ય અને ઉચ્ચગામી છે તે સમાજનો પરોક્ષ શિક્ષક અને ઉદ્ધારક છે અને જેટલે અંશે તેનું સમસ્ત જીવન ઓછુ વિશુદ્ધ કે ઓછુ ઉદાર હશે, તથા, માનવજીવનમા જે તે જીવનને અનુરૂપ એવી જે સપૂર્ણતા પ્રાપ્ત કરી શકાય છે તે જેટલે અંશે તેનામા અધુરી હશે, તેટલે અંશે આદર્શ અને સસ્કારવન્ત સાક્ષર તરીકેનુ તેનુ સ્થાન નીચુ જ રહે છે

## ૪. જગતમા સાહિત્યનુ સ્થાન

સાહિત્ય કેવળ મોજ મેળવવાનુ કે વખત ગાળવાનુ સાધન નથી ક્ષણુ બે ક્ષણુ સુન્દર લાગતી શબ્દરમ્યતાઓનો કે દિલઉશ્કેરનાનો એ વ્યાય નથી એ શક્તિ છે, જીવન છે, ધર્મ છે સાહિત્યના વાચનથી જે આનન્દ ઉદ્ભવે છે તે પણ સાત્વિક અને આત્માને ઉન્નત કરનાર હોય ત્યારે જ સાહિત્યના અભ્યાસનો મુખ્ય હેતુ—ચારિત્ર્યની રચના અને દ્રઢીકરણ—સાધી શકાય છે • • •

સાહિત્યધર્મ બીજા કોઇ પણ ધર્મ જેટલો જ જૂનો છે, પૃથ્વીના પ્રારભકાળમા જ જન્મેલો છે, પૃથ્વીવાસીઓના સર્વ નિવાસસ્થાનોમા અને નિત્યજીવનમા એ વિવિધ રૂપે દર્શન દે છે, અને જ્યાં સુધી જગતમા માનવકુળનુ અસ્તિત્વ હશે ત્યા સુધી એ ધર્મની અને અસખ્ય અધ્યાયોવાળી મહાગીતા પણ પળે પળે ગવાશે, આચરાશે અને નિત્ય નવે રૂપે સરજાયા કરશે ' *Since its [Literature's] invention, men have never been able to rid themselves of it for any length of time*';

સુવાક્યિરીનો ગજરો (મંચિત્રવાર્તા) રૂ ૨—૦ • એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

શકે, અને ખુદ સ્રષ્ટાની માફક તે પોતે પણ થોડાંક ભૌતિક તત્ત્વોને ઉપયોગમા લઇને પોતાની અદ્‌ભુત અને નિત્યસચેત, નિત્યનવયૌવનવન્તી પ્રતિભાના બળે તે નવનવા પાત્રો, દૃશ્યો અને વર્ણનોની જગતને ભેટ ધરી શકે

(ઘ) સાહિત્યસર્જનમા કુદરતનો ઉપયોગ મુખ્ય વસ્તુ તરીકે અથવા પશ્ચાદ્‌ભૂમિ તરીકે થાય આ બીજા પ્રકારમા સર્વવ્યાપી જીવનનો પરસ્પર સબન્ધ જળવાય છે—તે જીવન જે નિશ્ચેષ્ટ મનાતી પ્રકૃતિમા પણ છે, આ સૂક્ષ્મ જીવન સાથે મનુષ્ય જીવનનો સંજોગાનુસાર સબંધ કે વિરોધ સાહિત્યનાથ આલેખે

સુન્દરીનુ મુખ એમને એમ જોવુ તેના કરતા એ સુન્દર મુખને સ્મિત સાથે જોવુ તેમા જેમ વધુ આનન્દ છે, અને પૂર્ણ પ્રફુલ્લિત શ્વેત કમળને એમને એમ જોવુ તેના કરતાં તેમા ભ્રમર ગુંજતો હોય ત્યારે તે જોવામા વધુ મ્હજા છે,—તેવી જ રીતે, નર્યાં પ્રકૃતિસૌન્દર્ય કરતા તે સૌન્દર્ય સાથે મનુષ્યલીલા સંકલિત હોય ત્યારે તેને નિરખવુ તેમા વધારે આહ્‌લાદ છે આમ હોવાનુ કારણ સ્પષ્ટ છે પહેલા કરતા બીજા દૃશ્યમા જીવનચેતનના તરવરાટ અને રમણખેલના વધારે પ્રમાણમા—અને તેથી વધારે આકર્ષણવાળા—હોય છે

## ૨. સાહિત્યનાથના મુખ્ય લક્ષણ.

સત્યશોધન, અને સૌન્દર્યવન્તી વાણીમા એ સત્યનું પ્રકાશન (*expression*) એ તેનુ કર્તવ્ય છે—વળી, જીવનની શ્વેતશ્યામળ બન્ને બાજુઓ જોવાની શક્તિ તેનામા જોઇએ આમ ન હોય—તેનામા હાસ્યરસજ્ઞતા ન હોય અને સાધુતા માત્ર એકપક્ષી કે વધુ પડતી હોય,—તો એ આદર્શરૂપ સાહિત્યનાથ થઇ શકે નહિ તે આદર્શપ્રેમી, સ્વતન્ત્ર વિચારી અને સંસ્કારવત હોય, પોતાના અભિપ્રાયો અને અભિરુચિઓને દૃઢતાથી સાચવવા સાથે, તે સકળ ઉન્નતિનો, સુન્દરતાનો, ઉદારતાનો અનુભવી છે આત્માની નિર્બન્ધતાને અને અમોઘ પ્રફુલ્લતાને તે ઓળખે છે સમભાવનો નિત્યસાથી છે અને વિશ્વના અણુએ અણુમાથી આનન્દરસ, જીવનરસ પીવાની ત્હેને તીવ્ર ઇચ્છા છે, અને પોતાની કલાના પ્રતાપથી આ સર્વ ઉર્મિઓ તે વાચકને અનુભવાવી શકે છે

આ પ્રમાણે, કલાકાર તરીકે આદર્શ સાહિત્યસ્રષ્ટા નિષ્પક્ષપાત માણસ રહે છે જગતનાં અનિષ્ટોને અને દુષ્ટતાઓને પણ શાન્ત અને સમતોલ ચિત્તે અવલોકે છે આ રીતે જ તેના સર્જનમા વિવિધતા, દૃઢતા અને ચિરજીવિતા પ્રવેશે છે જગતના સર્વશ્રેષ્ઠ સાહિત્યસ્વામીઓ—શેક્સ્પીઅર, સ્કૉટ, ડિકન્સ, જ્યોર્જ ઇલિયટ, બ્રાઉનિંગ, હ્યુગો, મોલીએર, ગેટે, અને પ્રેમાનન્દ તથા ગોવર્ધનરામ—આ સહુનાં હૃદય અત્યત વિશાળ અને સર્વ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર હતા અને તેથી જ, પોતાની નીતિમત્તાને આંચ આવવા દીધા સિવાય, બીજાંના ચિત્તમા ઉદ્ભવતા પાપ કે અનીતિના ભાવોને કલ્પનાદ્વારા પ્રીછીને તેઓ ચીતરી શક્યાં

ચન્દ્રશેખર રૂ ૧-૦-૦ એન, એમ ત્રિપાઠી એન્ડ કંપનિ, મુંબાઇ.

### ૩. સાહિત્યકારોનો પરસ્પર સબંધ.

અશનવ્યા કો સાહિત્યકારો | આ એક સર્વદેશીય અને સર્વમાન્ય સૂત્ર નાખ્યું છે, "જ્યા જ્યા સાક્ષરો ત્યા ત્યા સગ્રામો"—અતમત્ત, આખુ મનુષ્યજીવન જ (સામાન્ય માણસો માટે તો) એક અવિરત સગ્રામ છે અને તેથી, આ સૂત્રના બચાવમા કદાચ એવી દલીલ કરી શકાય કે સાક્ષરો જ્યા સુધી મનુષ્યો જ છે, અને મનુષ્યજીવન જીવે છે, ત્યા સુધી તેના જીવનના દોષો અને અપૂર્ણતાઓ તેમનામા રહેશે બીજા શબ્દોમા, સાક્ષરને પણ એક સાધારણ માણસોની માફક તુ કારણથી ક્રોધિત થવાની, ઈર્ષ્યાળુ થવાની, નિન્દાખોર થવાની, ખૂબ અસહિષ્ણુ થવાની, અગગત આક્ષેપોમા મ્હાલ્ત માણસાની અને અહકારી તથા આપખુદ થવાની પૂરેપૂરી છૂટ છે હવે દુનિયામા જો કોઇ પણ માણસો એવા હોય કે જેમણે આ આસુરી પ્રકૃતિઓથી અસ્પૃષ્ટ રહેવાને સતત યત્ન કરવાની અગત્ય છે તો તે માણસો સાક્ષરો છે "*Men of Letters are a perpetual Priesthood, from age to age, teaching all men that a God is still present in their life*" (Carlyle)—"પરમેશ્વરનુ પિછાન થાય તેવી રીતે લેખકોએ ખીલવવાની છે ભને સાહિત્યની સેવા કરનારા એક લીટી આપો કે અનેક લીટી આપો પણ તમે મને સત્યનુ, ઈશ્વરનુ દર્શન કરાવી શકો તેવુ લખો" (રા મો ક ગાંધી)

આ પ્રમાણે, સાક્ષરના જીવનકાર્ય અને જીવનાદેશ સાચા ધર્મગુરુના જેટલા જ ભવ્ય અને ઉચ્ચગામી છે તે સમાજનો પરોક્ષ શિક્ષક અને ઉદ્ધારક છે અને જેટલે અંશે તેનું સમસ્ત જીવન ઓછુ વિશુદ્ધ કે ઓછુ ઉદાર હશે, તથા, માનવજીવનમા યે તે જીવનને અનુરૂપ એવી જે સપૂર્ણતા પ્રાપ્ત કરી શકાય છે તે જેટલે અંશે તેનામા અધુરી હશે, તેટલે અંશે આદર્શ અને સસ્કારવન્ત સાક્ષર તરીકેનુ તેનુ સ્થાન નીચુ જ રહે છે

### ૪. જગતમા સાહિત્યનુ સ્થાન

સાહિત્ય કેવળ મોજ મેળવવાનુ કે વખત ગાળવાનુ સાધન નથી ક્ષણ બે ક્ષણ નુરૂ લાગતી રમ્યતાઓનો કે દિનઉરેકરસાનો એ વિષય નથી એ શક્તિ છે, જીવન છે, ધર્મ છે સાહિત્યના વાચનથી જે આનન્દ ઉદ્ભવે છે તે પણ સાત્વિક અને આત્માને ઉન્નત કરનાર હોય ત્યારે જ સાહિત્યના અભ્યાસનો મુખ્ય હેતુ–ચારિત્યની રચના અને દ્રઢીકરણ–સાધી શકાય છે

સાહિત્યધર્મ બીજા કોઇ પણ ધર્મ જેટલો જ જૂનો છે, પૃથ્વીના પ્રારભકાળમા જ જન્મેલો છે, પૃથ્વીવાસીઓના સર્વ નિવાસસ્થાનોમા અને નિત્યજીવનમા એ વિવિધ રૂપે દર્શન દે છે, અને જ્યાં સુધી જગતમા માનવકુળનુ અસ્તિત્વ હશે ત્યા સુધી એ કુદરતી અને અસખ્ય અધ્યાયોવાળી મહાગીતા પણ પળે પળે ગવાશે, આચરાશે અને નિત્ય નવે રૂપે સરજાયા કરશે "*Since its [Literature's] invention, men have never been able to rid themselves of it for any length of time*"

ગુલામગિરીનો ગજબ (સચિત્ર વાર્તા) રૂ ૨-૦૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ.

શકે, અને પ્રભુ સ્રષ્ટાની માફક તે પોતે પણ થોડાંક ભૌતિક તત્ત્વોને ઉપયોગમાં લઈને પોતાની અદ્ભુત અને નિત્યસચેત, નિત્યનવયૌવનવન્તી પ્રતિમાના બળે તે તત્ત્વના પાત્રો, દૃશ્યો અને વર્ણનોની જગતને ભેટ ધરી શકે

( ઘ ) સાહિત્યસર્જનમાં કુદરતનો ઉપયોગ મુખ્ય વસ્તુ તરીકે અથવા પશ્ચાદ્ભૂમિ તરીકે થાય આ બીજા પ્રકારમાં સર્વવ્યાપી જીવનનો પરસ્પર સબન્ધ જળવાય છે—તે જીવન જે નિશ્ચેષ્ટ મનાતી પ્રકૃતિમાં પણ છે. આ સૂક્ષ્મ જીવન સાથે મનુષ્ય જીવનનો સંજોગાનુસાર સંવાદ કે વિરોધ સાહિત્યનાથ આલેખે

સુન્દરીનું મુખ એમને એમ જોવું તેના કરતાં એ સુન્દર મુખને સ્મિત સાથે જોવું તેમાં જેમ વધુ આનંદ છે અને પૂર્ણ પ્રફુલ્લિત શ્વેત કમળને એમને એમ જોવું તેના કરતાં તેમાં ભ્રમર ગુંજતો હોય ત્યારે તે જોવામાં વધુ મઝા છે,–તેવી જ રીતે, નર્યા પ્રકૃતિસૌન્દર્ય કરતાં તે સૌન્દર્ય સાથે મનુષ્યલીલા સકલિત હોય ત્યારે તેને નિરખવું તેમાં વધારે આલ્હાદ છે. આમ હોવાનું કારણ સ્પષ્ટ છે પહેલા કરતા બીજા દૃશ્યમાં જીવનચેતનના તત્ત્વરાટ અને મધુમેલના વધારે પ્રમાણમાં–અને તેથી વધારે આકર્ષણવાળા–હોય છે

**૨. સાહિત્યનાથના મુખ્ય લક્ષણ.**

સત્યનોતત્ત્વ, અને સૌન્દર્યવતી વાણીમાં એ સત્યનું પ્રકાશન ( *expression* ) આ તેનું કર્તવ્ય છે–વળી, જીવનની શ્વેતશ્યામળ બન્ને બાજુઓ જોવાની શક્તિ તેનામાં જોઈએ આમ ન હોય–તેનામાં હાસ્યરસજ્ઞતા ન હોય અને સાધુતા માત્ર એકપક્ષી કે વધુ પડતી હોય,–તો એ આદર્શરૂપ સાહિત્યનાથ થઈ શકે નહિ તે આદર્શપ્રેમી, સ્વતંત્ર વિચારી અને સત્કાન્તત હોય, પોતાના અભિપ્રાયો અને અભિરુચિઓને દૃઢતાથી સાચવવા સાથે, તે સકળ ઉન્નતિનો, સુન્દરતાનો, ઉદારતાનો અનુભવી છે આત્માની નિર્બન્ધતાને અને અમોઘ પ્રફુલ્લતાને તે ઓળખે છે સમભાવનો નિત્યસાથી છે અને વિશ્વના અણુએ અણુમાંથી આનંદરસ, જીવનરસ પીવાની ત્હેને તીવ્ર ઇચ્છા છે, અને પોતાની કલાના પ્રતાપથી આ સર્વે ય ઉર્મિઓ તે વાચકને અનુભવાવી શકે છે

આ પ્રમાણે, કલાકાર તરીકે આદર્શ સાહિત્યસ્રષ્ટા નિષ્પક્ષપાત માણસ રહે છે જગતનાં અનિષ્ટોને અને દુષ્ટતાઓને પણ શાન્ત અને સમતોલ ચિત્તે અવલોકે છે આ રીતે જ તેના સર્જનમાં વિવિધતા, દક્ષતા અને ચિરંજીવિતા પ્રવેશે છે જગતના સર્વશ્રેષ્ઠ સાહિત્યસ્વામીઓ–શેક્સપીઅર, સ્કૉટ, ડિકન્સ, જ્યોર્જ ઇલિઅટ, બ્રાઉનિંગ, હ્યુગો, મોલીએર, ગ્યોટે, અને પ્રેમાનન્દ તથા ગોવર્ધનરામ–આ સહુના હૃદય અત્યંત વિશાળ અને સ[illegible] પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર હતા અને તેથી જ, પોતાની નીતિમયતાને આંચ આવવા દીધા સિવાય, બીજાના ચિત્તમાં ઉદ્ભવતા પાપ કે અનીતિના ભાવોને કલ્પનાદ્વારા ખીલવીને, તેઓ ચીતરી શક્યાં

ચન્દ્રશેખર ૩ [illegible] એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

"જ્યાં ભયભીત દશા હોય ત્યાં સ્વતન્ત્ર ઉદ્ગારો કે સત્ય ઉદ્ગારો નથી નીકળતા જ્યા સુધી અમુક પ્રકારનો દોસ હોન ત્યાં સુધી કહેવાનુ કે લખવાનુ અનુભવેલુ સચ બરાબર નીકળવાનો સભવ નથી આપણા સાહિત્યની ˛ ભયભીત શા જેઉ છુ' (રા મો ક ગાધી ) બ્હીકણુ અને અનિશ્ચિત ચિત્ત હોય ત્યાં સાચુ સાહિત્ય-સર્જન સભવે નહિ તેવા ચિત્તવાળા માણુનો સાહિત્ય પ્રદેશમા કોઇ સગીન કે ચિર ‿રી સ્મરણ સ્થંભ ચણી શકે નહિ કેમકે, તેનામા આત્મવિશ્વાસ નથી, સ્વાશ્રય નથી, અને નવી સષ્ટિ રચવામા અગત્યના ગુણ, સાહસ, પ્રસન્નતા અને વિશિષ્ટ, આગ્રહવીન વ્યક્તિત્વ, તે નથી આ ગુણો ન હોય તો બીજી શક્તિઓ નમાલી જેવી જ છે, કારણ કે યાહોમ કરીને પડવાનુ સામર્થ્ય ન હોય તો એ શક્તિઓનો પણ સપૂર્ણ અને સર્વાંગ સુન્દર વિકાસ અશક્ય છે

ટુમ્મા, સાહિત્ય એટલે સયમવાન છતાં સ્વેચ્છ રમણના રસિયા અને વિશિષ્ટ કે અપૂર્વ કલ્પનાશક્તિવાળાં સ્ત્રીઓ કે પુરૂષોના આત્માનો કલાત્મક વાણીરૂપે આવિર્ભાવ

---

## હજુ છે હિન્દ કયમ ઉભું ?

નેપાળ-રા વિજય.

૧

વિનાશે મોહેતુ પ્રભુપ્રિય મહા રોમ રચતુ,
ફ્રસેતુ સૌન્દર્યે અધ પતિત જે ! ગ્રીસ ફુરતુ,
ઘણા એવાં રાષ્ટ્રો વિરમ પયગામી હણા ગયાં,
પુછ આત્મા જ્યોતિ અવિચલ ઉભુ હિન્દ અહીંઆ

૨

સૌન્દર્યો હિન્દનાં છે, ના દેહના, કિ તુ દેહીના,
એથી ગાઈ રહ્યા એના ગૌરવો ભ ય વિશ્વમા,

૩

સૌન્દર્યતખ્ત સમ તાજ સેવ હાંસે,
આશ્ચર્ય મુગ્ધ નરનેત્ર સદૈવ હારે,
સૌન્દર્યપૂજક દિગન્ત દરોથી આવે,
પુરેશ્વરો અમર એના સમાધિ વાચ્છે

૪

તખ્ત છે તાજનું માઙ્યુ, સ્નેહ સૌન્દર્ય ઉપરે
સાશ્વતુ એ હરો તાજ સ્નેહ સૌન્દર્ય જોટડું

---

( *Quiller-Couch* ) સાહિત્યના શક્તિ અને સન્દેશ આટલા ભવ્ય હોવાથી, કોઈ જાતની અનુચિતતા, અતિશયતા, અકુદરતીપણું અથવા નીચતા તેમા આવે તો તે સાહિત્યની સહજ પવિત્રતાને અભડાવવા બરોબર છે

## ૫. સાહિત્ય અને કલ્પના

પ્રત્યેક સમર્થ સાહિત્યનાથની સાથે એક બળવાન્ અને જ્વલન્ત કલ્પના જગતમા જન્મે છે ને મહાજ્યોતિર્મન્ત ભાસ્કરની વેધનશક્તિને લોકોક્તિએ સામાન્ય સૂર્યકિરણની શક્તિથી જે અધિક પ્રતાપી લેખી છે તે સર્વથા યોગ્ય છે પ્રબળ અને પ્રખર કલ્પનારશ્મિના સ્પર્શથી વસ્તુવસ્તુના સ્થૂલ આવરણ પીગળે છે અને અન્તર્નિવાસી સૂક્ષ્મ અને સુહાગવન્ત તત્વ, રત્ન સરખુ તેજસ્વી ને પુષ્પ સરખુ કોમળ, જડે છે

વેધનશક્તિને પ્રભાવે જનહૃદયના અકલિત પરિવર્તનો પિછાન્યા પછી, તથા કુદરતના સૌન્દર્યસોહાગ અને બહુરૂપી લીલાઓનુ હાર્દ જાણ્યા પછી, કલ્પના, સમન્વય અને સર્જનનું કાર્ય આરંભે છે વસ્તુના પ્રથમ દર્શન પછી આત્મા અને બુદ્ધિની જૂદીજૂદી પોષકશક્તિઓની સાહાય્યથી દૃષ્ટ વસ્તુઓના અગ ઉપાંગોને પરસ્પર ઘટાવવા તથા કલાદૃષ્ટિએ તે સર્વમાથી સંપૂર્ણ અને મોહક મનોમૂર્તિઓ ઘડવી એ આ સર્જન ક્રિયાનુ કાર્ય છે તે સર્જન શબ્દરૂપે કાગળપર મૂર્તિમન્ત થતું જાય તેમ તેમ તેને અનુકૂળ 'શૈલી' આપમેળે ગોઠવાતી જાય, અને તે જ સર્વોત્તમ શૈલી છે

## ૬. સાહિત્યસર્જન અને સ્વતંત્રતા.

પ્રતિભાપુરુષો સ્વાતન્ત્ર્યના જ વાતાવરણમા ખીલી શકે એ વાતાવરણની નિશ્ચિન્તતા, હૃદયમા અવનવી ઊર્મિઓ જગાડવાની તેની અપ્રતિમ શક્તિ, તેણે સોનાની કૂચીથી ઉઘાડેલા નવનવા જ્યોતિપ્રદેશોની સ્વર્ગીય તેજોમયતા, અને એ દિવ્ય દર્શનથી અંતરમા પ્રકટતા આહ્લાદ અને રસછોળ—આ સર્વથી સાહિત્યનાથને જે પોષણ મળે છે અને તેના ઉરમા જે રસસિંચન થાય છે, તેવા પોષણ અને સિંચન, સ્વાર્થી નિરર્થક અને કેવળ કૃત્રિમ સામાજિક બંધનોથી જકડી રહેલા વાતાવરણમા અશક્ય છે આ કારણથી જ, જ્યા જ્યા પ્રતિભાનો ઉદય થયો છે ત્યા ત્યા તેના પ્રખર પ્રતાપવન્ત કિરણોએ બનાવટી બંધનોના હિમને પીગાળી નાખ્યા છે, અને પોતાને તથા બીજાને માટે સ્વાતન્ત્ર્યના સુન્દર માર્ગો સરલ અને સહજ બનાવ્યા છે

પ્રતિભાવાન્ પુરુષ આવી રીતે જડ સંસારની વિરુદ્ધ બંડ ઉઠાવે છે પરંતુ તેનાપર કોઈ પણ તરેહનો અંકુશ રહેતો નથી એમ માનવુ ભૂલભરેલુ છે કેવળ ઊર્મિઓના ઉછાળાથી જગતનું તન્ત્ર ચાલે નહિ, અને, તેને ઘટતો અંકુશ અને યોગ્ય બંધનો જોઈએ જ એ આપણા 'બંધોર' સાહિત્યનાથ સમજે છે, પરતુ, જરૂરી બન્ધનોને તે પોતાની બહાર શોધતો નથી, અંતરમા શોધે છે તે નૈસર્ગિક નિયમન જ તેને સાચે રસ્તે દોરી જાય છે

ગુ. સરલા અને મિત્રમંડળ ૧૩ ૨-૦-૦ એન એન ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.

"જ્યાં ભયભીત દશા હોય ત્યાં સ્વતન્ત્ર ઉદ્ગારો કે સત્ય ઉદ્ગારો નથી નીકળતા જ્યા સુધી અમુક પ્રકારનો દાબ હોય ત્યા સુધી કહેવાનુ કે લખવાનુ અનુભવેલુ સત્ય બરાબર નીકળવાનો સભવ નથી આપણા સાહિત્યની હુ ભયભીત દશા જોઉ છુ" (રા મો ક ગાધી) બ્હીકણુ અને અનિશ્ચિત ચિત્ત હોય ત્યા સાચુ સાહિત્ય-સર્જન સભવે નહિ તેવાં ચિત્તવાળા માણસો સાહિત્ય પ્રદેશમા કોઇ સગીન કે ચિરંજીવી સ્મરણ સ્થંભ ચણી શકે નહિ કેમકે, તેનામાં આત્મવિશ્વાસ નથી, સ્વાશ્રય નથી, અને નવી સૃષ્ટિ રચવામા અગત્યના ગુણ, સાહસ, પ્રગલ્ભતા અને વિશિષ્ટ, આગ્રહવીન વ્યક્તિત્વ, તે નથી આ ગુણો ન હોય તો બીજી શક્તિઓ નકામી જેવી જ છે, કારણ કે પાહોમ્ ફરીને પચવાનુ સામર્થ્ય ન હોય તો એ શક્તિઓનો પણ સપૂર્ણ અને સર્વાંગ સુન્દર વિકાસ અશક્ય છે

ટુકમા, સાહિત્ય એટલે સયમવાન છતા સ્વેચ્છ રમણના રસિયા અને વિશિષ્ટ કે અપૂર્વ કલ્પનાશક્તિવાળા સ્ત્રીઓ કે પુરુષોના આત્માનો કલાત્મક વાણીરૂપે આવિર્ભાવ

---

## હજુ છે હિન્દ કયમ ઉભું ?

લેખક—રા વિજય.

૧

વિલાસે મોહેલુ પ્રભુપ્રિય મહા રોમ રડતુ,
ફનેલુ સૌન્દર્યે અવ પતિત જો ! ગ્રીસ ઝુરતુ,
ઘણાં એવાં રાષ્ટ્રો વિષમ પથગામી ઢળી ગયાં,
પુણ્ય આત્મા જ્યોતિ, અચિન્ત ઉભુ હિન્દ અહીંઆ

૨

સૌન્દર્યો હિન્દના છે, ના દેહના, કિન્તુ દેહીના
એથી ગાજી રહ્યા એના ગૌરવો ભવ્ય વિશ્વમા,

૩

સૌન્દર્યનન્ત સમ તાજ' સદૈવ હાસે,
આશ્ચર્ય મુગ્ધ નરનેત્ર સદૈવ દાસે,
સૌન્દર્યપૂજક દિગન્ત' થકી આવે,
જ્હુરેશ્વરો અમર એના સમાધિ વાન્છે

૪

તખ્ત છે તાજનું મોટુ, સ્નેહ સૌન્દર્ય ઉપરે
સાશ્વત એ હતો તાજ સ્નેહ સૌન્દર્ય જેટલુ

૫

અ ય ખડોનાં સૌન્દર્યો ઉગીને આથમી ગયાં,
વાગ્યાતા જેહમાં મીઠી ક્ષણ મોહ વિનાશના

૬

યૂરોપમાં પૂર્ણ રુધિરના વહ્યાં,
પાપો યુગોના જડવાદનાં ફળ્યાં,
સગ્રામમાં સર્વ મહાપ્રજા મળી,
પ્રજાપ્રજાના શુભ યોગની ઘડી

૭

સયુક્ત રાજ્યો શિખવે પ્રજાને
સ્વાતન્ત્ર્યસિદ્ધિની મહા કલાઓ,
બોલે મિકાડો-નિગ ઐક્ય મન્ત્રો
માતૃભૂમિ સૈન્યની પુણ્ય સેના

૮

ભૂતની સૌ રચનાઓને ત્રાસથી મોક્ષ અર્પવા
સૂક્તો એ બ્રહ્મશાન્તિના શિખાવે આર્યની પ્રજા

૯

ધર્મચ્યુત થનારી સૌ, પ્રજાઓ ધ્વસ્ત થાય છે,
ભૂલી નિત્ય મહા સત્ય પ્રજાઓ ભ્રમમાં ભમે

૧૦

કોયે ગણ્યો ધર્મ જ વ્હેમ માત્ર
કોએ ચૂમી પ્રાણ, પૂજ્યાં જ ગાન,
કોયે વિધિ પાછળ ધર્મ ઢાંક્યો,
ને નાસ્તિકે ધર્મ જ દભ માન્યો

૧૧

બ્રહ્મ સત્ય જગન્મિથ્યા ભાવના ભવ્ય જેહની
આત્માધિક ગણ્યે ધર્મ, ઉગી આર્યપ્રજા અહીં

---

# લન્ડનનું 'ઝુ' : એક મુલાકાત.

લેખક—રા. કાન્તિલાલ છગનલાલ પંડ્યા. એમ. એ.

લન્ડનના 'ઝુઑલૉજીકલ ગાર્ડન્સ,' અર્થાત્ જાતજાતના પ્રાણિઓનો જેમાં સંગ્રહ છે એવો બાગ, એ લન્ડનનું એક જોવા જેવું સ્થળ છે, એમ ન્હાનપણથી એને વિષે વાંચેલી હકીકત ઉપરથી મ્હને લાગ્યું હતું. લોકો એને ઉપરના લાંબા નામને બદલે ટુંકા "ઝુ" એ નામથી જ ઓળખે છે, એટલે હું પણ એ જ નામ વાપરીશ.

લન્ડનની ઉત્તર દિશામાં 'રીજન્ટસ પાર્ક' કરીને લન્ડનનો એક મ્હોટામાં મ્હોટો બાગ છે. ઘણા પરદેશીઓને લન્ડનની ધુમસ—'ફૉગ' વગેરેનું વર્ણન વાંચીને લન્ડન શહેરને માટે જે ખ્યાલ બંધાયો હશે તે એટલું જાણીને દૂર થશે કે આ મહાભારત વિસ્તારવાળા શહેરની અંદર જેટલા બાગ તથા ખુલ્લી 'શ્વાસ લેવાની' જગાઓ છે, તેટલી ભાગ્યે બીજા કોઇ પણ પાટનગરમાં હશે. લન્ડનના પરાઓ—જેને "બહારનું લન્ડન" (*Outer London*) કહેવાય છે તેમાં તો વળી જુદા તથા ઘણા મ્હોટા બગીચાઓ છે. લન્ડનના આ 'ફેફસાંઓ'માંનો સુન્દર રીજન્ટ્સ પાર્ક પણ મ્હને મનોહર લાગ્યો. પોણા પાંચસે એકરના વિસ્તારવાળા આ બાગનો હજી તો થોડોક જ ભાગ મ્હેં દીઠો છે. આ બાગની આસપાસ ઘોડાગાડીઓ ફરી શકે એવો ગોળ માઇલના ઘેરાવાનો રસ્તો છે. બાગની અંદર લગભગ વચ્ચોવચ એવો બીજો રસ્તો "રૉયલ બોટેનિક સોસાયટી"—શહેનશાહી વનસ્પતિશાસ્ત્રવિષયક સભાના બાગની તથા સંગ્રહસ્થાનની આસપાસ ગોળ કુંડાળું કરી ફરી વળે છે. પાસે લાંબુ સરોવર છે. પણ આ બન્નેના દર્શન હજી લગી તો નકશામાં જ થયા છે.

બાગ ચીરીને છેક ઉત્તર તરફ જતા 'ઝુ'માં જવાય છે. "રૉયલ ઝુઑલૉજીકલ સોસાયટી"—શહેનશાહી પ્રાણિશાસ્ત્રવિષયક સભા (સન ૧૮૨૯ માં સ્થપાયલી) આ 'ઝુ'નું જતન તથા વહીવટ કરે છે. 'ઝુ' રોજ સ્હવારના નવથી ખુલે છે. સોમ તથા શનિવારે તેમ જ અમુક ખાસ દિવસોએ એમાં દાખલ થવાની ફી ૬ પેની (લગભગ ૬ આના) છે, અને અઠવાડીઆના બાકીના દિવસોએ એક શિલિંગ (બાર આના) છે. બાળકોને ખરચ નિયમો કરતાં અડધી જ આપવી પડે છે. રવિવારને દિવસે સભાના સભાસદો—"ફેલો" પોતે અથવા એમની પરવાનગીથી આવેલા માણસો જ દાખલ થઇ શકે છે. હું બે વાર 'ઝુ' જોવા આવ્યો, તે રવિવારે જ ગયેલો. મ્હારા એક પરગજી સ્નેહીએ પોતાની પાસે પડી રહેલી 'ટિકીટો'નો ભાર ઓછો કરવાને મ્હને વિનતિ કરેલી એટલે બીજી વાર તો સ્હોગી માગી લઇને અમે ગયા. તેમાં અમારા ગુજરાતીઓ ઉપરાંત અંગ્રેજી ભાઇઓ તથા બાળકો પણ હતાં.

'ઝુ'ના પોતાના જ ત્રણ દરવાજાઓ છે, તે અંદર સુંદર રસ્તાઓ બનાવ્યા છે, એક નહેર વચ્ચે થઇને જાય છે, તળાવો ઘણાં છે, 'રેસ્ટોરાં' તથા ઉપાહારગૃહો તો હોય, એમાં કાંઇ નવાઇ નથી. આ રવિવાર, અમે અગીઆરે વાગ્યે ઘેરથી નીકળ્યા ને છેક બાર

ઉજાસ ત (સચિત્ર ૧૧ન્થા) રૂ ૨–૦–૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

વા યે ' ઝુ ' મા દાખલ થયા સ્હાહાચાર વાગ્યા સુધી રહ્યા, તે દરમ્યાન બપોરે નાસ્તો કરવો પડયો અને જે ઉપહાર-ગૃહનો આશ્રય લીધો તે સારૂ તેમ જ સસ્તુ લાગ્યુ

એક વર્ષમા જોવા આવનારાની સખ્યા બહુ મ્હોટી છે લન્ડનના અહેવાલની ચોપડીમા આઠ લાખ માણસોનો આકડો ઘણો સારો લાગ્યો હતો પણ આ માસની-જાન્યુઆરીની શરૂઆતમા જ ' ટાઈમ્સ મા એનો ટુકો વાર્ષિક વૃત્તાન્ત આપ્યો હતો તે ઉપરથી જણાય છે કે સન ૧૯૧૯ ની સાલમા આઠ લાખ કરતા વધારે માણસો ' ઝુ'માં ગયેલા, પરન્તુ સન ૧૯૨૦ મા-ગયે વર્ષ-તો પદર લાખ માણસો ગયા હતા! સોસાયટીની આવકને સારો લાભ થયો છતા મોઘવારીને લીધે ખર્ચ પણ મહુ-આવકના પ્રમાણથી વધારે-થયુ હતુ ખરે આટલા પ્રેક્ષકોને આકર્ષવાની શકિત એ નાઇ જેવી તેવી વાત નથી પણ એમા જે, જે કારણો છે તેમાના બેની જરા નોંધ લેવી જોઇએ એક એ કે ' ઝુ ની જાહેરખબર સારી અપાય છે રેલ્વે સ્ટેશનો ઉપર પણ તે વારવાર નજરે પડે છે બીજુ એ કે પ્રેક્ષકોને આવડા મ્હોટા બાગમા ફરવાનો શ્રમ જેમ બને તેમ ઓછો થાય એની સભાળ લેવાઇ છે પરિણામે બાગનાં પ્રાણિઓનો સગ્રહ બધી બાબતમા શ્રેષ્ઠ નથી, મુબાઇ વડોદરા તથા જૂનાગઢમા આમાના ઘણાં પ્રાણિઓ-કેટલાક આથી વધારે સારા નમૂનાના પ્રાણીઓ મ્હે દીઠાં હતા, છતા આપણે ત્યાના આ પ્રાણિસગ્રહો પ્રજાનુ ચિત્ત આટલુ બધુ આકર્ષતા નથી, એ વાત કબુલ કરવી પડે એવી છે

અહી શાસ્ત્રીયદૃષ્ટિની પ્રધાનતા પણ સ્પષ્ટ હતી દરેક પ્રાણિનુ નામ, વતન તથા સગ્રહસ્થાનમા આવ્યાની તારીખ, કેટલાક ભેટ મળેલા તેઓને ભેટ આપનારનુ નામ-એટલી હકીકતની તખ્તી દરેક પાજરા આગળ ખરી જ તેમ એક શિલિંગની કીમતની એક સમજૂતીની ચોપડી મળતી હતી જેમાં પ્રાણિઓના ચિત્રો તથા જાણવા જેવી હકીકત, પ્રકૃતિનિરૂપણ ઈત્યાદિ આપેલ છે ઘણા પ્રાણિઓની જુદીજુદી જાતના જુદાજુદા પ્રકારોના સગ્રહ પણ પુષ્કળ હતા પણ લૌકિક દૃષ્ટિએ તો એથી સ્હેજ વિસ્મય થાય, વિશેષ નહિ શાસ્ત્રીય દૃષ્ટિવાળાને અભ્યાસ તથા અવલોકનને માટે ફાયદો થાય એ હેતુ છે

છતાં-એક ન્હાની પણ નોંધવા જેવી વાત છે-અમારા મડળમાની એક અગ્રેજ બાઇ એક વરસ થયા ' ઝુ'મા ગઇ ન્હોતી, પણ બીજી બે બાઇઓ છેક ન્હાનપણમા જ ગયેલી ત્હેમણે તથા અગ્રેજ પુરૂષે ઘણા વર્ષો થયા ' ઝુ' દીઠુ ન્હોતુ અને તે દિવસે તો રસ્તાની પણ સરત ન્હોતી પણ આગ્રામાંય એવા માણસો કયા ન્હોતા મળ્યા જેમણે ફ્રીસિ તથા તાજ પણ દેખ્યાં ન હોય!

'ઝુ'મા કેટલાક સ્થળ નોંધવા લાગ્યા તેમાંનુ એક તો ' સિહગૃહ' કહેવાતા સિહગૃહમાં બે સિહો-બન્ને ન્હાના હતા ને એક તો ઘરડો-બે સિહણો-બે વાઘને બે ત્રણ ચિત્તા બેઠ્યા હતા ઘણે વર્ષે સિહરાજના દર્શન કરીને જરા આનન્દ તો થયો જ પરન્તુ જૂનાગઢના જેવા સારા મ્હોટા ન્હોતા તેથી જરા નિરાશા થઇ વાઘ ને ચિત્રા સારા હતા, છતાં સિંહ

સમાર્પણ (નાટક) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

પ્રદેશમા રહેનારાને માટેના પાંજરામા, ઉપરાંત મ્હોટા કાચો વડે તેમ જ ગરમી આપવાનાં બીજા સાધનો વડે સરખી ટેમ્પરેચરે, રાખવાને સારી વ્યવસ્થા કરેલી છે પેટે ચાલનારા પ્રાણિઓના ગૃહમા પાંજરા ૬૫ ડીગ્રીએ રાખેલા હતાં દરેક પાંજરામા થર્મોમીટર હતું તેમ કેટલાકને માટે નહેરને કિનારે તારની વાડ કરી, તેમ માટી કે ઘાસ ઉપર જ રહેવાની ગોઠવણ કરેલી છે કેટલાંક પક્ષીઓ પણ એવી રીતે ખુલ્લામા રહેતા હતા

પેટે ચાલનાર પ્રાણિઓમા કેટલાક સાપ, અજગર વગેરે જોવામાં રસ પડ્યો એક સાપ તો એવો ઝેરી લાગ્યો કે એના કાચની બહાર આપણે સળવળાટ કરીએ એટલે તરત ત્હેની નીચી લાંબી બે પાંખીઆની જીભ બહાર નીકળી પડી, ને આખો દેહ સ્તબ્ધ હોવા છતા ફૂંફાડા મૂક્યા કરતી એ Rattle-Snake હતો, એ પ્રહાર કરે છે ત્યારે એના શરીર ઉપરના ભાગ ખખડાટ કરે છે, માટે એ નામ અપાયુ છે ૨૫—૩૦ ફીટ લાંબા મહાસર્પ પણ દેખ્યા

પક્ષીઓ ઘણી જાતના હતા કેટલાંક સુન્દર પણ હતા મોર સારા હતા એક શ્વેત મયૂર પણ દેખ્યો સમળી, ગીધ, ગરૂડ વગેરેનુ માપ પણ ન્હાનુ સૂનુ ન્હોતું પણ એમા આનંદ થાય એવુ કંઇ હતું નહિ—ફક્ત એક ગરૂડે જ્યારે પાંખો પ્રસારી ત્યારે પાંખો કેટલી મોટી ને બળવાન છે તે જોવાનો લાગ મળ્યો જેમ રીંછ પાછલા પગ ઉપર તેના માણસની પેઠે ઘોડીવાર રહે છે એ જરાક અસાધારણ દેખાતુ હતો, તેમ ગરૂડ પાંખો પ્રસારીને બેસી રહે એ પણ જોવાનું કુતૂહલ થાય એવું છે

ગેંડો (જેનુ ચામડુ પૉલિશ કરવા વપરાય છે), કાંગારૂ, ઘુવડ, હરણ સાબર, મોં આગળ વાંદરાં લટકતું (આપણા ઊંટના જેવુ કદરૂપુ નહિ), જાત જાતની બિલાડીઓ, શિયાળ, વાઘ, સિંહ, મગર, ગંગાજીના 'ઘડીઆળ' (મગર જેવા પણ નાના લાંબા મ્હોંવાળા) વાંદરા ખિસકોલી વગેરે વિવિધ જાનવરો તથા ન્હાના જન્તુઓનુ એક ઘર પણ હતુ થોડી માછલીઓ પણ હતી એવા પ્રાણિઓ પણ હતા જેઓના નામ તથા રૂપથી હું તદ્દન અપરિચિત હતો કેટલાંક દીઠેલાં પણ નામની ખબર નહિ એવા, કેટલાકના દેશી નામ જાણીએ નહિ તેવા પણ હતા

દુનિયાના જુદા જુદા દેશોમાથી જુદી જુદી આબોહવામાથી, જુદી જુદી પ્રકૃતિવાળા પ્રાણિઓને લાવી એકઠી સંખ્યામા—લગભગ ચાર હજારથી વધારે સંખ્યા કહેવાય છે—રાખવા એમને લાવવા ને પાળવા છતાં ન જાય કોઈને ઇજા કરે નહિ તેમ તબીયત બગડે નહિ એવી રીતે લાંબી મુદત સુધી રાખવા એ નાનુસુનુ કામ નથી પ્રાણિશાસ્ત્રીઓને તો ગંભીર લાભ થાય એ સ્પષ્ટ જ છે પણ સામાન્ય માણસોને પણ સામાન્ય જ્ઞાન તેમ જ વિનોદનું સારું સાધન પૂરું પાડે છે

'નામસિદ્ધિનો' ભાગ ( સચ્ચિદાનંદકથા ) રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી પેઢી મુંબાઈ.

# આરામ.

લેખક—ગ ડાહ્યાલાલ હરગોવિન્દ જાની.

અહા! આ જગત ઉપર આરામ એ કેવી અજબ મોહિની છે? અસા ની એ સર્જનની જુગી છે! અનન્તતા!! આરંભથી એ મહામાયા તેના પ્રેમાંકમા સારી આલમને હિંચોળી રહી છે, અને વાત્સલ્યભાવે નિતનિત નવજીવન બક્ષી દુનિયાને તેની શ્રાન્તતા, ગ્લાનતા તજાવી શાન્ત અને મહાન્ત બનાવે છે પરવરદિગારે પૃથ્વીમા ગુરુત્વાકર્ષણ, પદાર્થમા (રાસાયણિક) ગુણવૃત્તિ ( *Chemical affinity* ), જીવોમા પ્રેરણા ( *Instinct* ) અને મનુષ્યમા પ્રેમના મહાનિયમો યોજ્યા ન હોય, અને સૃષ્ટી જે સ્થિતિમા સંભવે, તે જ સ્થિતિમા આરામની નવાજેશ વિના આપણે સમજતા હોત, એ સ્હેજે કલ્પી શકાશે

પ્રવૃત્તિ એ પ્રભુનો આદેશ છે, વિકાસ એ પ્રકૃતિનો સનાતન સિદ્ધાન્ત છે જગતની કોઈ સજીવ કે નિર્જીવ વસ્તુનો કાંઈ ને કાંઈ ઉપયોગ છે, અને તેથી તેને આ જગતમા સ્થાન છે કોઈ પણ વસ્તુ પ્રાણી કે પદાર્થ—પ્રવૃત્તિ કહો કે વિકાસક્રમ કહો—એની આડ આવે એટલે તેણે તેનુ સ્થાન તજી, અસ્તિત્વ લુપ્ત થઈ રહેવુ પડે છે અગર વિજ્ઞાનની પરિભાષામા કહો તો રૂપાન્તરમા વિલીન થાય છે

પણ પ્રભુ સિવાય કોણ અવિરત અને અવિશ્રાન્તપણે કામ કરી શકે? માટે જ સર્વ પદાર્થે પ્રાચીન રીતે પ્રવૃત્તિના આદેશની સાથોસાથ નિવૃત્તિના—આરામના આશીર્વાદ ઉતર્યા છે.

ભરતી અને ઓટ, ધડકતુ હૃદય, ઉછળતી છાતી, ખળખળ વહેતો ઝરો પણ આરામને પામે તો કિલકિલાટ કરતા પક્ષીઓ, પશુપતિએ સર્જેલ પશુઓ અને મનુષ્ય અની માનવીઓ પણ શાને એ આરામનો ઉપયોગ ન કરે?

ત્યારે આરામ એટલે શુ? કાર્યનિવૃત્તિ તે? ના, એટલુ જ નહિ ભરણ વારો કે આખો દિવસ લાગી મજૂરી કરી છે, અગર સખ્ત મજુરી કરી પરસેવે ન્હાઈ રહ્યા છીએ, કે ગણિતના કૂટ પ્રશ્નો કે તત્ત્વજ્ઞાન કે વ્યાકરણશાસ્ત્ર કોની માથુ ફરી ગયુ છે ત્યારે માત્ર તે તે કાર્ય કરવા મૂકીએ, ચોરો ખાઈએ, વિશ્રાન્તિ લઈએ કે બીજા વિનોદમા પડીએ, વળી પાછા કામે લાગીએ, તેમ તો અમુક વખત જ નિભાવી શકીએ, પણ આખરે નિદ્રાનો આશ્રય તો લેવો જ પડે છે કારણ નિદ્રાનો આરામ એ જ સાચો આરામ છે તેનો મ[illegible] ત્યાગ અસંભવિત છે શુ પશુ, શુ પક્ષી, શુ જીવ સર્વ કોઈ પ્રેરણાનુવર્તીપણે *Instinctively* આહાર, નિદ્રા, ભય અને મૈથુનના કાર્યો કરે જાય છે, કુદરતના કાનૂન ચુસ્તપણે પાળે છે અને પોતાનુ જીવન નભાવે જાય છે.

નિર્બળ કે ક્હેવાતા જંગલીઓ પ્રેરણાનુવર્તી જ હોય છે, અને તેથી જ આરોગ્ય જાળવી શકે છે પણ ક્હેવાતા સુધરેલાઓ તો બુદ્ધિનો આશ્રય લે છે પ્રેરણાને દબાવે છે, [illegible] કરે છે, અને આખરે દુ:ખી થાય છે તેમની પ્રેરણાશક્તિ મરી ગઈ હોય છે અને તેની

[illegible] આ [illegible] (સચિત્ર) રૂ ૨—૦—૦ ... એમ. નિપાણી એન્ડ કંપની, મુંબઈ ...

શેર ઉપર બુદ્ધિના ભંડાર મનાય છે પ્રકૃતિમાતાનો પરંતુ તજ નિવૃત્તિ (નિયમ)ને પોતે શિર ધરાવે છે, અને છેવટે ખાલી કરી મૂકે છે.

એથી જ મનુષ્યોએ એશઆરામ અને ચમન ઉડાવવા માટે મોટાં રાજ્યો સ્થાપ્યાં, ગુલામગીરી અને ગરીબાઈનાં બીજ રોપ્યાં, ધર્મમાં 'પોપડમ' કે 'ગુરુડમ' પ્રસાર્યાં, અને પરિણામે આજે ચોતરફ શું દૃષ્ટિએ પડે છે? મુઠ્ઠીભર માનવીઓ માટે ગરીબોને શાપસમાં બનતા શ્રીમન્તના લાડીલા પુત્રો માટે ઉજાગરા વેઠી મેલ્વેરડોન કે તારની ડેલી ઉપર, સીમાડે ગંધ કરતી એરી કારખાનામાં, આફ્રિકાના તાપમાં, રીફના નાગ વચ્ચે, આસામના બેજમાં, કે લોખંડ આંઈરાની કડકડતી ટાઢમાં નાશવંત મજુરી કરનાર હતભાગી માનવીઓ!

જગતમાં જેટલા આરામ અને પ્રમાદ વધ્યા છે, જગતનું તેટલા જ પ્રમાણમાં માનસિકજીવન અને સંતોષ તથા શ્રમ વધ્યા છે. બ્રહ્મજ્ઞાન, સમતોલ રાખવા માટે જ તો એક પલ્લામાંથી જડતા અને બીજામાંથી જડતા કાઢી નાખવા જોઈએ. તો જ પ્રભુની ન્યાયી યોજના પાર પાડી શકાય. જગતમાંથી એશઆરામ, આળસ, તેમ જ અનિયમ અને તૃષ્ણા જવા જોઈએ.

સદરહુ બીના જેટલી સારી ઇન્સાનીયતને લાગુ પડે છે, તેટલી જ એક ઇન્સાનને પણ લાગુ પડે છે. હરેક આદમી કે ઓરતે એટલો ખ્યાલ કરવો લાજમ છે કે તે પાક પરવરદિગારનો પયગામ પહોંચાડવા પેશ થયેલ છે, અને તેથી તેણે પોતાના વખત અને તાકાત વડે દુનિયાની અને દીનની કાર્યો કરવામાં મશગુલ રહેવું જોઈએ. ખરૂં મારું ખુદાની જરૂર ઉપર અને શયતાનીયતનો એવો પણ ન પડે તેની સાવચેતી રાખવાની છે. આળસ કહેવાય એ શયતાનનું સ્વરૂપ છે અને તેથી શયતાનનો ઈન્કાર કરી, હમેશ કામમાં મચ્યા રહેવું કે જેથી હેવાનિયતમાંથી ઇન્સાનિયતમાં દાખલ થઈએ.

પરંતુ જે વસ્ત્ર કે સત્ત્વ વપરાય તેને વારંવાર માલીશ કરવી પડે છે, તો ઇન્સાનને માલીશ કરવા આરામની જરૂર છે. આળસ કે સુસ્તી એ આરામ નથી. હરામીથી કામ કરવું એ જ હેવાનિયત છે. અનુપયોગનો કાટ લાગવાથી વસ્ત્ર કે સત્ત્વ નાશ થાય છે તો આળસનો કાટ માણસ જાતને કેમ નુકસાન નહિ કરે? કરે છે જ.

તાજગી, પ્રફુલ્લતા, ખુશનુમા અને ખુશમિજાજ અહોનિશ કામ કામ ને કામમાંથી જ મળે છે. જે કાંઈ કરે તેને જ આરામનો હક છે. તેણે જ આરામ હલાલ કર્યો કહેવાય.

અહીંથી ગુજર સુધી, ફિલ્હિન્દથી મનુષ્યના સુખી સાથે કાર્ય કરવું એ ખુદાઈ ફરમાન છે અને આરામ હાંસલ કરવો અને લેવો એ પણ તેમાંની એક કલમ છે. કાંઈ ન કરવું તે પાપ છે અને આરામ ન લેવો એ મહાન પાપ છે. જીંદગીના ટકાવ માટે, તન્દુરસ્તી માટે, તાજગી માટે, આરામ એ જ અમૃતસેવન છે. નદીઓ જેમ મેળવેલ તેમ મનુષ્યને આરામ છે. 'मिताहार विहारस्य' ની તાલીમ આપનો આપણો આયુર્વેદ અને 'युक्तस्वप्नावबोधस्य' ઉપદેશનું ગીતાશાસ્ત્ર આપણને શરીરની માવજત અને મરામત કરવા ફરમાવે છે.

ગુલામગિરીનો ગુન્હો ( સચિત્ર ) રૂ. ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.

જો આપઘાત એ મહાન પાપ મનાતુ હોય તો આરામ ન લેવો કે ન દેવો એ પણ આગતિક આપઘાત નહિ તો બીજુ શુ ? જગતનો સુધારો ભલે બેડમિન્ટન, ક્રનો, રિસ્ટોરાં, સ્પ્રીંગના કોચ, બીછાના કે દવાથી ભરેલા ઓશીકા નિદ્રોત્પાદક—*Soloriferous* દવાઓ કે જાગરૂક પીણાઓ—*Stimulants* ની બડાઇઓ મારે પણ તે સર્વ દંભ છે, પ્રપચ છે બીજુ કશુએ નહિ! મોર જાણે કે હુ પીછાવતી કળા કરૂ પણ જાણતો નથી કે તેમા તેની એમ ઉઘાડી પડે છે, તેમ સુધારાની ડફાસમા પોકળતા કયા છે તે સુધારો જાણતો જણાતો નથી એ સર્વ કૃત્રિમ સાધનો એમ બનાવે છે કે જગતને–*Insomnia*-નિદ્રા અભાવનુ દર્દ લાગુ પડ્યુ છે, જગતમા બદહજમી અને બદફેલી વધી પડ્યા છે, અને 'ભુખ ન જુએ ભાખરો અને ઉંઘ ન જુએ સાથરો' એ સત્ય અનુભવવાના પણ સાસા પડ્યા છે

જેણે દિનભર કાર્ય કરી આરામરૂપી રોજી–*Wages* મેળવેલ છે તે જ આરામનો યથેચ્છ ઉપયોગ કરી શકે છે બીજાઓ આરામની મીઠી મજા તેના યથાર્થ સ્વરૂપમાં મેળવવા બેનસીબ રહે તો તેમા નવાઇ નથી પ્રકૃતિના ભડાર લાયક લોકોને માટે છે; નાલાયક માટે તો નહિ જ જો આરામથી તાજગી, પ્રફુલ્લતા, પવિત્રતા ન પ્રકટે અને જેમ સૂર્ય સામે પદ્મ ખીલે તેમ પ્રવૃત્તિના ઉદયભાનુ સામે જીવનપદ્મ પાંદડીએ પાંદડીએ વિકસે અને વિલસે તે જ આરામ લીધો કહેવાય, અને તો જ માણસ આરામને લાયક છે એમ કહેવાય!

જેટલા કાર્યમા ગુલતાન થઇ જવાય તેટલો શાન્ત અને શુદ્ધ આરામ ભોગવી શકાય. સાચા આરામ વિષે હવે પછી *

---

* 'શરીરવિકાસ' નામના સસ્થાના ત્રૈમાસિક માસિકમા પ્રસિદ્ધ થયેલ

# કદી નહિ હારશું આપણ.

લેખક—રા ગ્રુનાથ ત્રિભોવન બ્રહ્મભટ્ટ.

ભલે ને જીવ જાયે પણ કદી નહી હારશુ આપણ,
કદી નહી હારશુ આપણ, ભલે ને જીવ જાયે પણ,
પાણી તોફાનથી પણ,
ભુકંપ વગેરેથી પણ,
ખંજરોની ધારથી પણ,
ગોળીઓના મારથી પણ,
તોપ તલ્વારથી પણ —કદી નહી હારશુ આપણ
જન્નીમા નીલામ થાતા,
ફાંસી કાનેપાણી જતા,*
શસ્ત્રોના બાણુ ખાતા —કદી०
અમોને અમારી રક્ષા, -
ધર્મને ને શાનરક્ષા,
દીનને ઈમાન રક્ષા,
ર ની જબાન રક્ષા —કદી०
જેનમ ગરનપીડી રક્ષા
સદ્ગીય દેશ રક્ષા,
માઝેનુ જોર રક્ષા,
માતનીય શેર રક્ષા,
પજાબી જવાન રક્ષા —કદી०
શમનો પ્યાર સાચો,
શાતિ આધાર સાચો,
અમારો કીરતાર સાચો * —કદી०

---

* શ્રીમતી રાધ ણીના પંજાબી ઊન્ચારણી

# ભારતમાં એક રાષ્ટ્રીયતા.

લેખક —રા વાસુદેવ રામચન્દ્ર ગેલત.

રાષ્ટ્રદષ્ટિથી હિંદુસ્થાનીઓને, વિશેષત હિન્દુઓને, કેવળ હિંદુસ્તાનને અત્યંત નિકૃષ્ટ અને અતિહીન દશામા દર્શાવવાના પ્રયત્નો અત્યારસુધીમા અનેકાનેક પાશ્ચાત્ય લેખકો અને ઇતિહાસકારોએ કર્યા છે હિંદુસ્થાન સબધી જે ઇતિહાસગ્રંથોનું અમારા આધુનિક વિશ્વ-વિદ્યાલયોમા શિક્ષણ આપવામા આવે છે એ સર્વનુ એક વાર ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરીશુ તો તો એ ગ્રથોમા એ તત્ત્વ સિદ્ધાંતરૂપે દગ્ગોચર થશે કે, હિંદુસ્થાન એક દેશ નથી, હિંદુસ્તાની-ઓમા રાષ્ટ્રીયતાના આવશ્યક અગોનો સપૂર્ણ અભાવ છે, હિંદુઓને 'રાષ્ટ્ર' એ સજ્ઞા આપવાનુ 'કાર્ય' શક્ય નથી અને ભારતીય રાષ્ટ્ર એ એક માત્ર ભ્રામક શબ્દ છે આના લેખક મહાશયોનુ મતવ્ય છે કે હિંદુસ્થાનના નિવાસીઓમા ઉદ્દેશોની એકતા હોવાને બદલે સર્વત્ર ભિન્નતા જ પ્રસરેલી છે, તેમનામા અનેક ભિન્ન જાતિઓ વિદ્યમાન છે, તેમના વિચારો અને આચારોમાં સામ્યતાની ન્યૂનતા છે, એમના રીતરિવાજોમા વિપુલ પ્રમાણમાં પાર્થક્ય દૃષ્ટમાન થાય છે, એમને એક ભાષા પણ નથી અને એમનો વિશ્વાસનીય કોઇ પ્રાચીન ઇતિહાસ પણ નથી

આવા પ્રકારની વિપરીત વિચારપદ્ધતિના કુસંસ્કારોનો અત્યંત ઘણા જ દીર્ઘ સમયપર્યંત આપણાં મગજ ઉપર થવાથી, અને સત્યાસત્યભેદનિર્ણયશક્તિરૂપી મહીપનો તેમની મનોધિદેવતાની યજ્ઞભૂમિ ઉપર ભોગ અપાયલો હોવાને લીધે, કવિકુલગુરૂ કાલિદાસના મતાનુસાર મૂઢવ્યક્તિવત્ સ્વયમેવ પરીક્ષણ ન કરતા માત્ર પરકીય જનોના જ શુભ વા અશુભ પ્રત્યયનો ઉપર અનુક્રમે પોતાના પણ શુભ કિંવા અશુભ અભિપ્રાયો બાંધનાર, આપણા કેટલાક સ્વદેશી બધુઓ આવી અને ઇતર સાદશ પ્રકારની મન મનસા સ્વીકૃત ભ્રાન્તિ નિરર્થક, કલ્પ કલ્પના દષ્ટિસકલ્પિત અને અખિલ સૃષ્ટિમાં પણ પર્યટન કરતાં અલભ્ય એવા વધ્યાપુત્રના દર્શનની સર્વથા કપોળકલ્પિત કથા સદશ વાર્તાઓના ઉલ્લેખની, માનવવસતિ રહિત, સર્વથા દ્રુમ-પલ્લવવિહીન, ઉજ્જડ, વેરાન અને વાલુકામય મરૂપ્રદેશમા અનેકશ દૃશ્યમાન થતા પ્રચડ ભાનુના અત્યંત દાહક અને ઉષ્ણ મયુખોથી પરમ આયાસકારી અને ધર્માન્ત પ્રવાસીના મૃગતૃષ્ણા મૃગજળોમા આકંઠ વારિપાન કરી તૃષા-તૃપ્તિ કરવાની, અધિક પરિમાણમા કરાયેલા મદિરાપાનથી સર્વથા ઉન્માદિત વ્યક્તિને યોગ્ય, સ્વચ્છદ રીતે યથેષ્ટ ભ્રમમૂલક કિંવા ભ્રમાત્મક જલ્પના કરવાની મિથ્યા અને પ્રતારણીય મુગ્ધચેષ્ટા કિંવા વ્યવસાયપરાયણ થવા લાગ્યાં છે વિશ્રી વ્યક્તિઓવત્ તેઓ પણ બાહ્યભિન્નતાઓથી વિશેષ આકર્ષિત થઈ માત્ર તેના પોકળ પાયા ઉપર જ પોતાને યથેચ્છ એવા ગગનચુંબિ અને ઉત્તુંગ માનસિક દુર્ગોની રચના કર્યા કરે છે અને આતરિક સામ્ય સ્વરૂપ પર્યાપ્ત પ્રમાણમા નજરમા ન લેતા, તેની અવગણના કિંવા અવધીરતા કરવાની પરિસીમાપર્યંત પહોચી જાય છે આપણું ઉદાહરણ લઇએ આ વાતનિ તો ભારતના સૌ—દેશી અને વિદેશી ઉભય — ...

કવિતાપ્રવેશ- રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

કેટલાક શુભચિંતકો આમ માને છે કે, ભારતની સર્વ શિક્ષણ પ્રણાલીઓમાં ભિન્ન ભિન્ન માતૃભાષાઓનું જ યોજન કરવું અત્યંત આવશ્યક છે પરન્તુ મૈસુરના "*Mysore Economic Journal*" (મૈસુર ઈકૉનામીક જર્નલ) નામના એક અંગ્રેજી પત્રમાં એક લેખક મહાશય પોતાના મગજમાં જન્મેલા વિદેશીય સંસ્કારોની અત્યંત પ્રબળ અસરને લીધે જ આંગ્લ ભાષાને સંપૂર્ણ મહત્ત્વનું સ્થાન આપી, સાતમે આસમાન ચઢાવી ઉક્ત ભાષાદ્વારા જ શિક્ષણ પ્રચારના પક્ષમાં જ જોર દેતા લખી રહ્યા છે કે, "*India is not one people, one language, India has many peoples, many tongues There is in this vast land only one available medium of communication, and that is English The conditions of educated life and enterprise call insistantly for one common tongue In India English is the common tongue*" એનો ભાવાર્થ એવો છે કે, હિન્દુસ્થાન એક રાષ્ટ્ર નથી અને કોઈ એક ભાષા નથી એમાં ભિન્ન ભિન્ન જાતિના લોકો નિવાસ કરી રહ્યા છે, ભિન્ન ભિન્ન ભાષાઓ બોલે છે આ મોટા દેશમાં કેવળ અંગ્રેજી ભાષા જ વિચાર વિનિમયનું સાધન છે શિક્ષિત લોકોની પરિસ્થિતિ અને ઉદ્યોગના યોગે આ દેશમાં એક સર્વ સાધારણ ભાષાની અત્યંત આવશ્યકતા થઈ પડી છે અને તે ભાષા તે અંગ્રેજી ભાષા જ છે

આ નિર્ભાગી દેશ ઉપર અત્યન્ત પ્રેમનું પ્રદર્શન કરતા ઉક્ત મહાશય જ અંગ્રેજી ભાષાના પોતાના મનમાં માની મૂકેલા મહત્ત્વનો એકમેવ પૂરાવો ન્હૂ। કિંવા તીણું કરવા માગતા જ નથી કારણ કે એમના મતાનુસાર આ દેશની વર્તમાન ઉન્નતિનું પ્રયોજનમાત્ર એ જ છે કે લક્ષાવધિ હિન્દુસ્થાનીઓ અંગ્રેજી ભાષા માતૃભાષા સમાન જ બોલી શકે છે "*Millions of our fellow countrymen are to day ahead because they have learnt to use English as a second mother tongue*" વિશેષ શું લખીએ? ભારત વાસીઓમાં જે અપ્રતિમ સ્નેહ પ્રેમ, અતુલ સહકારીતા, અલૌકિક દાનપરાયણતા, અનેકાન્યસહિષ્ણુત્વ, સાર્વજનિક કલ્યાણાર્થે સ્વાર્થત્યાગ ઇ૦ જે ગુણો દૃષ્ટિગોચર થાય છે તે સર્વ અંગ્રેજી ભાષાને જ આભારી છે। વળી આ જ વિષય ઉપર વિશેષમાં એ જ મહાશયનું કથન છે કે, "*All this is possible only because India's sons and daughters throughout this vast land have realised that in English language they have a common medium of fellowship, they have made the medium their own, and they are now in a position of being able to press forward in mutual cooperation*" અર્થાત્ આ મોટા પ્રચંડ હિન્દુસ્થાનના પુત્રો અને પુત્રીઓને એ વાતનો સાક્ષાત્કાર થયેલો છે કે અંગ્રેજી ભાષા તેમના બંધુત્વનું સાધારણ માધ્યમ થઈ શકે એમ છે અને તેથી જ આ સર્વ શક્ય છે, તેઓ આ માધ્યમને પોતાનું બનાવી ચૂક્યા છે અને તેથી એઓ પરસ્પર સહકારિતાને યોગે આગળ વધવાની

[1] , ગોરેલીક હેમ્પીનું નવું તૈયાર ૩–૦–૧૨–૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની,

મોટા શુભચિંતકો આજ માને છે કે ભારતની સર્વ શિક્ષણ પ્રણાલીઓમાં ભિન્ન ભિન્ન માતૃભાષાઓનું જ યોજન કરવું અત્યંત આવશ્યક છે પરન્તુ મૈસુરના *"Mysore Economic Journal"* (મૈસુર ઈકોનોમીક જર્નલ) નામના એક અંગ્રેજી પત્રમાં એક લેખક મહાશય પોતાના મગજમાં જન્મેલા વિરોધીય સંસ્કારોની અત્યંત પ્રબલ અસરને લીધે જ આંગ્લ ભાષાને અપૂર્વ મહત્વનું સ્થાન આપી, સાતમે અસમાન ચઢાવી ઉક્ત ભાષાદ્વારા જ શિક્ષણ પ્રસારના પક્ષમાં જ જોર દેતા લખી રહ્યા છે કે, *"India is not one people, one language, India has many peoples, many tongues There is in this vast land only one available medium of communication, and that is English The conditions of educated life and enterprise call insistantly for one common tongue In India English is the common tongue"* એનો ભાવાર્થ એવો છે કે, હિન્દુસ્થાન એક રાષ્ટ્ર નથી અને માત્ર એક ભાષા નથી એમાં ભિન્ન ભિન્ન જાતિના લોકો નિવાસ કરી રહ્યા છે, ભિન્ન ભિન્ન ભાષાઓ બોલે છે આ મોટા દેશમાં કેવળ અંગ્રેજી ભાષા જ વિચાર વિનિમયનું સાધન છે શિક્ષિત લોકોની પરિસ્થિતિ અને ઉદ્યોગના યોગે આ દેશમાં એક સર્વ સાધારણ ભાષાની અત્યંત આવશ્યકતા થઇ પડી છે, અને તે ભાષા તે અંગ્રેજી ભાષા જ છે

આ નિર્ભાગી દેશ ઉપર અત્યંત ખેદનું પ્રદર્શન કરતા ઉક્ત મહાશય જ અંગ્રેજી ભાષાના પોતાના મનમાં માની મૂકેલા મહત્વને એક દોરા પૂર પણ ન્યૂન કિંવા ક્ષીણ કરવા માગતા જ નથી કારણ કે એમના મતાનુસાર આ દેશની વર્તમાન ઉન્નતિનું પ્રયોજનમાત્ર એ જ છે કે લક્ષાવધિ હિન્દુસ્થાનીઓ અંગ્રેજી ભાષા માતૃભાષા સમાન જ બોલી શકે છે *"Millions of our fellow countrymen are to day ahead because they have learnt to use English as a second mother tongue"* વિશેષ શું લખીએ? ભારત વાસીઓમાં જે અપ્રતિમ સ્વદેશ પ્રેમ, અતુલ સહકારીતા, અટલ દ્રવ્ય દાનપરાયણતા, અનેક પદસહિષ્ણુત્વ, સાર્વજનિક કે યથાર્થ સ્વાર્થ ત્યાગ, ઇ જે ગુણો દૃષ્ટિગોચર થાય છે તે [illegible] અંગ્રેજી ભાષાને જ આભારી છે! વળી આ જ વિષય ઉપર વિશેષમાં એ જ મહાશયનું કથન [illegible] *"All this is possible only because India's sons and [illegible] throughout this vast land have realised that in English [illegible] they have a common medium of fellowship, they have [illegible] medium their own, and they are now in a position of [illegible] press forward in mutual cooperation"* અર્થાત્ આ દેશના [illegible] પુત્રો અને પુત્રીઓને એ વાતનો સાક્ષાત્કાર થયેલો કે અંગ્રેજી [illegible] સાધારણ માધ્યમ થઇ શકે એમ છે અને તેથી જ આ સર્વ [illegible] તેમનું બનાવી ગયા છે અને તેથી એઓ પરસ્પર સહકારિતા [illegible]

શેરલોક હોમ્સનું નવું પરાક્રમ ૧-૧૨-૦ એન. [illegible]

આમ કરી શક્યાં છે આ ઉપર ટીકા ટીપ્પણ સૌ વૃથા છે! આવા વિચારોની માત્ર ઉપેક્ષા કરવી એ જ તેનો ખડન સમાન છે!!

આ જ પ્રકારની વિપરીત વિચારપરપરાને યોગે આપણા દેશને ઘણી હાનિ થઇ છે થાય છે. અને ભવિષ્યમા એ અટકાવવામાં નહિ આવે તો શુ થશે એ જણાવવુ ભાગ્યે જ આવશ્યક છે જ્યારે જ્યારે આ દેશના નિવાસીયો રાષ્ટ્રીયભાવનાથી પ્રેરિત થઈ પોતાની ઉન્નતિની સાધના પ્રયત્નોમાં પ્રવૃત્ત થઇ પોતાની રાષ્ટ્રીય લાભહાની, સત્વોઆદિનો અલ્પાલ્પ પ્રમાણમા વિચાર કરવા લાગે છે ત્યારે તેમને પ્રાયશ આ જ કટાક્ષનો આઘાત મૂકમુખે સહન કરવાની ફરજ પડે છે કે, તે 'રાષ્ટ્ર' સજ્ઞાને પાત્ર જ નથી, એમનામા રાષ્ટ્રીયતાનો અભાવ છે આ સર્વથા અન્યાયપરાયણ, તથ્યાશથી સપૂર્ણ રહિત, સર્વથા પ્રમાણપુષ્ટિ વિહુવર્જિત, અને એક પક્ષીય સકુચિત બુદ્ધિના પરિણામરૂપ યદ્વાતદ્વા આક્ષેપકર પ્રતાપોના પ્રત્યુત્તરો અનેકશઃ અપાયા છે, પરતુ આપણા કેટલાક દેશીભાઇઓની મનોભૂમિમા પૂર્વોકત કુસસ્કારોની જડ એટલી તો દ્રઢતાથી ચોંટી ગયેલી છે કે આવા આક્ષેપોના પ્રત્યુત્તરો પુન પુન અસખ્યવાર આપવામા આવે તો પણ સમય અને શકિતના વૃથા વ્યયસિવાય અન્ય અલ્પ જ લાભ થવો સભવિત છે. ભારતની એક રાષ્ટ્રીયતાની વિરૂદ્ધ આ પ્રકારના વિચારોના પ્રચારમાં સત્યને અપાનાપ કરાય છે—માત્ર અપાનાપ જ નહિ, પરતુ ગોતાના ભ્રમનુ નિદર્શન કરાય છે તેથી આવા કેવળ ભ્રામક આક્ષેપોનું સપ્રમાણ ખડન કરી, હિંદુસ્થાનીઓનો પ્રાચીન ઇતિહાસ અસ્તિત્વ ધરાવે છે અમારામા આતરિક ઐક્યનો અભાવ નથી, અને એના યોગે જ પ્રતિમૂર્તિ સ્વર્ગ સદ્દશ આ દેશની જન્મભૂમિ ભારત માતા 'રાષ્ટ્ર' એ સજ્ઞાને યથાર્થ રીતે પાત્ર છે એ તત્વનો સાક્ષાત્કાર કરવાને અર્થે જ આ લેખની સૃષ્ટિનિર્માણ થઇ છે

માનવ જાતિના અતિ પ્રાચીન ઇતિહાસ સશોધકોએ એ તત્વનિર્વિવાદ રીતે સિદ્ધ કર્યું છે કે જ્યારે ઇંગ્લાડઆદિ પાશ્ચાત્ય દેશોના નિવાસીઓ અત્યત અસભ્ય અવસ્થામા જીવન વ્યતિત કરતા હતા, જ્યારે એ જાતિઓ વનાન્તો અને ગિરિ ગવ્હરોમાં જ નિવાસવૃત્તિ કરી કેવળ આખેટ ઉપર જ આજીવિકા નિર્વાહ કરતી હતી અને જ્યારે એમને હરિયાળા અને પાકથી લસત પીત ખેતરોના કલ્પનામા પણ સ્વપ્નો ન હોતા આવતા તેવા અત્યત પૌરાણીક સમયમાં આર્ય હિંદુઓ એક સાક્ષાત્ જીવત રાષ્ટ્રના અવયવો હતા આર્યનેતા એ સમયે પણ પતિતોદ્ધારક, શ્વેત સલિલા પવિત્ર ગગા અને સરસ્વતી સરિતાઓના પુલિન પટઉપર પોતાનુ જીવન કૃષિકર્મ ઇત્યાદિમા વ્યતીત કરતા હતા જ્યારે જ ત્તના અર્વાચીન ઉન્નતિના શિખરે વિરાજમાન દેશોના પૂર્વજો ઘોર અજ્ઞાન તિમિરથી આવૃત્ત થઇ રહ્યા હતા ત્યારે ભારતમા આર્યભાનુના જ્ઞાનમયુરો પૂર્ણપણે પ્રખરતાથી પ્રજ્વલિત થઇ પોતાની દિવ્ય પ્રતિભાના હિમિમય પ્રકાશથી સૃષ્ટિના અન્યદેશોને પણ પોતાના પ્રતિ આકર્ષી રહ્યા હતા ખેદનો વિષય માત્ર એટલો જ છે કે અપરિપક્વ વિચારો અને ભ્રમના યોગે જ કેટલાક પાશ્ચાત્ય પડીત મહાશયો એ લખી માર્યું છે કે હિંદુઓને કોઇ જ નથી આ જોઇને પ્રત્યેક સહૃદય મનુષ્યનુ

---

સરસ્વતીચદ્ર ભાગ ૪ થો રૂ ૫–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

હૃદય વ્યથિત થયા વિના રહેશે જ નહિ કે, અમારા સમકાલીન અનેક ભારતવાસીઓ એવા છે કે જેના ઉપર પાશ્ચાત્ય સભ્યતા અને શિક્ષણ પ્રણાલીનું અનુચિત પરિણામ થયું છે, જેથી તેઓ હિંદુઓના પુરાતન ઇતિહાસને અનિષ્ટ ઘૃણાની દૃષ્ટિથી જોઈ રહ્યા છે. વિચાર કર્યા વિના ઉલ્લેખ કરી બેસાય છે કે ભારતવર્ષમા પ્રાચીન ઇતિહાસની ન્યૂનતા છે, પરંતુ સ્થિર બુદ્ધિથી અને તુલનાત્મક દૃષ્ટિથી વિચાર કરવામા આવે તો એ તત્વ નિર્વિવાદ જ્ઞાત થશે કે એ વિધાનમા સત્યાંશ અત્યંત થોડા પ્રમાણમાં જ મળી શકે એમ છે, અર્થાત્ તે અસત્ય પ્રાય છે. ભારતવર્ષનો અવશ્ય ઇતિહાસ છે જ પરંતુ તે દુર્ભાગ્યવશાત્ ક્રમાનુસાર લખેલો લભ્ય નથી. શું એ પ્રવાદ સત્ય છે કે આપણા પ્રાચીન ગ્રન્થોમા ઇતિહાસનું અસ્તિત્વ જ નથી ? શું ઇતિહાસપ્રસિદ્ધ તક્ષશિલા અને પાટલીપુત્ર નગરોમાના શિલાલેખો ઉપરથી એ વાત સિદ્ધ નથી થઇ શકતી કે ભારતવર્ષનો ઇતિહાસ છે ? હા, એ વાત સત્ય છે કે આધુનિક પદ્ધતિ અને ક્રમાનુસાર લિખિત ઇતિહાસસામગ્રી ઉપલબ્ધ નથી પરંતુ શું તે ઉપરથી "ભારતવર્ષમા ઇતિહાસનો સર્વથા અભાવ છે" એમ કહી શકાય વારુ ?

યથાક્રમ ઇતિહાસ ન હોવાના બે સબળ કારણો છે (૧) આંતરિક કારણ (૨) બાહ્ય કારણ

(૧) આંતરીક કારણો પ્રાચીન પુસ્તકોના પરિશીલનથી એ વાર્તા સ્પષ્ટ થાય છે કે એ કાલ્પનિક કથાઓથી ભરપૂર છે અને એ તત્વનો માન અહિં જ નહિ પરંતુ સર્વ દેશોના પ્રાચીન ઇતિહાસપરત્વે સાક્ષાત્કાર થાય છે. બહુ ગ્રન્થોના આ નરમા તથ્યાંશની માત્રા ન્યૂન પરિમાણમા હોય છે. હિન્દુઓના પ્રાચીન ગ્રંથોની પણ આ જ સ્થિતિ છે. એમા કાવ્યાનુપાતિની ભાષા શૈલી અને અલંકારોની વિપુલતા ઉપર તથા આશ્ચર્યોત્પાદક વિભ્રમ અને વીરરસને માટે ઉચિત કરતા અધિક ધ્યાન આપવામા આવ્યુ છે. પ્રાચીન સમયના સર્વ દેશોમાં કોઇ ઇતિહાસપ્રસિદ્ધ ઘટનાની કાન્તિનું સરલ અને યથાસ્થિત વર્ણન કરવા ઉપર અલ્પ લક્ષ્ય આપવામાં આવ્યુ છે. કેવળ ઘણા મહત્વપૂર્ણ અને સત્યાત્મક તથા મહત્વહીન અને સારહીન તત્વોનુ વર્ણસંકર મિશ્રણ ઉપસ્થિત થયુ છે જેમાથી સત્યતત્વોનુ સંશોધન કરવાનુ કાર્ય અધુના ઘણુ દુર્ઘટ થઇ પડ્યુ છે. આવી વસ્તુસ્થિતિ ઉપરથી એમ તો ન જ કહી શકાય કે પ્રાચીન ઇતિહાસકારોની માનસિક વૃત્તિ સત્યને ગુપ્ત રાખવામા વ્યાપૃત હતી. જે પ્રમાણો એ પ્રકારના ગ્રંથોમા આવિર્ભૂત થયા હોય તેનુ માત્ર એટલુ જ પ્રયોજન છે કે પોતાની વાર્તાઓના વર્ણનમાં પ્રત્યેક ગ્રંથકાર અન્યના આશ્ચર્યયુક્ત વર્ણનનુ અતિક્રમણ કરવા મથતા હતા. આથી સત્ય ઇતિહાસ કિંચિત્ પ્રમાણમા અવહેલના નૈસર્ગિક રીતે જ પામી ગયો. તેથી આપણને સત્ય ઘટનામય ક્રમબદ્ધ ઇતિહાસ લભ્ય થવાને બદલે એવો ઇતિહાસ પ્રાપ્ત થયો છે કે જેમાં મુખ્ય કિંવા પ્રધાન બાબત ઉપર દુર્લક્ષ્ય કરી લેખકના વિકીર્ણ અંગો ઉપર તથા કવિ કિંવા લેખકની પ્રતિભાશક્તિ ઉપર અધિક ધ્યાન આપવામાં આવ્યુ છે

મારી વીસ વાર્તાઓ. ( સચિત્ર વાર્તાસંગ્રહ ) રૂ ૨-૦-૦ ગોન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# મહાત્મા ટૅાલસ્ટૅાયનું આત્મનિવેદન.

લેખક—રા જયન્ત.

[ ગયા અંકથી અનુસધાન ]

" હુ શ્રીમંત, સુશિક્ષિત અને એશઆરામી માણસોમા મારો જીવનકાળ નિર્ગમન કરતો હતો તેટનામા જ સર્વ જગત્ આવી જાય છે એવી મારી સમજ થઇ હતી ધીમે ધીમે એ વાત મારા લક્ષમા આવવા લાગી ઉંદરના ફાકાને ઉંદરમા જ સર્વ જગત્ રહેલું લાગે છે મારી અવસ્થા તેવી જ થઇ હતી મારી સમજ એવી હતી કે મારા મંડળ બહારના કરોડો માણસો ઢોરના ગોવાળ કરતા અધિક કિંમતનાં નથી એ જ માન્યતામા લાંબા કાળ સુધી હુ ફુલકા માર્યા કરતો હતો કરોડો માણસો અનત કાળથી જીવતા આવ્યા છે અને હમણાં પણ જીવે છે એ માણસોએ પોતાના જીવનનું શું સાર્થક કર્યું છે એ પ્રશ્ન મારી બુદ્ધિને સુચનામા ઘણો કાળ વહી ગયો "

" આવા પ્રકારની ભ્રમિષ્ટ સ્થિતિમા મે લાંબો કાળ વીતાવ્યો પોતાને સુશિક્ષિત અને ઉદાર મતવાદી કહેવડાવનાર એવા અમારા વર્ગની હમેશ એવી જ ટેવ હોય છે મારા મનમા એવા વિચાર આવવા લાગ્યા કે, અમે જેને 'અશિક્ષિત અથવા પછાત વર્ગના માનીએ છીએ તે ખેડુત કે મજુર અમારી કલ્પના પ્રમાણે ખરેખર મૂર્ખ છે કે તેમનું પણ કઇ ધ્યેય છે તેની ખાત્રી કરવી એ વર્ગ મને ઉપયોગી થતો હતો, તેથી તેમના માટે મારા મનમા એક રીતે જડ પ્રેમ ઉત્પન્ન થયો. કદાચિત એ જડ પ્રેમના કારણે જ તેની મન - સ્થિતિનો અનુભવ લેવાની મને ઇચ્છા થઇ હશે અથવા એ ઇચ્છાનું અન્ય પણ એક કારણ હશે મારી ખાત્રી થઇ હતી કે, પોતાના ગળે ફાસો નાખવા શિવાય બીજા વિશેષ સારા માર્ગે હુ જઈ શકીશ નહિ એથી અન્ય ગૌણપક્ષે મારી સ્થિતિના માણસોમાં શોધ કરવાથી મને સતોષ થવો શક્ય નથી, એટલુ તો હું નિ સશયપણે સમજી ચુક્યો હતો માટે એ ગુહ્યનો નિર્ણય જાણવો હોય તો જે કરોડો માણસો યુગોના યુગોથી કેવળ પોતાનો જ નહિ પણ અમારા જેવા ઉચ્ચ વર્ગનો ભાર પણ સહન કરતા આવ્યા છે, તેમના જ મનની સ્થિતિ તપાસી જોવી જોઇએ, એવી મને ખાત્રી થવાથી એ ઇચ્છા મારા મનમા ઉદ્ભવી હશે"

" જ્યારે હુ એ લોકોના મનની સ્થિતિની પરીક્ષા કરવા લાગ્યો ત્યારે મને જણાયુ કે, તેમના જીવનનો આધારસ્થભ આજ સુધી એક જ છે એ આધારસ્થભ તે એ જ કે, ધર્મગ્રથોએ કહેલી વાતોપર પાકો વિશ્વાસ-શ્રદ્ધા 'પ્રભુ એક છે, તે એક હોઈ નિર્મૂર્તિ છે, તેણે છ દિવસમા જગત્ ઉત્પન્ન કર્યું ' એવા પ્રકારની સમજપર તેમની પૂર્ણ શ્રદ્ધા છે અને એ શ્રદ્ધાના આધારપર જ તેઓ પોતાનું જીવન સુખસતોષથી પ્રસાર કરે છે ? એમ મને જણાયુ, પણ એ આધાર મારા જેવાને કેવી રીતે ઉપયોગી થઇ શકે ? મારી

દયાગ્રજનો અક્ષરદેહ ૧-૪-૦ ચોન એમે ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

"બસ! મારૂ મન પુન સંશયના અન્ધકૂપમા પડ્યુ અન્દર અને બહાર શું? મૃત્યુનુ સામ્રાજ્ય આરંભાયુ. જીવીને કરવુ શું? એ વિચાર પુન મારા મનમા જોરથી વહેવા લાગ્યો."

"બાહ્ય જગતમા ભમ્યાને જાણે થાકી ગઇ હોય તેમ મારી ચિત્તવૃત્તિ અન્તર્મુખ થઈ જ્યારે તે બાહ્ય જગતના ભાનથી પળવાર મુક્ત થઇ અંદર જોવા લાગી ત્યારે તેને જણાયુ કે, જે જે ક્ષણે પ્રભુના અસ્તિત્વનો ભાસ થાય છે, તે તે ક્ષણે જ હું પણ ચૈતન્યયુક્ત હોઉં છુ. તેનુ અસ્તિત્વ સંશયમા પડે છે ? મારૂ અસ્તિત્વ પણ અચેતન થવા લાગે છે. પુન પહેલા જ પગથીયે આવી પડ્યો! પ્રભુનુ અસ્તિત્વ માન્ય કર્યા સિવાય મારા માટે જીવવાનું સૂચ્ય નથી. તેને ભૂલી જવો એ જ મારૂ મૃત્યુ! ત્યારે હું બીજુ શું શોધુ છું? હું શોધુ છું તે એ જ જેના અધિષ્ઠાન સિવાય મારૂ અથવા અન્ય કોઇનુ એ અસ્તિત્વ શક્ય નથી તે જ પરમેશ્વર! પોતાનુ અને પ્રભુનુ એક રૂપ જ છે. હું જીવુ છું એવો નિશ્ચય હોવો, એ જ પ્રભુના અસ્તિત્વની સિદ્ધિ! પ્રભુ એટલે ચૈતન્ય! એ ચૈતન્યને ઓળખવા માટે જ જીવન ધારણ કરવાનુ છે, એના નિશ્ચયથી હું માર્ગક્રમણ કરીશ તો મારૂં જીવન પરમાત્મવિહિન અને અર્થશૂન્ય બનશે નહિ. ચિત્તની એટલી ખાત્રી થયા પછી અંદર અને બહાર સર્વત્ર પ્રકાશ જ જણાવા લાગ્યો."

"આત્મહત્યા જેવા ઘોર કાર્યથી હું બચ્યો. મારા જીવનને પુન નવુ બળ મળ્યુ. જે બળથી મે મારા જીવનમા પહેલા કેટલાક વર્ષો કાઢ્યા તે અસ્ત પામતુ બળ મને પુનઃ પ્રાપ્ત થયુ."

"જાણે કે હું પુન બાલ્ય અને યુવાવસ્થાને પ્રાપ્ત થયો. મને લાગવા માંડ્યુ કે, જે ઇચ્છાશક્તિએ મને જન્મ આપ્યો તે ઇચ્છાશક્તિ મારી પાસે કશાની પણ અપેક્ષા રાખે છે. મને લાગવા માંડ્યુ કે, તે અધિષ્ઠાન રૂપી ઇચ્છાશક્તિ સાથે એકતા સાધી તદ્રૂપ બની જવું એ જ મારા જીવનનો અંતિમ હેતુ છે અને પૂર્ણત્વને પ્રાપ્ત થવુ એ અંતિમ ધ્યેય હોઇ મારો સર્વ જીવનક્રમ એ મૂળ ઉદ્દેશને પોષે તેવી રીતે મારે ચાલવુ જોઇએ."

"મારી સ્થિતિના લોકોને મેં છોડી દીધા. મને ખાત્રી થઇ કે, તેમનો જીવનક્રમ સર્વ રીતે ત્યાજ્ય છે. એ ખરૂ જીવનકાર્ય ન હોઇ જીવનનો માત્ર ઉપહાસ છે. પોતાનુ એશઆરામીપણુ ચલાવવામાટે જ હજારો વસ્તુ માગ જેવી સ્થિતિના માણસો એકત્ર કરે છે, તે વસ્તુના સંયોગથી પ્રભુ અધિક જ દૂર રહે છે. તે વસ્તુઓ તેના નેત્રપર પડળ રૂપ બની જ્ઞાનમાર્ગ તેનાથી અદૃશ્ય રહે છે. મારી નાતજાત બહારના ભેળાવેળા મજૂરો અને ખેડૂતો એ જ ખરૂ જીવન ગાળે છે! હું પણ તેમના જ માર્ગે વહીશ, મનુષ્ય પ્રાણી પ્રભુની ઇચ્છાથી અવતીર્ણ થયેલો હોઇ પોતાનુ ભલુ કે ભૂડુ કરવુ એ જેના તેના પોતાના હાથમા છે. એ ખેડુતભાઇના જેવા સામાન્ય જીવનમા ઉત્પન્ન થઇ આત્માની ઉન્નતિ કરવી એ જ મનુષ્યનું અંતિમ સાધ્ય છે અને તેણે સન્માર્ગે ચાલવુ જોઇએ. જગતની મોજ મઝાઓનો ત્યાગ કરી સર્વભૂત માત્ર સાથે અત્યંત નમ્ર અને દયામય બની તેણે પોતાના ચરિતાર્થ માટે કષ્ટ ઉઠાવવું જોઇએ. ગરીબ અને ગામડાના ખેડુત વર્ગનો એ માનવજીવનનો અર્થ મારા મનમાં રુચતો, પણ એ અર્થ સાથે મને નહિ

અરવિંદ ઘોષનુ તત્ત્વજ્ઞાન રૂ. ૨-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

સમજાય તેવી કેટલીક વસ્તુ અશોભ રીતે ઉપસ્થિત થઈ હતી તેનો અર્થ અને તેનું યથાર્થપણું મારા ચિત્તને માન્ય હતુ ન હતું એટલું જ નહીં પણ તે વાત મારા ચિત્તને ત્યાજ્ય અને વિષાદ ઉત્પન્ન કરનારી લાગતી હતી દેવળમાં જઇ પ્રાર્થના કરવી ઠરાવેલા દિવસોએ ઉપવાસ કરવો અને છબી તથા મૂર્તિની પૂજા કરવી એ વાતોનો અર્થ મારી બુદ્ધિ સમજી શકતી પણ સામાન્ય માણસોએ માનવજીવનનો આપેલો અર્થ અને વાતનો મેળ કોઇપણ રીતે તૂટે તેવો જણાતો ન હતો સામાન્ય માણસોએ તેને તોડવાનો પ્રયત્ન કદીપણ કર્યો નથી અને મારાથી પણ તે બને તેમ ન હતું આથી આનાકાની વગર જ એ વસ્તુનો સ્વીકાર કરવો પડ્યો કંઇ પણ ગરબડ કર્યા વગર સવાર સાંજ દેવળમાં જઇ હું પ્રાર્થના માટે ઘૂંટણીએ કેમ પડતો હતો, ઉપવાસ વગેરે વગર અડચણે કેમ કરતો હતો અને ઉપાધ્યાયના હાથનો તીર્થપ્રસાદ કેમ લેતો હતો એની મને પોતાને જ નવાઇ લાગતી પૂર્વે મને ખાત્રીપૂર્વક લાગતું હતુ કે એવી વાત બનવી અશક્ય છે, પણ હમણાં મારા ચિત્તે તે વિરૂદ્ધ કંઇ પણ પ્રતિકાર કર્યો નહિ"

"મૃત્યુથી નષ્ટ થાય નહિ તેવા પ્રકારનું જીવનતત્ત્વ મનુષ્યને આપવું એ જ જગતના સર્વ ધર્મોનો સાર છે દેહના મૃત્યુથી નહિ મરનારૂં અમરતત્ત્વ કયું? એવો પ્રશ્ન લોકો પ્રત્યે કરે છે એ પ્રશ્ન પુછનારની અનેક જાતિ છે એશઆરામના ઢીંચડમા પડી રહી તેના બોજા નીચે અગદાઇ ગયેલો રાજા અને કામ કરતા કરતાં થાકી ગયેલા ગુલામ એ બન્ને એ જ પ્રશ્ન પુછે છે એ પ્રશ્ન કરનારાઓમાં યુવાનો છે, વૃદ્ધો છે, મૂર્ખો છે અને ડાહ્યાઓ પણ છે તેથી એ સર્વને સંતોષ થાય એવા ભિન્ન ભિન્ન સમર્પક ઉત્તર આપવાની ધર્મની ફરજ છે છેવટનો ઉત્તર એક જ હોય તો પણ પ્રશ્ન પૂછનારની યોગ્યતા ધ્યાનમાં લઇ ભિન્ન ભિન્ન માર્ગ અને ભિન્ન ભિન્ન બાબતની યોજના ધર્મને જ કરવી પડે છે ધર્મના બાહ્ય સ્વરૂપમાં પ્રતિમાપૂજન ઉપવાસ વગેરે આચાર કેવી રીતે દાખલ થયા એ પ્રશ્નનો ઉત્તર એ જ છે તથાપિ અન્ય લોકોની દૃષ્ટિએ એ આચાર યોગ્ય હોય તો પણ એ વિષે મારૂં મન ઉદાસ બન્યા પછી મારે તેનો આચાર શા માટે કરવો, તે મને સમજાતું ન હતું મારી અંતઃકરણપૂર્વક ઇચ્છા હતી કે, નીચેના વર્ગના વિધી અને આચારનું પાલન કરી તેમની સાથે એકરૂપ બની જવું પરંતુ તેમ કરવાને મારૂં મન બળ આપતું ન હતું જે વિધિ આપણને નિરર્થક લાગે છે તેનું અનુકરણ કરવું એટલે મનને જ નહિ પણ ધર્મને સુદ્ધાં ઉતારી તેની અવગણના કરવા જેવું મને લાગતું મારા ચિત્તનો પ્રવાહ આગળ સુધી પહોંચ્યા છતાં હું ધર્મ અને નીતિનું સંધાન કરવા ઇચ્છનાર અર્વાચીન પંડિતનો આશ્રય ખોળવા લાગ્યો"

"એ અર્વાચીન પંડિતોનો અભિપ્રાય એવો છે કે, ધર્મતત્ત્વોનું યોગ્યું કોઇપણ એક જ વ્યક્તિને પ્રાપ્ત થતું ન હોઇ પ્રેમસૂત્રથી બંધાયેલા તથા એક ભાવનાથી ધર્મછત્ર નીચે આવેલા મનુષ્યસમાજને સત્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે હું એકલો જ જગતનું તત્ત્વ શોધીશ એમ કોઇ કહેશે તો તેને પ્રાપ્ત થશે નહિ સમાજથી વિભક્ત થવાથી સત્ય વસ્તુની પ્રાપ્તિ થતી નથી પણ એક બીજાને સહાય કરી સુપથે ચાલવાથી પ્રાપ્ત થઇ શકે છે આ વિચા

સુવાસમંજરીનો ગજરો ( સચિત્ર નવલકથા ) રૂ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

મને આજ જણાયા હવે અન્યથી જુદા પડવાનું ન હોય તો તેમના દોષ પણ નભાવી લેવા જ ફરજ પડે છે એ કહેવાની જરૂર જાનથી તેનો એકાદ માર્ગ આપણને પસંદ પડે નહિ અથવા આપણી બુદ્ધિને રૂચે નહિ તો તે તરફ લક્ષ ન આપતા તે સમાજમા આપણે મળતા રહેવું જોઇએ"

"પ્રેમ પૂર્ણ અન્ત કરણમા જ સત્ય વસ્તુનો પ્રકાશ પડે છે અન્યની ભૂલ નભાવી ન લેવી એ પ્રેમશૂન્યતાનુ લક્ષણ છે બીજાના સાધારણ નજીવા આચાર આપણને રૂચે નહિ તે માટે તેનાથી ભિન્ન થવુ એ પ્રેમની મર્યાદાનુ ઉલ્લંઘન કરવા જેવુ છે એવું ઉલ્લંઘન કરીએ છીએ તો સત્યવસ્તુની પ્રાપ્તિનો માર્ગ પણ દુર થાય છે અર્વાચીન પંડિતોની આ વિચારપદ્ધતિ કેટલાક વખત સુધી મને રૂચી હતી તે વખતે એ વિચારપદ્ધતિનુ પોકળ મારા સમજવામાં આવેલુ ન હતું પ્રેમસૂત્રથી અનેકના અન્ત કરણ એક સૂત્રમા બંધાયલા હોવાથી આપણને બળ મળે છે અને આપણો પ્રેમ દૃઢ બને છે એ વાત ખરી છે, પણ એટલાથી જ આપણને સત્ય વસ્તુની પ્રાપ્તિ થશે એવો નિશ્ચય કેવી રીતે કરી શકાય? પણ તે વખતે મને એ પ્રશ્ન સુઝયો નહિ તે જ પ્રમાણે એક જ સત્ય એક વિશિષ્ટ માર્ગ સ્પષ્ટ થવુ જોઇએ એવો આગ્રહ શા માટે? તે જ સત્ય જુદા માર્ગ હું કહું તો તેમા શુ બગડયુ? પણ એ શંકાઓ તે વખતે મારા મનમા ઉત્પન્ન જ થઇ નહિ અને તેમ બન્યુ એ પણ એક રીતે ઠીક જ થયુ તે તે વખતે ઉત્પન્ન થઇ નહિ, તેથી કેટલાક વખત સુધી મારૂં મન સ્થિર થયુ અને પુરાણમતવાદી પંથના આચાર મારી માન્યતાને રૂચતા ન હતા છતા સુખથી તે પાળે ગયો"

"અમારા પુરાણપંથે કહેલા સર્વ આચાર પાળતા મેં મારી વિચારશક્તિ બાજુએ મુકી હું ગાડરીયા પ્રવાહની માફક ચાલવા લાગ્યો, મારા ખાનદાન સાથે હું જાણે એકરૂપ થઇ ગયો, મારા પૂર્વજ અને જેમનાપર હું પ્રેમ રાખતો હતો તેવા લાખો સામાન્ય મનુષ્યોમાં ભળી જઇ હું તેમની સાથે એકરૂપ બન્યો દેવળની પહેલી પ્રાર્થનામા હાજર રહેવા માટે હું અરૂણોદય પૂર્વે ઉઠતો હતો એ વાતમાં બીજો કંઈ ફાયદો નહિ હોય પણ શરીરને કષ્ટ આપી હુ મારા મનની કામના ઓછી કરતો હતો ગમે તેવી કૃતિ કરતો પણ તેમા મારો છેવટનો ઉદ્દેશ તો એક જ હતો માનવજીવનનો અંતિમ હેતુ સમજવા માટે જ એ સર્વ તરફડીયાં હતાં મારૂં કાર્ય સારાસારવિચાર શક્તિને અનુકૂળ થઇ શકે તેવુ નહિ હોય અથવા મારો સ્વાર્થત્યાગ છેક નજીવો હશે પણ તેમ કરવામાં મારો હેતુ સારો હતો અમારા પંથે કહેલાં ઉપવાસ વગેરે હું કરતો હતો અને ઉપાધ્યાય પાસેથી તીર્થપ્રસાદ પણ લેતો હતો ઘેર અને દેવળમા પ્રાર્થના માટે કરેલો સમય હું કદી પણ ભૂલ્યો નથી દેવળમાં પાદરી પ્રાર્થના કરતો ત્યારે તેનો પ્રત્યેક શબ્દ લક્ષપૂર્વક સાંભળી અને તેટલી રીતે વખત મળતા તેમાથી બુદ્ધિને રૂચે તેવો અર્થ પણ હું કાઢતો હતો"

"નિરર્થક શબ્દોમાથી અર્થ ખેંચી અથવા અનેક વિધિ અને આચારની ઉપપત્તિ તૈયાર કરવાનુ કાર્ય અતિ કઠિણ અને બુદ્ધિને અપ્રિય થાય તેવુ છે આથી તેને કોઈ પણ વખતે

કિં. સરલા અને મિત્રમંડળ રૂ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

જ્ઞાનિ તો થશે જ અમે ઝાર અને તેના આપ્તવર્ગ માટે વારવાર પ્રાર્થના કરતા હતા મારી બુદ્ધિને હુ સમજાવતો કે, બાદશાહ જેવી પદવીએ પહોચેલા અને સર્વોપરી અનુકૂલ સ્થિતિમા પડેલા મનુષ્યપર અન્યજનો' કરતા મોહના અનિવાર્ય પ્રસગ વિશેષ આવતા હોવાથી તેના ઉદ્ધાર માટે વારવાર પ્રાર્થના કરવાની જરૂર છે, પણ તે સાથે જ પ્રશ્ન થતો કે, ઝારના સર્વ શત્રુ તેના પગનીચે ચગદાઇ જાય, એવી પ્રાર્થના કરવાનો અર્થ શો ? મારી બુદ્ધિ તેનો નિર્ણય કરી શકી નહી ખ્રિસ્તની આજ્ઞા છે કે, શત્રુ માટે પણ પ્રાર્થના કરો અને શત્રુપર પ્રેમ પણ રાખો, ત્યારે ઝારના શત્રુ વિરૂદ્ધ કરેલી પ્રાર્થના ખ્રિસ્તની આજ્ઞા વિરૂદ્ધનુ કાર્ય નથી કે ? આ પ્રશ્ન થતા જ મારી બુદ્ધિ ગૂચવણમા પડી જતી એ પ્રાર્થનામા કઇ લાક્ષણિક અર્થ હશે એમ તેને સમજાવવા જતો તો તે તરત જ તેની સામે પડી કહેતી 'ભાઈ, તું ફસાય છે એવી રીતે તું મને આડી નાખે છે અને પરમાત્મા સાથેનો સબધ પણ તોડી નાખે છે આવી ઉંડાણમાં પડીથી તારી શ્રદ્ધાનુ શુ થશે તેનો તે વિચાર કર્યો છે કે ? ”

“ઉપાધ્યક્ષ પાસેથી મેં તીર્થપ્રસાદ લીધો તે વખતે મારા હૃદયમા જે ખળભળાટ થઈ રહ્યો તે હું કદી પણ ભૂલીશ નહિ ઘણાં વર્ષોમા મે એ તીર્થપ્રસાદ સ્વીકાર્યો ન હતો ઉપાધ્યાયે કરેલી પ્રાર્થના તે વખતે તો મને ઘણી ગમી હતી, તેની પ્રાર્થનાના શબ્દોને જેમ તેમ સ્થિર કરી મેં મારી બુદ્ધિને તાત્કાલિક સતોષ આપ્યો હતો મેં ગોઠવેલા અર્થની ખામી હું તે વખતે તો ભૂલ્યો ન હતો અને તેથી મારૂં ચિત્ત તેટલા સમય પુરતુ અતિ પ્રસન્ન થતુ હતુ પણ ઉપાધ્યાયે મને વેદી પાસે બોલાવ્યો અને 'તારા હાથપરનો આ પ્રસાદ ખ્રિસ્તનું રક્ત અને માંસ છે, એવી દૃઢ શ્રદ્ધા રાખ' એમ તેણે કહ્યુ ત્યારે મારા અત કરણને વિલક્ષણ ઉદ્વેગ થયો એ સર્વ દભ છે, કેવળ ઢોગ છે એવો એક જ અવાજ મારા અત કરણે કર્યો જે મહાત્માએ તીર્થપ્રસાદની આ યુક્તિ શોધી કાઢી હશે તેને ધન્ય છે મેં તે તીર્થપ્રસાદ સ્વીકાર્યો મારૂ અત કરણ વીંધાઇ જતુ હતુ પણ મારી બુદ્ધિનું અભિમાન ઓછુ કરવુ જોઇએ, તેને નમ્ર બનાવવી જોઇએ એ વિચારથી મારા તરફડતા અત કરણનુ સમાધાન કર્યું મેં મારી બુદ્ધિને નમ્ર બનાવી તીર્થપ્રસાદનુ ભક્ષણ કર્યું પણ એક વખત મારા અત કરણમા જે જે આઘાત થયો તેનુ પરિણામ જે આવવુ જોઇએ તે આવ્યુ જ હું પુન કદિ પણ તીર્થપ્રસાદ લેવા વેદી પાસે ગયો નહિ ”

“અમારા ધર્મપથે કહેલા સર્વ આચાર વિચાર હું સત્યબુદ્ધિથી પાળતો હતો કોઇ પણ સમયે તેમાંથી જ મને સત્ય મળી આવશે એવી આશા થવાથી હુ તે પાળતો હતો અને આ બનાવ બન્યો ન હોત તો હજી ઘણા કાળ સુધી મેં તે પાળ્યા હોત ”

“એક દિવસે એક અભણ ખેડુત અને તેના જ જેટલા સુશિક્ષિત વેરાગીનો સવાદ મેં સાંભળ્યો તેઓ પ્રભુ, શ્રદ્ધા અને આત્માના ઉદ્ધાર વિષે બોલતા હતા તેમના સવાદપરથી સામાન્ય જનસમાજના વિચારો એ બાબતમા કેવા છે તેનો ખુલાસો મને મળ્યો તે જ પ્રમાણે સત્પુરૂષનાં ચરિત્રો મેં વાચ્યાં તેપરથી પણ શ્રદ્ધાનુ સ્વરૂપ મારા લક્ષમા આવ્યુ તેણે

લલિતના કાવ્યો રૂ ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

કરેલા ચમત્કાર થયા નથી જ એમ માની લઇએ તો પણ તેપરથી તેમના વિચારોની દિશા નિશ્ચિત થઇ શકે છે એ સર્વ હકીકતપરથી એ સર્વમા એક જ દૃઢ શ્રદ્ધા હોવાનુ મારા લક્ષમાં આવ્યુ તેણે કરેલા ચમત્કાર થયા નથી જ એમ માની લઇએ તોપણ તેપરથી તેમના વિચારોની દિશા નિશ્ચિત થઈ શકે છે એ સર્વ હકીકતપરથી એ સર્વમા એક જ દૃઢ શ્રદ્ધા હોવાનુ મારા લક્ષમા આવ્યુ તદ્દન અભણ પણ શ્રદ્ધાવાળા ઘણા માણસો મને મળ્યા તે સર્વની શ્રદ્ધા એ જ હતી કે મૃત્યુ એ માનવજીવનનો અન્ત નથી ।"

"એ લોકો તરફથી હુ અર્વાચીન વિદ્વાનોના ગ્રથો તરફ વળ્યો, ત્યારે શકા, નિરાશા અને અસતોષે પુન મારા હૃદયમા વાસ કર્યો એ ગ્રથોના વાચનથી મને એટલી જ ખાત્રી થઈ કે, તેની બૌદ્ધિક કસરતશાળામા જેમ જેમ અધિક કસરત કરીએ છીએ તેમ તેમ સત્યથી વિશેષ ને વિશેષ દૂર થતા જઇ ઘોર અધકારમય ગુફા પાસે આપણે જલદી પહોચીએ છીએ તેમના પુસ્તકોથી પૂર્વની શ્રદ્ધા નષ્ટ થાય છે અને તેની જગ્યાએ તેના જેટલુ કીંમતી એવુ બીજુ કઇ પણ આવતું નથી મારા મનની એવી સ્થિતિ થઈ ત્યારે મને લાગ્યું કે અભણ ખેડૂત જ ભાગ્યશાળી છે મારી દૃષ્ટિએ મૂર્ખાઇથી ભરેલી દેખાતી વાતો તેમને કદી પણ મૂર્ખાઇથી ભરેલી લાગી નથી મારૂં દુર્ભાગ્ય બળવાન હોવાથી મારી નજરે એવુ આવ્યુ કે તેમા સત્યાસત્યનુ મિશ્રણ છે અસત્ય સાથે મિશ્રિત થયેલુ સત્ય સ્વીકારવાને મારી બુદ્ધિ તૈયાર થતી ન હતી"

"આવી રીતે મારા જીવનના સુમારે ત્રણ વર્ષ ગયા કેટલાક દિવસ સુધી મને લાગતું હતુ કે કોઈ વાતનુ રહસ્ય મને સમજાતુ ન હોય તો તેમા મારો જ અપરાધ કે પાપ હોવા જોઇએ પણ જેમ જેમ હુ સત્યનો શોધ વિશેષ કરવા લાગ્યો તેમ તેમ મારી બુદ્ધિની વ્યગ્રતાને લીધે નહિ સમજાતી વાતો અને ખરેખર છેતરપીંડીની વાતમા રહેલુ અન્તર મને સ્પષ્ટ જણાવા લાગ્યુ

"એ પ્રમાણે બુદ્ધિની ખેચતાણ થતી હોવા છતા હુ અદ્યાપી અમારા રૂઢીપાના જુના પંથને વળગી રહ્યો હતો, પણ મારા હૃદયમાં શરૂ થયેલી પ્રશ્નમાળા મને શાન્તિથી બેસી રહેવા દેતી ન હતી મારી બુદ્ધિએ એ પ્રશ્નના નિશ્ચયાત્મક ઉત્તર આપવાને મને વારવાર આગ્રહ કરવા માડ્યો આવી સ્થિતિના કારણે મને જણાયુ કે, આખોપર પડદો નાખી જૂના પથને વળગી રહેવાનુ કાર્ય અશક્ય છે"

"ખ્રિસ્તી ધર્મના અનેક પથો સબધી મારા મનમા મુખ્ય પ્રશ્ન એ ઉપસ્થિત થયો હતો કે, એ અનેક પથનો અરસ પરસ ક્યા પ્રકારનો સબધ છે તે સમયે મારી વૃત્તિ ધર્મ તરફ વળેલી હોવાની વાત ઘણાઓની જાણમા આવેલી હોવાથી અનેક પથના માણસોની મુલાકાત થઈ તેમની સાથે છૂટથી ધર્મ ચર્ચા કરવાનુ સરળ બન્યુ હતુ આથી અનેક કેથોલિક, પ્રોટેસ્ટંટ, પુરાણમતવાદી, મોનાકન અને બીજા પણ કેટલાક પથના સારા માણસોની મુલાકાત થઇ તેમા કેટલાક માણસો ઉચ્ચ પક્તિના, નીતિમાન અને સાચા અન્ત:કરણથી ધાર્મિક વૃત્તિ ધરાવનારા પણ જણાયા એવા માણસો સર્વ પથમા જણાઇ આવ્યા હતા એવા માણસો સાથે બધુત્વ સાધવાની પ્રબળ ઇચ્છા હતી પણ તે ઇચ્છા બાજુએ રહી સૃષ્ટિમા કઈ જુદો જ પ્રકાર બન્યો"

ગુજરાતી કહેવત સંગ્રહ રૂ. ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

“ જે ધર્મજ્ઞાનના બળપર મનુષ્યજાતિમા પરસ્પર વિશ્વાસ અને ઐક્ય ઉત્પન્ન થઇ સર્વ માનવજાતિ એક પ્રેમબંધનમાં બંધાવી જોઇએ તે જ જ્ઞાનનું પ્રત્યક્ષ ફળ ભેદભાવ વધારવામાં જ આવેલું જણાયું પ્રત્યેક ધર્મમાંથી સેંકડો-હજારો પંથ નીકળ્યા અને તેમા પરસ્પર કલહ માત્ર આરંભાયો મને જણાયું કે તે પંથના શ્રેષ્ઠ પ્રતિનિધિ બાદ કરૂં તો બાકીનાઓએ ખરી ધર્માજ્ઞાનું ઉલ્લંઘન જ કર્યું છે સર્વપર પ્રેમ રાખવો જોઇએ, એ ધર્માજ્ઞા તદ્દન બાજુએ મુકી દઇ જેઓ પોતાના બંધુઓનો દ્વેષ કરતા હતા તેઓ પોતાને ધાર્મિક કહેવડાવતા અને પોતાના પંથની આજ્ઞા પ્રમાણે ચાલવાનો પ્રયત્ન પણ કરતા, પરંતુ તેમના વર્તનમા પ્રેમ કરતાં ભયનો જ અંશ વિશેષ હતો ધર્માજ્ઞા પ્રમાણે ચાલી સમગ્ર માનવ સમાજ એક પ્રેમગાંઠમા બંધાય, એવો એ આચારનો ઉદ્દેશ ન હોય પોતે તેમ નહિ ચાલે તો નરક પ્રાપ્તિ થશે એ ભય એ આચારના કારણમા રહ્યો હતો પ્રત્યેક પંથવાળા એમ જ ધારે છે કે, સત્યનું પોટલું પોતાની જ પાસે છે અને અન્ય સર્વ મૂર્ખ છે તેઓ માને છે કે, પોતાના વાડાની બહારના સર્વ કાફીર છે કેથોલિક પંથના માણસો અન્યને બહિષ્કૃત સમજે છે અને અન્ય પંથવાળાઓ કેથોલિક પંથને બહિષ્કૃત સમજે છે પોતાના પંથ વિષે આટલો દુરાગ્રહ મગજમા પ્રવેશ કરે એટલે સામાન્ય તત્વિક બુદ્ધિ ત્યાંથી નષ્ટ થાય એ સ્વાભાવિક છે પોતાના પંથના વિચારને જે નમતો નથી, એટલું જ નહિ પણ તેના સર્વ આચાર અને વિધિ જે પ્રત્યક્ષ આચારમા ઉતારી બતાવતો નથી, તે તેમની દૃષ્ટિથી બહિષ્કૃત ગણાય છે અને તેમ થવું સ્વાભાવિક છે એ સ્થિતિનું પ્રથમ કારણ મારૂં તે સર્વ સત્ય અને તારૂં એટલું અસત્ય એ દુરાગ્રહ જ છે મારા સિવાય જગતમા અન્ય કોઇ ડાહ્યો જ નથી એવી અંતઃકરણની માન્યતા થાય તો તે મૂર્ખાઇની પરમાવધિ જ છે એવી મૂર્ખાઇને મસ્તકમા સ્થાન મળે છે તો અન્ય સર્વ ઘેનના ભરેલી વાતો આપોઆપ આવી પહોંચે છે આ સર્વ વાત મારી દૃષ્ટિએ પડ્યા પછી મને એ પંથનો કંટાળો કેમ ન આવે ? મારી સમજ તો એવી હતી કે, સમગ્ર માનવકુલ એક પ્રેમગાંઠમા બંધાય એ જ ધર્મનો મૂળ ઉદ્દેશ છે, અને આ પંથ તો એ જ મૂળ ઉદ્દેશપર કુહાડી મારતો હતો જે વૃક્ષના મૂળમા પાણી રેડી તેને ઉછેરી મોટું કરવાના હેતુથી એ પંથનો જન્મ થયો હતો, તે જ વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાખવાનું કાર્ય માત્ર તે કરતો હતો. ”

“ મને જણાયું કે, એક જ ધર્મમાના અનેક પંથવાળાઓ, પરસ્પર એવી રીતે વર્તે છે અને અન્ય ધર્મના અનુયાયીઓ પણ પોતાનાથી ભિન્ન ધર્મ માનનારા પ્રત્યે પણ તેવી જ રીતે વર્તે છે એમ વર્તવાનું કારણ શું હોવું જોઇએ એવો પ્રશ્ન મે ઘણા ધાર્મિક કહેવડાવનારા ગૃહસ્થોને પુછ્યો, એ સમયમાં ઉપલબ્ધ થયેલા સર્વ પુસ્તકો મે વાંચ્યાં પણ તેનો ઉત્તર મને કોઇએ આપ્યો નહિ લશ્કરની પ્રત્યેક ટુકડીને જગતમા ઉત્તમ યોદ્ધા તરીકે પોતે જ છે એમ લાગવાનું જે કારણ હોય છે, તે જ કારણ આ સ્થિતિનું પણ છે મોટા મોટા ધર્માચાર્યો, વૈરાગીઓ અને સન્યાસીઓને હું મળ્યો, પરંતુ કોઇએ મારા પ્રશ્નનો નિર્ણય કરવાનો પ્રયત્ન પણ કર્યો

સરસ્વતીચંદ્ર ભાગ ૨ જો ૩ ૨-૪-૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઇ.

નહીં છેવટે મને એક માણસ મળ્યો અને તેણે એ પ્રશ્નનો મને વ્યવહારિક ઉત્તર આપ્યો ત્યારથી મે એ પ્રશ્નનો ઉહાપોહ ક્યારેએ પણ કોઇની સાથે કર્યો નથી ”

"ખ્રિસ્તી ધર્મના મુખ્ય તત્વ વિષે કોઇનોએ વાદ નથી, વાદ છે તે માત્ર ઝીણીઝીણી વાતો અને મુખ્યત્વે આચાર અને વિધિનો છે આવી સ્થિતિમા મુખ્ય તત્વ માટે આપણે એકરૂપ બનવુ અને આચાર વિધિની બાબત જેની તેની ઇચ્છાપર છોડી દેવી એ યોગ્ય છે કે નહિ એવો પ્રશ્ન મે તે ગૃહસ્થને કર્યો, ત્યારે તે ગૃહસ્થે મને કહ્યુ 'તમારી વિચારપદ્ધતિ અને સપૂર્ણ રીતે માન્ય છે, પણ પથના આચાર્યો એ વાત સ્વીકારતા નથી તેનુ કારણ એ છે કે, બાપ દાદાથી ચાલતો આવેલો પથ પૂર્ણ સ્થિતિમા કાયમ રાખવા માટે તેમની નીમણુક થએલી હોય છે આથી એવા પ્રકારની સવડ તે પોતાના પથના માણસોને આપે તો તેમના પેટમાં જ ખાડો પડવાનો તેમને ભય રહે છે તેમ બને તો ખ્રિસ્તિજીવન પર્યન્ત પ્રથમનુ પ્રાચીન રૂપ નષ્ટ થઈ તેમાં કેવળ ગોટાળો ઉભો થાય ધર્માચાર્યોની નીમણુક ધર્મશોધન માટે નથી પણ જુનુ ટકાવી રાખવા માટે છે અર્થાત્ આવી સ્થિતિમા તમારી વિચારમાળા ગમે તેટલી ગ્રાહ્ય હોય પણ તેઓ કેવી રીતે સમતિ આપે ?"

"આ ગૃહસ્થના ઉપલા ઉત્તરથી મારા મનનુ સમાધાન થયુ હું માનવજીવનનો મૂળ ઝરો હાથ કરવાના ઉદ્દેશથી ધર્મશોધન કરતો હતો અને ધર્માધિકારીઓ કેવળ બહારનો ડોળ કરવામા ગુથાયા હતા તેમનો ધર્મ તેમના ઉદર પુરતો હતો ધર્મના નામ નીચે એવો અનાચાર ચાલતો જોઇ મને તે તરફ તિરસ્કાર થયો અને એ જુના પથમાથી હુ ઘણી ખરી રીતે મુક્ત થઇ ગયો ”

"અમારા ધર્મપથના યુદ્ધ અને મનુષ્ય વધ સબધી પ્રચલિત વિચારો પણ મને માન્ય ન હતા તે વખતે રૂશીયા યુદ્ધમા ગુથાયલું હતુ—ખ્રિસ્તના નામનીચે પોતાના માનવબધુઓને વધ કરવામાં રૂશીયન પ્રજા ગુંથાયલી હતી આથી યુદ્ધ સબધી અમારા ધર્મપથની દૃષ્ટિ કયા પ્રકારની છે, એ પ્રશ્ન મારા ચિત્તમા ન ઉદ્ભવે એ બને તેમ જ ન હતુ મારી તો પ્રથમથી જ ખાત્રી થઇ ચુકી હતી કે માનવબધુઓનો વધ કરવો એ કોઇપણ રીતે સ્વીકાર્ય નથી ધર્મ ગમે તે હોય પણ એવા પ્રકારના અમાનુષી કૃત્યને તેના તત્વો કદીપણ સમતિ આપે જ નહિ પ્રત્યેક ધર્મના પાયામાં પ્રાણીમાત્ર પ્રત્યે સમભાવ અને પ્રેમ રાખવો એ તત્વ રહેલાં છે, એ વાત સપૂર્ણ રીતે ઉઘાડ હોવા છતા અમારા શત્રુનો નાશ થઇ અમારી તરવાર વિજયી બને તે માટે દેવળોમાં ખુલ્લી રીતે પ્રાર્થના થતી મે જોઇ, અમારા ધર્મગુરૂને ઉઘાડ રીતે યુદ્ધને સમતિ આપતા જોયા, અરે, એટલું જ નહિ પણ મનુષ્યવધ કરવો એ જાણે અમારા પથનુ એક તત્વ છે એમ સ્પષ્ટ રીતે કહેતા સાભળ્યા આ વાત તો જાણે પરદેશ સાથે થતા યુદ્ધની થઈ યુદ્ધ પૂર્ણ થયુ અને દેશમા બખેડા શરૂ થયો ત્યારે બળવાખોરોનો ઉપરાછાપરી વધ થવા લાગ્યો એવા પ્રકારના અસહાય અને ઉછરતા યુવાનોના વધને મોટા મોટા ધર્માધિકારીઓ નમતા હતા "પોતે ખ્રિસ્તનો સ્વીકાર કર્યો છે, એમ ગદ્‌ગદ્ કંઠે કહેનારાઓને આવા પ્રકારના અમાનુષ—રાક્ષસી—રક્તપાતને સમતિ આપતા જોઇ મારૂ મસ્તક જ ખસી ગયું ”

ગુનામગિરીનો ગજબ (સચિત્ર વાર્તા) રૂ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

"મારી શકાનું નિરાકરણ થયુ મારી સરે રીતે ખાત્રી થઈ કે, જે પથનો મે સ્વીકાર કર્યો હતો તેમનું સર્વ જ સત્ય નથી મે પહેલા કહ્યુ હશે કે, એ પથ કેવળ ખોટો જ છે, પણ હવે માત્ર તેટલુ હુ કહી શકતો નથી કારણ કે તેમા પણ સત્યનો અશ હોવાની મને પ્રત્યક્ષ ખાત્રી થઈ હતી તો પણ એ સત્યના અશની ચોતરફ ખોટી વાતોની ઝાડી જ જામી ગયેલી હોવાનો મને અનુભવ થયો હતો અમારા પથમા મને બે પ્રકારના માણસો જણાયાં શ્રીમન્ત અને જમીનદાર વર્ગ પોતાને ધાર્મિક કહેવડાવી જેટલું અસત્ય આચરતો હતો તેટલું ગરીબ કે ખેડુત વર્ગ આચરતો નહતો છતાએ એમ તો કહી શકતો નથી કે તેમના ધર્માચારમા પણ ખોટી વાતોનુ મિશ્રણ નથી."

"સત્યાસત્યનું એ મિશ્રણ જન્મ કેવી રીતે પામ્યુ એવો પ્રશ્ન એ પછી મારા ચિત્તમા ઉપસ્થિત થયો મને જણાયું કે એ મિશ્રણ ગતાનુગતિકતાથી—ગાડરીયા પ્રવાહથી ઉત્પન્ન થયેલુ છે અને પ્રજા પોતાના પૂર્વજોની હકીકતનુ અનુકરણ કરે છે અને ચિકિત્સક બુદ્ધિથી સત્યનુ શોધન બીલકુલ કરતી નથી તેથી અધપરપરા અખડ ચાલુ રહે છે"

"આટલુ થયા પછી મારૂ મન અનિવાર્યપણે એ અધપરપરાનો પહેલો નેતા કોણ એ પ્રશ્નતરફ ખેચાવા લાગ્યુ એવા ફ્રમા આ પહેલાં હુ કદી પડયો નહતો, પણ હવે તેનો વિચાર કરવાની મને ફરજ જ પડી તેથી સમાજમા ધર્મસબધી પ્રચલિત દતકથા અને પ્રાચીન કાળથી આજ સુધીમા લખાયલા અનેક લેખનુ મે નિરીક્ષણ કર્યું "

"જે લેખોને મે તુચ્છ સમજી કચરામા ફેકી દીધા હતા, તે જ લેખ હવે હું ભિન્ન દૃષ્ટિએ વાચી જોવા લાગ્યો ત્યારે મને જણાયુ કે તેમાં ખરેખર સત્યનો અશ તો છે જ જગતની પ્રત્યેક પરિસ્થિતિ કાર્યકારણની કસોટીમા ઉતરવી જોઇએ, એવી મે ધારણા રાખી નહતી જગતનો આરભ ક્યારે થયો એ પ્રશ્નો ઉત્તર જેમ અનતમા લીન થઇ ગયેલો છે તેમ પ્રત્યેક કાર્યનુ કારણ પણ અનતના ઉદરમા ડુબી રહેલુ છે મારો ઉદ્દેશ એટલો જ હતો કે, તર્ક અને અતર્ક્યનો ચોખ્ખો નિવેડો થવો જોઇએ જે કઈ તર્કની સીમા બહારનુ નક્કી થશે તેના માટે વિશેષ વિચાર કરવાનુ કારણ જ રહેશે નહિ પણ જે વાત તર્ક અને બુદ્ધિથી સમજાય તેમ છે તે અસત્ય અને દતકથાના પડલ પાછળ ગુપ્ત સ્થિતિમાં રહે એ વાત માત્ર મારી બુદ્ધિ સ્વીકારી શકતી નહતી આ ઉપરથી કોઈ એમ તો નહિ કહી શકે કે, મારી બુદ્ધિની માગણી અયોગ્ય હતી જે અતર્ક્ય છે તે મને કહી એમ મે કદી કહ્યું નથી મે પ્રથમથી જ સ્વીકાર્યું છે કે, માનવબુદ્ધિ મર્યાદિત છે, તેથી હૂ એ મર્યાદા બહાર જવાની ઇચ્છા કરતો નહતો પણ બુદ્ધિથી સમજાય તેવી વાતો માટે 'તુ એવો પ્રશ્ન કરીશ નહિ' એ જુલમ મારે શા માટે સહન કરવો તે મને સમજાતુ નહતુ આથી સત્ય અને અસત્યનુ મિશ્રણ તોડી મે તેમાથી શુદ્ધ સત્યને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો આ નિશ્ચયથી આ પછી જે પુસ્તકો મે વાચ્યા તેનો નિર્ણય મારી દૃષ્ટિએ કેવો થયો તે જાણવાની કોઇની ઇચ્છા હશે તો તેમને બતાવવા માટે કોઇ વખત કોઇ પણ સ્થળે એક સ્વતત્ર ગ્રથ પ્રસિદ્ધ કરીશ *

---

* વિશેષ જીવન સમજવા માટે ટૉલ્સ્ટૉય નુ વિસ્તૃત ચરિત્ર સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી પ્રકટ થવાનુ છે તે થશે ત્યારે ગુર્જર પ્રજા આ પરીક્ષા કરી શકશે તો પણ સામગ્રી મળી આવેથી ટૉલ્સ્ટૉયે કેવો નિર્ણય કર્યા છે તે યથાવકાશે ઉબરે મુકવા પ્રયત્ન કરવામા આવશે.

---

[સાક્ષરજીવન રૂ. ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ]

# સો વરસનુ પુરાણુ, ખાતુ

જુના ગોપાલદાસ બન્ફીવાલા અને

મીઠાઈવાલા

મુંબાઈ

મોઘા મશાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરો મારવાની ભલામણ કરવામા આવેછે

બ ામની બરફી
પીસ્તાની બરફી
માવાના પેંડા
માવાના ઘુઘરા
ોપરા પાક
બા ુદી
શીખડ
ગગન વગેરે
ઘણી જાતની



સુતરફેની
હલવા
ચેનીના ગુલાબ
ઓરેન્જ વીગેરે
સુકા હલવા
દરેક જાતના
અધરણીના લાડુ
બુદીના લાડુ
જલેબી મેસુર

સુરતી મીઠાઈજી—મગજ ધારી

ટેલીગ્રાફિક એડ્રેસ, 'Burfee Shop."

સી. પી ટેન્ક ટેલીફોન ન ૧૧૦૭

[ જાહેરખબર માટે આ પાનુ આપવાનું છે ]

[ જાહેરખબરો માટે ઉત્સાહી ને અનુભવી કેનવાસરો જોઈએ છીએ. ]

## એક અવાજે વખણાયલાં પુસ્તકો !!

જરૂર જ વાંચો

## ગુજરાતી પુસ્તકાલયોમાં સંગ્રહવા યોગ્ય પુસ્તકો:

કપડાની પાકી બાઇન્ડીંગમાં — લેખકોની છબીઓ સાથે

| | | |
|---|---|---|
| ૧. **ગુલામગિરીનો ગજબ** સચિત્ર વાર્તા અ. સૌ. વિમળાબેન [illegible] કૃત | ૩ | ૨-૦ |
| ૨ **લલિતનાં કાવ્યો** રા. લલિતનાં કાવ્યોના સંગ્રહ | ૩ | ૧-૦ |
| ૩ **મારી વીસ વાર્તાઓ** સચિત્ર વાર્તા સંગ્રહ ગ. કેશવપ્રસાદ છો. દેસાઇ, બી. એ. એલએલ. બી. કૃત | ૩ | ૨-૦ |
| ૪. **સાક્ષરજીવન** રા. ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત | ૩ | ૨-૦ |
| ૫. **ઉષાકાન્ત** સચિત્ર વાર્તા સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટિઆ બી. એ. કૃત | ૩ | ૨-૦ |
| ૬. **કમલાના પત્રો** રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત | ૩ | ૨-૦ |
| ૭ **અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન** ગ. મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત | ૩ | ૨-૮ |
| ૮. **હું, સરલા ને મિત્રમંડળ** રા. ધનસુખલાલ કૃ. મહેતા કૃત | ૩ | [illegible] |

નોંધ સમાલોચકના જે ગ્રાહકોએ ૧૯૨૧ ને ૧૯૨૨ ના લવાજમ ભર્યાં હશે તેમને આ આખો સેટ રૂ. ૧૪ ની કિંમતે આપવામાં આવશે. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારેનું.

લખો — રમણીપરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી બિલ્ડીંગ નં. ૨, ગિરગામ, મુંબાઈ.

# તમારે ત્યાં શુભ પ્રસંગોપર

ટી–પાર્ટી—

નાચ–પાર્ટી—

એટ–હોમ—

ઇવનીંગ એન્ટરટેનમેન્ટ—

ઇત્યાદિ મેળાવડાઓમાં—

રીફ્રેશમેન્ટસ માટેની ગોઠવણ કરવાનું અમને સોંપો–
શોકડુ કામ—

વાજબી દામથી—

ટુક વખતમા—

અને તમને ૧૦૧ ટકા સતોષ મળે તેવુ કરી આપીશુ–

એસ્ટીમેટમ મગાવો—

ભાવ તાલ જરૂર પુછાવો—

# ગોવિંદજી વસનજી

મુખ્ય ઑફીસ–ચીંગબઝાર.
બ્રાંચ ન. ૧–ઠાકોરદ્વાર
બ્રાંચ ન. ૨–ગ્રાંટરોડ } મુબાઈ.

ટેલીફોન ૧૫૫૬,
ટેલીગ્રામ્સ—
"Sweetmart"

Feb, 19




૧. આપના ઑફિસમા સમાલોચકની નોંધ લેશો

# તમારે ત્યાં શુભ પ્રસંગોપર

ટી-પાર્ટી—

નાચ-પારટી—

એટ-હોમ—

ઇવનીંગ એન્ટરટેનમેન્ટ—

ઇત્યાદિ મેળાવડાઓમાં—

રીફ્રેશમેન્ટસ માટેની ગોઠવણ કરવાનું અમને સોંપો—

ફાંકડું કામ—

વાજબી દામથી—

ટુંક વખતમાં—

અને તમને ૧૦૧ ટકા સંતોષ મળે તેવું કરી આપીશું—

એસ્ટીમેટસ મગાવો—

ભાવ તાલ જરૂર પુછાવો—

# ગોવિંદજી વસનજી

મુખ્ય ઑફીસ—ચીગબજાર.
બ્રાચ ન. ૧-[illegible]
બ્રાચ ન. ૨-ગ્રાંટરોડ.
} મુબાઈ.

ટેલીફોન ૨૫૫૬,
ટેલીગ્રામ—
Sweetmart

Feb, 19



૧. આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

પંકાયલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધધાને એક ફેશનેબલ ધધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું ?

પહેલા પાયોનીયર

જી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર, અને નવા અલંકારો

તૈયાર કર્યા જ જાય છે!

દુકાને પધારી તસ્દી લઈ જોશો તો

જરૂર જ મોહશો!

પરિણામે અમને ખટાવ્યા વિના

છુટકો જ નથી!

પછી આજે આવો કે કાલે!

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૨.

# ભીખા કલ્યાણજીની કું૦ની
# અમૃત તુલ્ય દવાઓ.

**મ જીનમ મિક્ષ્ચર.**
**-કોલેરા વિસુચીકા માટે-**
કોલેરા અપચો અજીર્ણ અતિસાર વિગેરે ભયંકર રોગોને ટુંક વખતમા ખાત્રીપૂર્વક નાબુદ કરનારો આ એક ગુણકારી ઉપાય છે જેનાથી ઘણાઓ અકાળ મૃત્યુથી બચી છે
**કિંમત બાટલી એકના આના દશ**

**બા-મલ ઓફ રમેન**
**-ખાન દરાજ માટે-**
ગમે તેવી જુની ખાળી કે નવી દરાજ અગર ખુજલી આ મલમ બેથી ત્રણ વખત લગાડવાથી જડમુળથી નાબુદ થાય છે અને ચામડી બળતી કે લાલ થતી નથી કે ખરાબ વાસ આવતી નથી
**કીંમત બાટલી એકના આના ચાર**

## તાવનુ અકસીર મિક્ષ્ચર.
આ મિક્ષ્ચર ટાઢીયા આંતરીયા મેલેરીયલ અને ખરાબ ઋતુમા ફાટી નીકળતા સર્વે જાતના ઝેરી તાવ ઉપર રામબાણ અસર કરે છે કારણ કે તે તમામ જાતના તાવના જંતુઓને નાબુદ કરવામા આવ્યા છે આ મિક્ષ્ચરના ત્રણ ડોઝ લેવાથી એકજ દીવસમા ગમે તેવો તાવ નાબુદ થઇ જાય છે બીજી દવાઓથી તાવ ઉતર્યાં પછી ઘણી જ અશક્તિ આવે છે તેમ આ દવાથી એક કણું પણ ખરાબ પરીણામ આવતુ નથી એ તેની ખાસ ખુબી છે
**કિંમત બાટલી એકના આના બાર**

## ગાંડીવ એન્ટી-રૂમેટીક બામ.
એક મહાન વિદ્વાન ડાક્ટરની શોધ ઉપરથી બનાવેલો આ મલમ ચોળવાથી માથાનો તેમ જ સંધીવા સરખો દુખદાયક રોગ ટુંક વખતમા નાબુદ થાય છે વળી દાઝ્યાનું રહી જવુ સોજો ચઢી આવવો શરીરના કોઈ પણ ભાગનો દુખાવો કોઇપણ ભાગનુ અકડાઈ જવુ સ્ત્રીઓના પગ તથા કમર ઝલાઈ જવા શરીરથી કોઈપણ ભાગ રહી જવો વિગેરે સર્વે રોગોને નાશ કરનાર આ રામબાણ ઉપાયની એક બાટલી દરેક કુટુંબમા અવશ્ય રાખવી જોઇએ
**કિંમત બાટલી એકના આના આઠ**

અમારા મહેરબાન ગ્રાહકોના ખાસ આગ્રહને માન આપી-
**અમોએ હાલમા ડીસપેનસીંગ ખાતુ ખોલ્યુ છે**
જેમા અનુભવી માણસોને હાથે દરેક જાતના પ્રિસ્ક્રીપ્શન મુજબ દવા બનાવી આપવામ આવશે
એક વખત કામ પાડી ખાત્રી કરો
**ભીખા' કલ્યાણજીની કું૦ દવાવાળા,**
ગણેશવાડીને નાકે, બહારકોટ, મુંબાઈ, નં ૨.
Feb 19

જરૂર આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેજો.

૨૦ વરસની જુની દુકાન,

## હીરા તથા ઝવેરાતના વેપારીઓ

# સુરજમલ લલુભાઈની કું.

અમારે ત્યાં કોઈપણ જાતના મોટી તથા નાની સાઈઝના
હીરાઓ તથા મોતી માણેક પાના વિગેરે ઝવેરાત છુટક
તથા જથાબંધ મળશે

હાલની ચાલુ ફેશનનું કોઈપણ જાતનું ઝવેરાત તથા સોના
ચાંદીના દાગીનાઓ તૈયાર તેમ જ ઓરડરથી બનાવી
આપવામાં આવશે

અમો માલની આંકણી કરી આપીશું તેમ જ ઝવેરાતના
દાગીનાને રીપેર કરી આપીશું

ઠે૦–૨૨૫–૨૨૭ કાલબાદેવી રોડ, પોસ્ટ ઓફીસની
સામે, મુંબાઈ.

ટેલીફોન નં ૨૨૩૬

ટેલીગ્રાફ એડ્રેસ, Calmness, Bombay

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७–१५

પુસ્તક ૨૬ મું. ] જુલાઈ, ઈ. સ. ૧૯૨૧. [ અંક ૭ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.,
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષયાનુક્રમણિકા.



વાર્ષિક લવાજમ રૂપીઆ છઃ,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ ૩. ટપાલખર્ચ સાથે. છુટક અંકની કિંમત દસ આના.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે.

પોતાની અદ્ભુત યોગ્યતા એ પ્રાંય સમસ્ત પ્રજાની યોગ્યતા કહેવાય ? મશાઓને અ આગેવાનો ઉતારી પાડવાં એ રહેલું છે અ ર સત્યદર્શીઓ જોઈ શકે છે કે " કામ કરતાં "એ પણ સભાઓ ભરવી પડે છે ને ભાષણો આપવા પડે છે ગાંધીજી સભાઓ વિના ને ભાષણો વિના કેમ કરી શક્યા હોત ? ટૂંકમાં, ગાંધીજીની અદ્ભુત પ્રેરણાને ખાતર બીજી હાથ તો ફેરો હેમના જ ઉપર બધો બોજો ન નાખી દેતાં સુવ્યવસ્થિત સહકારમાં સ્વતંત્રતાથી ને એમને કરવું જોઈએ સ્વરાજ્ય તો જ મળશે કે જ્યારે જે પ્રજા થાળી ધનિયો જ માત્ર નહિ, પરન્તુ પ્રજાસમસ્ત તૈયાર અને લાયક હશે બાકી તો ગાંધીજી કહે છે તે ? ફ"સ્વરાજ્ય" નહિ, પરન્તુ "ગાંધીરાજ્ય" થશે, ને "સ્વરાજ્ય" નહિ તે ગુલામગીરી જાકી તે રાજ્ય ગમે ત્હેવું હો સ્વરાજ્યનું સમાન આ સ્વરાજ્યનો ઉપભોગ પ્રજાની પોતાની સત્તાના ઉપર જ છે

સહજ વિનોદ કરાર થયા અને ગાંધીજીનો તથા હિન્દનો ઘણો રસ્તા એ જોરની વાત છે, પરન્તુ એથી અનેકગણો મ્હોટો એનો ઉપદેશ છે એ ઉપદેશ શો છે? એ ઉપદેશ એ છે કે બ્રિટિશ અધિકારી તંત્રમાંથી પ્રજાને વિશ્વાસ ઉઠી ગયો છે પંજાબ અને ખિલાફતના પ્રશ્નોએ હિન્દની પ્રજાનુ દિલ ખાટું કરી નાખ્યું છે, અને જે આશ્ચર્ય આપમતિથી અમનગીના સંતાપમાંથી જે કોઈ પ્રજાને મુક્ત કરી ત્હેને સત્તા એને નામ પ્રમાણે ત્હેને તે પોતાનો ઉદ્ધારક માને છે અંગ્રેજોએ તેમ જ હિન્દીઓએ આંખ ઉઘાડવા જેવી છે ને અન્ય પક્ષોમા રંગોના અભિપ્રાયોને મમતાનુસારી બનાવવા જેવા છે નહિ તો ગાંધીજી જાતે જંપવાના નથી ને બીજાને જંપવા દેવાના નથી—'કરાર કર્યો" એટલું બસ નથી, હજી તો ઘણું થશે

---

# અનુભવ અને જ્ઞાન.

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી એ, એલએલ બી

( મરાઠી સાખી )

અનુભવકેરી વાત અનેરી—જ્ઞાન ન આવે તોને,
અનુભવકેરા નિશ્ચય ચોખ્ખા—જ્ઞાન અનિશ્ચિત ઓને,
સાચી અનુભવની વાણી—માંહી બીજી બધી ધૂળધાણી
અનુભવના ધન આપકમાણી—જ્ઞાન નહિ પર-આશા,
વડિલોપાર્જિત જ્ઞાન વારસો—સ્વોપાર્જનના સાસા
અનુભવ આપબળે મ્હાલે—જ્ઞાન તો પ્રાપ્ત ધને નભાવે
અનુભવકેરા સાહસ મ્હોટા—કૈક પ્રયોગ ઝૂકાવે,
કદમ, સલામત ગણનાઓથી જ્ઞાન બધુ ય બચાવે,
અનુભવ સાહસી વ્યાપારી—જ્ઞાનની સાવધ માનદેનારી
'ડાચાં સાચાં' અનુભવ માને—માને "પોથાં થોથાં,"
અનન્ત સાગર આધારોનો—જ્ઞાન જ ખાયે ગોથાં;
અનુભવ શુદ્ધ સારગ્રાહી—જ્ઞાન તો સર્વભારવાહી

આરેખનો બંગલો,
નડિઆદ,
તા ૧૮-૭-૨૦

ગુજરાતી કહેવત સમુહ ૨ ૨ ૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# લૉર્ડ ગ્રેનું એક વ્યાખ્યાન.

લેખક—પ્રો હરિલાલ માધવજી ભટ્ટ, બી. એ

[ આપણા દેશની વર્તમાનપત્ર વાચનારી આલમ લૉર્ડ ગ્રેના નામથી અજાણી નથી, એ સદ્ગત લિબરલ પ્રધાનમંડળમા ઘણા વરસ સુધી પરદેશ ખાતાના પ્રધાનપદપર રહી ઇંગ્લાન્ડની પરદેશસાથેની રાજનીતિના રક્ષક હતા. તેમના વખતમા જ ઇંગ્લાંડે યુરોપીય વિગ્રહમા બેલ્જિયમ અને ફ્રાન્સની તરફમા ભાગ લેવા એલાન કર્યુ હતુ તે પછી થોડો વખત તેઓ અમેરિકા ખાતેના એલચીના પદપર હતા હાલ્હાદે ઇંગ્લાન્ડના પહેલી પંક્તિના રાજદ્વારી પુરુષોમા તેઓ સ્થાન ધરાવે છે તેમણે ગયા જાન્યુઆરી માસમાં ગ્લાસગોમાં આપેલ એક વ્યાખ્યાનનો સારાંશ નીચે આપવામા આવ્યો છે

રાજકીય વિષયોમા પ્રજાના ચિંતનને દોરનાર પ્રજાના નેતાઓ છે આપણા દેશમા જવાબદાર રાજ્યતંત્રની સાથે સાથે પ્રજાકીય ચિંતનની પણ હવે જરૂર જણાવા માંડી છે એ ચિંતન નીતિના ઉચ્ચ પાયા ઉપર રચાય તેને માટે જરૂરનું છે કે જુદા જુદા દેશના સમર્થ નેતાઓની વિચારશ્રેણીનો આપણે પરિચય મેળવવો

ખાસ કરી જે સરકારને 'શેતાનીયત ભરેલી,' 'રાવણ રાજ્ય' વગેરે ઉપનામ હાલના ચાલતા આપવું એ અત્યારે સાધારણ થઈ પડ્યુ છે તે સરકારના પ્રતિનિધિરૂપ ઇંગ્લાન્ડના પ્રમુખ રાજ્યદ્વારીની વિચારશ્રેણી આપણા રાજકીય-ચર્ચા-પ્રિય પ્રજાવર્ગને ઘણી બોધદાયક અને રસિક લાગશે એમ આશા રાખવામા આવે છે આ વ્યાખ્યાન પબ્લિક ઓપીનીયન નામના પત્રમા પ્રસિદ્ધ થયુ છે—હ મા ભટ્ટ ]

આ સાલના જાનેવારી માસના પહેલા અઠવાડીયામા ગ્લાસગો શહેરમાં સ્ટુડંટ ક્રિશ્ચિયન મુવમેંટ કોન્ફ્રેંસની બેઠક મળી હતી એ બેઠકમા ૩૫ દેશોના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. તે બેઠક રૂબરૂ વાઇકાઉન્ટ ગ્રેએ એક ગભીર નીતિભાવનાયુક્ત વ્યાખ્યાન આપ્યુ હતુ તેનો સારાંશ નીચે આપવામા આવે છે —

"નવી દુનિયા શક્ય છે અથવા ઇચ્છવા યોગ્ય છે કે નહીં?" એ સવાલ તમારી પાસે ચર્ચવાનું મને કહેવામાં આવ્યુ છે

હવે આ સવાલને તમે ઇચ્છો છો તેટલી સ્પષ્ટતાથી હું ચર્ચવા માગતો નથી, પરંતુ એ એવો સવાલ છે કે જે આપણે દરેકે આપણા પડને પૂછવો જોઇએ, કારણ આપણે દરેક આપણા દેશના જીવનમા જે ભાગ લઇએ તેમા મદદગાર થાય એવા વિચારોને તે જન્મ આપે. એક અર્થમા નવી દુનિયા શક્ય નથી, નવી એટલે અત્યારની દુનિયાથી તદ્દન ભિન્ન અને ભૂતકાળ સાથેનો સબંધ તોડી નાખે તો, એવી દુનિયા તો મનુષ્ય જાતને શક્ય નથી પણ અત્યારના કરતા વધારે સારી દુનિયા બેશક શક્ય છે અને ઇચ્છવા યોગ્ય પણ છે આવી દુનિયા બનાવવી એ આપણા પોતાના પર આધાર રાખે છે પણ એ વધારે ને વધારે સ્પષ્ટ રીતે સમજાવા લાગ્યું છે કે એ નવી દુનિયા બનાવવી એ એક દેશ ઉપર નહીં પણ બધા દેશોના સામટા પ્રયત્નના ઉપર આધાર રાખે છે અને તેટલા સારૂ આ જાતની હિલચાલની જરૂર છે કે જે એક જ દેશમા નહીં પણ ઘણા દેશોમા એકસરખા ઉત્સાહથી કામ કરતી હોય

અને એ નવી દુનિયા બનાવવા માટે તમારે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે માત્ર બાહ્ય સ્થિતિના ફેરફાર આ નવી દુનિયાને જન્મ નહીં આપી શકે બાહ્યસ્થિતિમાં ફેરફાર, ધનની વધારે સારી વહેંચણી, બધા વર્ગના લોકો માટે ઉન્નતિ મેળવવાના પ્રસંગોની સમાનતા, એ બધાની અત્યારે ઘણી જરૂર છે અને આ ફેરફારો માટે ઘણા જણ પ્રયત્ન કરી રહ્યા છે

બાહ્યસ્થિતિમાં સુધારો કરવા મથનારાને નિરુત્સાહ કરે એવો એક પણ શબ્દ હું નહીં ઉચ્ચારું, પણ તે જ વખતે એટલું યાદ રાખવાનું છે કે માત્ર બાહ્યસ્થિતિના સુધારાથી વધારે સારી દુનિયા બની શકશે નહીં. તેની સાથે સાથે લોકોની નીતિની ભાવના વધારે દૃઢ અને વધારે ઉંડી બેસાડવાના પ્રયત્નો પણ કરવા જ પડશે

આ અઠવાડીયે રાજકીય પ્રશ્નોની ચર્ચા તમે ક્રિશ્ચિયન ધર્મના દૃષ્ટિબિન્દુથી કરવા માગો છો એ વાસ્તવિક છે અને આપણે બધા ખ્રિસ્તી ધર્મ પાળનારાએ જાહેર સવાલોને એ દૃષ્ટિબિન્દુથી તપાસવા જોઈએ પરંતુ જાહેર સવાલોને ચર્ચવામાં એ સહેલું દૃષ્ટિબિન્દુ તો નથી જ આપણું પહેલું કામ જે વસ્તુસ્થિતિમાં આપણે કામ કરવાનું છે તે સમજવાનું છે અને એ વસ્તુસ્થિતિ એ છે કે ક્રિશ્ચિયન દેશોની રાષ્ટ્રીય રાજ્યનીતિનું અનુવચન જાણી જોઈને વાપરું છું—મા ક્રિશ્ચિયન ધર્મભાવના—*spirit*—બહુ ઓછા પ્રમાણમાં હોય છે

એ પ્રથમ હકીકત છે બીજી હકીકત એ છે કે આ રાષ્ટ્રીય રાજ્યનીતિમાં સુધારો કરવાનો એકજ માર્ગ તેમાં ક્રિશ્ચિયન ધર્મ ભાવના લાવવાનો છે અત્યારે તો રાષ્ટ્રીય રાજ્યનીતિને ધર્મભાવના સાથે બંધબેસતી કરવામાં મોટી મુશ્કેલીઓ નડે છે

## ૨. પ્રજાઓ વચ્ચે સ્પર્ધા

ધર્મભાવના સામાન્ય ભલું અને નિઃસ્વાર્થતા શોધે છે પ્રજાઓની સ્થિતિ પરસ્પરમાં સ્પર્ધાની છે કોઈપણ સરકારમાં નોકરી લેનારને તે સ્પર્ધામાં ભાગ લેવો પડે છે તે નોકરી સ્વીકારે છે તેની પહેલી ફરજ એ છે કે તેણે પોતાના દેશના હિતને પ્રથમ સ્થાને ઉત્તેજન આપવું અલબત્ત, તેને અયોગ્ય કે હલકા કે કનિષ્ઠ માર્ગોમાં જવાની જરૂર નહીં પડે સારા ભાગે એ જરૂરનું નથી પણ પ્રજાઓની સ્પર્ધામાં તેણે પોતાના દેશના લાભ જાળવવાના દૃષ્ટિબિન્દુથી ભાગ લેવો પડવાનો. અને એ તો નિર્વિવાદ છે કે દરેક પ્રજા પોતાના અંગત સ્વાર્થ મેળવવા જતાં સામાન્ય લાભ તરફ દુર્લક્ષ કરશે હવે આ સામાન્ય લાભ અને નિઃસ્વાર્થતા મેળવવાની ધાર્મિક ધર્મભાવના સાથે આ બંધબેસતું નથી અને એ બરાબર મેળ જ નહીં એટલે આપણે આપણા મનને આ સવાલ પૂછવાનો રહ્યો, આપણે રાષ્ટ્રીય રાજ્યનીતિમાં ખરી ધર્મભાવનાને વધારે ને વધારે પ્રમાણમાં દાખલ કરીએ છીએ કે નહીં ? અને જો નહિ તો પછી એ વધારે પ્રમાણમાં દાખલ કેવી રીતે થઈ શકે ?

## ૩. પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સાંધવા

હું સમજું છું કે આ અઠવાડીયે તમે પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના સંબંધ ઉપર ખાસ ચર્ચા ચલાવવા માગો છો યુદ્ધના પરિણામ વિશે હું હવે પછી કંઈક કહેવા માગું છું પણ

ઠે. સરનામું અને મિત્રમંડળ ૨ ૨-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

એ તો ચોક્કસ છે કે યુદ્ધનું એક અચુક પરિણામ તો 'મેન્ડેટ'ના સિદ્ધાંત સાથેના પ્રજાના સંઘ (*League of nations*)ની સ્થાપનાથી આફ્રિકા જેવા તદન પછાત જે જે દેશોમાં યુરોપીયન વસવાટ થયો છે ત્યાંની સરકારમાં સુધારા દાખલ કરવામાં ઘણી મદદ મળશે

આ ક્ષણથી જ આપણે આ 'મેન્ડેટ'ના સિદ્ધાંતને સ્વીકારવો જોઇએ અને તે એ અર્થમાં કે જે સરકાર પછાત પડેલા દેશોની હકૂમત સ્વીકારે છે તેણે અમુક શરતોથી એટલી જવાબદારી પોતાને માથે લેવી કે પ્રજાસંઘના મંત્રિમંડળ આગળ તેઓ સાબીત કરવાને બંધાયેલા છે કે તેઓ દરવરસ પોતાની ફરજ અદા કરવામાં પછાત પડેલ નથી

૪. બે મહાન ફરજો

આ ફરજોને બે મોટાં મથાળા નીચે વહેંચી લઇ શકાય પ્રથમ તો તમારે એ બતાવવું જોઇએ કે દેશમાંથી ઉપરાવેની બધી વસુલાત તમે દેશના ભલા માટે વાપરો છો અને બીજું, તમારે બતાવવાનું છે કે આફ્રિકાના પછાત પડેલા દેશોની આર્થિક સ્થિતિ સુધારવા જતાં તમે એવી નીતિ નથી અખત્યાર કરતા કે જે તે દેશની પ્રજા ઉપર સખતાઇ ગુજારે અથવા જેથી તમારા ચારિત્ર્યને હાનિ થાય દેશની આર્થિક સ્થિતિ જલદી સુધારવા માટે તમારે વેઠ જેવી પદ્ધતિનો ઉપયોગ કરવો પડે તે કરતા એ પ્રગતિનો ક્રમ જરા ધીમેથી થાય એ હું તો વધારે પસંદ કરૂં અને 'મેન્ડેટ'ના આ સિદ્ધાંતને જુદા જુદા દેશના પ્રજામતના ટેકાથી વાસ્તવિક સ્વરૂપ પ્રાપ્ત થશે તો અગાઉના જમાનાઓમાં થયેલા આવા વિપરીત માર્ગોની વિરૂદ્ધ આ લોકમત એક સબળ હથીઆર બની રહેશે

૫ હિંદ અને મિસર

પૂર્વ અને પશ્ચિમના સબંધનો વધારે મુશ્કેલ સવાલ હિન્દ અને મિસર જેવા સ્થાનના સબંધમાં ઉઠે છે આ દેશોમાં બુદ્ધિનું ખેડાણ થયું છે, તેઓ પોતાની ખાસ પુરાતન સંસ્કૃતિ ધરાવે છે હું મિસર દેશની મુશ્કેલીને દાખલા તરીકે લઇશ જો કે મારે તે દેશ સબંધે જે કહેવાનું છે તે બીજાને પણ સરખી રીતે લાગુ પડે છે પૂર્વ અને પશ્ચિમના મેળાપની મુશ્કેલીનો ખયાલ આપણને પહેલાં હતો તે કરતાં ઘણો વધારે સારો આ યુદ્ધ પછી થયો છે

મિસર દેશના સબંધમાં મને લાગે છે કે આપણે એ દેશ હાથમાં લીધો ત્યારપહેલાંના કરતા બ્રિટિશ સત્તા નીચે ત્યાંની આર્થિક સ્થિતિ ઘણી સુધરી છે, દેશની નાણા સબંધી સ્થિતિ પાકા પાયાપર મુકવામાં આવી છે, અને ન્યાયની પદ્ધતિમાં ઘણો સુધારો થયો છે તથા ગરીબ લોકોપર પહેલા જે જુલમ થતો તેમાંથી આપણે તેમને બચાવ્યા છે આ બધી બાબતો તો મને લાગે છે કે સાચી છે

છતાં મુશ્કેલી કેમ આવે છે? એ સવાલ થાય છે અને મુશ્કેલી છે તેનું કારણ એ છે કે જો કે આ બધું સાચુ છે છતા તેને પરિણામે પ્રજાનો સંતોષ અથવા બ્રિટિશ સત્તા તરફ પ્રજાને આદરભાવ નથી થયો અને ત્યારે આપણે આપણા મનને પૂછવા માંડીએ છીએ કે જો કોઈ દેશમાં તમે ગમે તેટલું સારૂં કામ કરો છતા તે દેશના લોકોને જે જાતનો લાભ જોઇતો...

નીય અથવા જે લાભ તે સમજી શકે તેવો તે ન હોય તો પછી તમારે એ કામમા મચ્યા રહેવામા શુ લાભ છે ?

હવે તમે એમ કહી શકો કે આનો જવાબ છે જો તમારી ખાત્રી હોય કે તમે જે કામ કરો છો તે સારૂ છે તો પછી તમને લાગે કે તેને માટે તમને પુરતો જશ મળતો નથી છતા તમારે તેમા મચ્યા રહેવાની ફરજ છે પરતુ આ કાઈ જવાબ કહી શકાય નહીં મુખ્ય વાત આ છે કે તમે કોઇપણ દેશની હકુમત ચલાવવાની શરૂઆત ગમે તેવી સારી કરો છતા **નિરતર તમે માન મત્તાવી હકુમત ચલાવી શકો નહી.** તમે સત્તા ધરાવતા હો પણ તે સત્તા અમુક હદ ઉપર તો તે લાવી દેવાને માટે, અને સરકારના ઠરાવોને પ્રજા માન આપે એટલી સત્તા હોવી જોઇએ અને જો પ્રજાની સારી વૃત્તિ તમે મેળવી શક્યા ના હો તો તમારા હેતુઓ ગમે તેટલા સારા હોય છતા એ દેશની હકુમત સારી કહી શકાય નહી અને તેટલા માટે તમારે બેમાંથી એક વાત કબુલ કરવી પડશે કાં તો તમે અશક્ય બાબતનો પ્રયત્ન કરો છો અથવા તમારી પદ્ધતિમા કાઇક ભુલ છે જે સુધારવાની અગત્ય છે આ પ્રકારના સવાલો ચર્ચવા માટે તમારે આ આખુ અઠવાડીયુ છે

આ મ્હારા પ્રાથમિક વ્યાખ્યાનમા આ બધી બાબતોને હુ કાઈ સપૂર્ણ રીતે ચર્ચવા માગતો નથી પણ હુ તમને આ સવાલ પૂછુ છુ—આ યુદ્ધ યુરોપમા થયુ તે પછી હિંદ અને મિસર જેવા દેશમા પશ્ચિમના સુધારનો સવાલ વધારે મુશ્કેલ નથી બનાવ્યો ? યુદ્ધ પહેલા ઘણીવાર આપણને કહેવામા આવતુ કે આ દેશોમા સારૂ કામ કરવાની આપણી શક્તિ અને આપણી સ્થિતિ ઘણે અંશે આપણી પ્રતિષ્ઠા (*Prestige*) ઉપર આધાર રાખે છે હવે આ દેશો પોતાની ખાસ સસ્કૃતિ ધરાવે છે અને તે સસ્કૃતિ મુખ્યત્વે ક્રિશ્ચી ધર્મને અવલબતી નથી, આપણે યુરોપમા તો જુદા જુદા દેશોએ વિગ્રહમા ભાગ લીધો હતો તેમાથી કોણ કેટલે દરજ્જે જોખમદાર છે અને કોનો કેટલો વાંક હતો એ સવાલ ચર્ચી શકીએ, અને તેમા અમુક દેશ વિગ્રહનો દોષ પોતાને માથે આવતો અટકાવવા માટે પોતાના ચારિત્ર્યને બચાવવા દલીલો રજુ કરે પણ એક ક્રિશ્ચિયન ધર્મ ન પાળનારા પૂર્વના દેશના દૃષ્ટિબિન્દુથી આ વિગ્રહ કેવો લાગશે ? એક તરફથી એ દેશને લાંબા વખતથી કહેવામા આવતુ હોય કે ક્રિશ્ચિયન સુધારો ઘણો આગળ વધેલો છે અને સારી અસર પેદા કરે છે અને નજીવા ખુણાના નાના ભાગસિવાય બધે યુરોપ ખંડમા એ સુધારો ફેલાઈ ગયો છે અને બીજી તરફથી એ દેશને જણાય કે આ બધા સુધારાના પરિણામમા તો આ આખા યુરોપનો વિગ્રહ અને તેને અંતે ઇતિહાસમાં કદિ ન જણાયેલી એટલી ખુનામરકી અને ત્રાસ અને ભય-એ આવી પડ્યા છે

એ ચોક્કસ નથી કે આ દૃષ્ટિબિન્દુથી બીજા દેશોમા યુરોપીયન સુધારાની પ્રતિષ્ઠા ઓછી થઈ જ જોઇએ, અને જો તમારે પૂર્વ અને પશ્ચિમનો સબધ સુધારવો હોય તો પ્રથમ તો યુરોપની ગુમાવેલી પ્રતિષ્ઠા (*Prestige*) પાછી મેળવવી પડશે અને એમ તો ત્યારે

સુધામગિરીનો ગજગ્ર (સચિત્ર વાર્તા) રૂ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

પ્રમાણિક થવુ એ પ્રમાણમાં સહેલ છે, અને બીજા માણસને છેતરવા એ પણ પ્રમાણમાં સહેલુ છે કારણ બીજા માણસો એ છેતરપિંડી તરત પકડી પાડે છે "અને બીજા લોકો તમને પામી ગયા છે એની પ્રથમ નિશાની એ છે, કે તેઓ તમારી હુશીયારીના વખાણ કરવા માંડે છે

હવે મારો એવો આશય નથી કે હુશીયાર માણસો હમેશા છેતરપિંડી કરે છે પણ ઘણી ખરી વાર તો તેમ થાય છે પણ બીજા લોકો સાથે પ્રમાણિક રહેવુ એ પ્રમાણમા સહેલુ છે કારણ બીજાઓને લાંબો વખત સુધી છેતરવા જતાં આપણે પકડાઇ જઇએ છીએ પણ તમારી પોતાની સાથે પ્રમાણિક થવુ એ મુશ્કેલ છે, કારણ તમે પોતાને છેતરી શકોછો અને એ છેતરપિંડીમાંથી બચાવનાર કોઇ ત્રાહિત હોતો નથી તમારાં કામોના હેતુમાટે તમને પોતાને છેતરવા જેવુ સહેલુ કામ બીજુ કોઈ નથી એનુ હું એક ટુંક ઉદાહરણ આપુ

એક તદન નીતિમય અને આવકારદાયક હિલચાલને માટે ભરવામાં આવનાર સભામા હાજરી આપવાનું અને ત્યાં વ્યાખ્યાન આપવાનુ તમને આમત્રણ આપવામા આવે હવે તમે તે વ્યાખ્યાન માટે જ્યારે ઉભા થાઓ ત્યારે તમારા ભાષણમા અમુક બાબતો તમે મૂકશો તે તે ખરેખર સત્ય છે માટે નહી પણ તે બાબતોથી તમારા વ્યાખ્યાનની અસર વધારે ઉંડી થશે એમ તમારૂ માનવુ હોય છે તે માટે આ એક નાનુ જ ઉદાહરણ છે પણ તેવા જ દાખલાઓથી આપણા જીવન ભરપૂર છે

માટે નીતિમય અને ધાર્મિક હેતુ શિવાય તમારી માન્યતામા માન દ્રઢ થવુ એ પુરતુ નથી અને જો તમે તે ટેવ કેળવી ન હોય, અને તે નાનપણમાંથી કેળવવી જરૂરની છે,—તમારા હેતુઓ માટે સ્પષ્ટ ધ્યાન રાખવો અને સારા હેતુઓ માટે જ કાર્ય કરવાની ટેવ જો ન કેળવી હોય તો ખાત્રી રાખજો કે જેમ જેમ તમે જીવનમા આગળ વધતા જશો તેમ તેમ તમારા હેતુઓના સબધમા તમે પ્રમાણિક રહેવાની ટેવ ખોશો, અને તમને માલમ પડશે કે વારંવાર ઘડીએ તમે એવા હેતુથી કાર્ય કરો છો કે જે સબધી તમે સ્પષ્ટપણે વિચાર કરો તો તમારૂં અંત:કરણ પસદ ન જ કરે અને જ્યારે તમે સુધારાના સવાલ ઉપર આવશો ત્યારે એટલી ખાત્રી રાખજો માત્ર તિરસ્કારથી જગતમા કાઇ કામ થઇ શકતું નથી મારો આશય એવો નથી કે તમારે અન્યાયને તિરસ્કારવો નહી અથવા અન્યાય થતો જોતા તમારો જીવ ઉકળવો ન જોઇએ પણ જ્યારે સર્વોપરિ હેતુ માત્ર તિરસ્કાર થાય છે ત્યારે તમારૂં કાર્ય વિનાશાત્મક હોય છે અને મડનાત્મક હોતુ નથી

હવે આ ક્રિશ્ચિયન વિદ્યાર્થીઓની હિલચાલ જાહેરજીવનમા શુ કરી શકે ? અત્યારના સમયમા, વિગ્રહના એક પરિણામ તરીકે આદર્શ અને પાર્થિવ લાભ વચ્ચે ઝગડો ચાલી રહ્યો છે એનો એક દાખલો તમે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમા જોશો અમેરિકામા અત્યારે એક વિષય ચર્ચાય છે અને તે વિષય શાંતિના સમયમા તૈયાર રાખવાની યુદ્ધ સામગ્રીનો છે. હવે એ સવાલ ઘણો મહત્વનો છે કારણ એ વિષયમા બીજા ગમે તે એક દેશ કરતા અમેરિકા શુ કરે છે તે જ સર્વથી વધારે મહત્વનો વિષય છે એક મત એવો છે કે અમેરિકા

ક, સરસ્વતી અને મિત્રમડળ રૂ. ૨—૦—૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ.

# ગુજરાત મોહિની.

લેખક—રાજકવિ બિહારીલાલ.

[ ગાદ ]

તુમારી મહિમા અગમ અપાર ધનધન હો કિરતા,

ભાગ્યવંતિ ધન ભારત ભૂમિ, નીરચીરતનાગાર —તુમારી०
તામહી શુભ ગુર્જરાતમોહિની, સુષમા સુખ દાતાર

ચૂનતિ ચૂતર પાહિરાનાનમદ પર વિદ્યાસુવિચાર —તુમારી० ॥ ૧
નરનારીન ઉર બોધ કરાવત, કરત દેશ ઉપકાર

વારિજ વદન કૃશોદરી કામિની, કરત વિવિધ શ્રૃંગાર, —તુમારી० ॥ ૨ ॥
મિલમિન ઇન્દ મદગતિ નાચહિ, ગાવત મગનચાર

હે જગદીશ રમાપતિ રાવરી, રચનારુચિર નિહાર —તુમા[illegible]० ॥ ૩ ॥
વારવાર બન જાય બિહારી, બોલત જયજયકાર

[illegible]ારી० ॥ ૪ ॥

# શું દૃષ્ટિકોણ બદલાયા છે?

લેખક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

જગજૂના આ મહાન્ દેશની રાજ્યકર્તી સત્તાનો દૃષ્ટિકોણ બદલાયો છે અને આ દેશની મહા પ્રજા તરફ ન્યાય અને પ્રેમથી—હવે વધારે પ્રમાણમાં વધારે વિશાળતાથી વર્તવામાં આવશે એવું આપણે કેટલેક સ્થળેથી સાંભળીએ છીએ. એ અભિપ્રાયની પુષ્ટી માટે નવા 'રાજકીય સુધારા'ના નામે આ દેશઉપર જે નવું તન્ત્ર આરોપવામાં આવ્યું છે ને રજુ કરાય છે. દેશજીવનના પ્રત્યેક કાંડે જે જે પ્રસંગો અત્યારે બને છે તે જ વધારેમાં વધારે સચોટ ઉત્તર એ અભિપ્રાયને આપે છે. નવા સુધારાઓ નવી ધારાસભાઓ સાથે પુરેપુરા અમલમાં મુકાયા છે. કેટલીક દિશા તરફથી એવું કહેવામાં આવે છે કે આ ધારાસભાઓએ વર્તમાન પરિસ્થિતિઓની ભયંકર મુશ્કેલીઓ વચ્ચે પણ રહીને જે કાર્ય કર્યાં છે તે થોડાં જ છે અને નથી થતાં તે માટે અસહકારી બન્ધુઓ જ જવાબદાર છે. ધારાસભાઓમાં જઈને મ્હોટાં કામ આપણે કરી શકીશું, એથી આપણે દેશસેવા યથાર્થ રીતે કરી શકીશું અને, સહકારના એ એક મ્હોટા આવશ્યક અંગ તરીકે દેશના જીવનને ઉન્નત એથી જ કરી શકીશું એવી એવી માન્યતાઓથી પ્રેરાઈને કેટલાક જનોએ ધારાસભાઓનો સ્વીકાર કર્યો છે. એ સ્વીકાર કેટલો ફળદ્રુપ નીવડયો છે, ધારાસભાઓના સભ્યો અમલદારી સત્તાઉપર કેટલે અંશે અંકુશ તરીકે વર્તી શક્યા છે, ધારાસભાઓના સભ્યો અને મન્ત્રીઓ પોતાના કાર્યોમાં કેટલા સ્વતન્ત્ર રહી શક્યા છે અને પોતાનું અને આ મહાન્ દેશનું ગૌરવ કેટલું સાચવી શક્યા છે, અને એ રીતના આ સહકારથી આ જ વર્ષોથી ચાલતો આવેલો દૃષ્ટિકોણ કેટલો બદલાવી શક્યા છે એવા કેટલાક મુદ્દાઓ ઉપર બે શબ્દો લખવાનું અહિં મ્હને જરૂરનું લાગે છે. અસહકારીભાઈઓ શિવાય બીજો એવો પણ એક વર્ગ છે—અલબત્ત ઘણો ન્હાનો હશે, કે જે અસહકારીભાઈઓ જોડે એક પક્ષ તરીકે જોડાવાને કદાચ ઠીક માનતો નહિ પણ હોય, પણ તે કરતાં યે વિશેષ તો સહકારી સાથે ઉભા રહે પણ નહી શકે નહિ—તેમના વિચાર આવેની વિશાળભિન્નતા અને કાર્ય કરવાની તેમની અતિ શિથિલ મન્દ પ્રવૃત્તિને લીધે મુખ્યત્વે કરીને—તેટલા જ માટે અસહકારના સિદ્ધાન્તો બહુ ભાગથી એણે સ્વીકાર્યા હોય. અસહકારીબન્ધુઓએ તો આ ધારાસભાઓમાં એવો પ્રચંડ અવિશ્વાસ, અશ્રદ્ધા અને અણગમો બતાવ્યો છે કે આ બાબતમાં એમના તરફથી સહકારની આશા રાખવામાં ભૂલ જ કહેવાય. પણ જેમણે સહકારમાં પવિત્રતા જોઈ છે, ને દેશની ઉન્નતિ વિચારી છે તેમણે શું કાર્યો કર્યાં છે, અને એ હાલ કેવી સ્થિતિમાં ઉભા છે તે આપણે જોઈશું.

ધારાસભાઓ—પ્રાન્તિક કે વડી—મા એવું કહેવાય છે કે સભ્યોને પ્રથમ કરતાં ઘણું સ્વાતંત્ર્ય અપાય છે. હમણાંનું બજેટ એ વાતની કેટલી સબળ ને સચોટ સાક્ષી આપે છે! દેશના પ્રશ્નથી અમલદારી દોરદમામ ને નાદીરશાહી કેટલાં નમળાં પડ્યાં છે એ જણાતું નથી શું?

અરુણોદય ને સ્વાશ્રય રૂ. ૦—૮—૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# શું દષ્ટિકોણ બદલાયા છે?

લેખક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

જગજૂના આ મહાન્ દેશની રાજ્યકરતી સત્તાનો દૃષ્ટિકોણ બદલાયો છે અને આ દેશની મહા પ્રજા તરફ ન્યાય અને પ્રેમથી હવે વધારે પ્રમાણમા વધારે નિરાશતાથી વર્તવામા આવશે એવું આપણે કેટલેક સ્થળેથી સાંભળીએ છીએ એ અભિપ્રાયની પુરતી માટે નવા 'રાજકીય સુધારા'ના નામે આ દેશઉપર જે નવું તંત્ર આરોપવામા આવ્યું છે તે રજુ કરાય છે દેશજીવનના પ્રત્યેક ક્ષેત્રે જે જે પ્રસંગો અત્યારે બને છે તે જ વધારેમા વધારે સચોટ ઉત્તર એ અભિપ્રાયને આપે છે નવા સુધારાઓ નવી ધારાસભાઓ સાથે પુરેપુરા અમલમાં મુકાયા છે કેટલીક દિશા તરફથી એવું કહેવામા આવે છે કે આ ધારાસભાઓએ વર્તમાન પરિસ્થિતિઓની ભયંકર મુશ્કેલીઓ વચ્ચે પણ રહીને જે કાર્ય કર્યા છે તે મ્હોટા જ છે અને નથી થયા તે માટે અસહકારી બન્ધુઓ જ જવાબદાર છે ધારાસભાઓમા જઇને મ્હોટા કામ આપણે કરી શકીશું, એથી આપણે દેશસેવા યથાર્થ રીતે કરી શકીશું અને, સહકારના એ એક મ્હોટા આવશ્યક અંગ તરીકે દેશના જીવનને ઉન્નત એથી જ કરી શકીશુ એવી એવી માન્યતાઓથી પ્રેરાઇને કેટલાક જનોએ ધારાસભાઓનો સ્વીકાર કર્યો છે એ સ્વીકાર કેટલો ફલદ્રુપ નીવડ્યો છે, ધારાસભાઓના સભ્યો અમલદારી સત્તાઉપર કેટલે અંશે અંકુશ તરીકે વર્તી શક્યા છે, ધારાસભાઓના સભ્યો અને મંત્રીઓ પોતાના કાર્યોમાં કેટલા સ્વતંત્ર રહી શક્યા છે અને પોતાનું અને આ મહાન્ દેશનું ગૌરવ કેટલું સાચવી શક્યા છે, અને એ રીતના આ સહકારથી આ જ વર્ષોથી ચાલતો આવેલો દૃષ્ટિકોણ કેટલો બદલાવી શક્યા છે એવા કેટલાક મુદ્દાઓ ઉપર બે શબ્દો લખવાનું અહિં મ્હને જરૂરનું લાગે છે અસહકારીભાઇઓ શિવાય બીજો એવો પણ એક વર્ગ છે—અને તે ઘણો ન્હાનો હશે, કે જે અસહકારીભાઇઓ જોડે એક પક્ષ તરીકે જોડાવાને કદાચ ઠીક માનતો નહિ પણ હોય, પણ તે કરતાં યે વિશેષ તો સહકારી સાથે ઉભા રહે પણ રહી શકે નહિ—તેમના વિચાર સાથેની વિચારભિન્નતા અને કાર્ય કરવાની તેમની અતિ શિથિલ મન્દ પ્રકૃતિને લીધે મુખ્યત્વે કરીને—તેટલા જ માટે અસહકારના સિદ્ધાન્તો બહુ ભાગથી એણે સ્વીકાર્યા હોય. અસહકારીબન્ધુઓએ તો આ ધારાસભાઓમાં એવો પ્રબળ અણવિશ્વાસ, અશ્રદ્ધા અને અણગમો બતાવ્યો છે કે આ બાબતમા એમના તરફથી સહકારની આશા રાખવામા ભૂલ જ કહેવાય પણ જેમણે સહકારમા પવિત્રતા જોઇ છે, ને દેશની ઉન્નતિ વિચારી છે તેમણે શું કાર્યો કર્યાં છે, અને એ હાલ ક્યા કેવી સ્થિતિમાં ઉભા છે તે આપણે જોઇશુ

ધારાસભાઓ—પ્રાંતિક કે વડી—માં એવું કહેવાય છે કે સભ્યોને પ્રથમ ટકતા ઘણું સ્વાતંત્ર્ય અપાય છે ઉંડળું બજેટ એ વાતની કેટલી સબળ ને સચોટ સાક્ષી આપે છે! પેન્શનના પ્રશ્નથી અમલદારી દોરદમામ ને નાદીરશાહી કેટલા નબળા પડ્યાં છે એ જણાતું નથી શું?

ભારતોદય ને સ્વરાજ્ય ૧—૮—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

નવી નવી કમિશનોના ધોરણો અને તેમની કામ કરવાની પદ્ધતિઓ પણ શું બતાવે છે? ખરે જ સહકારના સિદ્ધાન્તથી જ દેશને માથે જબરદસ્ત લશ્કરી ખર્ચનો બોજો નાંખવામાં આવ્યો સહકારના સિદ્ધાન્તથી જ ભાઈ જમનાદાસ જેવા એક વખતના અગ્ર સ્વરાજ્યવાદી અગ્ર સભ્યાધ્યક્ષી ને એટલા માનવ્યવાદીને પણ આ દારૂણ કૃત્ય માટે ન્હાનાં બાળકને રમાડવામાં આવે એવાં ઉડાવનારા જવાબોની મનોરમ માની લેવી પડશે. સહકારના સિદ્ધાન્તથી જ સર સત્યેન્દ્ર પ્રસન્ન સિન્હ જેવા પ્રામાણિક ગવર્નરે લોર્ડ અંગ્રેજ અમલદારને પણ શરમિન્દા બનાવે એવી ખાતર રાજ્યનીતિ ધારણ કરી પડી. સહકારના સિદ્ધાન્તથી જ વડી સરકારની એડ્‌ઝી ક્યુટીવ કમિટીમાં સરકારે નિયુક્ત કરેલા સમર્થ બુદ્ધિશાળી અને સ્વતંત્ર વિચારના હિન્દી સભ્યોએ પોતાની બુદ્ધિ અને સ્વતંત્રતાને વેચી દેવી પડી, અને કારદેશ્વર જ ગણી શકાય એવી લોકપ્રવૃત્તિમાં અગ્રભાગે ખેલતા કાર્યવાહકોને પીનલકોડની કલમો લગાવવામાં મુની પણ હાથ ઝાલવી પડી. માલેગામ અને ધારવાર ચ પુર અને અમૃતસર જેવા ગણ્યાંગાંઠ્યાં બીજાં જગ્યાનાં બનાવો ફરી આજે જોયા. છ માસ પહેલાં હિન્દી સરકાર જેમ કમિટીઓ નીમતી હતી, અને કમિટીઓમાં પોતાને ઠીક લાગતા સભ્યો મુકાતા તેમનાં ધોરણો પોતાની સ્વેચ્છાનુસાર રચાતાં, તે જ પ્રમાણે હજી પણ કમિટીઓ જ નીમાય છે, સભ્યો પસંદ કરાય છે, ધોરણો રચી નખાય છે અને બાર-ખારણે જ સૌ વર્ચાઓ થાય છે લોકમત મેળવવાની કે લોકમત જાણવાની જરૂર રહેતી પણ જોવાતી નથી. નોકરશાહી મહાન સ્થાને ને એવી પરદેશીય કોમોને ઉચ્ચ પગારો ખુલ્લી અપાઈને વધારે રખાય છે. 'મિનીસ્ટર્સ આફ એજ્યુકેશન' જેવા જે જે મંત્રીઓ નીમાયા છે તેમણે હજી પોતાના કાર્યો—પ્રજાને નિશાળ નાખવાનો—શરૂ કર્યા નથી. ખેતીવાડી ઉપર જ જીવન ગુજારતી આ પ્રજાને ખેતી કે ઉદ્યોગ હુન્નરની ઉપયોગી શાળાઓ આપવાની જરૂર જોવાઈ નથી. હજુ તેઓ આ ગામેગામના વિચાર પણ જણાતા નથી. હિન્દમાં નૌકાખાતાની અને લશ્કરી કેળવણી માટે જે વિસ્તૃત રચનાઓ થવી જોઈએ તેના સ્વપ્ના પણ રચાયા નથી. થોડા જ દિવસ ઉપર આપણે જે આવી એક કમિટીની વાત સાંભળી છે એવી કશો જ અર્થ નથી. જ્યાં સુધી હવાઈ મથીનો કાયદો એક કલમને ગોદે સમૂળગો રદ થાય નહિ. જ્યાં સુધી એરોપ્લેન અને સબમરીનો જેવાં દરેક જાતનાં વડાયક જહાજો અને વિમાનો વિગેરે આ દેશમાં જ તૈયાર કરવા માટે યોજનાઓ આચારમાં મુકાય નહિ, જ્યાં સુધી આ દેશમાં લશ્કરી બળ પ્રજામાં જાગૃત કરવામાં આવે નહિ કે જ્યાં સુધી પ્રજાની પુરુષાતનહીનતાને સતત નિર્મૂળ કરવા માટે ગજાવર પ્રતકીય શિક્ષણ આપવાનું શરૂ જ કરવામાં આવે નહિ અને દાંભિક રાજનીતિ ઉપર છેદ મુકાય નહિ, ત્યાં સુધી ઉપર કહી છે તેવી કમિટીઓનો કશો જ અર્થ નથી. સુલેહ ને શાંતિના રક્ષણના નામે હજી પણ અનેક અમલદારો મ્હોટા અત્યાચારો આદરી રહ્યા છે. જુની કાઉન્સીલોના કાળમાં જે વસ્તુસ્થિતિ હતી તે જ હજી પણ છે અને ધારાસભાના સહકારી સભ્યો હજી કોઈ જ રીતે નોકરશાહીનો દૃષ્ટિકોણ બદલાવી શક્યા નથી. તેના જબરદસ્ત પુરાવા આ ઉપરાંત ઘણા ઘણા છે. સર્વ રીતે સહકારી બન્ધુઓના સિદ્ધાન્તો રેતીની જમીન ઉપર ઉભા કરવામાં

હોમ્સનું નવું પરાક્રમ, ૩૦-૧૨-૭ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

એકું નહિ જણાવી દીધું છે કે દૃષ્ટિકોણ બદલાયો છે, પણ વધારે વ્યાપક થતો જાય છે. પ્રજાના લોકો વધારે પ્રમાણતાથી સચેત, જાગૃત, આત્મવિક્રમવાન, આત્મવિશ્વાસુ અને દૃઢ થાય છે અને થશે. જે હિંમતવાન પગલાં પ્રજાએ માંડ્યાં છે તે અમર અને તેજસ્વી છે. પ્રજાનો આત્મા દિન દિને વધારે ગૌરવવાળો, પ્રભાવશાળી, પ્રતિભાવાન અને ઉન્નત થતો જાય છે. જગતજુની આર્ય પ્રજા ચિરંજીવ જીવન જીવશે એ જીવન જગતને ઉપયોગી નીવડશે. પણ પ્રજાએ હજી ઘણું કરવાનું છે. ભૂતકાળમાં કર્યું છે તે કરતાં બહુ વધારે કર્યું છે, પણ સાચા સ્વરાજ્યની સાચી સિદ્ધિ માટે હજી ઘણું વધારે કરવાનું બાકી છે. પ્રભુ, એ પ્રજાને ચેતન આપ!

વન્દેમાતરમ્ ।

---

# અહીંનું મ્હારું જીવન.

લેખક—પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ

ત્હમારી સૌથી વિશેષ જિજ્ઞાસા કદાચિત્ મ્હારું અહીંનું જીવન જાણવાની હશે. હવે તે લખી શકું એવી હાલતમાં છું.

( ૧ ) આજકાલ મળસ્કું ૬–૬॥ વાગ્યે થાય છે, જો કે વારંવાર એવું હોય છે કે, નવ વાગ્યા સુધી સૂઈ રહેનારને પણ હજી પ્રાતઃકાળ છે એમ જ લાગે. પણ મ્હારી કુદરતી "ટેવ" છે, એટલે બારી ઉઘાડી રાખીને તથા પડદા નાખ્યા વિના સૂઉં છું. તેથી પ્રકાશનું પહેલું આગમન મ્હને જગાડે છે. તેમ મોડા સુધી પથારીમાં પડી રહેવું એ મ્હને બહુ વસમું પડે છે. તે જ્યારે રોજના કાર્યને માટે બરોબર પહોંચી વળવા સાત વાગે તો મ્હારે ઉઠવું જ જોઈએ. કોઈ વાર તેથીયે વ્હેલો ઊઠું છું, ને કોઈ વાર તે વખતે પથારીની હૂંફમાંથી બહારની ટાઢમાં નીકળી આવવાનું જરાય ગમતું નથી.

( ૨ ) મ્હારું નિત્યકર્મ, બહુ ઉતાવળ કરું ત્હોયે, ૧॥ કલાક તો લેવાય જ. ઘણાઓ કલાકમાં પતાવી દે છે. કે તેથીય ઓછો વખત લેતા હશે. તેઓને મ્હારાથી વધારે મોડું ઉઠવું પોસાય. પણ મ્હારે તો "ઊગના અઢારે ય વાંકા"ના જેવું. દાતણ કરવામાં દાંતને બરોબર સાફ કરવા જોઈએ, નહિ તો હેરાન થાઉં. તે પછી હજામત રોજ કરવી પડે, નહિ તો બપોર પછી તો મ્હોં જોવા જેવું પણ ન રહે. તે પછી કસરતમાં પંદરેક મિનિટ તો ગાળવી જ જોઈએ, કારણ કે મ્હારી બાબતમાં તો આરોગ્ય ને શક્તિની ખાણ એ જ છે. પછી વાળની સંભાળ રાખવા હેર-ક્રીમ નાખી બરોબર સાફ કરવા, તે પછી—ન્હાવાની જગ્યાએ—"વૉશ" લેવો, એટલે હાથ મ્હોં ડોક વગેરે સાબુથી ધોઈ સાફ કરવાં, તે પછી કપડાં પહેરવાં. આમાંમાં પણ આજ પ્રમાણે ૧॥–૨॥ કલાક મ્હારે રોજનો ખર્ચ જ રાખવાનો હતો. એમાં કાપાકૂપી કરવા, ઝાપ કરવા બહુ યે યત્ન કર્યો છે, પણ તે અશક્ય લાગ્યું છે.

મારી વીસ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસંગ્રહ ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

(૩) ૮॥ વાગે કપડાં પહેરીને "બ્રેક-ફાસ્ટ" ઉપર જવાનું. બ્રેક-ફાસ્ટમાં સૌથી પહેલું કાં તો પૉરિજ હોય કે ઘઉંની બીજી કાંઇ "પેસ્ટ" બનાવટ હોય. "પૉરિજ" એટલે અહીં જેને "oat" કહે છે હેનું "ભડકું" તેમાં, સીરપ-ખાંડની જાડી ચાસણી જેવો-તથા દૂધ બે નાખી, ચમચા વડે ખાઈ-પી જવાનું કહે છે, કે બહુ પૌષ્ટિક છે જો કે ડૉ. જૉન્સને એને માટે કહ્યું છે કે એને સ્કૉટલેન્ડમાં માણસો ખાય છે ને ઇંગ્લંડમાં ઘોડાઓ ખાય છે. મ્હને તે ભાવે છે. અઠવાડીઆમાં ચારવાર એ લઇએ છીએ, બેવાર બીજી ઘઉંની બનાવટની સૂકી ચીજો, પતરીઓ જેવી, જેના જુદા જુદા નામ હોય છે ને જે પણ દૂધ ને સીરપ સાથે ખાવાની હોય છે તે, ને રવિવારે સાબુદાણાની કાંજી (કેમ, એ પણ મ્હારા નવીનમાં આવીને? હિન્દમાં આપણાં નહીં જેને કાંજી તે) પણ અહીં આવીને જેમ પહેરવેશ, રીતભાત વગેરે નવાં લેવાં પડે છે, તેમ સ્વાદ પણ નવો સ્વીકારવો પડે છે. પણ એની બનાવટ પણ મ્હને રુચી ખરી. તે પછી 'બ્રેડ" માખણ ને મોરબ્બો, ચ્હા અને કોઈ દિવસ બંગાળ કે દાળની કચોરી, કે બંગાળ અથવા દાળની એવી કોઈ બીજી બનાવટ.

(૪) મતલબ એટલી સમજવાની કે પેટ ભરી શકાય છે, અને ખોરાક પૌષ્ટિક છે. માખણનું જોર જરા વધારે રાખું છું, જો કે મોંઘું તો છે (૩॥-૪ શિલિંગનું એક રતલ એટલે લગભગ ૨॥-૩ રૂપિયે રતલ-નડિઆદનું ગેરભાર) ૯ વાગાને સુમારે-કદી વ્હેલો તો કદી મોડો-ઘેરથી નીકળું છું. ટાઇમ્સ તેમ જ ટપાલ પ્રાતઃકાળે ૭॥ વાગે આવે છે. ઘેર તો ટાઇમ્સ વાંચવાનો વખત ક્યાંથી મળે? પણ ટાઇમ્સમાં રોજની પ્રવૃત્તિઓની નોંધ આપી હોય છે તે પહેલી જોઈ જાઉં છું, જેથી ભાષણ વગેરેની માહિતી રહે. ને તે પછી નવા સમાચારોની ટુંકી નોંધ છે તે જોઉં છું. ઘેરથી પગની બ્રિજ સ્ટેશને પહોંચતાં બે-એક મિનિટ. હમણાં તો મહિનાનો પાસ લીધો છે, એટલે ટીકીટ લેવાનો વખત, મ્હેનત બચે છે. કોઈક જ વાર સ્ટેશને રોકાવું પડે, કારણ કે તે વખતે તો બબ્બે ચારચાર મિનિટે ટ્રેન જતી હોય છે. કોઈ વાર રસ્તે બદલવી પણ પડે. ઘણી વાર ભીડ એટલી હોય છે કે ઉભા જ રહેવું પડે. સાઉથ કેન્સિંગ્ટનને સ્ટેશને ઉતરૂં. ત્યાંથી સાતેક મિનિટ ચાલવાનું. કોઇ વાર ખરીદીનું કે એવું કામ હોય તો અનુકૂળતાએ તે કરીને પછી ઇંડિઆ ઑફિસ જાઉં. કારણ કે ત્યાં અંધારૂં એટલું વ્હેલું થાય-૪॥ વાગે 'lighting time" રસ્તાના દીવા કરવાનો વખત છે, અને તે પણ fog ન હોય ત્યારે. સાધારણ રીતે ૮॥ વાગે ઘેર પહોંચવા યત્ન કરૂં. જો કે અહીં આપણા જેવું નથી કે મિનિટ મિનિટ હાજર થવું જોઈએ, તેથી મનને શાન્તિ રહે છે.

(૫) એક વાગ્યા સુધી ઑફિસમાં કામ કરવાનું. તે પછી 'લંચ" લેવાનો. બધા તો બહાર કોઇ "રેસ્ટોરાં"માં જઇ આવે. કોઇક જ પાસે ઘર હોય તો ઘેર જાય. અમે નવો રસ્તો રાખ્યો છે. ડૉ. ન્યાયક ને દેશપાંડે (ઇન્દોરનો કેમિસ્ટ્રીનો પ્રોફેસર, ને મેસ્મેરિઝમનો તથા "યૉગ વિદ્યા"નો સાધી)-અમોની 'કલબ' કરી છે વારાફરતી રાંધવાનું, ને રાંધવામાં શું? એક સગડી ઉપર દાળ (મસુરની, હો કે) ચઢાવી દેવાની, બીજી ઉપર બટાટા બાફી દેવાના. પછી બટાટા

તૈયાર થતા કાલી કે છીની-દાળમા પધરાવવાના એટનામા ભાત તૈયાર કરવાનો, તે તૈયાર થયે અંદર પધરાવવાનો, ને ઉપર મીઠુ, મરી, મરચુ ને માર્ગેરિન (માખણનો ભાગ) એ બધુ બા કલાકમાં તૈયાર થઇ જાય મ્હારા વારો હાન તો સોમ ને ગુરૂનો છે તે દરમ્યાન કામ ચાલતુ હોય, ને વધારે ફુરસદ હોય તો છાપુ વચાય—ગપ્પિ મ્હોટે લાગે

( ૬ ) ત્યાર પછી પાછુ કામ ચાલે તે ચાર વાગે ચ્હાની તૈયારી કરીએ તે પણ વારા ફરતી દુધ રોજ એક શીશીમા આવે છે ચ્હા ને બિસ્કિટ લાવીએ છીએ કોઈ વાર કોઈ મળવા આવનારની મહેમાનગીરી ચ્હાથી કરીએ, ઉ રાતને તો જમાવ્યા હતા લચમા આ હિન્દુસ્થાની લંચ ને ચ્હા એક તો અમારે હાથે બને છે એટલે ચોખ્ખા હોય છે (હૉટેલના જેવા નહિ), બીજુ અમારી અનુકૂળતાએ લઈ શકીએ છીએ, ત્રીજુ જવા આવવાનો વખત બચે છે ને કામ બગડતુ કે વિલંબાતુ નથી, ને ચોથુ સસ્તુ પડે છે નહિ તો રોજના બે શિલીંગ લેખે અઠવાડીઆના એટલે ૭ દિવસના ઓછામા ઓછા ચાર શિલીંગ થાય ને અહીં અહને પાંચ કે ૭ શિલીંગ જ થાય છે બ્હાર વિવિધતા મળે એ ખરૂ, અને અમારી વિવિધતા તો કોઇ વાર કુબી કે કોબિ-ફ્લાવરની, કે કોઇવાર મેહનત લઇ જુદુ જુદુ બનાવીએ તેટલી પણ હજી લગી એનો ફાયદો આ ચો નથી તેમ રેસ્ટોરામા જરાક સારૂ લચ લેવુ હોય તો ત્રણથી-૪ શિલીંગ સુધી પણ થઇ જાય એમ લાગે છે

( ૭ ) તે પછી કામ લૅબના કામ ઉપરાત કોઇવાર વ્યાખ્યાનો કે સભાઓ હોય છે બુધવારે જર્મનના ક્લાસ ૩ થી ૫ સુધી હોય છે ગુરૂવારે ના થી અમારી *organic chemistry* નુ *Collogueum* થાય છે વગેર સાંજે સાધારણ રીતે ૬-૭ા સુધી કામ કરવાનુ ફક્ત બુધ ને શનિએ સાંજે ન્હાનારે ન્હાવાનુ એટલે તે દિવસોએ ા કલાક વ્હેલો, બરોબર ૫ાા વાગે નીકળુ પણ ગૅસના બ્હાર દીવા હોય જ સ્હવારે આવતા લીંડમાથી ઉભવાનુ ને બેસવાનુ મળે, પણ સાંજે કવચિત્ જ એમ બને ઘણીવાર સ્ત્રીપુરૂષોની વચ્ચે એવા સપડાયા હોઇએ કે હાથમાનુ છાપુ વાંચવાને માટે હાથ ઉંચો કરી શકાય નહિ

( ૮ ) મઝા તો ખરેખરી ન્હાવામા પડે છે ગરમ પાણી બરાબર હોય છે ત્યારે નાહીને દિવસને હલકુ ને સ્વચ્છ બનાવવામા મન તથા દેહ કાંઇક ઓર સુખ અનુભવતુ લાગે છે જો કે ઘણીવાર ન્હાવાના પાણીની ગરમીથી તથા શ્રમથી, ન્હાયા પછી સૂઇ જવાનુ મન થઇ જાય છે આપણા બાળકોની પેરે

( ૯ ) રાતે ૬ાા વાગે જમવાનુ જો કે કોઇવાર જરા મોડુ થઇ જાય જમવામા કોઇ વાર પૂરી તો કોઇ વાર "પરાઠા"—ખ ઘણા જાડા ચોપડા એ શાક, દાળ અથવા કઢી ને ખીચડી ભાત, દાળમા એક વાર આમલી, ભજીઆં,—ચેવાણુ મળે નહિ એટલે વટાણાનો લોટ ચાલે છે બટાટા, કેળા ને બીટ-રૂટના હજી લગી ખાધા છે ભાત, કોઇ વાર દહીં એક વાર દૂધપાક એક અમેજ ખાઇ છે તે જોતા આ બધી ચીજો ઘણી સારી બનાવે છે એનો જશ એને પોતાને તેમ જ નાયકને છે

ગુનામગિરીનો ગજબ (સચિત્ર) રૂ ૨-૦-૦ એન. એન. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

( ૧૦ ) જમ્યા પછી કોઇક દિવસ કોઇ સભાના વ્યાખ્યાનમાં જવાનુ હોય કે ઘેર રહેવાનુ હોય ,સભામા જવુ એટલે જવા આવવાના જ બે કલાક–લગભગ–ખરા, ને પાછા ફરતાં ૧૦–૧૧–૧૧॥ પણ થયેલા હોય છે કોઇવાર બસુને ત્યા જાઉં છું, જો કે હવે મ્હોટે ભાગે, સભામાં ન જવુ હોય તો ઘેર રહું છુ કારણ કે મ્હારો પોતાનો વખત તે આ જ ઘોગ વખત ના—૧ કલાક "ટાઇમ્સ" કે લીડર કે એ બે જોઇ જાઉં પછી ૦॥—૧ કલાક જર્મન વાંચુ તે પછી કેમિસ્ટ્રિ કલાક રાત્રે ૮॥–૯ વાગે એક ન્હાનુ ટમ્બલર ગરમ દૂધ પીવાનુ સાંજે ૭ વાગે જમી લઇએ ને કોઇ વાર ૧૧–૧૨ વાગ્યે સૂઇએ ત્યારે "ખાલી' પેટે સૂવુ ઠીક નહિ બુધવારની રાત ટપાલ લખવાની–હિન્દુસ્થાનની, એટલે તે રાત્રે જમીને કાગળો લખવાના કોઇવાર સહવાર સુધી પણ ન થાય ત્યારે મૅનેજ કરવું મોડું થાય આમા પણ મ્હારી "કટેવ" નડે છે નાયકને દર વખતે ફક્ત બે જ કાગળ લખવાના હોય છે–અમૃતલાલભાઇ મને કલાક જ લખવાના ગણે છે–દસ વાગ્યે રાત્રે વરૂ કરે તે ઉંઘ આવતા સુધી મ્હારે જો કે મ્હારી પોતાની તેમ જ ત્હમારી બધાંની ઇચ્છાના પ્રમાણમાં સંયમ રાખવો પડે છે, તો પણ વધારે વખત ગાળવો પડે છે, ખાસ કરીને શરૂઆતમા રાત્રે ઉંઘ આવે ત્યારે –૧૧–૧૨–૧ પણ થઇ જાય (ત્યારે બીજે દિવસે ઉઠવાનુ સ્હેજ મોડું થાય ) કોઇ વાર ૯–૯॥ પણ થાય, પણ તે કોઇક વાર રાત્રે થોડો વખત પણ ગીતા કે પ્રાર્થના વાંચવા યત્ન કરૂં છુ

( ૧૧ ) આ *Week—days*ની હકીકત થઇ રવિવારનુ કામ અહીં ન્યારૂં જ હોય છે લંડન રવિવાર પાળે છે તેમ દુનિયાનુ કોઇ શહેર નહિ પાળતું હોય ઘણે ઠેકાણે તો શનિ—રવિ બે દિવસો રજાના હોય છે, અને કેટલાં માણસો બન્ને દિવસો વિનોદમા ને મહેનતનો બદલો વાળવામા ગાળે છે સહવારમા રોજ, ટપાલવાળો, દૂધવાળો, છાપાવાળો બારણું ખટખટાવે, રસ્તામાં ધુમો પડે, અવાજ થાય પણ આજે–રવિવારે તો સૂનુ—સ્મશાન જેવુ સૌ મોડું ઉઠવાનુ અમે તેટલા વાગ્યા લગી પથારીમા પડી રહેવાના બ્રેકફાસ્ટ પણ વ્હેલામાં વ્હેલો નવ વાગે લેવાય પહેલા મિસિસ નાઇટ મ્હારે માટે રોજ ગરમ પાણી–હાથ મ્હો ધોવાનું—સહવારમા આપી જતી પણ શનિએ રાત્રે પૂછ્યુ કે કાલે કયારે જોઇશે? મ્હે કહ્યુ કેમ રોજને વખતે સ્તો ત્યારે કહે છે, બધા મોડા ઉઠે છે તેથી એ બિચારી પોતે પણ ૮॥–૯॥ વાગે નીચે ઉતરે છે આપણે તો રોજ સ્ટવ ઉપર ગરમ કરી લઇએ છીએ એ ગર્ગે તૈયાર મળી જાય છે, સહવારના સ્ટવની ચાવી ફેરવી, દીવાસળી ચાંપી દેવાની બાથરૂમમાંથી પાછા આવીએ ત્યારે પાણી ઉકળી જતું હોય છે

પણ ઘણી વાર એવુ બને છે કે શનિએ રાત્રે મોડો સૂઉં છુ એટલે મ્હારે પણ સહવારમા ૮–૮॥ સ્હેજ થઇ જાય છે બ્રેકફાસ્ટ પછી, એક વાગ્યા સુધી–૧૦ થી ૧ સુધી લગભગ વખત મળે તે દરમ્યાન કોઇ વાર અઠવાડીઆનાં ચડી ગયેલાં છાપાં, કોઇવાર પત્ર લેખન, કોઇવાર જમન, કોઇવાર કેમિસ્ટ્રી, તો કોઇવાર કોઇની સાથે વખત ગાળવાનું થાય

# હવે ના બને ઘરવાલી !

લેખક—રા બાલભુજંગ.

[ રાહ—અબ ના બને ગિરિધારી હમારી તોરી ]

હવે ના બને ઘરવાલી!
હમારી ત્હારી હવે ના બને ઘરવાલી!—ધ્રુવ॰
મોહન બંસી બાજે, ચેતનના સૂર સાજે;
ત્યાં તું ન રાજે? મતવાલી!
ઘરવાલી!
ફેશનવાલી! —હમારી॰
ફિં શુનુ તાનાબાના; સાંભળી રામનામા!
ફગીઆ તું છોડેગી તો જા ઘર-વાલી —હમારી॰
વસ્ત્ર ખાદીકે પ્યારે, ખાદીકા ગુણ ગારે,
વિદેશી વાણું ધુએ, હમેં પડે ગાનિ: —હમારો॰
પતિતણા માંસ કાપી, ત્રિગુણા દામ આપી,
'વાયલ'ની હોંસ રાખે તું લજ્જાની? —હમારી॰
અસ્થિ ને ચર્મ મગીઆ, સહુ ખર્ચે એમાં કરીઆં,
જીર્ણું કાનીને પ્હેર ફાની! —હમારી॰
મને પોલકાની પીડા, મરનકમાના એ કીડા
વિદેશી હોતીની એ દિવાની! —હમારી॰
ગાંધી ટોપી નહિ આ, ગાડી ટોપી ખરી આ!
પ્રેમને પથે ગાડાઈ વ્હાલી! —હમારી॰
પૂર્વજો જોઇ કંપે, પતે પૂત તે નિર્દેશી,
પરદેશી સર્પ પેસે રે ઘરમાની —હમારી॰
હિન્દની આંખ કાજે દેશની આંખે ચાલે;
ખાદીશુ પ્રેમ કર તો, તું મુજ વ્હાલી —હમારી॰

---

દયારામનો અહુરંગ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# વૈરનો બદલો.

લેખક—રા. હરિશંકર દુર્લભજી ત્રિવેદી

"ચાલો આપણે નાસી જઈએ કોશલ દેશના રાજાએ પોતાની રાણીને કહ્યું, 'દુશ્મન નગરના દરવાજા સુધી આવી પહોંચ્યો છે'

કાશીના રાજાના લશ્કરે કોશલ નગરમા જોતજોતામાં પ્રવેશ કર્યો અને આખુ નગર પોતાને હસ્તક કર્યું

નાસી છૂટેલા રાજારાણીએ એક કુંભારના ઘરમા આશ્રય લીધો પોતાનુ જીવન તેઓએ આખુ બદલી નાખ્યુ હવે તો તેઓ સામાન્ય માણસની જેમ સાદુ જીવન ગાળવા લાગ્યા

કવાયત કરતા લશ્કરી સિપાહીઓને જોવાની એક વખત રાણીને ઇચ્છા થઇ આવી

તેણે રાજાને કહ્યું, 'રે! પ્રભાતના બાલસૂર્યના કિરણોમા લશ્કરના વાવટા ફરકતા જોવામાં કેટલી બધી મઝા! શૂરવીર લડવૈયાઓની તલવારો ઓજનુ પાણી પીવામા કેટલો આનંદ!'

રાજાએ વિચાર્યું કે રાણીને સતોષવી તો જોઇએ જ આથી તે કાશી રાજાના ગુરૂપાસે ગયો અને તેની પાસે રાણીની ઇચ્છા પ્રકટ કરી તે પવિત્ર પુરૂષે એ સાંભળતાની સાથે જ રાજાને કહ્યુ "મને રાણીના દર્શન કરાવો' અને રાણીને જોતા વેંત જ તે બોલ્યો, 'આપને એક એવા પુત્રની પ્રાપ્તિ થશે કે જે ગયેલું રાજ્ય પાછુ મેળવશે'

પછી તે રાજગુરૂ કાશીરાજા પાસે ગયો અને કહ્યુ 'પૃથ્વીપતિ, મહારાજાઓનો એ ધર્મ છે કે તેમણે શૂરવીર લડવૈયાઓની લશ્કરી કવાયત અવારનવાર જોવી અને લશ્કર ગમે ત્યારે પણ લડવાની તૈયારીમા જ રહે છે કે નહિ તે તપાસવુ'

કાશીરાજાએ આચાર્યની આજ્ઞાને માન આપ્યુ અને આખા લશ્કર પાસે કવાયત કરાવી કોશલ દેશના પદભ્રષ્ટ રાણી આ સ્થળે આવ્યાં અને પોતાની ઇચ્છા તૃપ્ત કરી

સમય જતાં તેમને એક પુત્રની પ્રાપ્તિ થઇ આ પુત્રને તેમણે બહુ જ સાવધાનીથી ઉછેર્યો તથા કેળવ્યો લડવૈયાને લાયકની તાલીમ પણ તેને આપવામા આવી

એક વખત કાશીરાજાને અચાનક ખબર મળી ગયા કે પદભ્રષ્ટ થયેલ કોશલના રાજારાણી જીવે છે આથી આ ક્રૂર રાજાએ તેમને પકડાવી મંગાવ્યા અને મુસ્કેટાટ બાંધી આખા શહેરમા માર મારતા મારતા ફેરવ્યા

આ નિર્દોષ રાજારાણી ઉપર ચાલી રહેલ આ જુલમની વાત તેના પુત્રને કાને પડી તે શહેરમા આવ્યો અને આ કરપીણ કૃત્ય જોયુ એ ક્રૂર દેખાવથી તેના હૃદયમા કાશીરાજા તરફ અત્યન્ત ક્રોધ અને તિરસ્કાર આવ્યા પરતુ તેણે શાન્તિ જાળવી અને વૈર લેવાના ઉપાયો ઉપર વિચાર કરતો કરતો ધીમે ધીમે પોતાના માતાપિતા પાસે ગયો

સંસારદર્પણ (નાટક) રૂ ૦–૧૨–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

જ્યારે તે પોતાના પિતા પાસે પહોંચ્યો ત્યારે કોશલ રાજાએ અતિ નમ્રસ્વરે કહ્યું, ' બેટા, **વૈર લીધાથી દુશ્મનાવટનો કદિ રોધ કરી શકાતો જ નથી, તિરસ્કાર અને દુશ્મનાવટ તો માત્ર પ્રેમથી જ દૂર કરી શકાય છે '**

રાજા અને રાણીને વાસા ઉપર ચાબખાના માર પડતે જતા હતા આખા નગરમા થઈને તેમને સ્મશાન ભૂમિએ લઈ જવામાં આવ્યા અને ત્યા તેમના દેહના કટકે કટકા કરી નાખવામા આવ્યા

સ્મશાનરક્ષકોને રાત્રે નીસામા નાખી કુમારે પોતાના માતાપિતાના દેહના કટકા એકઠા કર્યા અને ચિતા ઉપર ખડકી અગ્નિદાહ દીધો પછી તે જગલમા ગયો અને માતાપિતાના મૃત્યુના દુ ખથી પુષ્કળ રડયો

કાશીરાજના કૃત્યનો યોગ્ય બદલો વાળવા માટે તેણે એક યુક્તિ રચી રાજાના હાથીઓના મુખ્ય રખેવાળ પાસે ને ગયો અને રખેવાળોના ગાયક તરીકે રહેવાની માગણી કરી જે તેને આપવામા આવી સીતાર ઉપર બહુ જ સુદર ગાન તે છેડી શકતો હતો અને તેથી તેના પ્રતિ તરફ સઘળા રખેવાળો આકર્ષાયા

એક દિવસ રાજા એનુ ગાન સાભળી ગયો અને તે યુવકને રાજમહેલમાં તેડી મગાવ્યો એના ગાનથી અત્યન્ત પ્રસન્ન થઇ તેણે પોતાના ખાસ ગવૈયા તરીકે તેને નિયુક્ત કર્યો રાજાની થોડા વખતમા જ તેના તરફ પ્રીતિ જામી

તે કુમારે મનમા વિચાર્યું, ' માતાપિતાનુ વેર લેવાનો હવે સમય આવી લાગ્યો છે '

એક વખત રાજા તેને લઇને શીકારે નીકળ્યો રાજા તથા તે ગવૈયો બીજા સાથીઓથી ઘણા દૂર નીકળી ગયા ગાઢ જગલ આવ્યુ છતા કશો શીકાર હાથ લાગ્યો નહિ તેથી રાજાને અત્યન્ત થાક લાગ્યો અને થોડોએક આરામ લેવાની ઇચ્છા થઈ તે યુવાન ગવૈયાએ ઘોડાને રોક્યા, અને એક વિશાળ વૃક્ષની છાયામા તે યુકુમાર ગાયકના ખોળામા માથુ ટેકવી રાજા આરામ લેવા સુતો અત્યન્ત થાકને લીધે તુરત જ તે નિદ્રાવશ થયો

કુમારે પોતાની તલવાર ખેચી અને માબાપનુ વેર લેવાના ઇરાદાથી રાજા તરફ ઉગામી

કુમારના અંત ચક્ષુ આગળ તેના મૃત પિતાની મૂર્તિ દેખાઇ તેના કાનમા ગેબી અવાજ આવ્યો, **' વેરીને પ્રેમથી જ વશ કરી શકાય છે '**

ત્રણ વખત તેણે પોતાની તલવાર ઉગામી અને ત્રણે વખત તેને એ જ અગોચર અવાજે રોક્યો પોતાની તલવાર તેણે નીચે નાખી દીધી એ વખતે રાજા જાગી ગયો અને બોલી ઉઠ્યો ' રે, મિત્ર ! મને હમણા જ એક સ્વપ્ન આવ્યું, જાણે કે કોશલ રાજાનો પુત્ર મારુ ખુન કરવા તૈયાર થયો હોય નહિ !'

" હું જ તે રાજાનો પુત્ર છુ ' યુવાને ધીમેથી પણ દ્દઢતાપૂર્વક જવાબ વાળ્યો ' અને હજી પણ તને મારી નાખવાની મારામાં શક્તિ છે '

પતિવ્રતા સતીઓ (સચિત્ર) રૂ ૩-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

'મને બચાવ' મુજતે અવાજે રાજા બોલ્યો

'જો હું તને બચાવું તો હવે જરૂર તું મને જ મારી ન નાખે'

'કુમાર' રાજાએ આજીજી કરતાં કહ્યું 'હું તને વચન આપું છું કે તારો વાળ પણ વાંકો નહિ થાય'

કુમારે તલવારને મ્યાન કરી અને બન્ને જણ્યુ રાજમહેલ તરફ પાછા ફર્યા

બીજે જ દિવસે રાજાએ દરબાર ભર્યો અને કુમાર તરફ આંગળી ચીંધીને બોલ્યો

'આ ગાયક કોશલ રાજાનો કુમાર છે મારા શત્રુનો પુત્ર છે એનો મારે શું કરવું ?'

સર્વે દરબારીઓ બોલી ઉઠ્યા, 'એને મારી નાખો, કાપી નાખો'

'નહિ, જરૂર નહિ' રાજાએ દૃઢતાપૂર્વક શબ્દો ઉચ્ચાર્યા 'તેણે મને ઉદાર ભાવે જીવિતદાન આપ્યું છે હું તેને મારી શકું જ નહિ'

દરબાર બરખાસ્ત થયા પછી રાજાએ કુમારને એકાંતમાં બોલાવ્યો અને પૂછ્યું, 'કુમાર, તમારા પિતાનું વેર વાળવા માટે આવેલી સુંદર તકને જવા દેવાનું શું કારણ હતું ? શા માટે તમને જીવતો રહેવા દીધો ?'

શાંત અને ગંભીર મુદ્રાથી કુમારે જવાબ આપ્યો 'મરતી વખતના મારા પિતાના આ અમર શબ્દોએ મને તમારું ખુન કરતાં અટકાવ્યો—'વૈરીને પ્રેમથી જ વશ કરી શકાય છે.' જો મેં તમારું ખુન કર્યું હોત તો બદલામાં તમારા માણસો કોઈ કાળે મારું પણ ખુન કરત. અને મારા ખુનનો બદલો પાછા મારા માણસો લેત એમ વેર માટેની ખુના મરકીની પરંપરા ચાલત પરંતુ મારા આ કૃત્યથી તો જૂના વેરનો હવે અંત આવ્યો છે વૈરને પ્રેમથી જ મેં જીતી લીધું છે'

કાશીરાજાએ પોતાની પુત્રીને તે કુમાર સાથે પરણાવી અને તેને પોતાની ગાદીનો વારસ બનાવ્યો



અનુમતિ રૂ. ૨-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

રહસ્યો સ્પષ્ટ થઈ ગયાં છે સારાંશ કે, ભિન્નભિન્ન ગ્રામોની અનાદિકાલથી પ્રચલિત લોકોક્તિઓ અને કિંવદંતીઓથી લોકોની રીતિ, નીતિ અને સ્થિતિથી, જુદી જાતિના વર્ણોમાં પ્રચલિત નાનાવિધ તહેવારોથી તથા હિંદુસ્થાનના ઇતર ભિન્ન ભિન્ન પુરાવશેષ-અને ઇતિહાસ સ્મારક રૂપ થઈ રહે છે

( ખ ) અલિખિત સાધનો. પ્રાચીન આર્યો અનેક વિષયોમાં પ્રવીણ હતા રામાયણ અને મહાભારતથી પણ કેટલાક મહત્વવાળા વિષયો અભિજ્ઞ થાય છે વેદ, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, યુદ્ધવિદ્યા આદિ ગ્રંથોથી પણ ઇતિહાસની જ્ઞાનવૃદ્ધિમાં અમૂલ્ય સહાયતા મળે એમ છે.

પરંતુ એ માર્ગમાં અનેક વિષમ મુશ્કેલીઓ ઉભી થતી નથી એમ નથી આ બધી મુશ્કેલીઓ સામગ્રી પ્રાપ્ત કરવામાં અને ઉપલબ્ધ થયા પછી તેના વાચન અને જ્ઞાનવિષયક છે પ્રથમતઃ અલિખિત સામગ્રીના સંબંધમાં જે અગવડતા પડે છે તત્સંબંધે કંઈક વક્તવ્ય પ્રાપ્ત થાય છે. ભારતવર્ષની ઇતિહાસસામગ્રી એકત્ર કરનાર અને સત્યાસત્ય કોટિનું સતુલનાત્મક સંશોધન અને પરિશીલન કરનાર વ્યક્તિમાં પરિશ્રમ અને કષ્ટાદિ સહન કરવાની શક્તિ વિગેરે ગુણોની અત્યંત આવશ્યકતા છે ઘણીયે વાર તેમને હતાશ થવું પડશે, ઘણીયે વાર તેમને અત્યંત પરિશ્રમ સહન કરવો પડશે પરન્તુ જેઓ આ સર્વ પ્રકારની અગવડો તરફ કિંચિત પણ લક્ષ ન આપતાં પોતાના અંતિમ ધ્યેયના કિંવા લક્ષ્યબિંદુના માર્ગક્રમણમાં જ અવ્યાહત પ્રવૃત્તિ કરશે તેઓ જ ઇતિહાસના સત્ય ભક્ત અને સંશોધક થવાના માનને પ્રાપ્ત કરી શકશે. એમને કોઈ ગિરિમાળાઓ ઉપર ચઢવું પડશે, કેટલીક નદીઓ પસાર કરવી પડશે અને ઇતિહાસ પ્રસિદ્ધ સ્થાનોમાં ભ્રમણ કરવું પડશે તથા લૌકિક અને સામાજિક વ્યવહારોને સમયે ઉપસ્થિત થવું પડશે એમને પોતાને વૃત્તાંત પ્રાપ્ત કરવા પુષ્કળ ફરવું પડશે અને કેટલાક સન્યસ્ત પરિવ્રાજકો અને આશ્રમપતિઓ પાસેથી વાર્તાઓ સાંભળવી પડશે અને એ બધું સાંભળેલી જાણવા જેવું યોગ્ય ક્રમાનુસાર શાબ્દિક ચિત્ર આલેખવું પડશે જો આટલું કરાય તો ભારતવર્ષનો ઇતિહાસ અલબત્ત, સત્ય ઇતિહાસ—લખાય જ છે

ભારતવર્ષ વિસ્તારમાં રશિઆ સિવાયના સમસ્ત યુરોપની સાથે પ્રતિસ્પર્ધા કરવા સમર્થ છે. આટલા મહા વિસ્તીર્ણ પ્રદેશનો ઇતિહાસ લખવો એ કંઈ સરલ કાર્ય કે બાળકોની રમત નથી આ દેશમાં કેવળ સર્વત્ર એક જ ભાષાનો પ્રચાર નથી લોકોની સ્થીતિઓમાં પણ વિભિન્નતા છે આ ઉભય કારણોને યોગે ઇતિહાસ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઘણી જ અગવડતાનો સાક્ષાત્કાર થાય છે વળી તે ઉપરાંત હિન્દુરાષ્ટ્ર પોતાની પુરાણપ્રિયતા અને સંકુચિત ભાવના માટે પ્રસિદ્ધ છે આ કારણથી જે લોકોને ઇતિહાસ વિષયક કેટલીક વાર્તાઓ અવગત હોય છે, અથવા જેમની પાસે શિલાલેખ કિંવા તામ્રપટ ઉપસ્થિત હોય છે, તેઓ તેને પ્રગટ જ કરતા નથી એથી જેની સહાયતાથી અન્ય બાબતો ઉપર સારા પ્રમાણમાં પ્રકાશ પડવાનો ઘણો જ સંભવ હોય છે તેવા કેટલાક વિવાદગ્રસ્ત સંદિગ્ધ કોટિના વિષયોનો અલ્પ પણ સ્ફોટ થતો નથી

મેરેજ ફ્રૉમ અન્ડર ઍન્શીયન્ટ હિન્દુ લૉ રૂ ૦—૧૨—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

આ પ્રમાણની અનેક સગવડાનો અનિશ્ચિત સામગ્રીના સબંધમા પણ આશાસ્પદ થાય છે પ્રાચીન સમયમા લખાયલા ગ્રંથોનુ અધ્યયન અને વાચન કઇ સુગમ નથી આ પુરાતન ભાષાઓમા પરસ્પર વ્યુત્પન્ન થવાનુ કાર્ય મહાકષ્ટ સાધ્ય છે જો કે પ્રયત્ન કરવાથી આ સર્વ કઠીનતાઓ દૂર થઇ શકે એમ છે, તે છતા પણ પ્રાચીન સમયના બહુત્ અને મહા મૂલ્યવાન ગ્રંથો પ્રાપ્ત કરી તેનુ મથન ક તેમા વર્તી સત્ય તત્વોનુ ચયણ કરવાનુ કાર્ય એટલુ જ કઠિનતા એથી વિશેષ દુષ્કર છે કારણ કે એ ભાષાઓ સબ ધી કઠીનતા સાથે વિવિધ ટીકાગ્રંથો ઉપરથી સત્યાર્થનુ જ્ઞાન પ્રાપ્ત કરવાનુ કાર્ય અત્યત દુર્ઘટ છે કાવ્યરસ, કલ્પનાશક્તિ, ઇતિહાસ, અને અલકૃત ભાષાવિગેરેના કોઇ કોઇ સ્થાનમા એવા અસગત અને અસ્વાભાવિક સમિશ્રણોનો પરિચય થાય છે કે જ્યા બ ધા નીર–ક્ષીર વિવેકનુ અવલબન અસભવિત થઇ પડે છે

વર્તમાન સમયમા બ્રિટિશ રાજ્યના આવ્યા પછી અનેક સાધનો કે યોગે ઉપર વર્ણવેલી કેટલીક અગવડતાઓ ક્રમશ લુપ્તપ્રાય અને ક્ષીણ થતી જાય છે રેલ્વેગાડી, ટ્રામકાર્સ, અને મોટાર વિગેરેની નવનવી અનુકૂળતાઓથી એક સ્થાનમાથી અન્ય સ્થાનમા પ્રવાસ કરવાનુ કાર્ય અત્યત અલ્પ સમયમા જ અને સરળતાથી પૂર્ણ કરી શકાય છે યાત્રાનુ કાર્ય જે પૂર્વે અત્યત કઠીન અને આપત્તિજનક હોઇ સાહસિક લેખવામા આવતુ હતુ તે હવે તો અત્યત સહેલ અને સહજ થઇ ગયુ છે પ્રત્યેક મનુષ્યનુ જીવન સુરક્ષિત છે, આખા દેશમા સર્વત્ર શાતિનુ સામ્રાજ્ય પથરાયુ છે એથી ઘણા નવા નવા સાર્વજનિક વિદ્યાલયો, વિવિધ સસ્થાઓ તથા સર્વોપયોગી પ્રથાઓ પ્રચલિત થઇ રહી છે વિદ્યાપીઠો, ક્ષણભર આશ્ચર્યચકિત કરી નાખે એવા અશક્ય બનાવોની શક્યતા, નાના પ્રદેશોમા પ્રવાસે નીકળેલા ધાર્મિક સઘો, સામાજિક અને રાષ્ટ્રીય અનેક સમેલનો તથા નાના મોટા સર્વ પ્રકારના ગ્રંથોના સુગમ પ્રકાશન વિગેરેથી ઘણા ઐતિહાસિક તત્વો સરળતાથી અભિજ્ઞાત થાય છે પૂર્વ અને પશ્ચિમના અપૂર્વ સયોગથી પણ અનેક લાભ થાય છે વર્તમાન સમયમા પાશ્ચાત્ય એવા ઘણાય સજ્જનો છે કે જેઓ નિષ્પક્ષપાતપણે ભારતના પુરાતન ઇતિહાસને પરમ પૂજ્ય દૃષ્ટિથી જોઇ રહ્યા છે, અમેરીકામાં શ્રીમતી સત્યબાલા દેવીના મધુર ગાયનોથી ભારતવર્ષમા ભૂત સમયમા વર્તમાન શાસ્ત્રીય સગીતશાસ્ત્રની શાખાની અપૂર્વ વૃદ્ધિ અને વિકાસ વિષયક આદરબુદ્ધિ જાગૃત થઇ છે. સ્વામી શ્રી વિવેકાનદજીની વક્તૃસુધાના વર્ષણરૂપી તત્વજ્ઞાન વિષયક વ્યાખ્યાનોથી અમેરીકાની સુશિક્ષિત પ્રજાઉપર કેટલો અપ્રતિમ પ્રભાવ પડ્યો હતો એ સર્વ વાચકોને સુવિદિત હશે જ આવા સયોજનોથી જ ભારતભૂમિને "Birth place of religions" એવુ અનુમાન સૂચક-વિશેષણ આપવામાં આવ્યુ છે. વળી જર્મની અને ઇગ્લાન્ડના કેટલાક વિશ્વવિદ્યાલયોમાં ભારતની પ્રાચીન ભાષાઓનુ શિક્ષણ આપવામા આવે છે આ સર્વ વૃત્તાત ઉપરથી એ સહજ જ પ્રતિપાદન થાય છે કે ભારતવર્ષ સમગ્ર સૃષ્ટિના ઇતિહાસમા એક મહત્તાભર્યા સ્થાન ઉપર વિરાજમાન છે આ વિધાનને ભારતના નૂતન—અર્વાચીન—

સીતાસતી જીવનકથા રૂ ૦–૧૨–૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

કેવળ નિરર્થક છે સ્થાન સ્થાનમાં પ્રચલિત પૃથક્ પૃથક્ ભાષાઓ અને આચારવિચારોની વિભિન્નતાના આધાર ઉપર તેઓ કહે છે કે હિન્દુઓને 'રાષ્ટ્ર' સંજ્ઞા આપી શકાતી નથી વળી પોતાની સ્વમનોધિષ્ઠિતતા સ્વીકૃત આક્ષેપોની પુષ્ટિ માટે જાતિભેદ તથા અન્યોન્યની ઈતર ટુકાટુક આદિ મુદ્દાઓ ઉપસ્થિત કરે છે એક પ્રાન્તનો નિવાસી મનુષ્ય અન્ય પ્રાન્તની વ્યક્તિને ઘેર ભોજન કરી શકતો નથી; શિવ અને વૈષ્ણવ ધર્મ પરસ્પર એક દેવતાઓના જ પૂજક નથી પુરાતન પ્રણાલી અને સંપ્રદાય પ્રમાણે નીચ મનાએલી જાતિઓમાં જન્મેલા મનુષ્યો આ ઉભય પ્રકારના મંદિરોમાં પાદનિષેધણથી પણ વંચિત રહે છે ઈત્યાદિ કેટલાક મુદ્દા પર મુદ્દ આક્ષેપોને મહત્વનું સ્વરૂપ આપી તેના સામર્થ્ય ઉપર કેટલાકો પોતાના પક્ષનું મંડન કરી ર્હ્યા હોય છે ઉક્ત વિચારે પરપરામાં કિંચિત્ સત્યાંશનું અસ્તિત્વ હશે એમ માની સ્વીકારીએ તો પણ એના પ્રતિપાદક મહાશયોને ઘટનાનું વિસ્મરણ થઈ જાય છે કે પ્રત્યેક પ્રશ્નનો વિચાર બે ભિન્ન ભિન્ન દૃષ્ટિઓથી કરી શકાય છે,—એક વિનાશક અને અન્ય સહાયક, *Destructive & Constructive* પ્રસ્તુત વિચાર શ્રેણીમાં અન્ય પક્ષનો સ્વરૂપ પણ વિચાર કરવામાં આવતો નથી જો કે સિંહાવલોકન (*Cursory glance*) ની દૃષ્ટિથી નિરીક્ષણ કરનારને આ દેશમાં બાહ્ય ભિન્નતાઓનું સામ્રાજ્ય જણાય તથાપિ આ પરસ્પર ભિન્નતાઓમાં જ વાસ્તવિક એકતા ગુપ્ત નિવાસ કરી રહેલી છે અને એનું દર્શન કરવાનું કાર્ય એ બુદ્ધિ અને વિચાર સાધ્ય છે કોઈ એક લેખકે સત્ય જ કહ્યું છે, "There is unity in diversity" અર્થાત્ વિભિન્નતામાં પણ એકતા અસ્તિત્વ ધરાવે છે ઉદાહરણાર્થે, પ્રત્યેક હિન્દુના વિચારો, પરમેશ્વર આત્મા, સૃષ્ટિ, અને શરીરના સંબંધમાં સમાન જ છે પુનર્જન્મ અને પૂર્વજન્મના સિદ્ધાંતો ઉપર સર્વજનોનો સંપૂર્ણ વિશ્વાસ છે પ્રત્યેક હિન્દુની પૂજા કરવાની વિધિ, મિત્રો તરફનું સદ્વર્તન, અતિથિના આદર સત્કાર, અભ્યાગત આપરીચયણના, દેવસ્વાગત સેવન, સંધ્યા વંદન, વિગેરે અનેક વિધિમાં આદર્શના દરશમાન નથી થતી ? પ્રત્યેક હિન્દુના વ્યાવહારિક, ધાર્મિક, તથા આત્મિક સંસ્કારો પ્રાય એક જ પદ્ધતિ અનુસાર જ કરવામાં આવે છે ઉત્તર હિન્દુસ્થાનનો નિવાસિ દેવતામાં જેટલા પ્રમાણમાં વિશ્વાસ રાખે છે, તીર્થસ્થાનમાં પર્યટન કરી પવિત્ર થવાની એની જેટલી ઉત્કટ અભિલાષા હોય છે, ઉત્સવોના દિનોને પણ તે જેટલા પ્રમાણમાં સન્માનની દૃષ્ટિથી ઉજવે છે, તેટલા જ પ્રમાણમાં દક્ષિણનો એક નિવાસીજન પણ એ સર્વમાં વિશ્વાસ મૂકે છે અને તેટલા જ પ્રમાણમાં તેને પાળે આ સૌ વસ્તુઓ માત્ર છે પ્રત્યેક હિન્દુના વિચારમાં, શબ્દમાં, અને કર્મમાં, સાંસારિક વિષયો માટે સ્વાભાવિક ઘૃણા અસ્તિત્વ ધરાવે છે, સર્વની વિચારપ્રણાલીમાં આધ્યાત્મિકતાનો અંશ અવશ્ય દરશમાન થાય છે પ્રત્યેક હિન્દુનું જીવન, રહેવાની રીતિ વિગેરેમાં પ્રત્યક્ષ કિંવા પરોક્ષ રીતે એકતા અને સાદૃશ્યતા વિદ્યમાન હોય છે જ આ પ્રમાણે સામાજિક નૈતિક અને ધાર્મિક બંધનોથી સર્વ હિંદુઓ એકતાના સૂત્રથી બંધાયલા છે અને તેમની ઐહિક તથા પારલૌકિક કલ્યાણનીતિ અભિન્ન જ છે આ બધનો ઔપચારિક કિંવા બાહ્ય નથી પરંતુ

કમળાના પત્રો, રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

એની જોડે શેક્સપીયરની છબી સાથે નીચેનું અંગ્રેજીમાં લખેલું હતું —

' *To thine own self be true,*
*And it must follow as the night the day*
*Thou canst not then be false to any man "*

વેદશ્રુતિ જેવું *Deny yourself daily* નું મનોનિગ્રહ શિખવતું સૂત્રવાક્ય ત્હેની તળે હતું સાથે પ્રભુના પ્રેમલક્ષમ્ત પ્રીતમદાસના ધોળમાંથી લખ્યું હતું —

" દયા, દાન ને દીનતા એ ત્રણ તરવાના ઉપાય
કરીયે શ્રીકૃષ્ણ ઉપાસના—"

મહા પ્રતાપી ગુરુ સમોવડી, પોતાની ફરજે સભારી આમનાર નેપાળી જોગણ પણ ઇન્દુકુમારને ઉપદેશતી ત્યાં ઉભી હતી —

" જોગણ —આત્માએ કોને કોને કોલ દીધા છે
યુવરાજ! એ યાદ છે?
ભગિનીને, દેશભગિનીઓને,
બાન્ધવને, મનુબાન્ધવને,
પ્રાણદાતા માતાબાપને,
પ્રાણ સખા મિત્રસમાજને,
પિતાને પિતાઓના પરમ પિતાને,
સ્નેહીને, સંસારને, દેશને, માનવ જાતિને—
કોનું કોનું મહાઋણ
કાળને ચોપડે ખડું છે? યુવરાજ!
ડગને ડગને કોલ દીધા છે—"

નીચે જ, દેશહિત સાધનાના સંકલ્પ મંત્રની પ્રતિજ્ઞાસમું

" ભારત હમારા દેશ હય, ઋણ ઉસકા હમપર હે બહુત !
ઉસકો ઉઠાને કે લીયે, હમ કુછ ન કુછ કર જાયેંગે—"

લખાયું હતું

બધું જોઈ રહેતાં આખો દિવસ જાય એમ હતું અમે ઉપનક જોવા માંડયું સ્ત્રીઓને ન્હાતા સાંભળનાર સરસ્વતીને પણ નિરખવા, પહેલવા નમતા ભીલાના પ્રભુ શિખર નાગરનાં ઘરોમાંથી જ એ સજાતી અને રાચતી 'મુજ અબળાને મ્હોટી નીરાંત બાઈ, શામળો ઘરેણું મ્હારૂં સાસુરે' એ આખુ યે પદ સૈરનાની શૃંગારસમૃદ્ધિ બતાવતું

નાગરભક્ત નરસૈંયાનું ભક્તિની મસ્તી બતાવતું પદ

"એવા રે અમો એવા એવા રે, તમે કહોછો વળી તેવા રે -
ભક્તિ કરતા ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા રે—"

વાંચી અમે પણ ઘડીભર તલ્લીન થયા એ સન્તીનુ ધ્યેન જાણે અમને યે સ્હેજ્યુ કુદરતનો પૂજારી કલાપી દૂકા દૃષ્ટાઓને ટકોર મારતો ત્યા ખડો હતો

"ઘડી છોડી દેને, ગડમથલ ત્હારા જગતની,
જરા જા આજે તો, નિર્જન મહા જંગલ મહીં
તરુ પક્ષીમાથી જરૂર મળશે કાંઈ ફ્રમિયા,
જશે અન્ધાપો આ તુજ હૃદયનો ત્યા નિહરતા—"

દેશસેવીમા ગીતની રસધૂન ગજવતા લલિતની 'અનેરી આશા'ને પણ ત્યાં સ્થાન હતુ

"પોતાના પ્રિય દેશી જનના, દુ ખ પરસ્પર ધરશે,
જન્મભૂમિના ભોળા ભાઈ, ભેગા હળશે મળશે,
ત્યારે પ્રભુતા સચરશે, સ્વર્ગસમ સુન્દર હિન્દ બનશે—"

કાન્તનો 'વ્હાનાનો સન્દેશો' પણ સરલાએ સાચવી રાખ્યો હતો

"વ્હાલાઓ વ્હાલાને કહેજે
સાગરમા તો સાથે વ્હેજે
રહેવાના એક બીજાના
સૌ સાથે રહેજો !"

ત્હેની પછી, વિરાટ રૂપ જોઈ દર્શનમુગ્ધ બનેલા અર્જુનની સ્તુતિ પરંપરાઓ (સરલા આનો હમેશ પાઠ કરતી) ગીતામાથી ઉતારેલી હતી —

"સખા'જાણી સ્નેહથી કે પ્રમાદે,
'હે કૃષ્ણ,' 'હે યાદવ' 'હે સખે' શા
ન જાણતા આ મહિમા તમારો
અયોગ્ય જે વેણ હુંથી વદાયા — અ ૧૧ શ્લોક, ૪૧
વિહાર શય્યાસન ભોજને વા
એકાન્ત કે અચ્યુત ! સૌ સમક્ષે,
વિનોદમા જે અવિવેક કીધા
ક્ષમા કરો તે સહુ, અપ્રમેય ! —શ્લોક ૪૨.
પિતા જ છો લોક ચરાચરોના
અને ત્હમે પૂજ્ય મહાગુરુ છો :
નથી સમો અન્ય, અધિક તો ક્યાંં
ત્રિલોકમાં યે, અનુપ પ્રભાવી ! —શ્લોક ૪૩.
માટે પ્રણામી, પ્રભુ ! કાય ઢાળી,
પ્રસન્ન હો માગુંછું, સ્તુત્ય ઇશ !
નિભાવી લ્યો જેમ પિતા સુતોને
સખા સખાને, પ્રિય તો પ્રિયાને—"શ્લોક ૪૪

ફરતી જ્યાં જ્યાં જણાતી ત્યાં, સાચા સાહેબના દાસ કબીર, કે—"મોર મુગટ, કટ કસરી, ભલે બને હો નાથ હૈ તુલસી મસ્તક તબ નમે ધનુષ્ય બાન લો હાથ"—કહેનાર

ટેકીના રામભક્તની સાખીઓ લખી દીધી હતી નીચેની બે સાખીઓ અમારી આંખે ચડતાં યાદ રાખી લેવાઇ —

" જબ તુમ આયે જગતમાં, લોક હસે તુમ રોય !
• ઐસી કરની કર ચલો, તુમ હસો જગ રોય,
સૂરતમેં કીરત બડી, બિન પખ ઉડ જાય
સૂરત તો જાતી રહી, કીરત કભી ન જાય—"

એક ખૂણે લખાવેલુ, આત્મસમર્પણ અને માનસ નિવેદનની દીક્ષા આપતુ, ' લલિત ત્રિભંગી નરવર ધ્યા'ના રસરસિયા દયારામનુ પદ,

" ચિત્ત તુ શીદને ચિન્તા ધરે, કૃષ્ણને કરવુ હોય તે કરે

રાખ ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે—ચિત્ત તુ—"

સરલાને પ્રાણસમુ પ્રિય લાગતું હતું એની કીર્તનગંગામા ન્હાઇ એ કૃતકૃત્ય થતી.

બીજા કવિઓની રસભરી વાનગી રાખવા સરલા ચૂકી ન્હોતી પરતુ એ 'રસ'ના વીરલા ભોગીને જ એની દેહે લાગે તેથી જે મીઠાં ઘૂંટડા પી અમે ધરાયા નહી ત્હેની જ ફક્ત અહી નોંધ લઇ સન્તોષ માનવો પડયો છે " असतो मा सद् गमय । तमसो मा ज्योतिर्गमय । मृतो मांऽमृत गमय । "

એમાં સર્વતોભદ્ર પ્રાર્થનાની અવધિ મનાતી હતી

આખો યે કાર્યખડ ( સરલા ત્હેને *Workshop* કહેતી ) ત્હેની આધ્યાત્મિક મનો દશાનુ સાક્ષાત્ ચિત્ર હતું ત્હેમાં સરલાનુ ઉદાર, ઉદ્યોગશીલ મન રસિકતાની ઉચ્ચ કોટીએ પહોંચ્યું હતુ એમ વ્યક્ત થતુ

અમે અત કરણથી, સરલાની સરલતા પ્રભુ કાયમ રાખે, સસારીનાં લૂખાં સૂકાં હૃદયને રસજીવનમા તરબોળ કરે અને પામર જીવોને પોતાના ભીતરની શાન્તિમાં ન્હવરાવે એવુ ઇચ્છવા લાગ્યા. અમે એનો ઉપકાર માન્યો

પણ સમય અમને વધારે થોભવા દે એમ ન્હોતુ ટરરર ઘડીયાળ ક્હાડયું ગાડીનો વખત થયો હતો

તે બોલ્યો -" અમે જાણે અહીંથી જઇયે જ નહીં એમ થાય છે, હો બ્હેન વિશ્વના થાકેલા હૃદયનુ આશ્રમસ્થાન આપનો રસકુજ—અધ્યાત્મસિદ્ધિ ઇચ્છનારનિ તપોવન આપતો આશ્રમ-અને તમ સરખાં દેવિનુ આ નન્દનવન, જગતમા ઓછા જ હો—પણ ગાડી કોઇને માટે થોભતીનથી, તેથી અમે જઇશું, બ્હેન " અમે રજા લીધી

સર્વત્ર શાંતિ રેલી રહી એક પક્ષીનો મીઠો સ્વર બારણે સભળાયો આધાઝરા ઉપરથી શીતળ અનિલ ફુલમાં રમતો રમતો વાયો

અમે નિકળ્યા સરલાએ ધીમે મીઠે સ્વરે, " આવજો ભાઇઓ !" કહ્યુ એમાં રસિકતા છલકાતી હતી. એમાં બ્હેનનુ ભાઇપ્રેનુ હૃદય બોલતુ હતુ એ શબ્દો હૃદયમાં અંકાયા-સ્મરણમાં જડાઇ ગયા.

હજી ગાડીને વાર હતી અમે સ્ટેશનઉપર ફરવા માંડયું ફરીથી કોકવાર અનુકૂલ નિવૃત્તિએ રસકુજની યાત્રાએ જવા સકલ્પ કરી હમણાં તો અમારે મન વાળવુ રહ્યુ *

---

* મૂળ લખાણમા ઘટતા સ્હેજ સુધારા સાથે

મેરેજ ફોર્મ્સ અન્ડર ઍન્શીયન્ટ હિન્દુ લૉ રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની,મુંબાઇ

# ગ્રન્થાવલોકન.

[ જુલાઇ માસના પૃષ્ઠ ૩૭૪ થી અનુસધાન ]

## ૨ વીર અને વીરપુજા.

[ કર્તા રા મણિશંકર દલપતરામ જોશી, બી એ, સુરત પૃષ્ઠ ૨૦૦, મૂલ્ય રૂપીઆ સવા ૧ ]

રા મણિશંકરનુ આ પુસ્તક ગુજરાતી ભાષામાં કઇક નવી લીટી દોરે છે ચારિત્ર્યવાન્ અને સદ્ગુણી દેશજનો અને ઇતર મહાપુરૂષો અને સ્ત્રીઓનાં જીવનની ચિત્રરેખાઓથી અંકિત પુસ્તકો આપણે ત્યાં મળ્યાયે છે પણ એ પુસ્તકોમા મ્હોટે ભાગે તેમનાં જીવનના જ પ્રસંગો દોરાયલા હોય છે રા મણિશંકરના આ પુસ્તકમા યે એવુ તો છે જ, પણ અંગ્રેજી સાહિત્યમાં વિશિષ્ટ ગણાતા અંગ્રેજી પુસ્તક 'હીરો અને હીરો વર્શીપ'—'વીર અને વીરપૂજા'નુ આ એક આછુ પણ સારૂં અનુકરણ છે ગુજરાતના ચિરસ્મરણીય વિચારક સ્વ ગોવર્ધનરામ, અમર ભારતવર્ષના વર્તમાન કવિવર રવિન્દ્રનાથ ટાગોર, જગ-ઉદ્ધારક કર્મવીર આપણા પ્રાત સ્મરણીય ગાંધીજી, ક્ષાત્રકુલાવન સ પ્રતાપી રાણા પ્રતાપસિંહ, મહારાષ્ટ્રીય ઇતિહાસના નરરત્ન નાના ફડનવિસ અને શ્રીકૃષ્ણ પરમાત્મા આદિના જીવનપ્રબન્ધો અને ચારિત્ર્યોનાં અન્વેષણ આ પુસ્તકમાં કરાયાં છે ઉપરાંત, સર જગદીશચંદ્ર, ને સ્વ લોકમાન્ય ટીલક વિગેરેના પણ ઉલ્લેખો છે હિન્દુસ્તાનના વર્તમાન ઇતિહાસમા આ વ્યક્તિઓ અમર પંક્તિથી કોતરાઇ રહી છે અને આપણા સંક્રાન્તિકાળમા આ મહાજનોના ચારિત્ર્યો અને જીવનક્રમો આપણને અનેક રીતે સબળતાથી કર્મપ્રેરક બની રહ્યા છે રા મણિશંકરે એમના જીવનના અનેકવિધ મુદ્દાઓ યથાશક્તિ સ્પષ્ટરીતે ચર્ચ્યા છે અને આપણને વિચાર કરવાને એ સારો ખોરાક આપે છે રા મણિશંકર ખરૂં જ કહે છે કે, "વીર અને વીરપૂજાનાં વાચનની સાર્થકતા ત્યારે જ થઇ સમજવી કે જ્યારે જીવન વીર ભક્તિમા મુગ્ધ થકાય, અહમતા નષ્ટ થાય, અને 'આનન્દ અને ઓજસ્' પ્રકટે આમાં જ આપણુ આર્યત્વ રહેલું છે ભારતવર્ષ ત્યારે જ ઓપશે કે જ્યારે ઉપર પ્રમાણેના વીરો 'આનન્દ અને ઉત્સાહ' સાથે કેસરીયા કરી પોતાના ઉજ્વલ ચરિત્રોથી તે દીપાવશે" આમ આ પુસ્તક સાહિત્યના વિલાસીજનોએ વાંચવા જેવુ અને મનન કરવા જેવુ છે પુસ્તકની ભાષા કોઇક કોઇક ઠેકાણે સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી શબ્દોના એક સાથે ઉપયોગને લીધે ભારે ને કિલષ્ટ પણ લાગી જાય છે રા મણિશંકર જેવા સંસ્કૃત અને ગુજરાતીના અભ્યાસકને નિરર્થક રીતે પુસ્તકમા અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરતા જોઇને અમ્હને ખેદ થાય છે પુસ્તકની બાંધણી પુસ્તક પુરૂં કરતા પહેલા જ ઢીલી થઈ જાય છે છપામણી ખરુ સાધારણ છે ને તેના પ્રમાણમા કિંમત વધારે લાગે છે

રા મણિશંકરને આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાટે અમ્હે અભિનંદન આપીએ છીએ અને ગુજરાતી સાહિત્યમાં પોતાનો ફાળો વધારે તીવ્રતાથી ઉદાર મને એ આપતા રહેશે એવુ અમે ઇચ્છીએ છીએ

—ર ગો ત્રિપાઠી

મુબાઇ તા ૮ ૭ ૨૧

સ્નેહમુદ્રા. રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# જીનતાન.



જીનતાન—ઉલટીને તરત જ બંધ કરે છે.

જીનતાન—પાચનશક્તિ માટે અકસીર છે.

જીનતાન—શક્તિ માટે એના જેવી એક પણ ચીજ નથી.

આખો વખત બોં બો કરનારાઓએ જીનતાનનો તરત જ ઉપયોગ કરવો.

દરિઆની મુસાફરી કરનારા દરેક માણસો તંદુરસ્તી માટે જીનતાન પાસે રાખે છે.

જીનતાન—ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠને માટે જીનતાનનો જ ઉપયોગ કરે છે

જીનતાનની એક બે ગોળીઓ પાનમા ખાવાથી પાનનો અજબ સ્વાદ આવે છે ને મ્હોંમાથી દુર્ગંધ દૂર કરવા માટે જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામા આવે છે



**જીનતાનનું એક પડીકું આજે જ ખરીદો.**

મોટું પડીકું ગોળી ૬ સી ડબી સાથે ૬ રૂ
મધ્યમ પડીકું ગોળીની ડબી સાથે ૦-૪-૦
નાનું પડીકું ની ૦-૧-૦

સોલ એજન્ટસ—જીનતાન એજન્સી,
( જી આર ચૌબલ )
જુમામસજીદ, મુંબઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચે છે.

# સો વરસનુ પુરાણું ખાતું

જુના ગોપાલદાસ બરફીવાલા અને

મીઠાઈવાલા

મુબાઈ.

મોઘા મશાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરો મારવાની ભલામણ કરનામા આવેછે.



| | |
|---|---|
| બ ામની બારી | સુતરફેની |
| પીસ્તાની બરફી | હલવા |
| માવાના પેંડા | વેનીના ગુનાબ* |
| માવાના ઘુઘરા | ઓરેન્જ વીગેરે |
| કોપરા પાક | સુકા હલવા |
| બાસુંદી | દરેક જાતના |
| શ્રીખડ | અધરણીના લાડુ |
| ગગન વોરે | ફુદીના લાડુ |
| ઘણી જાતની | જલેબી મેસુર |

સુરતી મીઠાઈઓ—મગજ ધારી

ટેલીગ્રાફિક એડ્રેસ, " Burfee Shop "

સી. પી. ટેન્ક ટેલીફોન ન ૧૧૦૭.

[ જાહેરખબર માટે આ પાનુ આપવાનું છે ].

[ જાહેરખબરો માટે ઉત્સાહી ને અનુભવી કેનવાસરો જોઈએ છીએ ]

## ચોક અવાજે વખણાયલાં પુસ્તકો !!

જરૂર જ વાંચો

### ગુજરાતી પુસ્તકાલયોમાં સંગ્રહવા યોગ્ય પુસ્તકોઃ

કપડાં પાકાં બાઇન્ડીંગમાં | લેખકોની છબીઓ સાથે

| | | |
|---|---|---|
| ૧. ગુલાબસિંગીના ગજબ સચિત્ર વાર્તા અ. સૌ. વિમળા મેતનસાક કૃત | રૂ | ૨-૦ |
| ૨. લલિતના કાવ્યો રા. લલિતના કાવ્યોના સંગ્રહ | રૂ | ૧-૦ |
| ૩. મારી વીસ વાર્તાઓ સચિત્ર વાર્તા સંગ્રહ રા. કેશવપ્રસાદ છો. દેસાઇ, બી. એ., એલ્એલ. બી. કૃત | રૂ | ૨-૦ |
| ૪. માલારંજન રા. ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત | રૂ | ૨-૦ |
| ૫. ઉપાકાન્ત સચિત્ર વાર્તા રા. ભોગીન્દ્રરાવ દીવેટિઆ બી. એ. કૃત | રૂ | ૨-૦ |
| ૬. કમલાના પત્રો રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત | રૂ | ૨-૦ |
| ૭. અનિન્દ્ર ઘોષનુ તત્ત્વજ્ઞાન રા. મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત | રૂ. | ૨-૮ |
| ૮. હું, ગ્લા ને મિત્રમંડળ રા. ધારસુખલાલ કૃ. મહેતા કૃત | રૂ | ૨-૦ |

નોટ સમાલોચકના જે ગ્રાહકોએ ૧૯૨૧ ને ૧૯૨૨ ના લવાજમ ભર્યા હશે તેમને આ આખો સેટ રૂ. ૧૪ ની કિંમતે આપવામાં આવશે. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારેનું.

લખોઃ— રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી બિલ્ડીંગ નં. ૨, ગિરગામ, મુંબાઈ.

# તીજોરીવાળાઓની
# નવી રીતની હરીફાઇ.

લડાઈ પહેલા ઓસ્ટ્રીયાથી કાગળ જેવા પાતળા પતરાની તીજોરીઓ અત્રે આવતી હતી અને પ્રજાને માલની કદર નહી હોવાથી ઠીક સખ્યામા વેચાતી પણ હતી હાલમા તે તીજોરીઓ નહી આવતી હોવાથી તેની જગ્યા તેવી જ બનાવટની અમેરીકન અને બીજી તીજોરીઓએ લીધી છે એ તીજોરીઓ વેચનારા એવુ કહે છે કે ગોદરેજની તીજોરીઓ ગમે એવી સારી હોય પણ અમેરીકા અને બીજા દેશોમા બનતી તીજોરીઓને કદી પુગી શકે નહી એઓ બીજુ એમ પણ કહે છે કે અમારી તીજોરીની ભલામણ અમારો કોન્સલ કરે છે કોન્સલનુ મુખ્ય કામ પોતાના દેશના માલનો ખપ વધારવાનુ હોય છે એટલે તે ભલામણ કરે તેથી કાંઈ એવુ ઠરે નહી કે માલ ભરોસાલાયક જ હોય

કોન્સલની ભલામણવાળી એવી એક ન્હાની તીજોરી મોટી કીમત આપીને ગોદરેજે ખરીદી છે અને ફક્ત પાચ મીનીટમા તોડી છે અને જેઓને ખાતરી કરવી હોય તેઓને બતાવવા કારખાને રાખી છે

આગગાડી અને આગબોટનુ નુર, જગાત, ગોડાઉન ભાડા અને એજન્ટ તેમ જ છુટક વેચનારનો નફો એવા એવા અનેક ખરચ આયાત થતી તીજોરીઓ ઉપર પડે એટલે પરદેશી તીજોરીઓ હલકી બનાવટની હોય તો જ અહીંની સારી તીજોરીઓ સાથે હરીફાઇ કરી શકે એ સમજવુ મુશકેલ નથી

ગોદરેજે પાચ મીનીટમા જે તીજોરી તોડી તેની બનાવટ કેવી છે તે જાણવા ગોદરેજને ખરીદ કરવી પડી એ ઉપરથી વાચનારે ધ્યાનમા લેવુ જોઇએ કે તીજોરી નબળી છે યા મજબુત તેની ફક્ત જોવાથી કાંઇ પણ સમજ પડી શકે નહીં તૈયાર થઈ રહેવા પછી પાચ મીનીટમા તોડી શકાય તે તીજોરી તેમજ તોડતાં પાચ કલાક લાગે તેવી એકસરખી જ દેખાય

## ગોદરેજનું કારખાનું—
ગેસ કંપની પાસે, પરેલ, મુંબાઈ.

# તમારે ત્યાં શુભ પ્રસંગોપર

ટી–પાર્ટી—

નાચ–પારટી—

એટ–હોમ—

ઇવિનીગ એન્ટરટેનમેન્ટ—

ઇત્યાદિ મેળાવડાઓમા—

રીફ્રેશમેન્ટસ માટેની ગોઠવણ કરવાનું અમને સોંપો–

ફાકડુ કામ—

વાજબી દામથી—

ટુંક વખતમાં—

અને તમને ૧૦૧ ટકા સતોપ મળે તેવુ કરી આપીશું–

એસ્ટીમેટસ મગાવો—

ભાવ તાલ જરૂર પુછાવો—

# ગોવિંદજી·દયાળજી.

મુખ્ય ઓફીસ–ચીરાબજાર
બ્રાંચ નં. ૧ –
બ્રાંચ નં. ૨ –

મુંબાઈ

ટેલીફોન ૨૫૫૯૬
ટેલીગ્રામ—
"Sweetmart"

Feb 19

પંકાયલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

## ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું!

પહેલા પાયોનીયર

હજી, પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર, અને નવા અનકારો

તૈયાર કર્યા જ જાય છે!

દુકાને પધારી તસ્દી લઈ જોશો તો

જરૂર જ મોહશો!

પરિણામે અમને ખટાવ્યા વિના

છુટકો જ નથી!

પછી આજે આવો કે કાલે!

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૨.

# ભીખા કલ્યાણજીની કુંોની

# અમૃત તુલ્ય દવાઓ.

**સજીવન મિક્ષ્ચર.**

**-કોલેરા વિશુચીકા માટે-**

મરેડા અપચો અજીર્ણ અતિસાર વિગેરે ભયંકર રોગોને ટુંક વખતમા ખાત્રિપૂર્વક નાબુદ કરનારો આ એક રામબાણ ઉપાય છે જેનાથી સેંકડો અમૂલ્ય જીંદગી બચી છે

**કિંમત બાટલી એકના આના દશ**

**બાફાલ ઓઇન્ટમેન્ટ**

**-ખાસ દ્રાજ માટે-**

ગમે તેવી હઠીલી કાળી કે લાલ દરાજ અગર ખુજલી આ મલમ બેથી ત્રણ વખત લગાડવાથી જડ મુળથી નાબુદ થાય છે અને ચામડી જરા પણ બળતી નથી કે ખરાબ વાસ આવતી નથી.

**કિંમત બાટલી એકના આના ચાર**

## તાવનું અકસીર મિક્ષ્ચર.

આ મિક્ષ્ચર ટાઢીયા આંતરીઆ મેલેરીયલ અને ખરાબ રૂતુમા ફાટી નીકળતા સર્વે જાતના ઝેરી તાવ ઉપર રામબાણ અસર કરે છે કારણ કે તે તમામ જાતના તાવના જંતુઓને નાબુદ કરવામા આબાદ છે આ મિક્ષ્ચરના ત્રણ ભાગ લેવાથી એકજ દીવસમા ગમે તેવો તાવ નાબુદ થઇ જાય છે બીજી દવાઓથી તાવ ઉતર્યા પછી ઘણી જ અશક્તિ આવે છે તેમ આ દવાથી એવું કશું પણ ખરાબ પરીણામ આવતુ નથી એ તેની ખાસ ખુબી છે

**કિંમત બાટલી એકના આના બાર**

## ગાંડીવ એન્ટી-રૂમેટીક બામ.

એક મહાન વિદ્વાન ડૉક્ટરની શોધ ઉપરથી બનાવેલો આ મલમ ચોળવાથી માથાંનો તેમ જ સંધીવા સરખો દુખદાયક રોગ ટુંક વખતમા નાબુદ થાય છે વળી હાથપગનું રહી જવુ મોચ ચડી આવવો શરીરના કોઈ પણ ભાગનો દુખાવો કોઇપણ ભાગનુ જકડાઈ જવુ સ્ત્રીઓના પગ તથા કમર ઝલાઈ જવા શરદીથી કોઈપણ ભાગ રહી જવો વિગેરે સર્વે રોગોને નાશ કરનારા આ રામબાણ ઉપાયની એક બાટલી દરેક કુટુંબોમા અવશ્ય રાખવી જોઇએ.

**કિંમત બાટલી એકના આના આઠ**

અમારા મહેરબાન ગ્રાહકોના ખાસ આગ્રહને માન આપી-

**અમોએ હાલમા ડીસપેનસીંગ ખાતુ ખોલ્યુ છે**

જેમા અનુભવી માણસોને હાથે દરેક જાતના પ્રિસ્ક્રીપ્શન મુજબ દવા બનાવી આપવામા આવશે એક વખત કામ પાડી ખાત્રી કરો.

**ભીખા કલ્યાણજીની કુંo દવાવાળા,**

Feb 19 — મસ્જીદની ગલીને નાકે, બહારકોટ, મુંબાઈ, નં ૨.

## પાકા રંગના ફેન્સી છાપલો મળવાનું ગંજાવર ખાતું.

અમારે ત્યાં દરેક જાતનું રેશમી
તથા સુતરાઉ સાડીઓ છાપ-
વાનું તથા રંગવાનું કામ
ઘણી જ સંભાળથી
કરી આપવામાં
આવે છે.
ઠેકાણું નોંધી
રાખજો.




૩૫૪ કાલબા
દેવીરોડ-મુંબાઇ
છે નામાં છાપી
ફેશનની સુંદર ડીઝાઈન
માટે ઘણાથી અમારું
ખાતું પ્રસિદ્ધ છે
એક વખત પધારી જરૂર જોઈ
જશોજી.



કેશરંજન—પહેલા પ્રકારનું મગજ ઠારેનું તેલ છે
કેશરંજન—મગજના જ્ઞાનતંતુઓને પુષ્ટિ આપે છે
કેશરંજન—વાળને ખરી પડતા અટકાવે છે ને વાળને જ્યાં
બંધ ઉગાડે છે
કેશરંજન—આખો દિવસ મગજ મારી કરનારાઓને ખાસ
શાન્તિ આપે છે
કેશરંજન—સુંદરતાઇ તથા ગંધાઇ માટે સારી રીતે વપરાય
છે. કિંમત એક શીશીનો રૂ ૧, પોસ્ટેજ જુદુ

### પ્રમેહબિન્દુ શું છે ?

પ્રમેહબિન્દુ—જુવાનીયતની ભૂલોથી થયેલા રોગો મટાડે છે
પ્રમેહબિન્દુ—ચાંદી વિગેરે ભયંકર રોગો ઉપર અદ્ભુત રીતે ફાયદો આપે છે
પ્રમેહબિન્દુ—આ દવાના વાપરથી થોડા જ વખતમાં મુક્તિ અપાવે છે, તાવ,
અતગ્નિ શ્રમ વિગેરે સારી રીતે દૂર કરે છે
પ્રમેહબિન્દુ—આ દવાથી પીડાતા દરેક જણે વાપરવું
દરેક શીશીનો રૂપીઓ દોઢ, પેકિંગ વગેરેના આના નવ જુદા.
કવિરાજ નાગેન્દ્રનાથ સેન, ગવર્નમેન્ટ ડીપ્લોમા હોલ્ડર,
Feb 18. નં ૧૮/૧ અને ૧૯ લોઅર ચિતપુર રોડ, કલકત્તા.

મ. આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

એક જ દામ. | સ્થાપી ૧૮૯૫.

# સુરજમલ લલ્લુભાઇની કું.

હીરા તથા ઝવેરાતના વેપારીઓ યુરોપથી સીધા
હીરા આયાત કરનારાઓ

અમો
જાત જાતના
ચાલુ ઝમાનાની
ફેશનના હીરા પાના
માણેક મોતી ગની વીગેરેના
દાગીના તૈયાર રાખીએ છીએ તેમ જ
ઓરડરથી અમારી પોતાની વર્કશાપમા
જલ્દીથી બનાવી આપીએ છીએ.

**૨૦-૨૨૫-૨૨૭ કાલબાદેવી રોડ, મુંબાઈ.**

કેટલૉગ મફત મોકલવામાં આવે છે

આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

## દ્રાક્ષાસવ

રતલ દોઢના રૂપીયા બે.

અકસીર દવા !

શરદી મટાડનાર,
ભૂખ ઉઘાડનાર,
દસ્ત સાફ લાવનાર,
ઉંઘ લાવનાર,
તાકત આપનાર,
તાઝગી બક્ષનાર,

દહેજતદાર પીણું !

જીવન સાથે વાપરી જૂઓ.

ચ્યવનપ્રાશાવલેહ

## જીવન

રતલ એકના રૂપીયા અઢી.

પુષ્ટિકારક ખોરાક !

રોગી નીરોગી,
નબળા સબળાં,
નાના મોટાં,
સ્ત્રી પુરુષ,
સૌને માટે,

જીવનવર્ધક દવા !

દ્રાક્ષાસવ સાથે વાપરી જૂઓ

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ, લિમિટેડ.

એલ્ફીન્સ્ટન રોડ, મુબઈ ૧૩.

—દુકાન—
જાની મહાજનવાડી, કાલબાદેવી.

પ્રસિદ્ધ આયુર્વેદિક દવાઓનુ
પ્રાઇસ લીસ્ટ મંગાવો

ઉ૦ આપના ઓર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

જુના અને જાણીતા

# ઝવેરીઓ

## રામજી ભગવાન એન્ડ બ્રધર્સ.

૨૦૯, શેખ મેમણ સ્ટ્રીટ, મુંબાઈ.

તારનું સિરનામું "Muffchain-Bombay" ટેલિફોન નં ૬૭૪

## સમાલોચકની જાહેરખબરના ભાવ

એક વખત માટે એક આખું પાનું, રૂ ૧૫  અડધું પાનું રૂ ૮  પા પાનું રૂ. ૬

—આ ભાવ બાર માસની બાંધી મુદતને જ માટે છે ઓછા વખત માટે કે ખાસ જગ્યા માટે ચાલુ ભાવ ઉપર પચીસ ટકા વધારે લેવામાં આવશે

—કવર ઉપરના ખાસ ભાવ માટે રૂબરૂમાં મળવું યા તો લખીને પુછાવવું.

—આ ભાવ છેલ્લામાં છેલ્લા છે તેમાં ઘટાડો થઈ શકશે નહિ  વધતી જતી મોંઘવારીને લીધે આ ભાવ ગમે તે વખતે ફરી શકશે  વધુ માટે લખો યા રૂબરૂ મળો

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, પ્રકાશક

સમાલોચક ઓફિસ, મોરારજી ગોકુળદાસ ચાલ, નંબર ૩/૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ

# કમાલ ! કમાલ.

એક જ મહીના માટે



અમારું 'ન્યુ મોહિની ફ્લુટ' સાગુનની લાકડીનું બનેલું ઘણું જ સુંદર અને અત્યુત્તમ હોવાથી સર્વ દેશોની આબોહવાને અનુકૂળ અને રાગીણી માટે ઉત્તમ છે ગેરંટી ૩ વર્ષ, સિંગલ રીડ રૂ ૫૦) ૬૦) હવે રૂ ૨૫) ૩૦) ડબલ રીડ રૂ ૮૦) ૯૦) હવે ૪૦) ૪૫) હાથ ને પગના ફોલ્ડીંગ વાજાં રૈયાતી દામ રૂ ૬૫) ૯૦) ૧૨૫ આર્ડર સાથે ચોથાઈ દામ પેશગી મોકલવું અને સ્ટેશનનું નામ લખવું જોઈએ,

પત્તો—પરશિયન કું, પોસ્ટ બોક્ષ નં. ૮૧૪ (S) કલકત્તા

## મુંબાઈના સુપ્રસિદ્ધ ઝવેરીઓ.

ઉત્તમ કારીગરીના અનેક નમુનાઓનું પ્રદર્શન !

# મોહનલાલ એન્ડ કંપની,

## દરેક પ્રકારના સોના, ચાંદી અને ઝવે-
## રાતના મનપસંદ ઉત્તમ દાગીના
## બનાવનાર ને વેચનાર.

નં.૧૯૭-૨૦૧ શેખ મેમણ સ્ટ્રીટ,
ગણેશવાડીની સામે, મુંબાઈ.

છાપખાનાઓના માલીકો, પુસ્તકો પ્રગટ કરનારાઓ,
અને
લેખકો માટે ખાસ !

ઉંચી જાતના અંગ્રેજી, અમેરીકન અને એવા બીજી બનાવટના હરેક સાઈજના ને વજનના છાપવાના કાગળો બેન્ક-પોસ્ટ પેપરો, બ્રાઉન-પેપર, આર્ટપેપર, બાઇન્ડીગ કલોથ અને છાપખાનાઓને લગતી હરેક પ્રકારની અપ—ટુ—ડેટ ઉંચા 'મેકરો'ની પ્રિંટીંગ મશીનરી વિગેરે મળી શકશે ભાવ તાલ તથા વિગત મગાવશો. એક વખત પુછાવ્યાથી ખાત્રી થશે.

મીલોમા વપરાતા
ટેસ્ટીગ પેપરો, સ્ટ્રૉબોર્ડસ વિગેરે પણ મળી શકશે.
ઑફિસોને લગતી સર્વ પ્રકારની સ્ટેશનરી માટે પુછાવો.
લખો રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી બિલ્ડીંગ્સ ન, ૨, ગિરગામ, મુંબાઇ
તારનુ સરનામુ 'સમાલોચક' મુંબાઇ.

૧૯, આપ ના ઑર્ડરમા સમાલોચકની નોંધ લેજો.

## સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીકૃત.

| | | |
|---|---|---|
| સરસ્વતીચંદ્ર | ભાગ ૧ લો (સાતમી આવૃત્તિ) રૂ ૨॥ | ચારે ભાગની કિંમત |
| ,, | ભાગ ૨ જો (છઠ્ઠી આવૃત્તિ) રૂ ૨॥ | મળાબાર |
| ,, | ભાગ ૩ જો (ચોથી આવૃત્તિ) રૂ ૨ | રૂપીઆ. |
| ,, | ભાગ ૪ (થો ચોથી આવૃત્તિ) રૂ ૫॥ | |

મળવાનું ઠેકાણું ૧. એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ

૨. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,

મોરારજી ખી બિ્ડ્સ, ગીરગામ, મુમ્બાઈ ન ૪

૩ અને સર્વે પ્રસિદ્ધ બુકસેલરો

## ધી બેંગાલ સ્વીટમીટ એમ્પોરીયમ.

પારેખ હોસ્પીટલ સામે, ન ૬૩ સેન્ડહર્સ્ટ રોડ,

ગીરગામ, મુંબાઈ

## ખરેખરી શુદ્ધ સ્વદેશી મિઠાઈ.

ચોકખો અને પાકો માલ

બંગાળની ભાતભાતની અનેક જાતની મીઠાઇ મુંબાઇની શોખીન પ્રજાને માટે અમારે ત્યાં રાતદિવસ તૈયાર રહે છે કલકત્તાના વખણાયલા રસગુલ્લા, રાજભોગ, સીતાભોગ મહીદાના, દીલકુશ સદેશ, પાતુઆ વિગેરે અનેક જાતની મીઠાઇ કલકત્તાના કુશળ કંદોઇઓ તૈયાર કરે છે

અમારી મીઠાઇના ભાવ ઘણા જ મધ્યમ છે ઉપરાંત મુંબાઇની પ્રજાને અનુકૂળ એવી વાનગીઓ પણ તૈયાર કરીએ છીએ

લગ્નસરામા અને જાહેર પાર્ટીઓ માટે ખાસ ઓરડરો લેવામાં આવે છે ને મધ્યમ ભાવે જલદીથી જોઇતો બધો માલ પુરો પાડવામા આવે છે એક વખત આ નહિ ચાખેલી રસદાર મીઠાઇનો સ્વાદ લ્યો ગ્રાહકોના મન હમેશાં સંતોષ પામે એવી અમે બધી ગોઠવણ રાખી છે

August 1921 ]

# ન્હાની, મ્હોટી, જાહેર કે ખાનગી લાયબ્રેરીના પુસ્તકોનો ઉત્તમ સંગ્રહ.

૧.

**સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.—**

| | રૂ આ |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા ૧ થી ૪ | ૧૨–૦ |
| લીલાવતી જીવનકલા | ૦–૧૨ |
| દયારામનો અક્ષરદેહ | ૧–૪ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧–૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0–12 |
| Classical Poets of Gujarat ( 1916 Edn ) | 0–6 |

**ડૉ.—કાન્તિલાલ પડયા —**

| | |
|---|---|
| સ્વ ગોવર્દ્ધનરામનુ જીવનચરિત્ર | ૧–૦ |

**સ્વ. ડૉ. મણિલાલ નભુભાઈ—**

| | |
|---|---|
| બાળવિલાસ | ૧–૪ |
| ગુલાબસિંહ | ૨–૪ |
| ચારિત્ર | ૧–૪ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫–૦ |

**રા. મણિલાલ છબારામ ભટ્ટ—**

| | |
|---|---|
| ઝાંસીની રાણી (સાત સુંદર ચિત્રો સાથે) | ૨–૦ |
| સુંદર બ્હેન. | ૦–૧૨ |
| ગુજરાતની જુની વાર્તાઓ (ચિત્રોસાથે) | ૨–૦ |
| પૃથુરાજ ચૌહાણ અને સંયુક્તા. ( નવી આવૃત્તિ ૭ ચિત્રો સાથે ) | ૨–૦ |
| રૈતિસુંદરી | ૧–૮ |
| પતિવ્રતા સતિઓ ( ૨૪ ચિત્રો સાથે ) | ૩–૦ |
| પ્રતિમા નાટક | ૧–૦ |
| ગુર્જરી, ગુમાઈ ગોટાણી | ૧–૪ |

**રા છગનલાલ હરિલાલ પડયા—**

| | રૂ આ. |
|---|---|
| કાદમ્બરી ( સચિત્ર ) આવૃત્તિ પાચમી | ૬–૦ |
| એક અપૂર્વ લગ્ન (બીજી આવૃત્તિ છપાય છે) | |
| ક્રાઈસ્ટનુ અનુકરણ ભાગ પહેલો | ૦–૮ |
| સચિત્ર સુવાક્ષરના પત્તા | ૦–૮ |
| મનોરજક વાર્તાવલિ | ૦–૧૨ |
| વિશુદ્ધસ્નેહ | ૦–૮ |
| હાસ્યજનક વાર્તાલાપ | ૦–૬ |

**રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.—**

| | |
|---|---|
| જાતમહેનત ( સેલ્ફહેલ્પનુ ગુજરાતી ભાષાન્તર ) | ૬–૦ |
| દરિઆપરના દેશોની વાતો | ૨–૦ |

**રા. હિંમતલાલ અજારિઆ—**

| | |
|---|---|
| કવિતા પ્રવેશ. | ૧–૦ |
| કાવ્યમાધુર્ય | ૧–૮ |
| મેઘબિન્દુ | ૦–૪ |
| કિન્ડરગાર્ટન સબન્ધી ૭ લેખો | ૦–૬ |

**સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારી —**

| | |
|---|---|
| અગ્રેજી—ગુજરાતી પૉકેટ ડીક્શનેરી. | ૧–૧૨ |
| ગુજરાતી—અગ્રેજી " " | ૧–૧૨ |
| સ્ટાર અગ્રેજી ગુજરાતી ડીક્શનેરી | ૦–૧૨ |
| ટૉડકૃત રાજસ્થાન ( બે ભાગમા ) | ૫–૦ |

**ગૌ. સોગીન્દરામ દીવેટીઆ.—**

| | |
|---|---|
| આસીસ્ટન્ટ કલેક્ટર | ( મળતી નથી ) |
| નવરંગી બાળકો | ૦–૪ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | ૦–૪ |
| ઉષાકાન્ત [ સચિત્ર, બીજી આવૃત્તિ | ૨–૦ |
| મોહિની | ૨–૦ |
| મોલીમીટર | ૦–૧૨ |

એન. એમ. ત્રિપાઠી એન્ડ કમ્પની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, નં. ૨.

# અમ્હારો અસહકાર ઉલ્લાસ.*

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

(આશાની ધૂનમાં)

અમ્હારો અસહકાર ઉલ્લાસ!
દિવ્ય આત્મ-વિકાસ!

અમ્હારો—

માયાપાશે ફસાયા હોંશે બની અમ્હે મોહાન્ધ
પ્રાણ અમ્હે શોષાવા દીધા—દીઠો નહિ કૃતાન્ત

અમ્હારો—

પરાધીનતા પ્યારી લાગી, લાગ્યો એ જ ઉદ્ધાર,
"પરની આશા સદા નિરાશા" થઈ ગયા લાચાર

અમ્હારો—

સ્વતન્ત્રતા વિણુ અન્ય નહિ છે હિન્દતણો ઉદ્ધાર
સ્વતન્ત્રતાનું સાધન સાચું શાન્ત જ અસહકાર

અમ્હારો—

દ્વેષ લેશના છે કોઈનો—આત્મશ્રેય અમ સાધ્ય,
અહિંસાત્મક અસહકારે સાધશું શુદ્ધ સ્વરાજ્ય

અમ્હારો—

આર્ટનાગાગ, ગિરગામ,
મુંબાઈ,
તા. ૨૮ ૭ ૧૯૨૧

---

* સિવિલ છોડી, અસહકારી બની, બારસદના [illegible] ઉલ્લાસે વિશે [illegible] પત્ર લખેલો તે ઉપરથી સૂચિત

[illegible] અસહકાર ૧-૪-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# ન્હાની ન્હાની બાતો !

લેખક—ન્હાનો વિભાકર.

૧

અહો ! ન્હાની ન્હાની બાતોનો આ સંસાર બનેલો છે !

૨

ન્હાની ન્હાની રજનીઓથી પ્રભાતની પ્રફુલ્લતા સરેછે
ન્હાના ન્હાના પ્રભાતકિરણો બાદલને ધનુર્ધર ઘટાઓથી ભરે છે
ન્હાના ન્હાનાં મેઘબિન્દુઓવડે ગિરિઝરણાઓ ઝરેછે
ન્હાના ન્હાના ઝરણાઓ સરિતાઓના ઓઘ વહાવેછે
ન્હાની ન્હાની સરિતાઓ સાગરો છલકાવેછે
ન્હાના ન્હાના સાગર-તરંગો સારા સંસારને હિંચાવેછે

૩

ન્હાની ન્હાની સંસાર-લહરીઓ સકલ બૃંદાબન ઝુલાવેછે
ન્હાના ન્હાનાં બૃંદાબન-વૃક્ષો કુંજ-કેલિઓ બનાવેછે
ન્હાના ન્હાના કુંજો "રાધિકે પ્યારે" ને મિલાવેછે
ન્હાના ન્હાના રાધિકા બાલમુકુન્દની બંસુરી ડોલાવેછે
ન્હાની ન્હાની બંસુરી ગોપગોપીઓને નચાવેછે
ન્હાના ન્હાના ગોપ-ગોપીઓ સારા સંસારને મોહાવેછે

૪

ન્હાના ન્હાના સંસારગ્રંથના પાનાઓ માનવપુરાણ સુણાવેછે
ન્હાના ન્હાના પુરાણો પાક પયગમ્બરોની યાદ અપાવેછે
ન્હાના ન્હાના પયગમ્બરો યુગના યુગના અગ્નિ પ્રકટાવેછે
ન્હાના ન્હાના અગ્નિ પાપ-પાખંડના પહાડોને પ્રજાળેછે
ન્હાના ન્હાના પાખંડ મહાત્મા મોહનને જગાવેછે
ન્હાના ન્હાના મહાત્મા સારી સલ્તનતને થરથરાવેછે

૫

અહો ! વિરાટ્પ્રભુ સૌ સલ્તનતને ન્હાની ન્હાની બનાવેછે !

સૌ લાખની ન્હાની નગરી,
નાળિયેરી પૂર્ણિમા,
વિક્રમાર્ક ૧૯૭૭

સારી વીસ વાર્તાઓ ( ચિત્ર વાર્તાસંગ્રહ ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# સ્વર્ગીય સંદેશ.*

લેખક રા. સ્વદેશહિતચિન્તક.

સ્વર્ગના એક સુન્દર સ્થળમા ગંભીર અને તેજસ્વી મુખમુદ્રાવાળા ચાર પુરૂષો સાથે ચાલતા જણાય છે. ત્હેમાનો પ્હેલો પુરૂષ ગૌર વર્ણનો, કાન્તિમાન્ મુખાકૃતિવાળો અને શરીરે ઠુંકા કદનો હતો. ત્હેના સફેદ વાળની રૂપેરી દાઢી ત્હેના દેખાવમા ભવ્યતા ઉમેરતી હતી. બીજો પુરૂષ શરીરે બ મો, પ્હોળો તથા કદાવર બાંધાનો હતો. ત્હેના વિશાળ મ્હો ઉપરના વાળના થોભીયાને લીધે ત્હેની આકૃતિ સિંહના જેવી લાગતી હતી. માથા ઉપરના વાળ બહુ સભાગથી હોળેના હતા અને શરીર ઉપરનાં વસ્ત્રો બહુ ઉંચા પ્રકારના તથા શોભીતા હતાં. ત્રીજો પુરૂષ એથી ઉલટી રીતે બહુ નમ્ર મુખાકૃતિવાળો હતો અને ત્હેનાં વસ્ત્રો પણ બહુ સાદા હતા. પરન્તુ ત્હેના મ્હો ઉપર બુદ્ધિનું અનન્ત તેજ હતું. ચોથો પુરૂષ આ ત્રણેથી જુદા જ પ્રકારનો હતો. એના મ્હો ઉપર માનસિક દ્ર્ઢતા અને અદ્ભૂત બુદ્ધિપ્રભાને લીધે ચપળતા જણાઈ આવતી હતી. ત્હેણે સાદામા સાદો પોશાક પ્હેર્યો હતો અને માથા ઉપર માત્ર ચોટલીના વાળો હવામા ઉડતા હતા. ભરાવદાર મુછો એની મુખાકૃતિની વિશિષ્ટતામા વધારો કરતી હતી. આ ચાર પુરૂષો થોડુ ચાલીને એક શાંત જગાએ વિશ્રાન્તિ માટે બેઠા. થોડી વારે કદાવર બાંધાવાળો પુરૂષ સફેદ દાઢીવાળા પુરૂષને સંબોધીને બોલ્યો "દાદા! મ્હને તો આ ત્હમારા સ્વર્ગમા કંઇ ગમતું નથી. અહીં આવે મ્હને પાંચ-છ વર્ષ થયા પણ હું તો કંટાળી ગયો છુ અને મ્હારી પ્રિય મોહમયી નગરીમા પાછો જવાને હું તલપી રહ્યો છુ. સ્વર્ગની ભવ્યતા મ્હારે નથી જોઇતી!" દાદાએ કહ્યુ "શું બાદશાહ! સ્વર્ગ કરતા પણ ત્હમારી મોહમયી નગરી ત્હમને વધારે પ્રિય લાગે છે?" બાદશાહે જવાબ આપ્યો "ખરેખર દાદા! તેમ જ છે. તે નગરીની શોભા તથા ત્હેનું જાહેર જીવન ઉત્પન્ન કરવામાં મ્હે મ્હારુ આખુ જીવન ગાળ્યુ છે. ત્હેની ધારાસભાની, વિદ્યાપીઠની અને શહેરસુધારણાની સસ્થાની સભાઓમા મ્હારો સિંહનાદ હંમેશા સંભળાતો હતો. હું શુ બોલીશ તે સાંભળવાને હરકોઈ કાન માંડીને તૈયાર રહેતું હતું. મ્હારી ગર્જનાઓથી મ્હારા વિરોધીઓ અને ખાસ કરીને રાજ્યના અમલદારો ધ્રુજતા હતા. લોકો મ્હને મ્હારી નગરીનો તાજ વિનાનો રાજા કહેતા હતા. બસ, મ્હને તો એ જ જીવન ફરીથી જોઇએ છીએ. મ્હે શા પાપ કર્યાં હશે કે જેથી આવી જીંદગી છોડીને મ્હારે અહીં આવવુ પડયુ?" આ સાભળી ચોટલીવાળો પુરૂષ બોલ્યો "બાદશાહ! મ્હારે અને ત્હમારે ઘણા વિચારોમા મતભેદ છે અને આપણે આપણી જીંદગીના છેલ્લા દશેક વર્ષોથી તો દુશ્મન જેવા હતા. પણ આ બાબતમાં તો હું ત્હમારી સાથે સંમત થાઉં છુ. સ્વર્ગનુ જીવન તો મ્હને પણ શુષ્ક લાગે છે. જેમ ત્હમે ત્હમારી

* 'સ્વર્ગીય સંદેશ' એ વિદ્યમાન રાજકીય સ્થિતિ વિષેના કલ્પનાત્મક લેખના લેખક આપણા સાર્વજનિક પ્રશ્નોના અભ્યાસી છે.—તંત્રી

ન. સૌંદર્ય ને સ્વાર્થ. રૂ. ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

નગરીમાં બાદશાહ જેવા હતા તેમ હું પણ મ્હારા પુણ્યપુરમાં તેમ જ ત્હેની આસપાસના રાષ્ટ્રમાં ત્હેવી જ પદવી ભોગવતો હતો તે ત્હમે સારી પેઠે જાણો છો છે ના ચારપાંચ વર્ષમાં અને ખાસ કરીને જ્યારથી આપણા દેશની મહાસભામાં મ્હેં ફરીથી ભાગ લેવા માંડ્યો ત્યારથી દેશની રાજકીય જાગૃતિ વધારવામાં હું દિનપ્રતિદિન આગળ વધતો હતો પરન્તુ અચાનક રીતે આજથી બરોબર એક વર્ષ પહેલાં મ્હારે પથારીનો સાથ કરવો પડ્યો હું તો માત્ર મ્હારી તબીયત સુધારવા થોડા દિવસ માટે ત્હમારી મોહમયી નગરીમાં આવ્યો હતો ત્હેનામાં એક સ્હાંજે મોટરમાં ફરવા જતાં મ્હને શરદી લાગવાથી હું એકાએક ગંભીર માંદગીનો ભોગ થઇ પડ્યો અને અનેક ઉપાયો કર્યાં છતાં પણ તે બીમારીએ મ્હારા શરીર તથા દેહને પુરા કર્યાં મ્હેં ડાકતરોને છેવટ સુધી કહ્યું હતું કે હું મરવાનો નથી પરન્તુ યમરાજાના હુકમને વશ થઈ છેવટે મ્હારે ઇચ્છા વિરુદ્ધ અહીં આવવું પડ્યું છે ત્હમારી પેઠે મ્હને પણ એમ થાય છે કે હું પાછો આપણા દેશમાં જઇ મ્હારા પક્ષની સરદારી લઉં પણ અત્યારે તો પરવશપણે મ્હારે ને ત્હમારે બન્નેને અહીં રહી આપણા દેશમાં શું થાય છે તે માત્ર દૂરથી જ જોવાનું છે ' બાદશાહે કહ્યું ' મરી ! ત્હમે તો અહીં છો તે જ સારૂં છે દેશને માટે ત્હમે બહુ સહન કર્યું છે તે હું સ્વીકારૂં છું અને ત્હમારી દૃઢતા તથા સહનશક્તિ માટે હું ત્હમારા પ્રત્યે માન ધરાવું છું પણ મ્હારે કહેવું જોઇએ કે ત્હમારી અદ્ભુત બુદ્ધિ ત્હમે ઘણી વખત ઉંધે રસ્તે વાપરી છે અને રાજકર્તાઓ સામેની આપણી કાનૂની પદ્ધતિની લડતમાં ત્હમે અન્તરાય થયા છો સાથે મળીને કામ કરવાને બદલે જ્યાં ત્યાં ત્હમે વિક્ષેપ પાડવાને તૈયાર હતા ત્હમે મોટો અનુયાયિ વર્ગ ઉભો કર્યો છે તે ખરૂં છે પણ ત્હમારામાં મ્હોટો દોષ એ હતો કે ઘણી વખત ત્હમે ત્હમારા પક્ષને દોરવા કરતાં ત્હમારા પક્ષના હલકા માણસોથી વધારે દોરાઇ જતા એ કંઇ નેતાનું લક્ષણ ન કહેવાય આપણી રાજકીય લડતની એકતામાં વિક્ષેપ પાડનાર ત્હમે જ હતા સૂરતના બનાવો સંભારો સાંભળો હજી જોકે હું હજી ભુલી ગયો નથી અને લીધે જ હમારે ત્હમારાથી જુદું થવું પડ્યું હતું-" મરી વચમાં બોલી ઉઠ્યા " જુઓ બાદશાહ ! અત્યાર સુધી આ વાત મ્હેં ત્હમારી પાસે કહાડી નથી પણ હવે ત્હમે પોતે જ જ્યારે કહાડી છે ત્યારે સાંભળો રાજકીય ચળવળની મ્હારી તથા ત્હમારી પદ્ધતિ પ્રથમથી જ જુદી હતી ત્હમે અમલદારોની સ્હામે ત્હેમની સંસ્થાઓમાં દાખલ થઇને હિંમતથી લડવામાં વધારે ધ્યાન આપ્યું હતું અને તે માટે નેતાઓને ત્હમારા તરફ અપૂર્વ માન હતું પરન્તુ ત્હમે ત્હમારી પદ્ધતિથી સામાન્ય મનુષ્યનું હૃદય ખેંચી શકતા ન્હોતા અર્થાત્ રાજકીય ચળવળને ત્હમે જોઇયે ત્હેવી પ્રજાકીય બનાવી શકતા ન્હોતા મ્હારી પદ્ધતિ પ્રથમથી જ રાજકીય ચળવળને પ્રજાકીય પાયા ઉપર મુકવાની હતી અને તેથી અધિકારી વર્ગની સાથે કામ કરવાની દરકાર કર્યા વિના મ્હારા પ્રયત્નો પ્રજામાં સ્વદેશાભિમાન તથા સ્વાશ્રયના ગુણો ઉત્પન્ન કરવા તરફ હતા આમ કરવામાં મ્હારે અનેક વિપત્તિઓ સહન કરવી પડી છે અને લાંબા વખતની જેલ-યાત્રા પણ

કરવી પડી છે જ્યારે ત્હમે શીતળ ટેકરીઓ ઉપર સુન્દર બગલાઓમાં લ્હેર મારી છે ત્હમારી હઠીલી સરકાર સ્હામે મચૅાટ હતી પરન્તુ પ્રજાનો આત્મા ત્હમે ઓળખી શક્યા નહોતા. મ્હારૂં સઘળું કાર્ય આપણા દેશના અનેક તત્વોમાંથી એક રાજકીય પ્રજા ઉત્પન્ન કરવાનું હતું આ કારણથી જ આશરે તેર-ચૌદ વર્ષ ઉપર મ્હારે ત્હમારાથી જુદા થવું પડ્યું હતું પરન્તુ આપણા બેમાં કોણ ખરૂં હતું તે તે પછીના બનાવોથી જણાશે લગભગ દશેક વર્ષ સુધી તો ત્હમારા પક્ષે મહાસભાને પોતાની કરી પરન્તુ ત્હમારા અહીં આગમન પછી હમારો પક્ષ છેવટે વિજયવન્ત નીવડયો છે અને છેલ્લાં ત્રણ ચાર વર્ષોથી તો નદીમાં પૂર આવે તેમ પ્રજામતનું જોર વધ્યું છે અને ત્હેને પરિણામે ત્હમારા પક્ષને મહાસભા હમારા પક્ષને સોંપી દેવી પડી છે" આદરશાહ અત્યાર સુધી શાન્તપણે સાંભળતા હતા પરન્તુ હવે બોલી ઉઠ્યા "શું કેસરી! ત્હમે એમ ધારો છો કે હું અત્યારે જીવતો હોત તો મ્હારા પક્ષની આ દશા થાત?" "શું થાત તે ચોક્કસ રીતે કહેવું અશક્ય છે," કેસરીએ જવાબ આપ્યો, "પરન્તુ એટલું તો નક્કી છે કે રાજકીય ચળવળની જુની પદ્ધતિ વડે તો ત્હમે દેશમાં ઉચ્ચ-સ્થાન ભોગવી શકત જ નહિ ત્હમે ત્હમારી વાત કરો છો પણ છેલ્લા ત્રણ-ચાર વર્ષમાં તો દેશનું વાતાવરણ એટલું બદલાઈ ગયું છે કે મ્હારાથી આગળ જાય ત્હેવો પણ સબળ પક્ષ દેશમાં ઉત્પન્ન થયો છે અને ત્હેની તુલનામાં મ્હારા વિચારો પણ વિનીત કહી શકાય ત્હમારા વખતમાં સ્વરાજ્યની અભિલાષા પણ રાજ્યદ્રોહ જેવી ગણાતી હતી પરન્તુ હાલ તો 'પ્રજાસત્તાક રાજ્ય' ની વાતો મહાસભાની બેઠકોના ભાષણોમાં ચાલે છે એ ત્હમને ખબર છે?" અત્યાર સુધીની વાતોમાં નમ્ર મુખાકૃતિ વાળો પુરૂષ શાન્તપણે સાંભળ્યા કરતો હતો પણ હવે ત્હેનાથી રહેવાયું નહિ "શું એટલે સુધી વાત વધી છે?" ત્હેણે પુછ્યું. કેસરીએ જવાબ આપ્યો 'હા, સેવકરામ! ત્હમારૂં રાજકીય ચીન તો પાછળ પડી ગયું ત્હમારે અહીં આવે તો પાંચ છ વર્ષ થઈ ગયાં તે દરમિયાનમાં તો દેશમાં અદ્દભુત ફેરફારો થયા છે પ્રજા-મત એટલો એકત્રિત અને બળવાન થયો છે કે અધિકારી વર્ગની દમનની રાજનીતિ પણ નિષ્ફળ નીવડી છે અને ત્હમે રાજ્યતન્ત્રમાં જે જે સુધારાઓ તથા હક્કો માગતા હતા ત્હેમાંના ઘણાઓ રાજ્યકર્તાઓએ આપ્યા છે અને તે ત્હમારા વખતમાં સંતોષકારક ગણાત છતાં હાલ તો રોટલાના ટુકડા સમાન ગણાય છે ધારાસભાઓમાં પ્રજા નિયુક્ત સભાસદોની હવે બહુમતિ થઈ છે, પ્રાન્તિક સરકારના કેટલાએક ખાતાઓ ત્હેના લોકનિયુક્ત સભાસદોમાંથી પસંદ કરેલા પ્રધાનોના હાથ તળે મુકવામાં આવ્યાં છે સ્થાનિક કાર્યવાહક સભામાં દેશી સભાસદોની સંખ્યા અર્ધી રાખવામાં આવી છે તથા વડી કાર્યવાહક સભામાં એકને બદલે ત્રણ દેશીઓ નીમાયા છે અને એક પ્રાન્તમાં તો સુબા તરીકે પણ દેશીની નીમણૂક કરી છે છતાં—" આદરશાહ બોલી ઉઠ્યા "શું કહો છો? એટલે સુધી સુધારાઓ થયા છે? ત્યારે હમારી વર્ષો સુધીની લડત છેવટે સફળ થઈ ખરી અહા! મ્હારૂં કેવું કમભાગ્ય કે આ સુધારાઓનો લાભ લઈને અમલદાર વર્ગના તોરને તોડી પાડતાને હું સા નથી! મ્હારા અનુયાયિઓ શું કરતા

સંસારદર્પણ (નાટક) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ

હશે ? સારી સારી જગાઓથી લોભાઇ જતા હશે તથા રાજકર્તાઓની યુક્તિઓથી ફોસલાઇ જતા હશે કે નીડર સ્વતન્ત્રતાથી સચોટ હકીકત ચલાવતા હશે ? અહો ! આવી તક મ્હને મળે તો હું શું ન કરી શકું ?" સેવકરામે સવાલ કર્યો "મ્હારા ધારવા કરતા આ સુધારાઓ સારા છે ત્હેમાં કંઇ ચાક નથી. પણ મ્હને કહો કે નાણા સંબંધી બાબતોમા આપણને કંઇ સંગીન હક મળ્યો છે કે નહિ ? તે શિવાય બધુ નકામુ છે " કેસરીએ જવાબ આપ્યો "સેવકરામ ! એ લોકો એવા કાચા નથી કે એ બાબતમા આપણને એક મ સ્વતન્ત્રતા આપી દે એને માટે તો હજી ઘણી હકીકત ચલાવવી પડશે વાર્ષિક અંદાજપત્રની રકમોની મંજુરી માટે ધારાસભાના મતો લેવાની પદ્ધતિ દાખલ કરી છે પણ તે મતની અવગણના કરી ત્હેની વિરૂદ્ધ વર્તવા માટે દરેક પ્રાન્તના સુબાને બહોળી સત્તા આપવામા આવી છે વળી ધારાસભામા લશ્કરના ખર્ચના આંકડાઓમા એક પાઇ ઓછી કરવાની પણ નિરંકુશ સત્તા હજી મળી નથી જકાતની રાજનીતિમા પણ કંઇ સ્પષ્ટ કલમ વડે સુધારો થયો નથી માત્ર એટલી સમજૂત રાખી છે કે કોઈ પણ જકાતની રાજનીતિ વડી ધારાસભા બહુમતિથી પસાર કરે અને સરકાર ત્હેમા સંમત થાય અને સામ્રાજ્યની રાજનીતિથી તે વિરૂદ્ધ ન હોય તો ત્હેને અમલમાં મુકવી આ બધુ હજી અસ્પષ્ટ છે અને વ્યવહારમા કેમ ચાલે છે તે જોવાનુ છે " સેવકરામે કહ્યુ "હા, તે ખરુ છે પણ પ્રથમ કરતા વધારે સારૂ છે અને ધીમે ધીમે ત્હેમાં પણ આપણા ઇચ્છિત સુધારાઓ થશે જ પણ આ બધા સુધારાઓ પ્રજાએ આવકારદાયક ગણ્યા નથી ?" કેસરીએ કહ્યું " આવકારદાયકની કયા વાત કરો છો ? હમણાં તો પ્રજાનુ ચિત્ત આ સુધારાઓ કરતાં દેશના કેટલાએક ભાગોમા લશ્કરી તથા બીજા અમલદારોએ કરેલા અત્યાચાર તરફ તથા દેશની ૭ કરોડ મહમદીય પ્રજાની ધાર્મિક લાગણી ને થયેલા અપમાન તરફ વધારે ગયુ છે અને મ્હારૂ અહીં આગમન થયુ ત્હેવામા એ જ ચર્ચા ચાલતી હતી કે જ્યાં સુધી આ બે બાબતોમા રાજ્યકર્તાઓ તરફથી પ્રજાને ન્યાય ના મળે ત્યાં સુધી આ નવા રાજકીય સુધારાઓનો બહિષ્કાર કરવો-" આ સાંભળીને બાદશાહ અને પુરૂષો એક સામટા બોલી ઉઠ્યા "શું ? શું ? રાજકીય સુધારાઓનો બહિષ્કાર ? એ વળી કંઇ વિચિત્ર રીતિ !" કેસરીએ જવાબ આપ્યો "રાજકીય સુધારાઓનો માત્ર જ નહીં પરન્તુ સરકારી શાળાઓ, અદાલતો અને માનચાંદોના પણ બહિષ્કાર કરવાની વાતો ચાલતી હતી અને આ સંબંધિ વિચાર કરવાને મહાસભાની એક ખાસ બેઠક કલકત્તામા મળવાની હતી તે પ્હેલા કમભાગે મ્હારૂ અહીં આકસ્મિક રીતે આગમન થયુ " આ સાંભળી બધે પુરૂષો સ્તબ્ધ થઇ એક બીજાના સ્હામું જોઇ રહ્યા થોડી વારે બાદશાહે પુછ્યુ "શું સરકાર તરફ એટલો બધો અસંતોષ થયો છે અને આપણો દેશ પણ એટલો જાગૃત થયો છે કે આટલે સુધી વાત આવી છે ?" કેસરીએ ઉત્તર આપ્યો "અલબત્ત, છેલ્લા ચાર-પાંચ વર્ષોથી જે જે રાજનીતિ સરકાર તરફથી ગ્રહણ કરવામાં આવી હતી ત્હેનાથી દેશમાં સર્વત્ર અસંતોષ

૬, સરસ્વતી અને મિત્રમંડળ ૨ ૨-૦-૦ એન એન ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

ફેલાઈ રહ્યો છે બલ્કે લોકો એકઠાં થઈ ગયા છે અને તે વસ્તુ આ જાગૃતિનુ મૂળ કારણ છે. પરન્તુ ત્હેનું બીજુ અને વધારે સમર્થ કારણ તો એ છે કે દેશને એક એવો નેતા મળ્યો છે કે જ્હેણે દેશમાં અપૂર્વ એકતા ઉત્પન્ન કરી છે અને પોતાના અદ્ભુત વ્યક્તિ-બળ વડે નવું જ ચેતન પ્રજાના સર્વ ભાગોમાં આણ્યું છે હમણાં મ્હેં અસહકાર વિષે કહ્યું તે રીતિ ત્હેણે જ શોધી કહાડી પ્રજાપાસે મુકી છે હું ત્હેની સાથે બધી બાબતોમાં સમ્મત થઇ શકયો ન્હોતો અને ખાસ કરીને આ અસહકારનું પગલું મ્હને અવ્યવહારિક લાગતું હતું અને પ્રજાનો મ્હોટો ભાગ એટલે સુધીનો ત્યાગ કરવાને અત્યારે તૈયાર છે કે નહિ તે વિષે મ્હને તો ઘણો જ શક હતો પરન્તુ તે મહાત્માના—એ દેશની ચારે દિશામાં મહાત્માના નામથી ઓળખાય છે—મનમાં તો કંઇ શક છે જ નહિ અને પ્રજા અંતે તે સ્વીકારશે એમ ત્હેને તો દૃઢ શ્રદ્ધા છે ” બાદશાહ બોલી ઉઠ્યા “ પણ આવો તે મહાત્મા કોણ જાગ્યો છે ? ” કેસરીએ જવાબ આપ્યો “ તે આપણા પ્રાન્તમાંથી જ જાગ્યો છે સામ્રાજ્યના એક સંસ્થાનમાં આપણા દેશીઓના હક માટે નીડર લ્હડત ચલાવનાર અને અનેક વખત સત્યાગ્રહ કરી કારાગૃહમાં જનાર પુરૂષ તે જ આ મહાત્મા છે ” બાદશાહ બોલ્યા “ મેવકરામ ! એ તો ત્હમારો મિત્ર મ્હારા મરણના એકાદ વર્ષ પ્હેલાં તે આપણા દેશમાં પાછો ફર્યો હતો એની બહાદુરી અને પ્રજાભક્તિ માટે મ્હને અત્યંત માન હતું પણ વ્યાવહારિક રાજ્યદ્વારી પુરૂષ તરીકે હું ત્હેને ગણતો નહિ એ ન્હાનો હતો ત્યારથી હું એને ઓળખતો હતો કોઇ કોઈ વખત મ્હારી સલાહ લેવાને પણ એ મ્હારી પાસે આવતો ત્હેની લાગવગ શું ત્હમે કહો છો એટલી બધી વધી પડી છે ? ” કેસરીએ જવાબ આપ્યો “ એની તો ત્હમે વાત જ કરશો નહિ જેમ શ્રીકૃષ્ણે બંસીના મધુર નાદ વડે ગોપીઓને વશ કરી હતી તેમ ત્હેણે ત્હેના અલૌકિક જીવન વડે પ્રજાનું મન વશ કરી લીધું છે રાજકીય ઉન્નતિ માટે ત્હેના ઉપાયો ઘણા ઉચ્ચ પ્રકારના છે, પરન્તુ મ્હારા મતપ્રમાણે સામાન્ય લોક માટે અશક્ય અને અવ્યવહારિક છે એની રીતિ લોકોના હૃદય ઉપર છાપ બેસાડે એવી છે ખરી પરન્તુ, ત્હેને સફળ કરવા માટે લોકોમાં શક્તિ છે કે નહિ તેનો મને ઘણો શક છે ધાર્મિક તથા નૈતિક ક્ષેત્રમાં, તે ઘણું સારૂં કામ કરી શકે તેમ છે પરન્તુ રાજકીય પ્રદેશમાં તે અવ્યવહારિક છે. એ પ્રદેશમાં એની સીધી રીતિ અસ્થાને છે—” બાદશાહે નમ્રતાથી ઉત્તર આપ્યો “ કેસરી, જુઓ પૃથ્વી ઉપરથી કોઈ આપણી તરફ આવતું જણાય છે. ” સૌની નજર નીચે ગઇ સફેદ વસ્ત્રો ધારીને ગૌર વર્ણની એક આકૃતિ ઉપર આવતી જણાઇ. થોડી વારમાં આ ચાર પુરૂષો બેઠા હતા તે તરફ આવી પ્હોંચતાં તે વધારે સ્પષ્ટ રીતે જણાવા લાગી ત્હેના વાળ રૂપેરી ધોળાશવાળા હતા અને વૃદ્ધાવસ્થાને લીધે મ્હો ઉપર કરોચલિઓ જણાતી હતી કેસરીએ કહ્યું “ આ તો કોઇ સ્ત્રીની આકૃતિ જણાય છે ગૌર વર્ણ ઉપરથી પાશ્ચિમાત્ય દેશની જણાય છે પણ વસ્ત્રો આપણા દેશના લાગે છે અને કંઠ ઉપર રૂદ્રાક્ષની માળા પણ જણાય છે ” એટલામાં તે આકૃતિ ત્હેમની પાસે આવી નમસ્કાર

લલિતનાં કાવ્યો. ૨ : ૧–૦–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

કરીને ઉભી રહી કેસરી બોલી ઉઠ્યા "અહો ! આ તો વસન્તીબાઈ કેમ ! ત્હમે પણ અહીં આવી પ્હોંચ્યા કે ?" વસન્તીબાઈએ જવાબ આપ્યો "હું થોડીક ક્ષણો માટે ત્હમારી મુલાકાત લેવા આવી છું" સૌના મ્હો ઉપર વિસ્મયના ચિન્હો જણાયા ભાઈ સાહેબે પુછ્યુ "એટલે ત્હમારી માફક હમેશ માટે નથી આવ્યા ?" બાઈએ ઉત્તર આપ્યો "ના થોડી ક્ષણો માટે જ હું હજી પૃથ્વીની જ રહેવાસી છું ઘણા જરૂરી કાર્ય માટે હું થોડો વખત ત્હમારી પાસે મ્હારા સૂક્ષ્મ શરીર સાથે આવી છું મ્હારો સ્થૂલ દેહ તો હજી પૃથ્વી ઉપર જ છે ત્હમે જાણો છો કે મારા પંથના મહાત્માઓની કૃપાથી મ્હેં આવી શક્તિ પ્રાપ્ત કરી છે અને ત્હેનો લાભ લઈ હું આજે ત્હમારી પાસે આવી છું" કેસરીએ જરા હસીને એના લાક્ષણિક કટાક્ષમાં કહ્યું "કેવી કૃપા ! હમારા પણ સદ્ભાગ્ય કે હમારા અહીં આવ્યા પછી પણ ત્હમે હમને ભૂલી ગયા નથી" વસન્તીબાઈએ કહ્યું "જુઓ બન્ધુઓ ! અત્યારે કટાક્ષનો વખત નથી ત્હમારે—હું કહી શકીશ કે આપણો દેશ અત્યારે બહુ જ ગંભીર સ્થિતિમાં આવી પડ્યો છે ત્હમે જાણો છો કે થોડા વર્ષોથી ધાર્મિક પ્રવૃત્તિઓ ઓછી કરીને હું રાજકીય પ્રદેશમાં પડી છું" કેસરી વચ્ચમાં બોલી ઉઠ્યા "તે જ ત્હમારી મોટી ભૂલ થઈ છે જે અવસ્થાએ બીજાઓ નિવૃત્તિ જીવન શરૂ કરે છે તે અવસ્થાએ ત્હમે ઉલટું ગ્રહણ લીધું છે" બાઈએ ઉત્તર આપ્યો "ત્હમને તેમ લાગતું હશે પરન્તુ મ્હારી શક્તિ ત્હમે ધારો છો ત્હેના કરતા વધી વિશેષ છે એક જાતના જીવનપ્રદેશમાંથી બીજી જાતના જીવનપ્રદેશમાં જવાની મ્હને કંઈ નવાઈ નથી પણ મ્હારા કહેવાનુ તાત્પર્ય જુદું હતું ત્હમે જાણતા હશો કે જ્યારથી હું આ દેશમા પડી છું ત્યારથી આપણા દેશમા સ્વરાજ્યની ભાવના ઉત્પન્ન કરવાને મ્હેં અત્યન્ત શ્રમ લીધો છે ત્હેને માટે મ્હેં દેશની ચારે દિશાઓમા અનેક સંસ્થાઓ સ્થાપી અને એક બે વર્ષમા તો આખા દેશને હલાવી મુક્યો હતો રાજ્યકર્તાઓ પણ છેવટે મ્હારાથી બ્હીન્યા અને મ્હને તથા મ્હારા બે શિષ્યોને એક શીતળ ટેકરી ઉપર નજરકેદ કર્યા પણ તેથી તો દેશમા ચારે ખળભળાટ થયો અને છેવટે હમને છુટા કરવા પડ્યા આ પછી તે જ વર્ષમા મ્હને મહાસભાનુ પ્રમુખ સ્થાન મળ્યું દેશના જુના આગેવાનોને 'ગઈ કાલના' લોકો ગણી "આવતી કાલના" યુવકોને મ્હેં મ્હારા પક્ષમા લેવા પ્રયત્નો કર્યા અને મ્હારી સરદારી તળે દેશની સઘળી પ્રજાને લેવા મ્હેં 'સ્વરાજ્ય સંઘ' ની સ્થાપના કરી અને મ્હારી ઇચ્છાઓ સફળ થઈ પણ પછીથી કોણ જાણે શા કારણથી લોકોનું વલણ બદલાવા માંડ્યુ અને મ્હારી સત્તા સ્હામે આક્ષેપો થવા માંડ્યા" કેસરી વચ્ચમા બોલ્યા "બાઈસાહેબ ! ત્હેનું કારણ ત્હમને તો સમજાતું નહિ હોય, પણ હમને તો સ્પષ્ટ હતુ ત્હમારી ધીમેધીમે વધતી જતી આપખુદીનુ જ તે પરિણામ હતુ ત્હમે હમારા દેશની ઉન્નતિ માટે સંગીન કાર્ય કર્યું છે તે હમે સ્વીકારીયે છીયે પણ ત્હમારી મરજીને જ કાયદારૂપે અણી બધાએ ત્હેને તાબે થવુ એ હમે સ્વીકારી શકતા નથી" બાઈએ ઉત્તર આપ્યો "કેસરી ! ત્હમે રાજકીય ચળવળના સિદ્ધાન્તો હજી સમજ્યા નથી નેતા હમેશા એક જ હોઈ શકે લશ્કરના સેનાધિપતિની માફક ત્હેને સર્વે સૈનિકોએ હમેશા તાબે રહેવુ જ જોઈએ ત્હમે

ઉદ્કાન્ત (અભિનવ નવલકથા) રૂ ૨—૦—૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પોતે શું આપખુદ નહોતા અને ત્હમારો મહાત્મા પણ શું હજી આપખુદી કરતો નથી ? છતાં અત્યારે દેશની ચારે દિશામાં એની " જે " બોલાય છે અને લોક એની પાછળ ગાંડુ થઇ ગયું છે " કેસરીએ તરત ઉત્તર આપ્યો " તે તો દરેક નેતાના વ્યક્તિ-બળ ઉપર આધાર રાખે છે—" દાદાએ ટુંકુ કરતાં કહ્યું " એ તો બહુ ઠીક પણ બાઇ ! ત્હમારૂં આગમન શા કારણથી થયું છે તે તો કહો " બાઇએ જવાબ આપ્યો "દાદાજી ! આપણો દેશ હમણાં રાજકીય વિપ્લવમાં પડ્યો છે હાલ એક પુરૂષ દેશમાં એવો ઉત્પન્ન થયો છે કે જે લોકોને પોતાની જાદુઇ શક્તિથી વશ કરી ત્હેમને સરકારની સાથે અસહકારના વિકટ અને વિનાશ કારક માર્ગમાં ધસડી જાય છે અને દેશની સુખ અને શાન્તિ એ બન્નેનો નાશ કરે છે હું ત્હેની સ્હામે હાલ લ્હડત ચલાવી રહી છું પરન્તુ લોકો એનાથી એટલા મુગ્ધ બની ગયા છે કે મ્હારો અવાજ કોઈ સાંભળતું નથી ત્હેના અસંખ્ય અનુયાયિઓ મ્હને તથા મારા શિષ્યોને બોલવા દેતા નથી અને હમારી સભાઓ વિખેરી નાંખે છે અનેક રીતે તેઓ હમને હેરાન કરે છે માટે નિરાશ થઇને છેવટે હું ત્હમારી સર્વેની પાસે આવી છું મ્હને તો કોઇ સાંભળતું નથી પરન્તુ દેશને ડ્હાપણને માર્ગે પાછા આણવાનો સંદેશ ત્હમે આપો તો તે લઇ હું પ્રજા પાસે મુકું " દાદાએ પુછ્યું "શું ત્હમારા વિરોધીઓની સંખ્યા દેશમાં એટલી બધી વધી ગઇ છે કે ત્હમને પણ કોઈ નથી સાંભળતું ?" બાઇએ કહ્યું " દાદાજી ! એમની સંખ્યાનો ત્હમારે ખ્યાલ લાવવો હોય તો મ્હારી સાથે જરા આગળ આવીને પૃથ્વી ઉપર આપણા દેશ તરફ અત્યારે નજર કરો તો ત્હમને ખબર પડે " સૌ થોડે દૂર ગયા અને દેવળ પૃથ્વી ઉપર પોતાના દેશ તરફ નજર કરી આહ્લાદ બોલી ઉઠ્યા "અહો ! દેશમાં ગામેગામ આ લોકોની મેદની કેમ જામી છે ? ઠેકાણે ઠેકાણે ધોળી ટોપીઓ પ્હેરેલા હજારો માણસોની સભાઓ ભરેલી જણાય છે અને મ્હારી સુન્દર મોહમયીના દરીયા કીનારા ઉપર આ બધું ધોળું ધોળું શું જણાય છે ? જાણે કોડીઓ ઉભરાતી હોય તેમ હજારો માણસો ધોળી ટોપીઓ પ્હેરીને ભેગા થયા હોય તેમ લાગે છે તેનું શું કારણ હશે ?" બાઇએ કહ્યું " આજે આપણા કેસરીની મરણતિથિનું પ્હેલું સાંવત્સરી છે અને તે નિમિત્તની આ ગામેગામ સભાઓ છે ત્હમારી નગરીમાં જે સ્થળે ત્હેમને અગ્નિદાહ કર્યો હતો ત્યાં આ સભા ભરાઇ છે, પણ ત્હેની સાથે આ સભાની અગત્યતા એ છે કે આજથી લોકોએ વિદેશી કપડાનો બહિષ્કાર કરી સ્વદેશી કાપડ અને ખાસ કરીને હાથે કાંતેલા તથા વણેલા માલ વાપરવાનો નિશ્ચય કર્યો છે અને તેટલા માટે જ લોકોએ સફેદ ખાદીની ટોપીઓ પ્હેરી છે ત્હમારા ઋણનું સ્મારક તો થશે ત્યારે ખરૂં, પણ કેસરીના સ્મારકમાં તો હમણાં જ એક કરોડ રૂપિયા ભરાયા છે અને ત્હેનો ઉપયોગ રાજકીય ચળવળમાં કરવાનો છે હવે આ સભાની વચમાં મોટો માચડો બાંધ્યો છે તે તરફ જુઓ, ત્હેના ઉપર ઉંચી જગાએ પેલો સુકલકડી જેવો પુરૂષ ઉભો છે તે જોયો ? તે મનુષ્ય નથી પણ દેવતાઇ જાદુગર છે હમારા પંથના મહાત્માઓ તો હજી પર્વતમાં છે, પરન્તુ આપણા દેશમાં તો આ પુરૂષ

કમલાના પત્રો રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

મહાત્માના નામથી ઓળખાય છે તે માણસોના મન ઉપર જાદુ કરી હેમને પોતાના વિચારવાળા કરી દે છે અને જેમ તે નચાવે તેમ લોક નાચે છે ' સેવકરામે કહ્યુ " તે જ મ્હારા મિત્ર હેમના વિષે હમે હમણા જ વાત કરતા હતા અહા ! પણ આ સભા ! આવી સભા તો દેશમા મેં મ્હારા જન્મારામાં જોઇ ન્હોતી કેમ બાદશાહ ! હમને શું લાગે છે ?" બાદશાહે જવાબ આપ્યો "હૂં તો અજાયબીમાં ગરકાવ થઇ ગયો છુ શુ આપણા દેશમાં આટલી જાગૃતિ આવી છે ? પણ આ મહાત્માની સાથે પેલો જાડો અને દાઢીવાળો પુરૂષ ઉભા છે તે કોણ છે ? મ્હારા કરતા પણ શરીરે વધારે કદાવર છે એ પણ મહાત્મા જેવો છે ? " બાઇએ જવાબ આપ્યો "એ વળી મહાત્માનો મિત્ર મૌલાના છે એની સોબત થી જ એ મહાત્મા બગડે છે એ જાડો સરકારનો કટ્ટો દુશ્મન છે અને પોતાનો સ્વાર્થ સાધવા આ પાતળા મહાત્માને પોતાના હથીયાર તરિકે વાપરે છે ' કેસરી બોલી ઉઠ્યા " બાદસાહેબ ! હમારૂં ધારવુ તદ્દન ખોટુ છે પાતળાનો લાભ જાડો નથી લેતો પણ જાડાનો લાભ પાતળો લે છે જાડાએ તો ક્યારની તરવાર પણ ખેંચી હોત, પણ એ પાતળાએ જાડાને મીઆનમા ઉતારીને રાખ્યો છે અને હજી સુધી દેશમા એકદર રીતે શાન્તિ રહી છે તે હેને લીધે જ છે " બાદશાહે કહ્યુ " વસન્તીબાઇ ! હમે હમારો સંદેશો લેવા આવ્યા હો ત્યારે મ્હારો પ્હેલા લેતા જાઓ જે લોકો હાલ પોતાને મ્હારા અનુયાયિઓ તરિકે ઓળખાવે છે હેમને કહેજો કે નવા સુધારાઓથી ધારાસભાઓમા તથા હેની બ્હાર હમને કાર્ય કરવાની જે સોનેરી તક મળી છે હેનો બેધડક હિમ્મત તથા બાહોશીથી ઉપયોગ કરજો. અમલદાર વર્ગમાં જવાથી બ્હી જશો નહિ તેમ જ હેમના હસવાથી છેતરાઇ જશો નહિ. રાજ્યકર્તાઓની યુક્તિઓ ઘણી ઉંડી છે હમને તેઓ અન્દર અન્દર લડાવશે, હમારા જ્યા મતભેદ નહિ હોય ત્યાં ઉભા કરવાનો યત્ન કરશે, પોતાનુ કામ કહાડવુ હશે ત્યારે નમ્ર બની હમને ફોસલાવવાનો પ્રયત્ન પણ કરશે, પરન્તુ આ સર્વથી હમે સાવચેત રહી નિ સ્વાર્થ બુદ્ધિથી તેમ જ સંગીન જ્ઞાનથી સજ્જ થઇ ધારાસભાઓની ભૂમિ ઉપર સ્વરાજ માટેનું યુદ્ધ ચાલુ રાખજો " વસન્તીબાઇએ સેવકરામ તરફ ફરીને વળ્યુ " હમારી તરફથી શો સંદેશ છે ?" સેવકરામે કહ્યુ ' બાઇ ! મ્હારો પ્રથમ સંદેશ તો મ્હારી સેવક સમાજને આપજો કે હમે સર્વે નિ સ્વાર્થ તથા ખંતથી કામ કરી રહ્યા છો તેથી હુ ખુશી થયો છુ પણ સરકાર પક્ષની સાથે જ જોડાઇને કામ કરવાનો મ્હારો ઉદ્દેશ ન્હોતો હમે ભૂલી જશો નહિ કે હમે પ્રથમ પ્રજાના સેવકો છો, સરકારના નથી પ્રજાની લાગણી હમે હમારી સામે ઉત્પન્ન કરશો નહિ. પ્રજાકીય સંસ્થાઓમાથી નીકળી માત્ર એક પક્ષ સાથે જોડાવામા હમે ભૂલ કરી છે હમારા મત જુદા હોય તો મહાસભામા રહીને હમે લડો અને પ્રજાનો મત હમારી તરફ લેવા પ્રયત્ન કરો, પરન્તુ હમારૂં યોગ્ય સ્થાન છોડી સંકુચિત ક્ષેત્રમા ભરાઇ પેઠા છો તે મ્હારા મત પ્રમાણે આપણી સમાજના આદર્શની વિરૂદ્ધ છે ધારાસભાના સભાસદોને કહેજો કે આપણા દેશના આર્થિક પ્રશ્નોનો અભ્યાસ ઉંડી રીતે કરજો. ભવિષ્યમાં આપણે સરકારની સ્હામે આર્થિક

સ્નેહમુદ્રા ૧ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

રાજનીતિ સંબંધી જ લ્હડવાનું છે ત્હેને માટે ઉંડા જ્ઞાનથી સજજ થજો અને આ વિષયમાં કુશળ વિદ્વાનો ઉત્પન્ન થાય ત્હેવી કેળવણીનો પ્રચાર વધારજો અને મ્હારા મિત્ર જે હાલ દેશમાં મહાત્મા તરિકે ઓળખાય છે ત્હેમને કહેજો કે તમે જે નવીન પદ્ધતિની ચળવળ ચલાવી રહ્યા છો ત્હેમાં રહેલા નૈતિક તત્ત્વ માટે હું ત્હેને બહુ ઉચ્ચ પ્રકારની ગણું છું પરન્તુ ત્હેની સાથે એટલું ખાસ કહેજો કે હું પોતે સહકારમાં માનનારો છું અને સરકાર સાથે સહકાર કરીને પણ નૈતિક બળ વડે લડત ચલાવી શકાય તેમ હું માનું છું કારણ કે આપણો આદર્શ ખરો અને વ્યાજબી છે એટલે અન્તે આપણને વિજય મળ્યા વિના રહેશે નહિં પરંતુ અસહકારની રીતિ પ્રજાએ પસંદ કરી હોય અને ત્હેને અજમાયેશ આપવી હોય તો આગળ વધવામાં બહુ સભાનીને રહેવાની જરૂર છે કારણ કે અસહકારનો ત્હેમણે જે ક્રમ યોજેલો છે તે થોડા વખતમાં ફળિભૂત કરવાને આપણો દેશ હજી તૈયાર નથી. માટે બહુ ઉતાવળ કરીને પ્રજાને આગળ ખેંચી જશો નહિ નહિં તો દેશમાં કુસંપ અને અવ્યવસ્થા થયા વિના રહેશે નહિ " તે પછી કેસરીનો વારો આવ્યો ત્હેમણે કહ્યું "બાઈસાહેબ! મ્હારો પણ આટલો સંદેશો મ્હારા અનુયાયિઓને લઈ જજો ત્હેમને કહેજો કે મ્હારા મરણ પછી તમે અન્દર અન્દર કલહ કરી રહ્યા છો તે આપણા કાર્યની સિદ્ધિ માટે અત્યન્ત અનિષ્ટ છે અત્યારે આપણે સંપ ને એકતાની ખાસ જરૂર છે તે ભૂલી જશો નહિ તથા દેશના આપણા વિભાગના શ્રેય ઉપર નહિ પરન્તુ આખા દેશના શ્રેય માટે ધ્યાન આપજો જે પુરૂષે આપણા દેશમાં અત્યારે અપૂર્વ એકતા ઉત્પન્ન કરી છે ત્હેની સાથે થોડો મતભેદ હોય તો પણ સહકાર રાખજો મ્હારે પણ ત્હેની સાથે કેટલીએક બાબતોમાં મતભેદ હતો પરન્તુ આપણા વિજય માટે એકતાની જરૂર મ્હને વિશેષ જણાવાને લીધે મતભેદ છતાં પણ હું ત્હેની સાથે જ રહ્યો હતો આપણામાં અન્દર અન્દર સહકાર હશે તો જ સરકાર સ્હામેનો અસહકાર સફળ થશે મહાત્માને મ્હારી તરફથી એટલું ખાસ કહેજો કે અસહકારના કાર્યક્રમમાં જે વસ્તુઓ માટે આપણામાં ઓછામાં ઓછો મતભેદ હોય તથા જેને માટે પ્રજા તૈયાર હોય તે પ્રથમ હાથમાં લેજો તેમ જ નૈતિક પ્રભાવ તથા સ્વાર્થત્યાગ ઉપર તમારા યુદ્ધનો પાયો રચવામાં મનુષ્ય સ્વભાવનાં મૂળતત્ત્વો વિસરી જશો નહિ " વસન્તીબાઇએ દાદા તરફ ફરીને કહ્યું "દાદાજી! ત્હમારો સંદેશો શો લઈ જાઉં? હું ખાસ તે માટે આવી છું " દાદાએ ગંભીરપણે કહ્યું "હું જુના જમાનાનો માણસ છું જે સ્થિતિમાં મ્હેં આપણા દેશને પ્રથમ જોયો હતો ત્હેના કરતાં હાલની સ્થિતિ બેશક ઘણી સુધરેલી કહી શકાય પરન્તુ રાજકીય પ્રગતિ માટેની ચળવળ હમેશાં એવી હોય છે કે જેમ જેમ લોકોમાં પ્રજાકીયતા વધતી જાય તેમ તેમ તે ચળવળ વધારે વિશાળ તથા બળવાન્ થતી જાય છે આપણા દેશમાં પણ તેમ જ થવા પામ્યું છે હમે ત્હમારા વખતમાં ઉદ્દામ પક્ષના ગણાતા અને અધિકારી વર્ગનો તિરસ્કાર તથા રોષ પણ સહન કરતા હવે એવો સમય આવ્યો છે, કે તે જ વર્ગ હમને આજ્ઞાંકિત ગણી પ્રજા

પતિવ્રતા સતીઓ (સચિત્ર) રૂ. ૩-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

આગળ ધરે છે અને પ્રજા તે જોઇ સ્વાભાવિક રીતે હસે છે જેમ જેમ આપણી પ્રજામા એકતા આવતી જાય છે તેમ તેમ ત્હેને પોતાનું આત્મજ્ઞાન થતુ જાય છે તથા તેમ તેમ આપણા વિરોધીઓ પણ આપણી સ્હામે વધારે બળવાન્ વિઘ્નો મૂકતા જાય છે અને ત્હેને પ્હોચી વળવા માટે આપણી રીતિ પણ કાળે કાળે વધારે બળવાન્ તથા અસરકારક થવા તરફ બદલાતી જવી જોઈએ આ સર્વ સ્વાભાવિક છે અને તેથી જ એક કાળનો ઉગ્ર પક્ષ તે પછીના કાળમાં વિનીત ગણાય છે અને તે કાળનો આદર્શ પોતાનામા અ ગીભૂત કરી નવો જ નેતા હમેશા દરેક કાળે ઉત્પન્ન થાય છે આવો નવીન અને અપૂર્વ નેતા જે હાલ વ્યાજબી રીતે મહાત્માના નામથી ઓળખાય છે તે આપણા દેશમાં સદ્ભાગ્યે ઉત્પન્ન થયો છે ત્હમારા માનવા પ્રમાણે તે પુરૂષ જો પ્રજાને ઉંધી દીશામા ઘસડી જતો હોય તો ત્હેમા તે પુરૂષનો તેમ જ પ્રજાનો વાક નથી પર તુ ખરો વાક સરકારનો છે કે જેના કૃત્યોથી આવી પ્રચણ્ડ લાગણી દેશમાં ઉત્પન્ન થઈ છે અને દેશનો મોટો ભાગ અન્તે અસહકારના અતિમ તથા નિકૃષ્ટ માર્ગને પણ ગ્રહણ કરવા તૈયાર થયો છે માટે બાઇસાહેબ ! મ્હારો સદેશ તો સરકારને છે અને તે એ જ છે કે જે વિવિધ કારણોથી હાલનો ભયકર અસતોષ દેશમાં ઉત્પન્ન થયો છે તે સર્વે કારણો મૂળથી ઉખેડીને પ્રજાની સુખશાન્તિ માટે તેમ જ સરકારના પોતાના અસ્તિત્વ માટે લોકોની ઇચ્છાને અનુસરતુ સ્વરાજ્ય સરકાર જેમ બને તેમ જલદી સ્થાપે ”

આ વાક્ય પુરૂ થતાની સાથે સ્વર્ગની ચારે દિશા “ અસ્તુ ”ના દિવ્ય અવાજથી ગાજી રહી અને વસન્તીબાઇનુ સૂક્ષ્મ શરીર ત્હેના સ્થૂળ શરીર તરફ ઉતરી ગયુ

---

## તે, હું અને પ્રભાત.

લેખક—શા બટુભાઈ ઉમરવાડીઆ, બી એ

નિત્ય રોજ અમ્હે જગતને જગાડવા જતા—હું અને પ્રભાત પ્રભાત રોજ મ્હને તેડવા આવતો. કાલે પણ વેળાસર ત્હેણે મ્હારા દ્વાર ખખડાવ્યાં

“ અસ્થા પ્રભાત ! અહિં આવ તો ! ” મેં ત્હેને કહ્યુ પણ તે તો અધીરો થઇ રહ્યો હતો—અદર આવવા તેણે ના કહી જેમતેમ—મહામહેનતે તે અદર આવ્યો.

“ પ્રભાત ! ” કોઈ ન સાભળે તેમ મેં ત્હેને કહ્યુ “ આજ આપણે મોડા જઇએ તો ? ”

પ્રભાત તો બેબાકળો થઇ ગયો !

“ કેમ ? ” અધિરતાથી ત્હેણે પૂછ્યુ

મેં પણ કંઇક અધિકારથી ઉત્તર આપ્યો.

સ્વદેશમુદ્રા ૨ ૧૦૦૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

"જો પ્રભાત! એમ ઉતાવળ કર્યે નહિ ચાલે તું જાણે છે, ત્હારી સાથે આવવા માટે મ્હારે રજા લેવી પડશે તે?"

"રજા! વળી રજા કોની?" તે બબડ્યો

"ત્હારી ઉષા જેવી એક છે મ્હારેયે, ત્હેની" મેં કહ્યું

પ્રભાતે બારીમાંથી દેખાતા આકાશ તરફ નજર કરી એની ઉષાની યાદમાં ત્હેના ભવ્ય મ્હોંપર એક લુલિત હાસ્ય રમી રહ્યું વિચારમાંથી જાગતા ત્હેણે કહ્યું

"ઠીક, ચાલ હું જરાક ખોટી થઇશ પણ—"

"હા–હા–બહુ વાર નહિ થાય પછી કાંઈ?"

અમ્હે મ્હારી ઉષાના ઘર તરફ ગયા

ઘરપાછળની વાડીમાં તે ફુલો ચુંટતી હતી વાડ કૂદી હું અંદર ગયો એની ઉષાનાં સ્વપ્નો અનુભવતો પ્રભાત બ્હાર ઉભો હતો

મોગરાના ક્યારાઓ પાસે તે હતી ત્હેણે મ્હને જોયો, પણ તે કંઇ જ ન બોલી તે તો એનાં ફૂલો વિણ્યે જતી હતી

હું ત્હેની પાસે ગયો ત્હેણે મ્હને ના પણ ન કહી, ને મ્હને બોલાવ્યો યે નહિ તે તો એનાં ફૂલો વિણ્યે જતી હતી, ને વાડની પાછળ પ્રભાત અધીરો થઈ રહ્યો હતો

હું સ્તબ્ધ ઉભો રહ્યો, મ્હને કંઈ જ સમજ ન પડી, માત્ર નિરંકુશ એને હું જોઈ રહ્યો હતો, પણ એ તો એનાં ફૂલો વિણ્યા કરતી, ને વાડી બ્હાર પ્રભાત આઉજાઉ કરી રહ્યો હતો

ફુલો વિણતી તે હોજ પાસે ગઇ ને હોજના પત્થરપર ફુલો ઉછાળતી બેઠી

હું ત્હેની નજીક ગયો, ને ત્હેના પગ આગળ બેસી પડ્યો ને નીચાં નયને ધીરેથી ત્હેના ચીરનો મ્હેં સ્પર્શ કર્યો, પણ તે તો ફુલો ઉછાળ્યાં કરતી ને વાડી બ્હાર પ્રભાત બૂમો માર્યે જતો

કેટલીક વારે મ્હેં આંખો ઉંચી કરી, ને એને જોતાં મ્હને કંઇક થઇ આવ્યું અકસ્માત હું ત્હેના પગે બાઝી પડ્યો પણ તે તો એનાં ફુલો ઉછાળ્યાં કરતી ને વાડી બહારનો પ્રભાત બૂમો માર્યે જતો

વાડીના બુલબુલો શાન્ત થયાં હતાં, હોજનું પાણી બંધ પડ્યું હતું, પ્રભાત જતો રહ્યો હતો ને હું ત્હેના ચરણો ચૂમ્યાં કરતો પણ તે તો એનાં ફુલો ઉછાળ્યાં કરતી હતી.

---

કૃષ્ણચરિત્ર, રૂ. ૧-૮-૦ એન. એમ. ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબાઈ

# અસહકાર અને અહિંસા

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

૧

"It is my conviction that we are in sight of the promised land, but the danger is the greatest when victory seems the nearest No victory worth the name has ever been won without a final effort more serious than all the preceding ones God's last test is ever the most difficult. Satan's last temptation is ever the most seductive We must stand God's last test and resist satan's last temptation if we would be free"

"*Non violence is the most vital and integral part of non-co operation* We may fail in everything else and still continue our battle if we remain non-violent. But we capitulate miserably if we fail in adhering to non-violence"

આ સાલના જુલાઇ માસની ૨૮મી તારીખના "યંગ ઇન્ડિઆ"ના અંકમા "*Non-violence*" એ શીર્ષક નીચે લખેલા લેખમા ગાંધીજીએ ઉપરના શબ્દો લખ્યા છે જેઓએ ગાંધીજીની પ્રવૃત્તિઓનું સૂક્ષ્મ અવલોકન કર્યું હશે ત્હેમને જણાયું હશે કે ગાંધીજીનામાં સાવધતાનું અને સાહસિકતાનુ અદ્ભુત સમિશ્રણ છે ઇ સ ૧૯૨૦ ના એપ્રિલમા એમણે સત્યાગ્રહ ઝુકાવ્યો એ અસામાન્ય સાહસિકતા સિવાય અશક્ય હતુ ત્હેમણે જોયુ કે પોતે "હિમાલય જેવડી ગજાવર" ભૂલ કરી કે આત્મસયમને ન ટેવાયલી પ્રજા ઉપર વિશ્વાસ મૂક્યો. ત્હેમના કડવા અનુભવે ત્હેમને શીખવ્યુ કે જ્યા સુધી પ્રજા આત્મસયમ માટે કેળવણીથી કસાઇને તૈયાર થાય નહિ ત્યા સુધી "અહિંસાત્મક અસહકાર" કે "સત્યાગ્રહ" સપૂર્ણ સફળતા ન મેળવી શકે તે પછી ત્હેમણે સ્તુત્ય હિમ્મતથી ને દૃઢતાથી સત્યાગ્રહ મુલતવી રાખ્યો, લોકોને સ્પષ્ટતાથી ત્હેમનો દોષ બતાવ્યો, અને ક્રમે ક્રમે લોકોને કેળવવાનું અને કસવાનુ કામ હાથમા લીધુ ત્હેમણે અત્યાર સુધી જે જે રાષ્ટ્રીય કર્મો હાથમા લીધા છે ત્હેમા લોકોની કેળવણીનુ અને કસોટીનુ તત્ત્વ પ્રધાનપદ ભોગવે છે એ જેઓ જોઇ નથી શક્યા તેઓ ગાંધીજીને ન્યાય નથી કરી શક્યા એ સ્પષ્ટ છે સરકારી ખેતાબો, શિક્ષણસસ્થાઓ, ન્યાયસસ્થાઓ ધારાસભાઓ આદિનો ત્યાગ જેટલે અંશે સરકારને અગમ્ય અંકુશમા લાવવાના હેતુથી પ્રેરાયલી હતી તેટલે જ બલ્કે તેથી વધારે અંશે લોકોને આત્મભોગથી આત્મસયમ શીખવવાના અને આત્મશુદ્ધિ કરાવવાના હેતુથી પ્રેરાયલી હતી ગાંધીજી જોઇ શક્યા કે કેટલાક ધારતા હતા ત્હેના કરતા લોકોએ કૉંગ્રેસના કર્મનો વધારે અમલ કરી બતાવ્યો, પણ તેઓ એ પણ જોઇ શક્યા કે એ અમલ પૂરેપૂરો ન્હોતો એટલું જ નહિ, પણ જોઇએ તેટલો સ્વયંભૂ પણ ન્હોતો જેઓ ગાંધીજીના અક્ષરોને વળગી રહે છે તેઓ ત્હેમના કર્મોને "નિષ્ફળ" કહી કૃત-

શુતામગિરીનો, ભજન્ય ( સચિત્ર ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઇ.

ફૂસ થયા માને છે જેઓ ગાંધીજીના પક્ષપ્રવાહમાં તણાયે જાય છે તેઓ ત્હેમની પ્રવૃત્તિઓ-માંથી સફલતાના અંશો તારવી કાઢી, ત્હેમને વકીલી કારીગરીથી ગોઠવી, કચી હકીકતો ઉપર પડદો દાબી, "સફલ" એવું નામ આપે છે ખાસ હેતુપૂર્વક બન્ને પક્ષો આમ કરતા હશે એવું વક્તવ્ય નથી, એમ થાય છે—જાણ્યે કે અજાણ્યે—એ કાચી હકીકત છે તટસ્થ પરીક્ષક ગાંધીજીના મુખ્ય આશય ઉપર અને તાત્પર્યાર્થ ઉપર દૃષ્ટિ રાખીને સલામતીથી કહી શકે એમ છે કે ગાંધીજી લોકોની કસોટીમાં એટલા ફાવ્યા છે કે તેઓ લોકોને ક્રમે ક્રમે ત્હેમજ આગળ લઇ જઇ શકે, પણ તેઓ એટલા નથી ફાવ્યા કે લોકોની પાસે "સત્યાગ્રહ" ના ઉગ્ર તપ માટે પૂરતી તૈયારીની આશા રાખી શકે ગમે તેમ હોય, ગાંધીજીએ બેઝવાડાના ક્રમની યોજનાથીં એ જ સાબીત કરી બતાવ્યું કે લોકો અમુક અંશે તૈયાર છે, અને અમુક અંશે તૈયાર નથી, તે ક્રમના અમલે પણ એ જ દર્શાવ્યું "સત્યાગ્રહ"ને મુલતવી રાખવાનો ઠરાવ પણ એ જ સૂચવે છે સંક્ષેપમાં, ગાંધીજી જો ઝુકાવી શકે છે તો ગાંધીજી જવાબદારી પણ સ્વીકારી શકે છે, ગાંધીજી જો ગજબનાક સાહસો ખેડી શકે છે તો ગાંધીજી અતિશય સાવધતા પણ રાખી શકે છે, ગાંધીજી જો લોકોની શક્યતા ઉપર પોતાની પુષ્કળ શ્રદ્ધા બતાવે છે તો ત્હેમની મર્યાદાઓની પણ સૂક્ષ્મ સમજણ દર્શાવે છે જે "અહિંસા" વિષેના લેખમાંથી આરંભના શબ્દો ઉતાર્યાં છે તે એકીવખતે ગાંધીજીની સાહસિકતા અને સાવધતા સાબીત કરે છે.

૨

ગાંધીજીએ પોતાની પ્રવૃત્તિને "અહિંસાત્મક અસહકાર" એવું સ્પષ્ટ નામ આપેલું છે. તે ઉપરાંત, જ્યારે જ્યારે જરૂર જણાઇ છે ત્યારે ત્યારે ત્હેમના ભાષણોમાં અને ત્હેમના લેખોમાં ત્હેમણે અતિશય સ્પષ્ટતાથી અને વિસ્તારથી "અહિંસા"નો બોધ કરેલો છે તેઓ વારવાર કહે જાય છે કે તેઓ પશુબળ કરતાં આત્મબલને વધારે સફલ અને સબલ માને છે એટલે હિન્દને તેઓએ "અહિંસાત્મક અસહકાર" નો ઉપાય બતાવ્યો છે તે માત્ર હિન્દ નિઃશસ્ત્ર છે ને લશ્કરી દૃષ્ટિથી લડવા તૈયાર નથી માટે જ નહિ, પરન્તુ શસ્ત્રોથી લડવું એને તેઓ જંગલીપણાની નીશાની માને છે માટે સંક્ષેપમાં, ગાંધીજીને તો અચલ શ્રદ્ધા છે કે જો હિન્દના લોકો "અહિંસાત્મક અસહકાર' નું વ્રત યથાવિધિ પાળે તો પંજાબ અને ખિલાફતના સવાલોનું નિરાકરણ સરકાર પાસે કરાવી શકે એટલું જ નહિ, પરન્તુ સ્વરાજ્યનું સાધ્ય પણ સાધી શકે તેઓ તો એટલે સુધી આગળ જતા લાગે છે કે હિન્દ જો ત્હેમણે સૂચવેલા ઉપાયનો યથાવિધિ અમલ કરશે તો તેથી માત્ર પોતાનો જ ઉદ્ધાર કરશે એટલું જ નહિ, પરન્તુ આત્મોદ્ધાર કરવાનો એક ઉત્તમ માર્ગ જગત્ સમક્ષ રજુ કરી જગત્નો ઉદ્ધાર સાધવામાં નિમિત્તરૂપ થશે નામદાર ડ્યૂક ઑફ કૅનાટને ગાંધીજીએ લખેલા જુના પત્રમાં ઉપરનો ભાવ સ્પષ્ટ રીતે વ્યાપી રહેલો હતો 'વ્યાધિગ્રસ્ત હિન્દ અને વ્યાધિગ્રસ્ત જગત્ ત્હેમનો ઉપચાર કેટલે અંશે અજમાવશે તે જોવાનું છે, અને તે અજમાવશતું પરિણામ શું આવે છે તે એથી યે વધારે જોવાનું છે

સાક્ષરજીવન ૨ ૨——— એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ

અને "અહિંસા"નો આટલો અચૂક ઉપદેશ ગાંધીજી કરે છે છતાં એમની "અહિંસાત્મક અસહકાર"ની મહાપ્રવૃત્તિ સ્હામે જે ગંભીરમાં ગંભીર બાધ રજુ કરવામાં આવે જાય છે તે એ છે કે ત્હેને પરિણામે અશાન્તિ થશે, અવ્યવસ્થા પ્રસરશે અને લોહીની નદીઓ રહેશે. આ બાધ માત્ર અંગ્રેજ અમલદારો તરફથી જ રજુ કરવામાં આવે છે એમ નથી, આ બાધ આપણા અનુભવી દેશભક્તો તરફથી પણ રજુ થાય છે. જે અત્યુક્તિભરી કલ્પનાઓથી આ બાધ રજુ કરવામાં આવે છે ત્હેમની આપણે ઉપેક્ષા કરીશું, જે હેતુઓથી આ બાધ રજુ કરવામાં આવી શકે ત્હેમના પૃથક્કરણમાં પણ આપણે પ્રવેશ નહિ કરીએ, જે છૂટા છવાયા અપવાદોને અથવા શંકાસ્પદ બનાવોને બરાબર ગોઠવી ત્હેમની પાછળ રહેલા "મહાભય"નો "હાઉ" ખડો કરવામાં આવે છે ત્હેનાથી આપણા શાન્ત તુલનાતત્ત્વને આપણે આઘાત થવા નહિ દઇએ. આપણે તો સ્વસ્થતાથી તપાસીશું કે 'ગાંધીજી શું કહે છે ? ને ગાંધીજી કહે છે તેમ થવાનો સંભવ છે કે નહિ ? જે ભીતિ ગાંધીજીના ટીકાકારો બતાવે છે તે સાધાર છે કે નિરાધાર ?—અને જો તે ભીતિ સાધાર હોય તો ત્હેના સંભવનું પ્રમાણ કલ્પવામાં ટીકાકારો ખરા છે કે ખોટા ?"—

ગાંધીજી શું કહે છે તે તો આપણે જોયું. ગાંધીજી એમ કહે છે કે જો લોકો પૂરતો આત્મસંયમ બતાવે, અને સરકાર ગમે તેટલી હિંસા કરે છતાં લોકો "અહિંસા"ના વ્રતનું બરાબર પાલન કરે તો આખરે જરૂર સરકાર હારે અને લોકો જીતે—અર્થાત્ સરકારને લોકોની ઇચ્છાને માન આપવું પડે. ગાંધીજીના ટીકાકારો એમ કહી રહ્યા છે કે સરકાર પોતાની પ્રતિષ્ઠા જાળવવા દમનની—*Repression* ની—કાર્યનીતિ જરૂર અખત્યાર કરવાની, લોકોમાં તેથી ઉશ્કેરણી અને અશાન્તિ થવાની, ત્હેને પરિણામે સુનેહના અને સુવ્યવસ્થાના ભંગ થવાના અને તે થશે એટલે સરકાર છેવટનાં સખત પગલાં લેવાની, ને પરિણામે જાનમાલની ખુવારી થવાની. સંક્ષેપમાં, ગાંધીજીના ટીકાકારોનો મુદ્દો એ છે કે ગાંધીજીનો પોતાનો આશય ગમે તેટલો સારો હોય, પરન્તુ મનુષ્ય સ્વભાવ એવો છે કે સરકાર અને લોકો વચ્ચે મારામારી થયા વિના રહેવાની નથી, અને તે મારામારીને પરિણામે આખરે લોકોને જ સહન કરવું પડશે.

હવે, તટસ્થ પરીક્ષક જોઈ શકે, એમ છે કે ગાંધીજીના કહેવામાં પણ સત્યાંશ છે, અને ત્હેમના ટીકાકારોના કહેવામાં પણ સત્યાંશ છે. ગાંધીજીની જેમ લોકો ઉપરની શ્રદ્ધા વધારે પડતી દેખાય છે તેમ ટીકાકારોની અશ્રદ્ધા પણ વધારે પડતી જણાય છે. ચાંદપુર, ચંપારણ વગેરે સ્થળોના બનાવો સાક્ષી આપે છે કે ગાંધીજી આશા રાખે છે ને માગે છે તેટલા તૈયાર લોક નથી, ટીકાકારો માનતા હતા અને કહેતા હતા તેમ "લોહીની નદીઓ" હજી નથી વહી એટલું જ નહિ પરન્તુ સરકારી ઉશ્કેરણી પુષ્કળ હોવા છતાં વ્યક્તિઓએ તેમ જ લોકસમૂહોએ વિસ્મયજનક આત્મસંયમથી શાન્તિ જાળવ્યાનાં પણ અનેક દૃષ્ટાન્તો રજુ થતાં જ આવે છે. સંક્ષેપમાં વ્યક્તિગત કે રાષ્ટ્રીય સત્યાગ્રહ માટે અધીરાઈ બતાવનાર સત્યાગ્રહીઓને, "સાવધાન" થવાનું ઉદ્બોધન કરનાર પ્રસંગો[1]

[1] સરિતનાં ફૂલો ? ૧-૭૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મારફત

જેમ બન્ને જાય છે, તેમ અસહકારના ટીકાકારોને પણ આશાંકુરો અનુભવાવે એવી સાખી-તીઓ ગાંધીજી અને લોકો આપી રહ્યા છે "દાનને બન્ને બાજુઓ છે," ત્હેને એકરંગી કહેવી એ આખુ સત્ય નથી, સત્યાશ છે

૩

છેવટે એક વિશેષ બાબત ગાંધીજીની વ્યક્તિને અને ગાંધીજીની મહાપ્રવૃત્તિને અનેક દૃષ્ટિઓથી જોઇ શકાય એમ છે જડવાદથી વ્યાધિગ્રસ્ત થયેલા જગતને "આત્મ-શક્તિ"નો ઉપચાર કરનાર જગદુદ્ધારક ધન્વતરી રૂપે ત્હેમને કેટલાક જોતા હશે, પાશ્ચાત્ય સસ્કૃતિના વિષમય મોહપાશમાંથી એશિયાને મુક્ત કરી પોતાની પૌર્વાત્ય સસ્કૃતિની ઉપાસનાનો ઉપદેશ કર-નાર "એશિઆઇ આઝાદીના પયગમ્બર" તરીકે ત્હેમને બીજાઓ જોતા હશે, અનેક હિન્દી-વાનો ત્હેમને બ્રિટિશ સલ્તનત જેવી સમર્થ સરકાર પાસે હિન્દની દીન પ્રજાને ટટ્ટાર ઉભા રહીને સ્વમાનપૂર્વક પોતાના હકનો અમલ માગતા શીખવનાર રાજકીય લોકનેતા તરીકે જોતા હશે ત્હેમની મહાવ્યક્તિને અને તેમની મહાપ્રવૃત્તિને ગમે તે દૃષ્ટિથી જોવામા આવે, એક મ્હોટી બાબત લક્ષમા રાખવા જેવી છે ગાંધીજીની પ્રવૃત્તિ-અહિંસાત્મક અસહકાર-એક અપૂર્વ પ્રયોગ છે, એક નવો અખતરો છે થોડી પસંદ કરેલી વ્યક્તિઓ ઉપર જ નહિ, પરન્તુ આખા દેશની વસ્તી ઉપર એ અખતરો અજમાવવામા આવે છે એ અખતરાની સફલતા-નિષ્ફલતા વિષે જુદા જુદા પ્રમાણોમાં શ્રદ્ધા રાખનાર મનુષ્યો ઉપર એકીવખતે એ અખતરો અજમાવાય છે ગાંધીજી તો પોતાનાથી બનતું શાન્તિ માટે કરી રહ્યા છે અને કયે જરો જ-ત્હેમના કસાયેલા સહકારીઓ અને અનુયાયીઓ પણ પોતાનાથી બનતુ કરવા નહિ ચૂકે સર્વે-પમા, જેઓ શાન્તિના અને સુલેહના સાચા પ્રેમીઓ છે તેઓ તો વાતાવરણ શાન્ત રહે તે માટે યથાશક્તિ પ્રયાસો કરશે જ અને છતા આ અપૂર્વ પ્રયોગનુ ક્ષેત્ર એવુ તો ગજાવર છે અને તે ક્ષેત્રની જુદી જુદી ભૂમિકાઓ એવી તો અસમાન છે કે ક્યારે ને ક્યા શુ થશે તે કહી શકવુ મુશ્કેલ છે સરકારી દુરાગ્રહ સ્હામે પ્રજાએ કોઇ પણ પ્રકારની ઉગ્ર પ્રવૃત્તિ સેવ્યા વિના છૂટકો ન્હોતો, આ "અહિંસાત્મક અસહકાર"ની પ્રવૃત્તિ ગાંધીજીએ રજુ કરી છે અને અત્યાર સુધી તો ત્હેમણે ત્હેને કાબુમા પરતુત રાખી છે જો સરકાર ગાંધીજીએ આરંભેલા ગંભીર "શાન્તિ-યજ્ઞ"માં હેતુપૂર્વક ભંગ પાડવાની ભૂલ નહિ કરે, અને જો લોકો ગાંધીજીની ઇચ્છાનુસાર અહિંસાવ્રતનુ યથાવિધિ પાલન કરશે તો તો તત્ર શ્રીર્વિજયો ભૂતિ । પ્રભુ એ પુણ્ય અને કલ્યાણમય પરિણામ આણે એટલુ જ ઇચ્છવાનુ

ચાંદનાગાગ, ગિરગામ,
મુંબાઇ, તા ૧૫ ૮ ૨૧

---

લલિતનાં કાવ્યો ૨-૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# ચિત્તક્ષોભ.

લેખક —રા. ' વિનોદકાન્ત, ' બી. એ

" Oh yet we trust that somehow good
Will be the final goal of ill

So runs my dream but what am I?
An infant crying in the night
An infant crying for the night
And with no language but a cry

—*In Memoriam L*

સો સો અનિષ્ટ ભરી ઉવન આ ભર્યું છે,
ને આણુને જકડતા અણુસખ્ય પાશ,
ત્હો યે કહે હૃદય " મા તુ થજે નિરાશ
એ સૌ અશુભ પગતા શુભના જ પન્થે "

" વ્યાધિ અને ઊંડી વ્યથા મન—આત્મની જે,
જે વેદના દમત આ તુજ આત્મ કૂજો,
જે કારી સશય વધોવત છવ સારો,
તે સૌ અનિષ્ટ પળતા નહી ઈષ્ટ પન્થે "

" ના સૃષ્ટિમા કઇ જ લક્ષવિહોણું જાણુ,
એકકે ય વસ્તુ નથી છેક વિનષ્ટ થાતી
શૂન્યત્વગર્તમહી એ નથી કે નખાતી,
બ્રહ્માંડનો જવ ધરે છ ઉદ્દેશ પૂર્ણ "

" નિત્યે મરે અણુગણ્યા લઘુગુરુ જન્તુ
ત્હેનાં ય મૃત્યુ મહીં છે કઈ ભેદ ગૂઢ
દીવે પડી જળી મરે છ પતગ મૂઢ,
સારે છ તે ય કઇ ઇશ તણો સુહેતુ "

આતુ કહે હૃદય, ત્હોય ન હું પિછાનું,
શી વિધ દુષ્ટ થઈ તે વસુરોષ જાગે?
શેં સાથમે પતિત પુષ્પતણા પરાગે?—
રે! જ્ઞાન માનવીતણું કયમ છેક ઊણું?

ગુલામગિરીનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

ઊંડીઊંડી તદપિ આશ-મ્હને રહે કે,
અન્તે-કદિક-કદિ એ પરમાન્તવેળ,
સૌના ય દુ:ખ મહીં શાન્તિ થશે જ રહેલ,
જાતા શિશિર જ્યમ ધન્ય વસન્ત આવે ૬

એ સ્વપ્ન મ્હારૂં, પણ હું છઉં કોણ જેવો?—
અંધારી રાતમહીં રોતું અનાથ બાળ,
અંધારથી ઉગરવા ચહતું પ્રકાશ,
ના જેની રુદન વિના કંઈ વાણી,—એવો ૭

---

# આલ્બર્ટ હૉલની જંગી જાહેર સભા.*

લેખક—પ્રો કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ

આ શનિવારે આલ્બર્ટ હૉલમાં મ્હોટી જાહેરસભા થઈ હતી આયરલેન્ડની સાથે સુલેહ કરાવનાર ( કરવા યત્ન કરનાર ) કાઉન્સિલે—*Peace with Ireland Council*—તે બોલાવી હતી એસ્કિવથ એમાં સામેલ થયેલ હોવાથી મ્હારી આતુરતા વધી હતી અમારે ત્રણ વાગ્યે સભા હતી હૉલ મ્હારી કૉલેજની પડોશમાં જ છે, અને જો કે કામ છોડીને જતાં જીવ કપાઈ ગયો, છતાં એસ્કિવથને સાંભળવાની તક ન ખોવી એ લાગણી જીતી ગઈ—ખાસ કરીને જમનાદાસભાઈ ટીકીટ લઈને લૅબોરેટરીમાં આવ્યા ત્યારે જો કે ઘણી ટીકીટો મફત હતી, પણ અમે રા શિલિંગની લીધી હતી, તેથી બહુ પાસે ને સ્હામે જ બેસી શક્યા હતા.

આલ્બર્ટ હૉલ—વિક્ટોરીઆના પતિ પ્રિન્સ આલ્બર્ટના નામ ઉપરથી એમના જ સ્મારક તરીકે બંધાવેલો છે "રૉયલ આલ્બર્ટ હૉલ". આજથી લગભગ પચાસ વર્ષ ઉપર બે લાખ પાઉન્ડને ખર્ચે બંધાવાયો હતો તે આખી દુનિયામાંના મ્હોટામાં મ્હોટા "હૉલ"માંનો એક ગણાય છે નવ હજાર કરતાં વધારે માણસોને તે સમાવી શકે છે એમાં રાજકીય સભાઓ ઉપરાંત, સંગીતના જલસાઓ, *boxing* ની કુસ્તીઓ વગેરેના પ્રખ્યાત તમાશા થાય છે, વચ્ચોવચ્ચ મેદાનમાં જ એક હજાર માણસો બેસી શકે; એની આસપાસનાં "એમ્ફીથીએટર"માં લગભગ દોઢ હજાર. એથી ઉંચે "*boxes*" ની ત્રણ હાર, અને એ ઉંચે "*balcony, picture-gallery and promenade.*" ( આપણે હજુ એટલે ઉંચે ચઢ્યા નથી ) મ્હોટું બીમસેનીઆ "ઑર્ગન" છે પહેલી વાર હું ગયો ત્યારે રશિયાના પ્રજાસત્તાક રાજ્યની ત્રીજી જયંતી હતી, તે વેળાએ એની લગભગ નવ હજાર

* ઇંગ્લંડથી લખાયેલો આ પત્ર પ્રકટ કરવાના મૂળ હેતુથી લખાયેલો ન હતો, પરન્તુ ગુજરાતના સામાન્ય વાચકવર્ગને તેમાં રસ પડે તેવો લાગવાથી પ્રકટ કરવામાં આવ્યો છે
ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

દયારામનો અક્ષરદેહ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

વાસળીઓ ગાજી રહી હતી પ્રચંડ ધ્વનિ થતો હતો બેસવાની સગવડ ઉત્તમ, શ્રવણની વ્યવસ્થા પણ ખામી વિનાની

પ્લૅટફૉર્મ ઉપર વચ્ચોવચ પ્રમુખ લૉર્ડ બેન્ટિક, ને એની બન્ને બાજુએ બીજા વક્તાઓ એસ્કિવથ આ વેળા ત્યારે બહુ દયનીય થયો હતો પોણોસોથી પણ વધારે ઉમરનો આ ડોસો જરાય ડોસા જેવો દેખાતો ન્હોતો માથે સફેદ વાળ, પણ તાલ નહિ ન્હાનું મ્હો અને આંખો ભાર પ્રતાપી બેઠો ત્યારે પણ એવા અમીરી રૂઆબથી કે જાણે હજી બ્રિટિશ સંરક્ષણનો નાયક પોતે જ હોય વચ્ચે વચ્ચે નીચેનો ઓઠ મરડાતો હતો, અને અમે જ્યારે ખડખડ હસતા ત્યારે એની મુખમુદ્રા ઉપર સ્મિતથી વિશેષ કાંઈ ફરકતું નહિ.

લૉર્ડ બેન્ટિકે શરૂઆત બહુ સારી કરી અવાજ મ્હોટો ને ઘેરો ભાષા સ્પષ્ટ અને સીધી લૉઈડ જ્યૉર્જે પહેલી રાત્રે આ સભામાં થનાર મામ ઉપર *undignified* હુમલો કર્યો હતો, એનો સરસ જવાબ આપ્યો તેમાં એક વાક્ય લૉઈડ જ્યૉર્જે એ કહેલું કે “એ લોકો ( એટલે એસ્કિવથ વગેરે ) નકલી ગ્લૅડસ્ટન છે ’ ત્હેના જવાબમાં કહ્યું કે “ અમે નકલી ગ્લૅડસ્ટન હોઈએ તો પણ વર્જની મુરીથી સ્વાતંત્ર્યને ડામનાર નકલી પ્રશિયન નથી એ અમારૂં સદ્‌ભાગ્ય છે ’ પોતે લૉર્ડ—એક અમીર—છતાં વક્તા સારો લાગ્યો—આવી સાર્વજનિક સભાને માટે વચ્ચે સભામાં ગડબડ બહુ થઈ ત્યારે પણ એણે બહુ સારી અપીલ કરી શાન્તિ જાળવી

પછી ઍસ્કિવથે ઠરાવ રજુ કર્યો એની વિગતો તો ત્હમને પ્હોંચી હશે એનો મુખ્ય મુદ્દો આયર્લૅન્ડમાં પોલિસ ને સરકાર જે ખુનો બદલા તરીકે કરે છે ત્હેને અટકાવવાનો હતો પણ ઍસ્કિવથનું કામ બહુ મુશ્કેલ હતું એનાથી મજુરપક્ષની પેઠે ગાજી દઈ શકાય નહિ, પ્રકૃતિ તથા પદ ભિન્ન હોવાથી. તેમ પોતે જ ૧૯૧૬ લગી પ્રધાન હોવાથી આઇરિશ રાજ્યનીતિને માટે એની જવાબદારી કાંઈ જેવી તેવી ન્હોતી પોતાને ગાળ ન લાગે એમ લૉર્ડ જ્યૉર્જના ઉપર હુમલો કરવો એ મુશ્કેલ કામ કરતા કરતા શ્રોતાવર્ગમાંથી ઘણા જણાઓએ વચ્ચોવચ સવાલો પૂછી, ઉદ્‌ગારો કાઢી તથા ટાળીઓ મારી એને કાયર કરી મૂક્યો સભામાં બહુ જ ઉષ્મ—અત્યન્ત ચેતન હતું આપણે ત્યાં વારંવાર વક્તાઓ જેવા નિર્જીવ હોય છે તેવા જ સભાજનો મુડદાલ હોય છે ( હવે અસહકાર પછી બદલાયું હોય તો કોણ જાણે ) અહીં તો બન્ને આવેશભર્યા તેમાં કેટલીક સ્ત્રીઓ પણ શું ગાજતી હતી ! ઘણીવાર લગી તો ઍસ્કિવથ ડગ્યો નહિ તદ્દન ઠંડે પેટે—કોઈને ગણકાર્યા વિના—ચલાવ્યા કર્યું પણ એનો અવાજ કોઈ કોઈ વાર આ ઉદ્‌ગારોમાં દબાઈ જતો એનામાં અગ્નિ—જુવાનીનો અગ્નિ—ન્હોતો અને મ્હને લાગ્યું કે કાં તો વૃદ્ધાવસ્થાને લીધે કે કાં તો બીજા કોઈ કારણથી આવી પરિસ્થિતિને માટે તે પૂરેપૂરો યોગ્ય ન્હોતો વચ્ચે બે મિનિટ તો અટકી જવું જ પડ્યું પણ મગજ જરાયે ઉતરે અપીલ સરસ કરી વક્તૃત્વ આમની સભાને લાયકનું વધારે ઉચ્ચાર, *Delivery*, ઘણું—બધું સારૂં, પણ અત્યારે જોય કરી આવે—ડંકો વગાડી આવે એવું નહિ

ગુજરાતી હરેવન ચૌંદ રૂ ૨ ૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

બિશપ ઑવ પીટરબરો-લાંબો, પોહોળો, સારા મ્હોવાળો, મોટા અવાજવાળો સારૂ બોલ્યો ધર્મને નામે બોલેલો એક સનાહ સરસ આપી કે " *When politics fail, try Christianity* " આવા બીજો અર્થ બેસાડી શકાય એવાં વાક્યો હતા, છતા એની દૃષ્ટિથી એ સારૂં બોલ્યો વિચારવાળું, આવેશવાળું, ને સ્પષ્ટ

સૌથી વધારે અસરકારક મિસ મારગરેટ બૉનફિલ્ડ બોલી હતી. એ હમણા રશિયા જઇ આવી છે કામદાર વર્ગની કહેવાય છે એનો સ્ત્રીત્વભર્યો, મૃદુ છતા તીક્ષ્ણ, શાન્ત દેખાવાં છતા બહુ આવેશ જગવનારો અવાજ હજી પણ મ્હારા કાનમા વાગી રહ્યો છે. આ લોકો બહુ સીધી, સાદી ભાષા વાપરે છે આપણી કૉંગ્રેસ વગેરેના પ્લૅટફૉર્મ ઉપર જે અતિ શબ્દમય લાંબાં લાંબાં ભાષણો—વૃથા આડંબર તથા ઉપરછલા ભાવ પ્રકટ કરનારા ટાહ્યલા ઘણીવાર સાંભળીએ છીએ, એવુ હજી મ્હારા જોવામાં નથી આવ્યુ કોઈવાર દલીલો ન યે હોય, કોઇ વાર બહુ સખ્ત હોય, પણ એકંદરે સીધુ સટ ખરૂં મારગરેટના પહેલા જ વાક્યથી શ્રોતાવર્ગમાં જે તોફાનીઓ હતા તે એકદમ ચુપ થઈ ગયા, ને મ્હારી આંખમા આંસુ આવ્યા આપણે સા કાંઇક ગાંધીજીની સાથે સરખાવીએ એવું તે બોલી જો કે જોર એમનાથી વધારે મ્હારે મન આખી સભામા એ સૌથી સારી બોલનાર હતી એને વખત ટુંકો આપ્યો હતો, વધારે બોલાવવા બધાએ બેહદ પોકારો કર્યા છેવટે એ ઉભી થઈ, બધાને નમન કર્યું, ને પાછી બેસી ગઈ

પછી લૉર્ડ બકમાસ્ટર બોલ્યા પહેલુ ઠીક ન લાગ્યુ, પણ પછીથી અવાજ ખીલ્યો, વાક્યો સાહિત્યના તથા વક્તૃત્વના ઉંચા સંસ્કારોથી અંકિત થયેલા એના રૂપાળા દાઢીવાળા મુખમાથી નીકળવા લાગ્યા, ને વિચારો તથા દૃષ્ટિ પણ વિશાળ લાગ્યા. એ બેઠા ત્યારે એણે મ્હારા મન ઉપર તો ઘણી સારી અસર કરેલી હતી એસ્કિવથને જરા છાપરે ચઢાવ્યો હતો, અને ચેથામ ને બર્કથી માંડીને ગ્લૅડસ્ટન ને કૅમ્પબેલ-બૅનરમેનની યશસ્વી પંક્તિમા આજ ઍસ્કિવથ પહોંચી ગયો છે એમ અમને એણે ખબર કરી।

ડૉ હૉર્ટન પણ જોસથી ને સારૂં બોલ્યો હતો બીજી સ્ત્રી વક્તા સાધારણ હતી, અને સભામા ઠરાવ પસાર થયા પછી પૈસા ઉઘરાવ્યા

આપણે ત્યા ઝિણા-સ્મારક હૉલ તો અદ્ધર રહ્યો, પણ તિલક-હૉલ તો કેટલેક ઠેકાણે થશે જ તે રચનારા અહીંના હૉલો જોઈ કાંઇક શીખી જાય તો બહુ સારૂં આલ્બર્ટ હૉલ ઉપરાંત બીજા ન્હાના ન્હાના "હૉલ" પણ દીઠા—માર્બલ, કિંગ્ઝવે, કૅકસ્ટન વગેરે સૌમાં સગવડ બહુ વિચારપૂર્વક કરેલી લાગી

---

# એક કરૂણ કથા.

લેખક-રા. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા, એમ. એ.

ઘણાં ખીલે પુષ્પો મદન મુખહાસ્યો શું ખરતાં !
મીઠા બોલે પક્ષી મધુ મદન મંત્રો શું વદતા !
સુવાસો લાવે છે અનિલ લહરી મન્દ સરતી,
વહે કામી ચૂર્ણો શું મધુ-મુખ-શ્વાસે મદનનાં ?
અગોનો ઘેર નેતો શું ! સ્થળે સ્થળ જઇ રહી
રહીને મિત્રની સંગે બાળતો શું મહાપ્રભુ !
બનાવી શું નવી સૃષ્ટિ નવું જીવન પ્રેરતાં
મિત્ર સાથે થયો સાક્ષાત્ પૂજાનો તે સ્થળે સ્થળે,
સમયે રમ્ય આવા આ એકદા હું જતો હતો,
સુ સુખે સૃષ્ટિ સૌન્દર્યે તદા તન્મય હું થયો
સુણ્યો મેં શબ્દ ત્યાં ધીમો હા ! હા ! આક્રન્દતો કંઇ,
ધીમો છતાં હૃદે ભેદે કરે ચૈતન્યને જડ
'સમો આનંદનો આવો દુઃખ શાં કરતો હશે ?
પ્રભુની રમ્ય આ લીલા કોને ના ગમતી હશે ?'
ગયો હું ચિન્તતો આવું બેઠી ભાગી કુમારીકા,
કપોલે હસ્ત મૂકીને 'હા ! હા !' તે રડતી હતી
સુણી શોના અવનવું -ઇ તર્ક બોગ કરો મા
બાળા દુઃખી નિધિ દમનથી ના દુઃખી આપકર્મે
લાગે ખારૂ, મન નવ રુચે જો વિરોધી વિધિ છે
ડો નાયુ અનન સમ છે તાપ જો દિલ આવે
ધારો કદા ના સુખી સન હોયે પામ્યા કદાચે સુખ આપ પોતે
આનન્દ પામ્યા દુઃખ અન્ય પામ્યા ઓછાં ન થાયે સુખદુઃખ નીમ્યાં
બાળા હતી તે ઈપમૂર્તિ જાણે શબ્દો સજાયે ઉપમા શું દેવી !
ઉપમાન થાયે ઉપમેય તેનું સંપૂર્ણ દીસે તન તેહ ચારૂ
જાણે ઘડી તે યુવતિ પ્રભુએ સૌન્દર્ય અંગો ગ્રહી સર્વમાંથી
દેખે જ તેથી સહુ ખોડવાળાં ભૂલ્યા ભૂલાયે, નવ આ ભુલાયે
દર્શી રહી આનન, વેદના જે દાબી રહી અન્તર ના દબાવી.
ખાળી શકે ઇન્દ્ર ન વિજળી જો ક્યાંથી શમાવે સનતાપ બળ્યા !
દુઃખ હોય ઘણું ભારી રડેથી મટતું કંઇ
હૈયું ખાલી બને થાતું ઘડી સ્વચ્છ રહ્યો હું તો

હું, સરના અને મિત્રમેં રૂ. ૨ ૨-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

કંઈ વારે વળી શાન્તિ, નાખ્યો નિશ્વાસ દીન, હા !
પડી દૃષ્ટિ મુખે મ્હારા સફાળી તે થઇ ઉભી
લોટી અશ્રુજીની આંખો વસ્ત્રો તો ઠીક કે ત્યાં,
ફરી નિશ્વાસ નાખ્યો ત્યાં બોલી ના મુખથી વાળી
" રસાળે હો બાળે ! જલનિધિ વસે કાં નયન આ ?
અમે નાને તારૂં વદન વિધુ, રાહુ દુખરૂપી !
અવેરી મસારે, નન તુજ દિસે મૂર્તિ રમણી
છતાં લાગ્યો શાને નિરમળ મુખે ડાઘ દુખનો ?
સુણીને પ્રશ્ન આ મારો વધુ મ્લાન મુખી બની,
ખાળ્યો, વહ્યો વધુ ઓસે ધોધ અશ્રુ તણો મુખે
હતો ના પ્રશ્ન આ કારી છતાં તે દિલ દુભીયુ
છવાડે છન જે વારિ રોગી નનાશ તે કરે
દુખીના દુખથી દુખી થતુ આ મન જ્યા હતું
પામી શાંતિ ખરી જ્યારે વદ્યો હું નમ્ર શબ્દ કે
" ભને દુખી બાને, નન હૃદયના દુખ વદશો
રમણીને વીતેની નવ વદન ચારૂ મુકશો
રડી ખોશો પોતે અનુપમ મળી આકૃતિ તમે"
પ્રમાદે મે પૂછ્યુ " તરૂણી દિલથી માફ કરશો !"
" નહિ નહિ દિન બન્ધુ ! પ્રશ્ન તારો ખુચે ના
પિયુ મણુસમે હા ! પ્રાણુ જે આ ગયાતા !
અધમ શરીર પાપી છોડગે તે હવે શુ ?
જીવનપર પડી તે ભોગવે ફૂટનારી
" જન્મી ત્યારે ગગનતલમા યોગ સારો હશે ના,
કર્મો મારા સુકૃત ન હશે પૂર્વજન્મે કરેલાં
ક્યાંથી ઝુકે નિર્દય જલદો હોય ના જીવ પાપી ?
અર્પ્યું ભૂલે સુરૂપ વિધિએ, નીચકર્મી લહે શુ ?
" સર્વે મુને અધિક અધિકા વ્હાલથી તો ડુલાની,
રાખી મુને ક્ષણ ન અલગી દેહથી સ્નેહથી વા
ભોગ્યો મારાં ! સુરૂપ તનનુ ! સ્નેહ સાચો હશે શુ ?
ગાળ્યાં વર્ષો, ક્ષણુસમ ગયા, સ્વર્ગનો લ્હાવ લેતા
" જન્મી એવી કુલીન ગૃહમા માતને લાડલી હું,
મ્હોટી થાતી પિતુમન ગમી પ્રાણુથે પ્રિય થાતી,

પુત્રાભાવે મન નવ થતો ક્ષોભ તે હું ખદાથી
ગાંડી થાતા વદન નિરખી ના મુને દૂર રાખી
" પિતા માતા ક્રરે હૃદય નિવમી હું પંકમા,
કર્યો બ્રેને વામો નયન પડતા લોકજનના,
અદેખી સાહેલી–હૃદય નિવમી કટકસમી,
જતાં કામી વૃંદે, અનલ સમ થૈ કોમલ છતા
" વિદ્યા લેવી મુજ મનગમી જે પિતુચિત્ત ભાવી,
શાળા સારી સુદિન નિરખી હર્ષથી મેં પ્રવેલી
શાળા જાની તન હૃદય, હા ! માતનું સાથ આવે
દીઠું કો દિ અનગ નવ તે રેણુથી જે જણાયુ
" જતા નિશાળે સખીવૃંદ સાથે શીખી ઘણું હું નવ વાર લાગી
થયા પૂરાં દ્વાદશ વર્ષ તેવે અંગો ખીલ્યાં યૌવન કાર્ય સાધ્યુ
" હતુ આય ય પાદે જે અંગેઅંગે વસી ગયુ
હાસ્યની પુનરાવૃત્તિ દષ્ટિક્ષેપે વળી રહી
" પડતા ગોરડા ગાલે બહુધા લજ્જીત હું થતી
કર્યો શું યૌવને માગ મિત્રને સ્થાન આપવા !
" દેખી પિતાએ મુજ અંગવૃદ્ધિ યુવાન શોધ્યો રૂપ ગુણવાળો
વિવાહ કીધો શુભ દિન જાણી ઉત્સાહ પામી પતિને હું દેખી
" વહી ગયા કેક દિનો ય સારા અભ્યાસમા ને પિતુમુખ જોતા
સસાર તે શું સમજી ન હોતી, સબન્ધ જાણું નવ દંપતિનો
" યૌવન આવ્યું નવ કામ આવ્યો, શૃંગાર જાણ્યો નવ મેં કદાપિ
દેખું પતિને, નવ જાણું તે શું ? અજ્ઞાનમાં કૈં દિન મેં ગુજાર્યા

* * * *

" આવો વસન્ત ખીલ્યો તો ચતુરચિત્ત ચોરતો,
હતી હું બાગમા બેઠી, પક્ષીના ગાન સુણતી
" સુણ્યુ તહીં કોયલ ગાન મીઠું, પ્રેર્યો મહામન જ કામદેવે,
તેમા સુવાસી લહરીય આવી, પુષ્પો ખર્યાં વૃક્ષ થકી રૂપાળા
" એવે અહા ! દૂર પતિ દીઠા મેં પ્રેમે રહ્યા જોઈ મુને નિહાળી,
દષ્ટિ વડે કામનુ કાર્ય સાધ્યુ લાગ્યા વધુ મોહક તે હૃદેમા
" વસ્યા ન હોતા મનમા વિકારો, સ્ફુર્યાં હવે તે સહસા હૃદે આ,
આન વાધ્યો મુજ અંગ સર્વે પ્રસ્વેદ સ્નેહ જ સ્થાન છોડી
' મળી રહી દષ્ટિ જ દષ્ટિ સાથે ભૂલી ગઈ ભાન પતિ નિહાળી

સાક્ષરરંજન રૂ. ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આવ્યા સમીપે મુજ સાથ મેગ, આ હરત સાહ્યો તન સર્વ ધ્રૂજ્યુ
" દૃષ્ટિ નીચી પડી મારી વિચારો શૂન્ય થૈ ગયા,
સંકોચાઇ શરીરે હું સ્પર્શ તે ચહ્મો છતાં
" મનસા ના થઇ પૂરી સાદ માતે મુને કર્યો
પતિ છોડી, ગઇ દોડી, સુખી ના મનથી થઇ

* *

" ફરીથી ના આવ્યો, અવસર ગયો જે મનગમ્યો,
થયેના સ્પર્શોની, સ્મૃતિ મન થેતાં ઉલ્લાસની હુ
" ઘણ જોતી, આવે પતિ તવ વહુ પ્રેમવચનો
દિનો ચાલ્યા જતા, સ્થળ નવ મળે વાત કરવા
" પછી મેં જાણ્યુ જે પતિમિલન ઇચ્છે ન જનની,
થઇ દુ ખી હું ત્યાં મુન નવ ગમી વાત સુણી જે,
" શરીરે વ્યાપ્યો જે અતનુ મુજને તે દિનથકી
થયો વેરી મારો પ્રક્ષપન મુને દગ્ધ કરતો
" ન બોલું ના ચાલું નવ વદતુ કે ગાન કરતુ,
નિશાએ જાગુ ના ફરતુ હરતુ કે મન રૂચે,
" ન ખાતુ ના પીતુ રમન ન સખી સાથ રૂચતી,
મુગે મ્હોએ રે'તી બળબળ થતી હું મનવિષે
" વળી જોતી જ્યારે નવ યુગલ પ્રેમી વિહરતા,
બળી જાતી દુ ખે દ્વિગુણિત મુને કામ દહતો,
" અરે માતા મારી ! ક્યમ લગન મારાં નવ કર્યાં ?
હજી હુ શુ નાની ! રમણ પિયુની સાથ કરના ?
" અહા ! માતા ઇચ્છે વિરહ દુહિતાનો નવ કદિ
રહે પુત્રી મારી, નત મુજ સમીપે પ્રત્યુત્તા
" રખે પુત્રી બોલે, પતિભવન હરે ત્યાં તકમાં,
પછીથી શુ થાયે ક્યમ નિજદુહિતા ગૃહ રહે ?
" વિચારી એતુ તે મદનહત પુત્રી નવ જુએ
બને એવુ હોયે લઘુવય કદા તેહ તણું જો
" થયા વર્ષો મુને અધીર કરતાં ષોડશ ખગ,
મુઝાયે ના સ્વામી, તન કૃશ થયું મારૂં દુ ખથી.
" કહી ના શકી બોને ખરૂં જે મનમા વસ્યુ;
કહ્યું ના દુ ખ કોને મેં બળી-હું મનમાં રહી

કવિતાપ્રવેશ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

" ચિન્તાથી ચિત્ત આ ડોલ્યુ આધિવ્યાધિ ઉભી થઈ
ફરતુ બ્હાર મે ઊડયુ લોકે વાત બુરી થઈ
" ગર્ભવતી કહી કોકે, કોકે ચાન બુરી ગણી,
વિધિનુ રૂપ આપ્યુ આ મનાવે વાત સર્વને.
" સસાર આંધળો આ છે સત્ય શુ નવ જોય કો,
એક બોલ્યો—બીજે દોડયો વધારી વાત તે વદ્યો
" લોકાપવાદે જન તે કરે છે, કરે ન પોતે મન ઠીક જાણી
કર્યો પિતાએ દિન એક નક્કી વિવાહ કાજે કઈ ક્ષોભ પામી
" જાણ્યુ લોકાપવાદે મેં પતિ ના પરણે મુને,
દૈવયોગે ન બોલ્યા કે આસ્થા કે મુજમાં હશે.
" દેખી શકે ના વિધિ સુખ કોનું, મૂકે કહો, કેમ જ હાથ લીધુ ?
ઉત્સાહ ભાગ્યો રંગભગ કીધો આવી ઘડી નિષ્ફળ તર્ત બાધી
" કાને થશે લગ્ન, સુખી હવે હું, વિચારતી હું મન આશ રાખી
તેવે અહા ! મેં દિલ ભેદનારો, સુણ્યો મહાનાદ, હુ તર્ત દોડી
" પડેલી મા બિછાને હા ! વિંટાઈ સૌ વળ્યાં હતાં
મૂકી હાથ પિતા રોતાં, ચક્ષુથી અશ્રુ સારતા
" સ્તબ્ધ હું તો થઈ ત્યા તો, ઉભી હું શૂન્યમૂન્ય થૈ,
આવી મુને પિતાએ ત્યા દાબી હૃદય શ દીધી
" માસ ત્રણ વહી ચાલ્યા માતા સ્વર્ગે જતાં અરે !
દિન એક થયો પૂરો લાગતું મનમાં હુંને
" માતા ગઇ ઘણું લાગ્યુ કોને તે મનની કહું ?
રાખે પાસે પિતા મારા દુ ખથી દિન કાઢતા
" આવી સ્થિતિ હતી તોએ ચિંતા મારી કરી બહુ
પરણાવી મુને દીધી થયું ના વર્ષ જો પુરૂ
" માન્યુ પિતાનુ પતિએ કહેવુ સાથે રહ્યા તે, નવ કોઇ તેનુ
ગયા દિનો કે સુખમાં અમારા, ગમ્યુ નહિ તે, વિધિ ચિત્ત વાંકુ
" પિતાને ખોટ તો આવી ગુમાવ્યુ સર્વ જે હતુ,
આપઘાત કરી છૂટયા, દુ ખી દંપતિ હા ! થયાં
" પિતાની તો ક્રિયા કીધી પતિગૃહે જઇ રહ્યાં,
લાગી સસારની માયા વિસરી દુઃખ હું ગઈ
" હતા રંગીના પતિ, ભાગ્યશાળી, હતી રમીશી મન મેહ ભારી
હતા ભણેલા, હતી હું ભણેલી સસારદીપ્યો જન દુ ખકારી

રન રૂ ૨—૦—૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# અસહકાર અને રાષ્ટ્રીય કેલવણી.

લેખક—રા મૂળશંકર સુન્દરજી દવે, એમ એ

[ નોંધ—આ લેખના લેખક થોડા મહિનાઓ ઉપર બરેલીની એક કૉલેજમાં રૂપીઆ ૨૫૦ ના દરમાયાથી પ્રૉફેસર હતા ગાંધીજી બરેલી ગયા ત્યારે ત્યાંની ગુજરાતી પ્રજાતરફથી રા મૂળશંકરે એમનુ સન્માન કર્યું એથી અંગ્રેજ સત્તાધિકારીઓએ એમને ઠપકો દીધો. પરિણામે આ સજ્જને અધ્યાપક એ સેવાપદનો ત્યાગ કર્યો અને રાષ્ટ્રીયમંડલનો સ્વીકાર કરી ખેડા જીલ્લાના બોરસદના 'વિષયમંદિર'—રાષ્ટ્રીયશિક્ષણશાળાના આચાર્યના પદ ઉપર એ નીમાયા છે—તંત્રી ]

રાષ્ટ્રીય કેલવણીનો સવાલ કાંઈ નવો નથી લોકનાયકો અને વિદ્વાનોએ આ સવાલ ઘણી વખત પ્રજા સમક્ષ રજુ કરેલ છે રાષ્ટ્રીય કેળવણી વિષે પુસ્તકો પણ લખાયાં છે*

કોઇ વળી એમ પણ કહે છે કે કેલવણી વળી રાષ્ટ્રીય શું ? જ્ઞાનને વળી રંગ કેવો ? કેળવણી એટલે કેળવણી જે સારૂં હોય તે લેવું તેમાં વળી પૂર્વ ને પશ્ચિમનો ભેદ શો ? તેની દિશાઓ નક્કી કરવાનું ક્યાં રહ્યું ? આમ કહીને "રાષ્ટ્રીય" શબ્દ અર્થ વિનાનો છે એમ ઘણાઓ કહે છે પણ આપણા લેખમાં તો આપણે રાષ્ટ્રીય ઉપરાંત અસહકાર—આવી રીતે બે રંગોથી કેલવણીને રંગવા માગીએ છીએ તો તે કેવી રીતે તે આપણે જોઇએ

કેલવણી એટલે મનુષ્યની બુદ્ધિનો અને મનનો વિકાસ કરવો, સારાનરસાનો ભેદ શીખવવો, પોતાના અને પોતાનાઓના ગુજરાનના સાધનની સરલતા કરી આપે એવું કંઇક શીખવવું, એક શહેરી તરીકે પોતાનું જીવન સારી રીતે ગુજારી શકે એમ કરી આપવું અને તેને ચારિત્ર્યબળ આપી, ઇશ્વરને ઓળખતો કરી દેવો આમ કરવામાં અલબત્ પૂર્વ ને પશ્ચિમનો ભેદ ન રાખવો જોઇએ, ગમે ત્યાંથી સારૂં જ્ઞાન મળી શકતું હોય ત્યાંથી મેળવવું, તેઓના પુસ્તકો વાંચવા, જરૂર પડયે તેઓના હુશીયાર માણસોને મોટા પગારો આપીને તેઓ પાસેથી જ્ઞાન મેળવવું, જેમ કાદવમાં રત્ન હોય તો પણ આપણે સાફ કરી લઇ શકીએ છીએ તેવી રીતે જ્ઞાનરૂપી રત્નને માટે પણ સમજવાનું છે આટલી બાબતમાં તો આપણને રંગ ચઢાવવાનું કાંઇ ન આવ્યું તો હવે રાષ્ટ્રીય રંગ ચડાવવાની જરૂરીયાત ક્યાં ઉપસ્થિત થાય છે તે જોવાનું રહ્યું

ઘણીવાર એમ બને છે, કે રાજકીય સત્તાવાળા માણસો અમુક રાજકીય હેતુ પાર પાડવા માટે અમુક જાતની કેલવણી દેશને આપે છે, કે જે દેશને રુચિકર હોતી નથી અને આમાં જો તેવા સત્તાવાળા માણસોને પોતાના દેશનો સ્વાર્થ જોવાનો હોય છે તો તે પ્રથમ જુએ એ પણ સ્વાભાવિક

* i A System of National Education by Arabindo Ghose,
ii National Education by P N Bose
iii National Education by B Pattashigitaramayya & K Hanumantha Rao
iv The centre of Indian culture by R Tagore

અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન રૂ ૨–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ, કંપની મુંબાઇ

છે—કારણકે તેઓ પણ સ્વર્ગથી ઉતરી આવેલા ફીરસ્તાઓ નથી હોતા દેશની ભાવનાઓને પોષણ ન મળતું હોય, દેશના સાહિત્યને ઉઘડતે સ્વાધીન કરી દેવામાં આવ્યુ હોય, સ્વદેશાભિમાનની વાતો પણ જ્યારે રાજદ્રોહ ગણાતો હોય, રાજસત્તાના મદથી થતાં અન્યાયો અને જુલમો સામે પણ ઉઘાડો ન પાડી શકાતો હોય, સત્યને મેદાને ડુચો ભરવામાં આવતો હોય, આપણી નૈતિક અને માર્મિક બાબતોને તિલાંજલી આપવામાં આવતી હોય, સરકારનો ઘોચપરોણો વારવાર થતો હોય જેથી કરીને એક યંત્રની માફક અધ્યાપકો અને વિદ્યાર્થીઓને કેળવણીનું યત્ર ફેરવવાનું હોય, કેટલીક વખતે તો આપણા આશયો અને ધ્યેયમાં અને જેઓના હાથમાં કેળવણીની લગામ હોય છે તે લોકોના આશયો અને ધ્યેયમાં આસમાન જમીનનો ફરક માલૂમ પડતો હોય, આપણા વડીલો, દેશનાયકો અને વિદ્વાનનો આવું બધુ ઉંધુ વળી જતું જોઇને મોટે અવાજે ઉભા રહેવાનું પુકારતા હોય, પણ જુવાનીયા તો એક યત્રના માર્યા આવ્યાંયા કરી અથવા નિરૂપાયે દોડ્યા જ જતા હોય—આવે આવે અનેક પ્રસંગે કેળવણીને રાષ્ટ્રીય પાસ અથવા રગ આપવાની આમણને તીન જરૂર જણાય છે

હવે આપણા આશયોમાં, ધ્યેયમાં, આદર્શોમાં, આપણા વાતાવરણમા અને પશ્ચિમની સસ્કૃતિમાં ખાસ કાંઇ એવો ભેદ હોય કે જે આપણને દેખીતો જ અરૂચિકર હોય, આપણા બાધાને, આપણા સ્વભાવને, આપણી પ્રકૃતિને વિષ સમાન થઇ પડતો હોય, જોઇને જ અભાવ ઉત્પન્ન થાય એવી અસર થતી હોય તો આપણે તપાસીએ અલબત્ આમ કહીને હુ પશ્ચિમની સસ્કૃતિને અન્યાય કરવા તો નથી જ માગતો તેઓના અમુક ગુણો જેવા કે સ્વતત્રતા, તેઓનુ વિજ્ઞાનનું વિશાળ જ્ઞાન, તેઓની યોજનાશક્તિ, તેઓની સઘશક્તિ, તેઓનુ સાહસ વગેરે અનુકરણીય ગુણો તેઓની સસ્કૃતિમા રહેલા છે પણ આ બાદ કરતા તેઓની સસ્કૃતિ અને આપણી સસ્કૃતિમા એટલો ભેદ છે કે "લેને ગઇ પૂત, ઓર ખો આઇ ખસમ", એના જેવી આપણી દશા થઇ જાય છે આમ ન થઇ જાય તેની સાવચેતી રાખી, આપણે જે તેઓમાં સારૂં છે તે લેવાનો હક્ક મેળવવો, અને ખરાબ ખરાબ ફેંકી દેવાનો દાવો કરવો એ વાત જ્યારે આપણે અમલમા મૂકવા માગીએ છીએ ત્યારે જ આપણને ભાન થાય છે કે "કેટલી વીસે સો થાય છે?"

તો હવે પૂર્વ અને પશ્ચિમની સસ્કૃતિમા શો ભેદ છે તે આપણે જોઇએ આપણી સસ્કૃતિ તપોવનોમા જન્મ પામી છે, અને તેથી કરીને આસપાસના અલૌકિક નૈસર્ગિક સજોગોની તેના ઉપર અસર થઇ છે તપોવનની શાન્તિ, સાદઈ અને ભવ્યતા નદીનાળાની પવિત્રતા અને રમણીયતા, પહાડોના સુંદર મનોહર ભવ્ય દૃશ્યો, પશુપક્ષીઓના નિર્દોષ સહવાસી ઋષિઓના આદર્શ જીવનો આ બધાની અસર શિષ્યો ઉપર થાય એ સ્વાભાવિક છે, ત્યારે પશ્ચિમની સસ્કૃતિનો જન્મ મોટા મોટા શહેરોમા થયેલો છે, કે જ્યાં લાખો સ્ત્રીપુરૂષો પોતાના ઉદરનિર્વાહ માટે આમ તેમ તનતોડ મહેનત કરી રહ્યા છે, જ્યાં મોટરો રેલવે સ્ટીમરો વગેરેના દેખાવો મનુષ્યને મોહિત કરી રહ્યા છે—જ્યાં વિજ્ઞાનની શોધોને

પાંચ પ્રેમકથા રૂ ૦—૬—૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

આભારી યાંત્રિક બળો મનુષ્યને 'આમ તેમ' દોડાવી રહ્યા છે, કે જે યંત્રો મનુષ્યના એશઆરામ પૂરાં પાડવા ઉપરાંત તેઓનો કચ્ચરઘાણ વાળવામાં પણ છૂટથી ક્રૂરપણે વપરાતા જોવામાં આવે છે, જ્યારે આપણી સંસ્કૃતિના આદર્શો સાદાઇ, સચ્ચાઇ, પવિત્રતા, અને સ્વાર્થત્યાગ હોય છે, ત્યારે પશ્ચિમની સંસ્કૃતિની અસર આડંબર, મોજમઝા, સત્તામદ, અહંતા વગેરે ગુણોનું પોષણ કરવા તરફ હોય છે, નૈસર્ગિક સંયોગથી આપણામાં જ્યારે કુદરતના બળોની પાછળ રહેલી ઇશ્વરની શક્તિ અને અસ્તિત્વનો આભાસ થાય છે, કારણ કે આપણે કુદરતમાં પણ વ્યવસ્થિતપણું અલૌકિક સૌંદર્ય, ભવ્યતા, યોજના અને કર્તાની ઝાંખી કરેલી હોય છે અને તેથી એક દિવ્ય અંશ તરીકે તેને નમવાનું મન થઇ આવે છે, ત્યારે પશ્ચિમની સંસ્કૃતિ કુદરતના બળોને પોતાના મોજમઝાના અને લોભના સાધન તરીકે જ માત્ર ઉપયોગ કરવાથી તેને એક ચાકરડી તરીકે ઓળખાવે છે એવું જ કાંઇક આપણને તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં જણાય છે, આવી રીતે જ્યારે એક આત્માના અસ્તિત્વ ઉપર વધારે ભાર મૂકે છે ત્યારે બીજી મોજમઝા, ઇંદ્રિયસુખ, એશઆરામ ઉપર વધારે વજન આપે છે, એક જ્યારે કુદરતમાં અરસપરસ સહાયતાનાં તત્ત્વોનું વિશેષ નિરીક્ષણ કરે છે, ત્યારે બીજી જીવનકલહ તરફ વધારે લક્ષ આપી દુનિયામાં પણ જીવન સંગ્રામના વ્યુહમાં મૂકી મનુષ્યને વધારે સ્વાર્થી બનાવી મૂકે છે, જ્યારે એક પોતાના આશ્રમમાં વસતા તથા સર્વે પશુપક્ષીઓને પ્રેમથી અભયદાન આપે છે ત્યારે બીજી નાનપણથી જ માણસને આ બધા આપણા શિકારો છે એવું જ ભૂત ભરાવી મૂકે છે જ્યારે એક અહિંસાના તત્ત્વને પોષણ આપે છે, ત્યારે બીજી પોતાની સ્વતંત્રતા માટે-પારકાનું મારે શું લાગે વળગે ?-પોતાના જમીન લોભ માટે, પોતાના સત્તામદ માટે-જે આડા આવે તેને ઓશિંગણ દેવાનું શીખવે છે, જ્યારે એકનાં શાસ્ત્રો કર્મના ફળની આશા રાખ્યા સિવાય કર્મો કરવાં એવો દૈવી પાઠ શીખવે છે—એટલે કે આત્મભોગ સ્વાર્થત્યાગ, બલિદાન, વગેરે ગુણોનું પોષણ કરે છે ત્યારે બીજી કોઇ પણ કામ કરતાં પહેલાં તેમાં મારૂં શું પાકશે ? અને કેટલા પૈસા મળશે ? એ કામે પહેલો પૂછીને જ પછી કોઇ કામને હાથ અડકાડવાનું શીખવી મૂકે છે-પૈસો એ જ તેઓના કાર્યની કમાન છે

આવી રીતે પૂર્વ અને પશ્ચિમના આદર્શોમાં, આશયોમાં, ધ્યેયમાં, કાર્યપદ્ધતિમાં મૂળથી જ આસમાન જમીનનો ફેરફાર છે, અને તેથી તે પ્રમાણિકપણે પણ-આની ત્યાં કે-પૂર્વને કંઇ આપવા માટે-કે જેમ કરવું તેઓને માટે ઘણું મુશ્કેલ છે—નો પણ પોતાનામાં જે હોય તે જ આપે ને ? અને ત્યારે જેમ પેલા "ગુલીવર્સ ટ્રાવેલ્સ" માં રાક્ષસોના ગામમાં આવી પડેલા માણસ, કે જેને રાક્ષસોના મોટા મોટા કદના બાળકો ઉપાડી જઇ તેઓના પ્રમાણનું એક મોટા કદનું ફળ તેના મોંઢામાં ખોસે છે અને તે બિચારા માણસની મરણતોલ જે સ્થિતિ થાય છે તેવી સ્થિતિમાં આપણે નથી આવી પડતા ? અરે, તે કરતાં પણ લાચાર સ્થિતિ આપણી થઇ પડયા છીએ રવીન્દ્રનાથે

એન્ડ કંપની, મુંબાઇ

આશા છે કે કેળવણીને રાષ્ટ્રીય તથા અસહકારરૂપી રંગોથી શા માટે રંગવામાં આવે છે તે મેં મારી સમજ પ્રમાણે બતાવ્યું છે એટલે અસહકાર પટવાળી રાષ્ટ્રીય કેળવણીની વ્યાખ્યા એની મેળે બંધાઇ જાય છે, છતાં અંગ્રેજીમાં વ્યાખ્યાની જરૂર હોય તો નીચે પ્રમાણે આપું છું

"National Education is that education, which is imparted by our own men or also by men of foreign countries appointed by us, in the true interests of our country, without Government interference or control, and which fosters the ideas and ideals of our civilisation mainly as a basis with a free and open mind to acquire and assimilate truth and knowledge from whatever sources they come" or in other words according to Dr Tagore, "our education should be in full touch with our complete life—economical, intellectual, æsthetic, social and spiritual"

---

# જ્હૉન હૉવર્ડ અને તુરંગોના સુધારા.

લેખક—રા. રા. બાબુલાલ ઇચ્છારામ દેસાઈ, બી. એ.

"ગુન્હાઓ માટે સખ્ત મજુરીની કેદની શિક્ષા કરવાની પદ્ધતિ નાબુદ કરવાની, અને ગ્રેટબ્રિટનની પદ્ધતિને અનુસરીને સઘળી જાતના ગુન્હેગારો સાથે ત્યાંના જેવો વર્તાવ તુરંગોમાં ચલાવાય એવા સુધારાઓ કરવા"

—કૉંગ્રેસના લોકશાહી પક્ષનું ધોરણ

John Howard "visited all Europe to dive into the depths of dungeons, to plunge into the infection of Hospitals, to survey the mansions of sorrow and pain, to take the guage and dimensions of misery, depression and contempt, to remember the forgotton, to attend the neglected, to visit the forsaken, to compare and collect the distresses of all men in all countries. His plan is original, and it is as full of genius as it is of humanity. It is a voyage of discovery, of circumnavigation of charity, and already the benefit of his labour is felt more or less in every country"

—Edmund Burke

**અકસ્માત**

દેખીતાં અણુધારેલા જાતીય સાહસથી જ્હૉન હૉવર્ડનો પરમાર્થી જુસ્સો તુરંગોમાં સુધારાઓ કરવા તરફ પહેલવહેલો આકર્ષાયો. તે ઇંગ્લાંડથી જ્યારે પોર્ટુગલ સફર કરવા નીકળ્યો ત્યારે પોર્ટુગલની રાજધાની લિસ્બન એક દુઃખદાયક સંજોગોમાંથી પસાર થતી હતી. તે સમયે ત્યાં સ્મરણપટપર રહી જાય એવો એક ધરતીકંપ થયો હતો; તે શહેરમાં તેને અંગે નાશ

ઉપોદ્ઘાત (સચિત્ર) રૂ. ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

કારક ધુમાડા પ્રસરી રહ્યો હતો જે નાના સરખા જહાજમાં તે પોતાની જાતે મુસાફરી કરતો હતો તે કિનારાથી હજુ તો બહુ દૂર ગયું ન હતું તેટલામાં તો તે ફ્રેંચ ચાંચિઆઓના હાથમાં કેદ પકડાયું તે ચાંચિઆઓ તેની અને તેના સાથીઓની સાથે ઘણી ક્રૂરતાથી વર્તવા લાગ્યા ૪૮ કલાક સુધી તેમને કાંઇપણ દાણો પાણી આપવામાં આવ્યો નહિ બ્રેસ્ટને કીનારે તેઓને જેવા ઉતાર્યા કે તુરત જ તેમને બીજા પકડાયલા કેદીઓ સાથે એક પીંજરામાં પૂરી દેવામાં આવ્યા હતા તે સઘળા મદીવાનોને એક ભીનાશવાળા કારાગૃહમાં નાખવામાં આવ્યા ને તેમને ઘણા લાંબા સમય સુધી કાંઇ પણ ખાવાનું આપવામાં આવ્યું ન હતું આખરે માંસનો એક લચકો તેઓના ઓરડામાં નાખવામાં આવ્યો ત્યારે તે કમનસીબ મનુષ્યોએ, ભિખારી પશુની માફક ભૂખે મરતાં તે માંસના લોચાનાં ઘણા નાના ટુકડા કરી નાખ્યાં એક અઠવાડીયા પર્યંત કેદીઓપ્રતિ આવો ક્રૂર વર્તાવ ચાલુ રાખવામાં આવ્યો. તેઓ સર્વેને તે રોગીષ્ટ અને ગંધમારતી ભીનાશવાળી જમીનપર માત્ર ઘાસની જ ચટાઇપર તે ભયંકર ઓરડામાં નિવાસ કરવાની જરૂર પડી

### પ્રથમ પ્રયાસ

અંતે કેટલાક સમય પછી હૉવર્ડને અહિંથી મુક્તિ મળી અને તે ઈંગ્લાંડ પાછો ફર્યો પરન્તુ જ્યાં સુધી તે પોતાના કેદી બાંધવોને મુક્તિ મેળવી આપવાને ફતેહમંદ થયો નહિ ત્યાં સુધી તે જરાકે નિરાંતે સ્વસ્થ બેસી રહી શક્યો નહિ તેણે ઘણા ઘણા પ્રયત્નો કરી તેમને આખરે છોડાવ્યા ત્યાર પછી તેણે યુરોપખંડમાંના કીલ્લાઓમાં અને બીજી તુરંગોમાં કેદ પડેલા અંગ્રેજ કેદીઓ સાથે પત્ર વ્યવહાર કરવો શરૂ કર્યો પોતે જે સંકટો અને દુઃખો કારાગૃહમાં અનુભવ્યાં હતાં તેના કરતા પણ વિશેષ દુઃખો કેદીઓને તો હરહમેશ ખમવા પડે છે એવું તેણે આદરેલા પ્રથમ પ્રયાસપરથી તેને માલમ પડ્યું

### હાઈ શેરીફ તરીકે

થોડા સમય પછી જ્યારે બેડફૉર્ડ પરગણાના મુખ્ય શેરીફના ઓહ્દાપર હૉવર્ડ નીમાયો ત્યારે કેટલાક કામોના પ્રસંગ સર તેનું ધ્યાન કેદીઓની સ્થિતિ તરફ ખેંચાયું આ શેરીફના ઓહ્દાપર જેઓ તેની પહેલાં નીમાયા હતા તેમને મફત કામ કરવાનું હતું, પણ સાથે તેઓ ખરી રીતે મોટાઇ લેવાને અને રૂઆબ બતાવવાને જ તે ( *Honorary* ) ઓહ્દો પસંદ કરતા હતા હૉવર્ડ આવી પ્રકૃતિના માણસોથી કાંઇક જુદા જ પ્રકારનો મનુષ્ય હતો તેને તો આવા પરોપકાર કરવાના ઓહ્દા મળ્યાથી એમ જ લાગતું હતું કે તેણે પોતાનાં સર્વ કામો ઘણી ખંતથી અને ફરજ તરીકે અદા કરવાં તે પોતે ન્યાયાસનપર બીરાજતો અને ન્યાયના પ્રત્યેક મુદ્દો ધ્યાનપૂર્વક સાંભળતો જ્યારે ચુકાદાઓનું કામ પુરૂં થતું ત્યારે તે જાતે જ્યાં કેદીઓને બંધનમાં નાખવામાં આવતા હતા તે તે કેદખાનાઓની મુલાકાત લેતો ત્યાં તેને ગુન્હેગારો પ્રતિ ચલાવવામાં આવતી ઘાતકી અને નિર્દયભરેલી વર્તણુકનો ખરો ખ્યાલ આવ્યો કેદખાનામાં તેની આંખ સમક્ષ જે જે દૃશ્યો આવ્યાં તે સર્વેએ તેના ભવિષ્યના કાર્યક્રમને તેની આંખ સમક્ષ ખડો કર્યો

વારનોક હેસ્ટિંગ્સનું નવું પરાક્રમ ૨ ૦–૧૨–૦ મેન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

## યુરોપમાં સ્થિતિ.

ઉગ્લાન્ડની તેમ જ બીજા દેશની જુ ગોની સ્થિતિ તે સમયે ઘણો ભય ઉભો કરે તેવી હતી ,કેદીઓના કોઇ પણ પ્રકારના વર્ગો પાડવામાં આવ્યા ન હતા તેમ જ તેઓને છૂટા છૂટા પણ રાખવામાં આવતા ન હતા તદ્દન નિર્દોષ તેમ જ ભયકર ગુન્હા કરનારાઓ સર્વેને ભેગા જ રાખવામાં આવતા હતા, તેથી કરીને કાચી તુરગો ગુન્હાઓનુ એક સાધારણ સંગ્રહસ્થાન બની જતી એક ભૂખ્યો મનુષ્ય કે જેને એક રોટલાનો કટકો ચોરવા માટે પકડવામાં આવ્યો હોય તેને અને એક પક્કો ઉચાઉગીર અથવા તો એક ખુનીને સાથે સાથે જ એક કેદખાનામાં બધનમા રાખેલા જોવામાં આવતા દેવાદાર અને ખોટી સહી કરનાર એક નાનો ચોર અને ઠગા રે સનાર, એક અપ્રમાણિક છોકરી અને વેશ્યા, એ સર્વેને એક જ સ્થળે રાખવામાં આવતાં હતાં જુદા જુદા મોગ, શાપ અને ઇશ્વરનિંદા એ સર્વે એક જ સ્થળે એક જ કેદખાનામાં ઉભરાઇ જતાં સાંભળ પડતાં હતા ધાર્મિક પૂજા તો ત્યાં તદ્દન અજાણી જ હતી ટુંકામાં તે એક સંગ્રહસ્થાન હતુ સેતાન તેઓનો રાજા હતો

## હૉવર્ડની નોંધ

હૉવર્ડે કેદીઓ પ્રતિ ચલાવવામાં આવતી રીતભાત વિષે પોતાના વિચારોની રૂપરેખા નીચે પ્રમાણે આલેખે છે:—

"કેટલાકો કે જેઓને જ્યુરીએ નિર્દોષ જાહેર કર્યા હતા, કેટલાંક કે જે લોકોનાપર એવો તોહમતો પુરવાર કરી શકાયાં ન હતા કે જેથી કરીને તેઓને કાયદાની અદાલતમાં ઉભા કરી શકાય અને કેટલાક કે જેમની સામે કામ ચલાવવાને પ્રતિપક્ષના કોઇ હાજર ન હતા, તેવા સર્વેને કેટલાક મહિનાઓ સુધી ભાગી જેલોમાં સબડવા દીધા પછી પાછા ધસડી લઇ જવામાં આવતા હતા, અને જ્યાં સુધી અદાલતના કારકુનોને અને તુરગના ઉપરીને, સિપાઇ સપરાને અને તેવા જ બીજા કુત્તાઓને અમુક પૈસા આપવાનુ તેઓની પાસેથી કબૂલ કરાવી લેવામા આવે નહિ ત્યા સુધી તેઓને પાંજરામાં પુરી બધનમા રાખવામા આવતા હતા "

તેણે એવી પણ એક નોધ કરી છે કે તદ્દન મારવાડી જેવા અને પાષાણ હૃદયના લેણદારો પોતાના દેવાદારોને કેટલીકવાર એવી પણ ધમકી આપતા હતા કે તેઓને તો તુરગમાં 'સબડવા જ' દેવા જોઇએ અને ખરેખર તેઓ તુરગમાં સબડતા અને સડતા જ નજરે જોવામાં આવતા હતા કારણ કે તે કારાગૃહોમા બીનાશરવાળી અને ભેજ વાળી જમીનને લીધે તેઓ મુખ્યત્વે કરીને મેલેરીઆના ભોગ થઇ જતા હતા, અને કેટલાક મરણ શરણ પણ થતા હતા હૉવર્ડે એવી ગણતરી કરી હતી કે જેટલા અસખ્ય મનુષ્યોનો ફાંસીને લાકડે ભોગ અપાય છે તેટલા જ બલકે તેથી પણ વધારે સખ્યામા મનુષ્યો કેદખાનામા ભૂખ, રોગ, બીમારી અને ઠડીના ભોગ થઈ પડે છે

જેલનો પગાર

તુરગના ઉપરી અધિકારીઓનો પગાર જાહેરમાથી ન હોતો અપાતો પણ છોડી મૂકવામાં આવતા નિરપરાધીથી તેઓ પોતાના હતા તુરગના ઉપરીને અમુક પગાર કરી અપાવવા માટે હૉવર્ડે શાનિના ન્યાયાધિકારીઓ સાથે લડત ચલાવી ત્યારે એવા પ્રકારનો કોઇ દષ્ટાન્ત હોવાનું હૉવર્ડને પૂછવામા આવ્યુ તેણે કહ્યુ કે હુ તેવો દાખલો શોધી તમને બતાવીશ તે તરત જ પોતાના અશ્વપર સ્વાર થયો અને તેવો દષ્ટાંત આખા દેશમાંથી શોધી કાઢવાને નીકળી પડયો તેણે પોતાના પરગણામા આવેલી દૂર અને નજીકની સર્વે તુરગોની મુલાકાત લીધી તેને તુરગના ઉપરી અધિકારીને પગાર જાહેરમાથી અપાતો હોય તેવો કોઈ પણ દાખલો મળી આવ્યો નહિ પણ તે તપાસ દરમ્યાન કેદીઓની ઘણી કગાલ દશા તેને માલમ પડી. આ ઉપરથી તેણે ઇ ગ્લાડની અને દુનિયાની તુરગોની સુધારણા માટે પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કર્યો

ગ્લૉસેસ્ટરની તુરગ •

ગ્લૉસેસ્ટરમા તેને ત્યાના કાઉન્ટીની તુરગ ઘણી ભયકર માલમ પડી તે ભ ય કાઉન્ટીનો એક તુરગ અથવા કેદખાનામા ફેરવાઈ ગયો હતો સ્ત્રી અને પુરુષ-સર્વ-કેદીને માટે ત્યાં ફક્ત એક જ સાધારણ આ ગણ હતી દેવાદાર કેદીના ન્હેરાણમા તો બારીઓ જ હવા અજવાળા માટે મુદ્દલ ન હતી નર શુ હેગાર માટેના રાતના રહેઠાણ માટેની ઓરડીઓ અન્ધારી અને નાની હતી ત્યાંની તુરગશાળામાં એક જાતનો ઝેરી તાવ ફાટી નીકળ્યો હતો તેણે ઘણા કેદીના પ્રાણ હરણ કર્યા હતા તુરગની દેખરેખ રાખનારને કાઇ પણ પગાર મળતો ન હતો દેવાદાર ગુન્હેગારોને પોતાના ખાદ્ય પદાર્થના પૈસા આપવા પડતા હતા

ઈલીયની તુરગ.

ઇલાયના ધાર્મિક શહેરમા પણ આના કરતા કાંઇક સારી વ્યવસ્થા ન હતી કેદી નાસી છૂટી ન જાય તેના માટે બોય સાથે તેઓ ને પીંઠ સાકળોથી જકડી લેવામાં આવતી લોખડના કેટલાક શળીઆ તેઓની ઉપર રાખવામા આવતા હતાં અણીઆળો લોખડનો ગળપટો તેઓના ગળાની આજુબાજુ બાધવામાં આવતો હતો

નૉરિચની તુરગ

• નૉરિચમા તો જમીનની અન્દર તુરગો બાધવામા આવતી હતી કેદીને માત્ર થોડોક જ ખોરાક અપાતો અને તેનો ખર્ચ પ્રત્યેક કેદી દીઠ વર્ષ માત્ર ૧૫ રૂપીઆ થતો તુરગના ઉપરીને પગાર મળતો નહિ એટલુ જ નહિં પણ ઉપદેશકને પોતાના પોતાના માટે દર વર્ષે ૪૦ પૌંડ આપવા પડતા ! તે પોતાની આવક જુલમ ગુજારી મેળવતો હતો

" હાઉસ ઓફ કૉમન્સ " સમક્ષ આપેલી હકીકત.

પોતાના ઉમ દા કાર્યથી ઉત્તેજન પામીને હૉવર્ડ દરેક સ્થળે સ્થળે ફરી વળ્યો કેદીની સ્થિતિ સુધારવાના વિચારે તેની સઘળી વિચારશ્રેણીમાં પ્રથમ સ્થાન મેળવ્યુ અને તે કાર્ય કરવામાં તે તલ્લીન થઇ જતો. તેના જીવનનો તે ઉચ્ચ ધ્યેય થઇ પડવાથી તેને ન તો શ્રમ, ભય અથવા તો

શારીરિક દુઃખ ચ્યુત કરવાને શક્તિમાન થતુ ચિકિત્સ ગૃહોની કટાગ્રો ઉત્પન્ન કરે એવી ગૃહ સ્થિતિ પ્રકાશમા લાવવાને તેને કેદખાનાના એક નાકાથી તે બીજા નાકા સુધી તપાસ કરવી પડી કેટલાક દષ્ટાંતોમા તો અલ્પ દેવા માટે કેદ કરવામા આવેલા મનુષ્યોને અને બીજા ઘણા ઓને કે જેઓ તદ્દન નિર્દોષ હતા તેઓને તેણે સ્વતંત્રતા અપાવી હતી તેમની તપાસને અંતે દીવાને આમની સભાએ આ વિષયની વસ્તુસ્થિતિનુ ચોક્કસ પૃથક્કરણ કરવાને એક કમિટી નિમી. હૉવર્ડ પોતે કરેલી સઘળી નોંધ સહિત તેમની સમક્ષ જુબાની આપવાને ખાસ હાજર થયો તપાસ ચાલુ હતી તે દરમ્યાન એક સભાસદે તે વિષયના તેના બારીક જ્ઞાન અને લાગી તપાસથી અચંબો પામી પૂછપરછ કરી કે તેણે કોના ખર્ચ આ સર્વે સ્થળે મુસાફરી કરી આવી ઉત્તમ માહિતી મેળવી હતી આ પ્રશ્નનો ઉત્તર તે આપે તે પહેલા તો હૉવર્ડનુ હૈયુ ભરાઇ આવ્યુ

## તુરંગ સુધારવાનો કાયદો. ઈ. સ. ૧૭૭૪

તેની સાક્ષી પૂર્ણ થતા કાયદા ઘડનારી સભાએ તેણે લીધેલા શ્રમ માટે ઉપકાર માન્યો અને આભારની લાગણી પ્રદર્શિત કરી તેણે જે માર્ગ દર્શાવ્યો હતો તે જ પ્રથાને અનુસરીને તે સંબધી પ્રગતિ કરવાનુ તેઓએ વાજબી ધાર્યું તેમણે તેનુ કાર્ય શરૂ કર્યું તે પછીના વર્ષમાં એટલે ઈ સ ૧૭૭૪ માં એક બિલ પાર્લામેંટમાથી પસાર કરવામાં આવ્યુ તેની રૂએ જે બધી જાતની ફીઓ લેવામા આવતી હતી તે સર્વ બંધ કરવામાં આવી, અને તેને બદલે તુરંગોના ઉપરીઓને પગાર બાંધી આપવામા આવ્યા, તેમ પ્રત્યેક કેદીને તેના છુટકારા પછી તરત જ મુક્ત કરવા એવા હુકમો કાઢવામા આવ્યા ઉપરાંત સર્વે તુરંગો નિયમિત ચોક્કસ સમયે ધોવડાવવી, તેને ચુનો દેવડાવવો અને તેમા હવા અજવાળુ આવી શકે, એવો બંદોબસ્ત રાખવો, કેદીના નિભાવ અને દવાદારૂ અર્થે દવાશાળાઓ અને આરોગ્યાલયો બંધાવવાં, અને સુવ્યવસ્થિત તુરંગશાળા બંધાવવી, વિગેરે નિયમો ઘડાયા અને તે વિચારથી પાર્લામેંટની ફરમાનો નીકળ્યા જ્યારે આ કાયદા પસાર થતા હતા ત્યારે હૉવર્ડ પથારીવશ હતો પણ પોતે જ ઉપસ્થિત કરેલી ચલવળ અંતે સફળ થવાનો સમય આવતા તેના ઉત્સાહથી થાક અને જ્વરમાંથી તે મુક્ત થયો અને પુન તેની પ્રકૃતિ સુધરવા માંડી તેનામાં નવુ જોમ અને સ્ફૂર્તિ આવ્યા કાયદાઓ અને નિયમો જેવા પસાર થયા અને અમલમા મૂકવાના ફરમાનો બહાર પડ્યા કે તરત જ પસાર થયેલા કાયદાઓ સર્વે વ્યવહારમા કેવુ રૂપ પકડે છે, વ્યવહારમાં બરાબર મેળ ખાય છે કે નહિ, તેમાં શી શી વ્યવહાર ખામીઓ છે, કેટલા વધુ સુધારાઓને અવકાશ છે, તે નક્કી કરવા પુનઃ ગામગામની તુરંગોની મુલાકાત લેવાનુ, કેદીઓના સમાગમમા આવવાનુ અને તેમની તપાસ તથા હાજતોથી માહિત થવાનુ તેણે શરૂ કર્યું

## આયર્લૅંડ અને સ્કોટલાંડની તુરંગો

આ પ્રમાણેના ઇંગ્લાંડમાં પરિપૂર્ણ તપાસ કર્યા પછી હૉવર્ડ આયર્લૅંડ અને સ્કૉટલાંડમાં ગયો, અને તે તે દેશોના તુરંગોની સ્થિતિનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરવુ શરૂ કર્યું તે સર્વ તુરંગો તેને તેટલી જ અવગતિમા હોવાનુ માલમ પડ્યું એટલે તેની તપાસનુ પરિણામ તેણે જાહેર કર્યું અને તેમા ઘટતા સુધારાઓ કરાવવામા તેને સતેજ મળી

દુઝરના અને મિંગાળો (સચિત્ર) રૂ ૨-૦-૦ એન. એમ ત્રિપાઠી એંડ કંપની, મુંબાઇ

છે, તેનું સૂક્ષ્મ અવલોકન કરવાને મોકલવામાં આવ્યો. ત્યાંથી તે પ્રુશિયા ગયો, ઑસ્ટ્રિયા અને પ્રુશિયાના લશ્કરની સામી હારોમાથી થઈને તેણે સાઇલેશિયાનો પ્રદેશ ઓળંગ્યો. તેણે કેટલોક સમય વિયેનામા ગાળ્યો અને ત્યાંથી ઇટલી ગયો. રોમમાં તેણે અદાલતોના કારાગૃહોમાં તપાસ કરવાને માટે દાખલ થવાને અરજી કરી જેમ ફ્રાન્સમા બેસ્ટાઈલના માટે થયું હતું તેમ આ સ્થળે પણ અદાલતના કારાગૃહોના દરવાજા તેને માટે બંધ કરવામા આવ્યા હતા, જ્યારે બીજી તુરંગો તેઓની તપાસને માટે ખુલ્લી રાખી હતી. આ સમયની સફરમાં તેણે ૪૬૦૦ માઇલની મુસાફરી કરી અને ઘણાક પાઉંડ ખર્ચ્યા. જે જે સ્થળે તે ગયો તે તે સ્થળે તેને આનંદથી વધાવી લેવામાં આવતો હતો. કેદ થયેલાઓના આશિર્વાદો તેની ઉપર વરસતા હતા. તેણે ખુલ્લે હસ્તે દાનમાં પુષ્કળ પૈસો વાપર્યો હતો. ના, તેણે તેથી પણ વધુ કર્યું હતું. તુરંગની સુધારણાના મહત્વના પ્રશ્ન તરફ તેણે જગતના વિચારશીલ અને દાનવીર પુરુષોની આંખો ઉઘાડી તેમનું ધ્યાન ખેંચ્યું હતું.

**રૂશિયાની તુરંગો**

તે આટલેથી જ અટક્યો નહિ. તેણે લગભગ ૭,૦૦૦ માઇલની મુસાફરી કરી, ગ્રેટ બ્રિટનના કેદખાનાંની પુનઃ પુનઃ મુલાકાતો લીધી. તેને માલૂમ પડ્યું કે પોતાના પૂર્વના પ્રયાસો કાંઇક અંશે સફળ થયા છે. તેણે તે માટે સંતોષ જાહેર કર્યો. જે કેટલાક દુષ્ટ રીવાજો તેણે કેદખાનાઓમાં પહેલાં જોયા હતા તે તેણે નાબુદ થયેલા હાલમાં જોયા, અને કેદખાનાઓ પૂર્વે કરતા વધારે સાફ, સુખકારક અને નિયમિત હાલતમા માલમ પડ્યા. પાછો પોતાના જ્ઞાનમા વધારો કરવા માટે તેણે પુનઃ એક વખત પરદેશમા મુસાફરી કરી. તેણે અત્યાર સુધી યુરોપ ખંડના દક્ષિણ દેશોમાંની તુરંગોની મુલાકાત લીધી હતી. તેણે હવે રૂશિયાની તુરંગોની મુલાકાત લેવાનો દૃઢ ઠરાવ કર્યો. તે પોતે એમ્સ્ટર્ડામ અને પાઉમેરેનિયા થઈ પિટર્સબર્ગમા દાખલ થયો. ત્યાંની ચપળ અને ચબરાક પોલિસે તેને પારખી કાઢ્યો અને તેને દરબારમા મહારાણી કેથેરાઈનની મુલાકાત લેવાને આમંત્રણ કરવામા આવ્યું. તેણે સાદર મહારાણી સાહેબાને વિનંતિ કરી કે રાજા અને રાણીના દરબાર અને મહાલ મારે જોવા કરતાં પણ દુખીઓના રહેઠાણો અને કેદીઓના ભોંયરા અને તુરંગોની મુલાકાત મારે લેવી છે, રૂશિયામા એવા જે સ્થળો આવેલા છે તે મારે જોવા અને તપાસવા છે. મહારાણી કેથેરાઈને તેને તે માટે ઘટતી અનુકૂળતા કરી આપી. તેને એમ રાજ્ય તરફથી સગવડ કરી આપવામા આવતાં તે અણી આળા ચાબખાના ફટકાથી કેદીઓને કેવી સજા પમાડાય છે તે જોવાને, તેના કેદખાનાની મુલાકાતે ગયો. તે વેળા એક ગુન્હેગાર એક સ્ત્રી અને એક પુરુષને કેદખાનાની બહાર લાવવામા આવ્યા. તે પુરુષને ૦ અને તે સ્ત્રીને ૨૫ એમ અનુક્રમે ફટકા મારવામા આવ્યા. હાવર્ડ કહે છે, કે “મેં તે સ્ત્રીને કેટલાક દિવસો પછી ઘણી નબળી દશામા જોઈ પણ તે પુરુષને મેં ફરી પાછો જોયો નહિ.” તે પુરુષને શું થયું હશે તે જાણવાનું મેં નક્કી કર્યું. ચાબકે ફટકા મારનાર મનુષ્યની મુલાકાત લીધી, અને તેને પૂછ્યું “શું તમે ઘણા થોડા સમયમાં ફટકા મારથી [illegible] ?”

" હા "

" કેટલા અલ્પ સમયમા ?"

" એક બે દિવસમાં"

" શુ તમે તેવી રીતે ઘણા અલ્પ સમયમાં, તેવું પરિણામ લાવી શક્યા છો ?"

" હા "

" હમણા થોડા દિવસ પહેલાં ?"

" હા, છેલ્લો મનુષ્ય કે જે ચામખાના છેડાપર બાંધેલા અણીયાળા ગાંઠાના ફટકાથી મારા હાથથી શિક્ષા પામ્યો હતો તે તે શિક્ષાથી જ મરણશરણ થયો છે'

" તમે કયી રીતે આવુ પ્રાણઘાતક પરિણામ લાવી શકો છો ?"

" પાંસળીમા એક બે ફટકાના મારથી માંસના મોટા લોચાઓ નીકળી આવે છે-'

" શુ, આવી ક્રૂર રીતિએ શિક્ષા અમલમા લાવવાની તમને આજ્ઞા ફરમાવવામા આવે છે ?"

" હા "

આવી તપાસ કર્યા પછી જ્યારે જે મરણતોલ શિક્ષાનો અખિલ બ્રિટીશ સામ્રાજ્યમાંથી તેમ જ યુરોપના કેટલાક દેશોમાંથી બહિષ્કાર કરવામા આવ્યો હતો ત્યારે તે શિક્ષા રૂશિયાના લોકોનુ એક મગરૂબીભર્યું કૃત્ય ગણાતુ હોવાનું હૉવર્ડે ખુલ્લું પાડયુ, ત્યારે આખી દુનિયામાં મોટો ખળભળાટ થઇ રહ્યો.

મોસ્કોથી હૉવર્ડ એક પત્રમાં લખે છે કે " એક વર્ષમા રૂશિયાની હૉસ્પિટલોમા સૈનિક અને નાવિક ભરતીનાં ઓછામાં ઓછા ૭૦,૦૦૦ મનુષ્યો મરણ પામ્યાં છે હવે ઘણા લોકોની ખાત્રી થઇ કે હૉવર્ડ એક ઘણોજ ચોકકસ માણસ છે અને તે સત્ય હકીકત, અતિશયોક્તિ કર્યા વિના જણાવે છે અને તેથી આ ભયકર વસ્તુસ્થિતિ જુલ્મ અને લડાઇ પ્રતિ આપણો અણગમો વધાર્યા વિના રહી શકતો નથી રૂશિયાથી પાછા સ્વદેશ ઇગ્લાંડ ફરતાં તેણે પોલાંડ, પ્રશિયા, હેનોવર અને ઑસ્ટ્રિયન નેધરલેંડસની મુસાફરી કરી ઇ સ ૧૭૮૩ મા તે જ ઉદ્દેશથી તેણે પોર્ટુગલ અને સ્પેનમાં મુસાફરી કરી તેણે પોતાના ઉપર દર્શાવેલા ઉમદા પુસ્તક " કારાગૃહની સ્થિતિ " ના દ્વિતીય વધારામાં પોતાની છેલ્લી મુસાફરીનાં પરિણામો જાહેર કર્યા

હોવર્ડે પોતાના જીવનના ધ્યેયને સિદ્ધ કરવા માટે આમ સતત મહેનત ઉઠાવી તે ફૉર્ચ્યુનની પાછળ બાર વર્ષ સમર્પણ કર્યાં હતા યુરોપખંડનાં શહેર અને મુખ્ય શહેરની તુરગોની મુલાકાત કરતાં તેણે ૪૨,૦૦૦ માઇલથી પણ અધિક મુસાફરી કરી હતી અનાથ, રોગિષ્ટ અને કેદીના છુટકારા અર્થે ૩૦,૦૦૦ પૌંડ કરતાં પણ અધિક ખર્ચ તેણે કર્યો હતો તેમ છતાં પણ હજુ તેણે પોતાનુ કાર્ય સમાપ્ત કર્યું ન હતું તેણે બની શકે તો પ્રાણઘાતક પ્લેગના નિવારણનો ઇલાજ શોધવાને જે જે પ્રદેશોમાં પ્લેગ ફાટી નીકળે છે તેની મુલાકાત લેવાનો ઠરાવ કર્યો તેનો વિચાર ફ્રાંસમાં થઇને પહેલવહેલાં માર્સેલ્સ જવાનો હતો

ઇ સ ૧૭૮૫ ના નવેમ્બર મહિનામાં પેરિસ જવાને તેણે પ્રયાણ કર્યું, ફ્રેન્ચની સરકારે "બેસ્ટાઇલ" વિષે તેનું જે ચોપાનિયું બહાર પડયું હતું તે ધ્યાનમાં લઇને ફ્રાન્સની ભૂમિપર

પગ મૂકવાની તેને મના કરી તેથી ન ગભરાતા તે પોતે વેષ બદલી પેરિસમા દાખલ થયો. જે રાત્રે તે તે શહેરમાં દાખલ થયો તે જ રાત્રે તેને ત્યાંની હોશિયાર પોલીસે તેની પથારીમાંથી ઉઠાડયો તરત જ એક ભાગ્યશાળી વિચાર તેમના મગજમાં સ્ફુરી આવ્યો અને કેટલીક ક્ષણોમાં પોલિસની નજર ચૂકવી તે પથારીમાંથી ઉઠયો, કપડાં પરિધાન કર્યાં અને ગૃહમાંથી નાસી ગયો. તેણે હવે માર્સેલ્સના માર્ગ પ્રતિ પ્રયાણ કર્યું

સ્મર્ના કે, જ્યાં પ્લેગ કાળો કેર વર્તાવી રહ્યો હતો ત્યાં જવાને આગબોટમાં તેણે મુસાફરી કરી ત્યાંથી તે દૃઢ નિશ્ચયી પરોપકારી મનુષ્યે "કવોરન્ટાઇન"માં સખ્તમાં સખ્ત નિયમો કેમ પળાય છે તેના સ્વત અનુભવ મેળવવાને એક રોગવાળા વહાણમાં એડ્રીયાટિકથી જવાને તૈયાર થયો. તેને ચેપી જ્વર લાગુ પડયો અને તે અવદશામાં એકલા, સહાય વિના, દુઃખકારક આવતો ખમી, ૪૦ દિવસ પર્યન્ત તે "કવોરન્ટાઇન"મા રહ્યો અને તે પાછો સારો થયો ત્યારે ઇગ્લાંડ પાછો ફર્યો તેણે પોતાના પરગણામાં આવેલી સઘળી સ્થાવર જંગમ મીલકતની વ્યવસ્થા કરી, પાડોશના ગરીબ લુગ્માંના નિભાવ અર્થે નાણાંની વ્યવસ્થા કરી તેણે એક પિતા પોતાના પુત્રો અને બાળ બચ્ચાથી જેમ છુટો પડે તેમ પોતાના મિત્ર સમૂહમાંથી વિદાયગીરી લીધી

તેને હવે ફક્ત એક જ વધારે મુસાફરી કરવાની હતી. અને તેની તે છેલ્લી હતી તેનો વિચાર પ્લેગના સબંધમાં પોતાની તપાસ લબાવવાનો હતો ઇ સ ૧૭૮૯ માં તુર્કી, મીસર અને બારબરીના રાજ્યોની મુલાકાત લેવાની ઇચ્છાથી તેણે હૉલૅંડ, જર્મની અને રશિયામાંથી પસાર થવા માંડયુ પણ તે ફક્ત રશિયાના તાર્તરીમાં ખેર્સન સુધી જ મુસાફરી કરવાને શક્તિમાન થયો ત્યાં દયાળુના રીવાજ મુજબ કેદીઓની મુલાકાત લેતી વખતે ત્યાં તેને તુરત જ્વર લાગુ પડયો પરદેશમા અને એકલ અવસ્થામાં બિચારો પથારીવશ થયો અને તેનો ૬૪ મે વર્ષે દેહવિલય થયો તેની પથારી નજદીક જે એક વ્યક્તિ હતી તેને ડાચીનીમાંની કબ્રસ્તાનમાંની એક જગ્યા બતાવી અને ત્યાં પોતાને દાટવાની ઇચ્છા દર્શાવી કે "પૃથ્વીમાં મને ત્યાં શાંતિથી સુવા દેજો. મારી કબરપર એક ઘટિકામાપક યન્ત્રની ગોઠવણ થાય મૂકજો અને મને વિસરાઈ જવા દેજો."

પણ જ્યાં સુધી મનુષ્યની યાદદાસ્ત રહેશે ત્યાં સુધી તે ઉત્તમ નરની હૉવર્ડ ભૂલાશે નહિ. કંગાલમાં કંગાલ મનુષ્યનો તે ઉદ્ધારક હતો તે પોતે નિસ્વાર્થી હોઇ પોતાના વિષે કંઇ પણ વિચાર કરતો નહિ પણ તે હમેશ પરને માટે વિચારગ્રસ્ત રહેતો કે જે તેની સહાય વિના અશરણ, અનાથ તેમ ભટકતા જ રહ્યા હોત તેણે પોતાના સમયમા ઘણી અરી પ્રશંસનીય ફતેહ મેળવી હતી. તેના સત્કૃત્યોની અસર તેની જોડે જ નાશ પામી ન હતી, કારણ કે ઇગ્લાંડના જે કાયદા કાનુન ઘડાવવામાં નહિ પણ સર્વ સંસ્કૃતિ પામેલી પ્રજાઓના પણ કેદ સાપ્રત સમયના કાયદા ઘડાવવામાં તેના શ્રમના પરિણામો પ્રતિધ્વનિત થતાં માલમ પડે છે.*

---

* "Travels of John Howard" અને 'The state of Prisons' પરથી

ફુ. સરસા અને નિત્યભરણ, રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુમ્બાઇ.

# મારી દક્ષિણની યાત્રા.

લેખક—રા મહદા ચન્દ્રશેખર દીનાનજી, એમ એ , એનએન એમ

ગયા વરસનો ઉન્હાળો પૂરો થવા લગી હું તાસગાંવમાં હતો તેવામાં મને એક એવો વિચાર આવ્યો કે જ્યારે પેટને માટે ગુજરાતથી આટલે દૂર આવીને રહેવાનું મેં કબુલ કર્યું છે ત્યારે મનને માટે સ્હેજ કષ્ટ સહન કરીને એક વાર રામેશ્વર પણ જઇ આવવું ત્યાં જવું એટલે કંઈ તાસગાવથી એમ તો રામેશ્વર ઉતર્યા અને તેમ જ પાછા ફર્યા એમ કરવામાં કાંઇ માલ નહીં માટે કોઇ લાંબી રજાનો લાગ શોધ્યા કરતો હતો પરતુ તે કાંઇ સ્હેજમાં આવે એમ લાગતું ન હોતું થોડી થોડી રજાઓમાં, ગોકાક ફૉલ્સ, સાંગલી, મિરજ, કોલ્હાપુર, મોટા બાળાજી, કાંચી, મદ્રાસ, બીજાપુર બદામી, હુબલી, ગદગ, હમ્પી વગેરે ઠેકાણે જોઇ ફરવાનું થયું પણ મોટા પ્રવાસનો લાગ કાંઇ આવ્યો નહીં અને એટલામાં મારી અમલનેર બદલી થઇ છતાં તે વખતનો કરેલો સંકલ્પ કાયમ રાખ્યો અને આખરે ગયા માર્ચ માસમાં સધી આવી રેહ જુનના પહેલા અઠવાડીઆ લગી મ જુમા આવે ત્યા ફરી રામય એ પ્રમાણે રજા લઇને હુ પ્રવાસ નિકળ્યો

પ્રવાસક્રમ એવો ગોઠવ્યો હતો કે પ્રથમ નાશક ત્ર્યબક જવુ અને ત્યાંથી મનમાડ લગી પાછા ફરીને એવોરો કેવ ઔરંગાબાદ, હૈદરાબાદ બેઝવાડા મદ્રાસ, ચિંગલપટ, ચિદમ્બરમ્, કુંભકોણમ્, તંજાવર, ત્રિચિનોપલી, મદુરા, એટલી જગાઓએ ઉતરીને સગવડ હોય તે પ્રમાણે જોઇને છેવટે રામેશ્વર જવુ, અને પાછા ફરતી વખતે, કૉનર ગોલ્ડ ફીલ્ડઝ, કુન્નુર, ઉટાકામંડ, બેંગલોર, મૈસુર, ગેરસપ્પા ફૉલ્સ, તથા ગોકર્ણ મહાબળેશ્વર એટલી જગાએ થઇને મુંબાઇ જવું ત્યાંસે અમે તે ક્રમપ્રમાણેજ એ પ્રવાસ કર્યો પરતુ કાંઇક ફેરફાર પણ કરવાનું સારું છઇ તેણ પરિણામે અમે રામેશ્વરથી તરત પાછા ન ફરતાં નીલગિરિમાં કોનમો, કૅન્ડી તથા અનુરાધાપુર જોયાં, બેંગલોરથી મૈસૂર એકદમ ન જતાં વચ્ચે શિવસમુદ્ર ફૉલ્સ જોયા અને પાછા ફરતાં શ્રીરંગપટ્ટણ જોયુ અને ત્યાંથી ગેરસપ્પા ફૉલ્સ તથા ગોકર્ણ ન જતાં એકદમ મુંબાઇ પાછા ફર્યા

જે જે જગાઓએ હું જઇ આવ્યો તેના સ્વાભાવિક રીતે ૭ વિભાગ તો પાડી શકાય જેમકે ( ૧ ) નાશક ત્ર્યબક, ( ૨ ) નિઝામનો મુલક, ( ૩ ) મદ્રાસ ઇલાકો, (૪) નીલગિરિ (૫) નીલગિરિ તથા (૬) મૈસૂર પ્રાંત માટે આ લેખના પણ આપણે તેટલા જ વિભાગ પાડીશું

૧ નાશકત્ર્યબક

પ્રવાસની શરુઆત તા. ૧૮ મી માર્ચની સાંજથી થઇ ક્રમપ્રમાણે પ્રથમ નાશક જવા અમે નિકળ્યા તા ૧૯ મીની સવારે સુમારે ૭ વાગે ત્યા પહોંચ્યાં સ્ટેશન ગામથી લગભગ પાંચ માઇલ દૂર છે ત્યાં જવા માટે પ્રત્યેક સાવ । તૈયાર હતા તેમાંથી જલદી પહોંચવાની ઇચ્છાને લીધે અમે "બસ" પસદ કીધી સડક ઘણી સારી હતી અને ઇશ્વરકૃપાથી "બસ" પણ સારી સ્થિતિમાં હતી તેથી લગભગ અ પા કલાકમા અમે નાશક ગામ ચારીને વિકટોરીઆ

બ્રિજ ઉપર થઈને પચવટીમાં ગયા સડક ઉપર, છેલ્લાં ૧૦-૧૨ વરસમાં ઘણા બંગલાઓ બંધાઈ ગયા છે તેમની બાંધણી સાધારણ છે અને બંગલાઓને શોભા આપનાર જે બાગો હોવે તે તો ક્વચિત જ નજરે પડયા ગામના મુખ્ય રસ્તામાં એક ફુવારો છે તેમાં ગંગાવતરણનો દેખાવ કાઢેલો છે તેને લીધે તે જગા ઘણી શોભા આપી રહે છે મુંબ નાશક ગોદાવરીને એક તીરે તથા પચવટી બીજે તીરે છે, અને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા માટે એક પથ્થરનો પૂલ બાંધેલો છે તે વિકટોરીઆ બ્રિજને નામે ઓળખાય છે આ પૂલ ઉપરથી ગામ તથા પંચવટીનો દેખાવ બહુ રમણીય લાગે છે તેનુ મુખ્ય કારણ ગોદાવરીના ઘાટો તથા તેના ઉપર આવી રહેલાં અનેક દેવાલયો, ભાટીઆ વગેરે ગુજરાતી લોકોએ બાંધેલી ધર્મશાળાઓ વગેરે છે આ પૂલ મુકીને સ્હેજ આગળ ગયા એટલે પચવટી આવી અને ત્યા એક ઓળખાણવાળા ગૃહસ્થને ત્યાં અમે મુકામ કીધો ત્યાં ચારપાંચ દિવસ કાઢયા અને તેટલામાં નાશક તથા પચવટી અને તેમની આસપાસની જોવા જેવી જગાઓ જોઇ નાખી ખાસ જોવા જેવુ ત્યાંનુ બજાર છે-એ ગોદાવરીના બન્ને કિનારા ઉપર આવેલું છે બન્નેને જોડનારી એક પથ્થરની પરેલી પુલથી છે તે નારૂશંકરની ઘટાવાળા રામેશ્વરના મદિરથી સ્હેજ આઘી છે સાંજના પહોરના અહીં ઘણા લોકો હવા ખાવા ફરવા તથા કામકાજ માટે આવે છે તે વખતે ત્યા એક મેળો જ ભરાય છે ગામના સારા માઠા બનાવોની બાતમી પણ અહીંથી જ લોકોને મળે છે અહીંથી જે ઉડતી વાત સાભળેલી હોય તેને ગંગાગોદાવરીમાંથી જાણ્યુ એમ કહેવાનો લોકોમાં રિવાજ છે. ભાવિક લોકો દર્શન અથવા સ્નાનસંધ્યા માટે ને બહુભાગે લાગ સાધવા માટે પણ આ જ વખતે અહીં એકઠા થાય છે સગાંવહાલાઓ, મિત્રો અને પ્રેમીજનો વગેરેને મળવામાટે પણ આ સમવાય ભર્યુ સ્થાન લેખવામા આવે છે ત્યા રામેશ્વરની અગાસી જેવી કોઇ ઉંચી જગાએ બેસીને અવલોકન કરનારને થિએટરમાં ગયા સિવાય અને ખાલી મુગા પુતળાઓને બદલે ખરેખરાં સ્ત્રીપુરુષોવાળો સિનેમાનો દેખાવ નજરે પડે છે અહીંના બજારમા ખાસ ધ્યાન ખેંચે એવી પિત્તળનાં વાસણોની દુકાનો છે. એ દુકાનો ગોદાવરીને બન્ને તીરે છે, તેમાં નાશકની બાજુના તીર ઉપર તેની સખ્યા વિશેષ છે. ત્યા તરેહ તરેહના ઘાટના પાણી ભરવાના, રાંધવાના, દેવપૂજાનાં વિગેરે અનેક ઉપયોગ માટેનાં ચકચકિત થતાં પિતળનાં વાસણો હારબંધ ગોઠવી રાખેલા હોય છે ધાન્ય, મરીમસાલો, મિઠાઇ વગેરે અનેક ચીજોની દુકાનો પણ ત્યા જ છે તે સિવાય ઉન્હાળામા ઠેકઠેકાણે શેરડીનો રસ કાઢવાના કોહોલાઓ ફરતાં જ રહે છે તેનો ચડડડ-ચડડડ થતો અવાજ તે જગાએ થતી ગડબડમાં કાંઇક વધારો કરે છે આ બજારના વચલા ભાગમાં જ ગોદાવરીને પૂર્વકિનારે ચાલુક્ય પદ્ધતિથી પથ્થરનુ બાંધેલું એક મહાદેવનુ દહેરૂં છે જો કે તેમાં પેસવાના પશ્ચિમ તરફના દરવાજા આગળ હલવાઇ વગેરેની દુકાનોને લીધે ઘણી ગદવાડ રહે છે તો પણ અદર પેઠાપછી તેની આસપાસ મોટો ખુલ્લો ચોક અને તેને ફરતી પહોળી દિવાલ અને તે ઉપર અગાસી હોવાને લીધે કેટલાક લોકો હવા ખાવા માટે ઉપર ચઢીને બેસે છે ત્યાંથી આસપાસનો ગામનો દેખાવ બહુ રમણીય લાગે છે, દહેરૂં કઇ બહુ મોટુ નથી પરતુ તેમાં મુખ્ય જોવા જેવુ એ છે કે

મેરેજ ફોર્મ્સ અન્ડર ઍન્શીયન્ટ હિન્દુ લૉ, ૨ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

તે બાંધવામાં ચુનાસિમીટનો મુદ્દલ ઉપયોગ કરવામાં આવેલો નથી માત્ર પથ્થરોને જ એવા ઘડીને બેસાડેલા છે કે જેમ લાકડામાં સાળ કાઢીને બેસાડવાથી તે એક બીજાની સાથે જોડાઇ જાય છે તેમ અહીં પથ્થરોને જોડેલા છે વળી બધી તરફની દિવાલોમાં ઉત્તમ નકશી કામ છે તે કામ ઘણે અંશે કલ્યાણપાસેના અમરનાથના દેવળના કામને મળતું આવે છે પણ તેના કરતાં હલકી પ્રતિનું છે નકશીમાં ખાસ કરીને મહાદેવ, માતા, ભૈરવ, બટુકભૈરવ, વગેરે શિવપુરાણમાં વર્ણવેલા દેવો અને શિવનું તાંડવનૃત્ય કોરી દેખાડેલાં છે વિશેષ અજાયબી પમાડે એવું ઉત્તર તરફની ભીંતમાંથી નિર્માળનું પાણી બહાર નિકળવામાટે કરેલી પથ્થરની નીકની સામે બેસાડેલું મોગલના જેવી પાઘડીવાળું એક હિંદુનું પુતળું છે આ દહેરાના મુખ્ય દરવાજા ઉપર કમાનમાં એક મોટો કાંસાનો ઘંટ છે તે નારૂશંકરના ઘંટ તરીકે ઓળખાય છે આ ઘંટ ઉપર પોર્ટુગીઝ ભાષામાં લખેલો એક લેખ છે અને તેને નારૂશંકર' નામનો એક મરાઠા સરદાર થાણા જીલ્લામાંના એક ગામમાંના દેવળમાંથી પોર્ટુગીઝ લશ્કરને હરાવીને લઇ આવેલો એમ કહેવામાં આવે છે એમાંની લાળીમાં હવે ફાટો પડી છે તથી જો કોઇ અકસ્માતમાં પડીને તેને વગાડતા જાય છે તો તેના હાથે ઇજા થાય એવું છે બીજું જોવા લાયક મંદિર સુંદરનારાયણનું છે તે વિકટોરીઆ બ્રિજની ઉત્તરે ઉંચાણ ઉપર છે આની બાંધણી પણ ચાલુક્ય પદ્ધતિની છે છતાં રામેશ્વર કરતાં પણ અહીં હલકું નકશી કામ છે આ મંદિરમાં એક એવી ખુબી છે કે તા. ૨૧ માર્ચને દિવસે સવારના પહોરમાં સૂર્યનો પ્રકાશ બરોબર નારાયણની મૂર્તિના મ્હોંપર પડે છે આનું કારણ બીજું કાંઇ જ નહીં પણ સૂર્યની ગતિ ધ્યાનમાં રાખીને મંદિરની બાંધણી કરવામાં આવેલી હશે તથા મૂર્તિને બેસાડવામાં આવેલી હશે અહીંની મુર્તિ ઘણી ખુબસુરત છે તે આરસપહાણની બનાવેલી છે રામેશ્વરના મંદિરથી સુંદરનારાયણના મંદિરે જતાં વચમાં કપાળેશ્વર ગોદાવરી વગેરેનાં મંદિરો આવે છે કપાળેશ્વરનું દહેરૂં ઉંચાણ ઉપર છે તે હાલમાં જ થોડા વરસ ઉપર બંધાવેલું હોય એમ લાગે છે તેમાં કાંઇ ખાસ જોવા જેવું નથી ગોદાવરીનું મંદિર નીચે ઘાટની જોડાજોડ છે આ મંદિર પ્રત્યેક સિંહસ્થના વર્ષમાં જ માત્ર ઉઘાડવામાં આવે છે એ ઘણું જ નાનું છે અને તેમાં નકશી કામ પણ કંઇજ નથી–માત્ર ગોદાવરી માતાની મૂર્તિ ઘણી સુંદર છે આ શિવાય એક બીજું ગોદાવરીનું મંદિર પંચવટીના ઘાટ ઉપર જ છે પણ તે સ્હેજ ઉંચાણ ઉપર છે ત્યાંની મૂર્તિ પણ થોડી મોટી છે તે મંદિર બારે માસ ખુલ્લું રહે છે આ શિવાય બીજા પણ કેટલાક દહેરાઓ તે ઘાટ ઉપર છે પરન્તુ શિલ્પશાસ્ત્ર અથવા ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ તેનું મહત્વ નથી અહીંનો ઘાટ ઘણો દેખાવડો છે તેની ઉંચાઇ કાંઇ વિશેષ નથી ગંગા અને નર્મદા ઉપરના ઘાટોની સરખામણીમાં તો તે ઘણા જ નીચા છે પરન્તુ નીચાણમાં પણ પહોળાં પહોળાં પગથીઆં તથા પગથાળો બાંધેલી હોવાને લીધે તથા તે ઉપર જુદા જુદા ઘાટના અનેક દહેરાઓ, તથા વિશ્રાંતિસ્થાનો આવી રહેલાં હોવાને લીધે તે ઘણો રમણીય લાગે છે તેમાં વળી નાના નાના કુંડો કરેલા છે તથા બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર જાતિઓને સ્નાન કરવામાટે જુદા, પાણી ભરવા માટે જુદા, કપડાં ધોવા માટે જુદા,

પ્રકારનું છે તે બદામીની ગુફામાના કામને ઘણું મળતું આવે છે. થાંભલાઓ કેટલાક પડી જવા આવેલા તેને લૉર્ડ કર્ઝનની કારકીર્દિમા ટેકાઓ આપવામાં આવ્યા છે આ ગુફાઓની ઉપર એક ઇંદ્રસભાના નામથી ઓળખાતી ગુફા છે ત્યાનાં પુતળાઓ તો જૈનધર્મના માણસો દેવોના જ છે ત્યાં ચડવા માટે અગાઉ સીડી હશે એમ લાગે છે પણ તે નાદુરસ્ત થઇ ગયલી હોવાને લીધે તેને બદલે લોખંડનો દાદર મુકેલો આવેલો છે ત્યાંથી આસપાસનું સૃષ્ટિસૌન્દર્ય જોઇ ઘણો આનંદ થાય છે હવે પહાડ ઉપર મુદ્દલ પાણી નથી.

૪. અંજનીપર્વત

નાશકમાં ચારપાંચ દિવસ આમ ફરવામા કાઢીને અમે ત્ર્યંબક જવા નિકળ્યા-ત્યા જવા માટે બેત્રણ કંપનીઓની મોટારો, માણસ દીઠ ૨થી ૩ રૂપીઆને ભાડે મળી શકે છે પણ રસ્તામા અંજનીપર્વત ઉપર જવુ હતું તેથી અમે એક સ્વતંત્ર ટાંગો જ ભાડે કીધો તેના અગીઆર રૂપીઆ આપવા પડયા જો ત્યાં ન જવુ હોય તો એટલામા ત્ર્યંબક જઇને પાછા આવી શકાય છે અંજનીનો પહાડ એક હવા ખાવાના ઠેકાણા તરીકે ગણાય છે તેમ ત્યાં જૈન લોકોની ગુફાઓ તથા એક દેવળ પણ છે-ત્ર્યંબકને રસ્તે લગભગ ૧૨॥ માઇલ જઇએ છીએ એટલે દક્ષિણ તરફ એક રસ્તો ફુટતો દેખાય છે તે રસ્તે લગભગ એક માઇલ જઇએ છીએ, એટલે અંજની ગામ આવે છે અહીં લગભગ ૧૦૦૦ માણસોની વસ્તિ છે દેવીની પૂજા માટે એક પુજારી ત્યાં રહે છે અને રોજ ઉપર જઇને પુજા કરી આવે છે યાત્રાળુઓ તથા પ્રેક્ષકોને પણ તે સારી મદદ કરે છે ઉપર જવામાટે ગામમાથી ડોળીઓ મળી શકે છે અને લોકો કહે છે કે યુરોપીઅન લોકો તો તેમા જ બેસીને ઉપર ચડે છે પણ અમે તો માત્ર એક ભોમીઓ લઇને જ ઉપર ચડવા માડયુ લગભગ અડધા માઇલ લગી તો ઠીક ઠીક ચાલ્યા જવાયુ પણ પછી તો ક્વચિત પથ્થરમાં થઇને અને ક્વચિત માટીમા થઇને આમ વળતાં અને તેમ વળતાં લગભગ બીજો અડધો માઇલ ચાલ્યા અને આગળ જોઇએ તો જેમ જોરમા પવન ફુંકાતો હોય તે વખતે કનકવો જેમ ચડે તેમ પથ્થરના ઢગલાઓમાં થઇને લગભગ પાએક માઇલ ચઢવાનુ આવ્યુ એટલું ઠીક હતું કે બન્ને બાજુએ ઉંચી ઉંચી કરાડો હતી એટલે પગ નીચેં એકાદ પથ્થર ખસી ગયો તોયે પડવાની ધાસ્તિ ન હોતી. નારાયણનુ નામ લઇને તે ઉપર પણ ચડી ગયા. એટલે આવી એક ગુફા. તેમાં પેસતાં જ એક બારણાએ ગરુડ ઘરાચાપ જેવી આકૃતિ કોરેલી હતી. અંદરના ભાગમાં બારણાની સામે એક ઉંચા ઓટલા ઉપર ત્રણ જૈન તીર્થંકરોની મૂર્તિ હતી અને પશ્ચિમ તરફ એક બીજો ઓરડો હતો તેમા પણ કેટલીક એવી જ નાની મૂર્તિઓ હતી અહીંનુ કામ એટલુ હલકા પ્રકારનુ હતું કે પાંડવ ગુફાના પ્રમાણમાં તે બહુ જ ક્ષુલ્લક લાગ્યુ તેની દેખરેખ પણ કોઈ રાખતું હોય એમ જણાતું ન હોતું કારણકે અંદરથી ઘણી દુર્ગંધ નિકળતી હતી આ ગુફાની પાસે એક ટાંકી હતી તેમાંનુ પાણી સ્વચ્છ હતું આ ગુફાને વળી થોડુંક ઉચે ચઢવાનુ હતુ અને પછી, લગભગ અડધો માઇલ સ્હેજસાજ ઉંચી નીચી જમીનમાં થઇને જવાનુ હતું તેટલો રસ્તો કાપતાં એક તળાવ તથા એક બગીચો આવ્યાં એ તળાવનુ પાણી સ્વચ્છ અને ઠંડું

હતું બગનો પડી જવા આવેલો હોવાને લીધે તેની દુરસ્તી ચાલતી હતી ખબર કાઢતાં માલમ પડ્યું કે તે મુસાફર બંગલો હતો ત્યાં થોડું ભાગ્યું તુટ્યું ફરનીચર પણ હતું ત્યાં નાસ્તો પાણી કરીને બીજા બે ત્રણ મિશનરીઓના બંગલા છે તે જોયા વળી બીજો માઈલ કોઢ માઈલ ઉંચે જઈએ તો અંજનીનું દહેરૂં દેખાશે એમ ભોમીઆએ કહ્યું પણ અટલું જ જોઈને કયાસ કીધો કે તે કેવું હશે અને વખત ઘણો થઇ ગયો હતો અને થાક પણ ઘણો લાગ્યો હતો, એટલે ત્યાં જવાનું માંડી વાળ્યું ખબર કાઢતાં માલમ પડયું કે અહીં હનુમાનનું એક પણ સ્થાનક નથી લોકો એમ વાત કરે છે કે ઉપર જણાવેલી ગુફામાં હનુમાનને જન્મ આપીને અંજની પહાડની ટોચે જઇને રહી છે પણ એકંદર પરિસ્થિતિ જોતા એમ જ લાગ્યું કે એ તો ગપ જ છે તેથી વિશેષ વખત ન ગાળતા નીચે ઉતર્યા ગામથી પૂર્વ તરફ આશરે પોણા માઈલ ઉપર બીજા કેટલાંક જૈનોના મંદિર છે એમ ત્યાના પાટીલ, તલાટી, પુજારી વગેરે લોકો મળવા આવ્યા હતા તેમના કહેવાથી જાણ્યું પરન્તુ આટલું જોઇને જ ધરાઈ ગયેલા હોવાને લીધે ત્યાં ન જતાં અમે ત્ર્યંબકનો જ માર્ગ લીધો.

૫. ત્ર્યંબક.

ત્ર્યંબક ત્યાંથી ૫–૫॥ માઈલ દૂર છે રસ્તામાં કાંઈ વિશેષ ધ્યાન ખેંચે એવું કાંઇ નથી ત્ર્યંબક ગામ નાનું સરખું છે આશરે ૫–૬ હજાર માણસની વસ્તિ હશે એમ કહેવાય છે. ઘરોની બાંધણી સામાન્ય છે ગામની અન્દર પેસતાં મ્યુનિસિપાલીટીનું નાકું આવે છે ત્યાં સિંહસ્થના વર્ષમાં માણસ દીઠ ચાર આના અને બીજા વર્ષોમાં બે આના કર લેવામાં આવે છે ગામમાં મ્યુનિસિપાલીટી તેમ જ પોલીસનો બન્દોબસ્ત સારો દેખાય છે ત્યાં મ્યુનિસિપાલીટી તરફના તેમ જ ખાનગી ધર્માદા દવાખાનાઓ ત્રણ ચાર છે પાણીને માટે ફુવારો તથા નળ છે ગામમાં પેસતા ડાબી બાજુએ બ્રહ્મગિરિ તથા જમણી બાજુએ નીલ પર્વત દેખાય છે લગભગ મધ્ય ભાગમાં ત્રણ ધર્મશાળાઓ છે તેમાંની જેહાભાઇ ધનજીની ધર્મશાળા નવી તથા સગવડ વાળી હોવાને લીધે અમે ત્યાં મુકામ કીધો ત્યાંથી લગભગ દક્ષિણ તરફ પચાસ કદમ દૂર ત્ર્યંબકેશ્વર મહાદેવનું દહેરૂં છે બ્રહ્મગિરિની તળેટીમાં તથા નીચા નીચાં ઘરોની વચમાં આવેલું હોવાને લીધે આ દહેરૂં શોભી નિકળે છે મુખ્ય દેવાલયની આસપાસ ચોમેર ફરતી ત્રણ ફુટ પહોળી પથ્થરની દિવાલ છે તેમાંની ઉત્તર તરફની દિવાલમાં મુખ્ય દરવાજો અને તે ઉપર નગારખાનું છે તેની પાસે ડાબી બાજુએ રથગૃહ છે અહીંનો રથ ઘણો ઉંચો છે અને તેમાં સારૂં નકશી કામ છે દરવાજા ઉપર પણ થોડુંક તેવું કામ છે તેની અંદર જતા બીજે તરફ કમાનવાળા ઓટલાઓ દેખાય છે ત્યાં ઘણે ભાગે સાધુ સન્યાસીઓ ઉતરે છે તેને છોડીને આગળ જતા એક મોટો ચોક આવે છે તેમાં પથરાઓ જડેલા છે શિવાલય પૂર્વાભિમુખ છે તેનું શિખર ઘણું ઉંચું છે અને ઉપરથી તે નીચે લગી તેમાં સાધારણ નકસી કામ કરેલું છે તેની નીચેના ભાગમાં નાના નાના ચઢતા ઉતરતા શિખરોની આકૃતિ કાઢેલી છે અને ઠેઠ ઉપરનો ભાગ ગોળઆકૃતિવાળો છે, તેના ઉપર એક સોનાનો કળશ છે તેની પાસે સોનેરીપતરાથી મઢેલી એક છડી ધ્વજા ચઢાવવાના માટે રાખેલી

સુલામતિરીનો ગજબ. ( સચિત્રનવલકથા ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠીએન્ડ કંપની મુંબાઈ.

છે ઉત્તર તરફના બારણામાથી પેસતા એક મોટો રંગમંડપ આવે છે ત્યાં બ્રાહ્મણો એમીને પૂજાપૂજા વગેરે કરે છે તેની ઉપરનો ઘુમટ ઘણો મોટો છે અને અંદરના ભાગમા કમળાકૃતિ ઉપસી આવી હોય એવી રીતે કાઢેલી છે જમીન ઉપર વચલા ભાગમાં એક કાળા પથ્થરનો ઘાટીલો નંદી છે અને તેની પાસે એક મોટો કાચબો છે ત્યાંથી જમણી બાજુએ વળીએ એટલે મુખ્ય દેવાલય આવે છે તેના બારણા ઉપર ચાંદીના પતરા મઢેલા છે. પથ્થરની બારસાખ ઉપર ગણપતિ અને સિદ્ધિબુદ્ધિની મૂર્તિ કોતરેલી છે શિવનુ લિંગ ઉંડાણમાં છે તેથી ૭-૮ પગથીઆ ઉતરીને અન્દર જવુ પડે છે બ્રાહ્મણશિવાય ઇતર જાતિના માણસોને તથા બ્રાહ્મણને પણ ધોતીઆ અને અંગવસ્ત્ર શિવાય બીજા કપડા સાથે અન્દર જવાની બંધી છે. અન્દરના ભાગમા અન્ધારૂ છે તેથી બહારથી આવેલા માણસને એકદમ તો કાંઇ બરોબર સુઝતુ જ નથી મિનિટ બે મિનિટ આંખ ફેરવતાં એક જળાધારી દેખાય છે. અજાણ્યા માણસને તો એમ જ લાગે કે અહીં લિંગ છે જ નહીં કે શું ? પરંતુ જળાધારમાં પાણી ભરેલુ રહે છે તેમા હાથ નાખી જોતા માલમ પડે છે કે તેમાં એક ખડક જેવુ કંઇક છે તેની આસપાસ ત્રણ નાનાં નાના લિંગ છે અને તેની ઉપરના ભાગમાથી ગંગા સતત વહ્યા કરે છે, તેને લીધે જળાધારી હમેશા જળથી ભરેલી રહે છે અહીં અખંડ દિવાઓ બાળવામાં આવે છે પાછળની ભીંતમા પાર્વતિની એક મૂર્તિ છે તે પણ નાની જ છે દેવાલયની પૂર્વ લગભગ પચીસેક ફુટ ઉંચી પથ્થરની એક દીપમાળ છે અને તે તરફની દિવાલમા સિપાઇઓને રહેવાની ખોલીઓ છે અહીંનુ શિવલિંગ બાર જ્યોતિર્લિંગ પૈકી એક છે તેથી તે ક્યારે ઉદ્ભવ્યુ તે કોઈ કહી શકતું નથી પરંતુ દેવાલય તો માધવરાવ પેશ્વાના વખતમા બંધાયલું કહેવામાં આવે છે તેનો વહિવટ ત્યાના એક જાગીરદારના હાથમા છે દેવના વાઘા તથા અલંકારો એની જ પાસે રહે છે. અને કહેવાય છે કે અહીંનો મુકુટ ઘણો કિંમતી અને જુનો છે ત્ર્યંબકેશ્વરના દેવાલયથી અજમાસે માઇલ લગી પશ્ચિમ તરફ જઇએ એટલે પ્રથમ કનખલ અને કુશાવર્તના કુંડો આવે છે પહેલો નાનો છે અને ત્યા લોકો શ્રાદ્ધ વગેરે કરે છે તેને લીધે તેનુ પાણી વણ ગંધાતુ રહે છે કુશાવર્તનો કુંડ મોટો છે તેમા ઉતરવા માટે ચોમેર લાંબા તથા પહોળાં પગથીયા બાંધેલા છે. તેની ત્રણ તરફ ઉપરના ભાગમા કેટલાક દેવાલયો તથા બેસવાની ઓસરીઓ છે અને તેમા નકસીદાર કમાનો વગેરે હોવાને લીધે તે બહુ દેખાવડો લાગે છે. અહીં નહાવાનુ ઘણુ પુણ્ય છે એમ મનાય છે. પરંતુ મ્યુનિસિપાલીટી તરફથી સિપાઇ ત્યા રહે છે ને લોકોને અંદર ન્હાવા દેતો નથી તેથી લોકો વાસણમાં પાણી લઇને પગથાળ ઉપર આવે છે અને ત્યાં ન્હાય છે તે પાણી પરભારૂં બહાર ચાલ્યુ જાય એવી મોરીઓ કરેલી છે કપડાં ધોવાં હોય તો તે પણ અહીં જ ધોવા પડે છે આ કુંડની ઉત્તરે ગંગાદેવીનુ મંદીર છે તેની બાંધણી સાધારણ છે પણ મૂર્તિ ઘણી મનોહર છે

૬. બ્રહ્મગિરિ.

આ કુંડથી થોડેક દૂર ત્રણ મોટા તળાવો છે તેમાંનુ એક ગંગાતળાવ છે તેમાંથી નળો વાટે પાણી ગામને પુરૂ પાડવામા આવે છે બીજું તળાવ, ગૌતમાલય તરીકે ઓળખાય છે.

આ બન્ને તળાવો મોટા છે ત્રીજુ તળાવ ઇન્દ્રાલય તરીકે ઓળખાય છે તે સ્હેજ નાનુ છે. આની દક્ષિણે તથા પશ્ચિમની બાજુની જોડાજોડ ઘરોની હારો છે અને તેની પૂર્વે તરફ દહેરાને લગતો બાગ છે આ બધાને લીધે આ તળાવ સુશોભિત દેખાય છે ગંગાલય આગળથી બ્રહ્મગિરીપર ચડવાનો રસ્તો શરૂ થાય છે તે પહાડ ઘણો ઉંચો છે તેથી એક ડોળી સાથે લેવાનો વિચાર કર્યો પરંતુ જે દિવસે ત્યાં જવાનો વિચાર હતો તે દિવસે ચુળીપડવો હોવાને હોવાને લીધે જે ડોળીના રોજ દોઢ બે રૂપીઆ માંગતા હતા અને ના કહેતા છતાં પછવાડે દોડતા આવતા તેના જ તે દિવસે દસ રૂપીઆ માગવા માંડ્યા તેથી તે લીધા વગર જ ચડવાનુ શરૂ કીધું લગભગ એક માઈલ સુધી તો નીચી ઉંચી જમીન ઉપર થઈને જ જવાનુ હતું તે પુરી થઈ એટલે એક પંજાબના તથા એક સીંધના ગૃહસ્થે થોડા વખત ઉપર બંધાવેલા પથ્થરનાં પગથીઆં આવ્યા થોડાક ચડ્યા એટલે એક બાવાની ઝુપડી આવી ત્યાં આગળ એક ૧૦–૧૫ વર્ષનો બ્રાહ્મણ ભિક્ષા માગતો દેખાયો તેને જોડે આવવાનુ પુછતા તેણે કબુલ કર્યું અને તેને સાથે લઈને અમે આગળ ચાલવા માંડ્યું અહીંથી પથ્થરના બાંધેલા પગથીઆ આવવા માંડ્યા તે પગથીયાં બહુ મજબુત પથ્થરના, તથા પહોળા છે તથા વચ્ચે વચ્ચે પગથાર બાંધેલી છે તેની બન્ને તરફ ૨–૨॥ ફુટની પાળો બાંધેલી છે તેથી પડવાની ધાસ્તી બિલકુલ રહેતી નથી અહીંનાં પગથીયાની સંખ્યા ૫૦૦ની છે પણ ચડાવ ઘણો હોવાને લીધે ચડતા ચડતા શ્વાસ ભરાઈ જાય છે પણ પેલા અમારા બુઢા ભોમીઆની "શંકર" "હરહર મહાદેવ"ની હાકોથી હિંમત રહેતી હતી ત્યાં ૧૦૦–૧૦૦ પગથીઆનો એક એક દાદર બનાવેલો છે ત્રીજા તથા ચોથા દાદરના થોડા ભાગમાં તો ચડાવ ઘણુ જ અવળું છે તેથી ઝાલીને ચડવા માટે લોખંડના કઠેરાઓ જડેલા છે પાંચમો દાદર પુરો થાય છે એટલે એક ગુફા આવે છે તેને બહારથી ચુનો લગાડેલો દેખીને યાદ આવ્યું કે ત્ર્યંબક ગામમાંથી જે સફેદ વહેરા જેવુ દેખાતું હતું તે આ જ તેના દરવાજાની આસપાસ વસિષ્ઠ અને શુક્રાચાર્યની મુર્તીઓ ખોદેલી છે અને અંદરના ભાગમાં મહાદેવનુ લિંગ છે. ત્યાં થોડોક થાક ખાઈને વળી આગળ ચાલવા માંડ્યુ અડધોએક માઈલ ચાલીને ગયા એટલે બ્રહ્મગિરીને ટોચે પહોંચ્યા અહીંથી ચોમેર ઘણા માઈલ દૂર નજર જાય છે ત્ર્યંબક ગામ, ત્યાંનુ દહેરું, પેલાં ત્રણ તળાવો, દેવનો બાગ, નીલ પર્વત, તેની પાસેનો અખાડો તથા વચ્ચે વચ્ચે ઝાડો તથા ઝાડી વગેરે એવાં ઝીણાં તથા સ્પષ્ટ દેખાતા હતા કે કોઈ ઉત્તમ ચિતારે એક સુંદર ચિત્ર કાઢીને જોવા માટે ન મુક્યુ હોય એમ લાગ્યું હું તો એમ જ ધારતો હતો કે શંકરે જટા પછાડી ગંગાને પ્રકટ કરી હતી તે અહીં જ હશે પણ ત્યાં ગયા એટલે નિરાકરણ થયુ કે તેને માટે તો પહાડની બીજી બીજી તરફ જવુ પડે છે તેથી ટોચ ઉપરથી અમે પશ્ચિમ બાજુએ નીચે ઉતર્યા ઉતરતા ઉતરતા એક શંકરનુ દેવાલય અને એક કુંડ, એક પિંપળાનુ ઝાડ તથા તેની આસપાસ ચોતરો એટલું દીઠું આ ઝાડની નીચે ગૌતમ ઋષીનો આશ્રમ હતો એમ લોકોની માન્યતા છે મહાદેવનુ દહેરું નાનુ સરખુ બાંધેલુ છે.

સ્નેહમુદ્રા ૧–૦–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ત્ર્યંબકેશ્વરનું લિંગ ત્ર્યંબકેશ્વરની નકલ છે-ત્યાંના લોકો કહે છે કે રાઘોબા પેશ્વા અહીંના કિલ્લામાં રહેતો હતો તે વખતે તેણે આ દહેરૂં બંધાવ્યું હતું પિપળાની આસપાસના ચોતરામાં એક બોખરૂ છે તે જ ગૌતમ ઋષીની ગુફા એમ લોકો કહે છે પણ તે ખરૂ લાગતુ નથી કારણ કે ચોતરો કાંઇ કંઈ બહુ હજાર વર્ષનો જુનો હોય એમ દેખાતું નથી ત્યાંથી પાછું ઉત્તર તરફ આશરે અડધો માઇલ જવુ પડે છે તેટલું ચાલીને જઇએ છીએ એટલે શંકરે જ્યાં જટા પછાડીને ગંગાને વહેતી કરી હતી તે જગા આવે છે મનમાં તો કંઇ કંઇ તર્ક હતા કે ત્યાં કોણ જાણે શુ જોઇશુ રવિવર્માના ચિત્રનો દેખાવ કાંઇક નજર આગળ આવશે એમ લાગતુ હતુ પરંતુ જઇને જોઇએ તો એક ૫-૭ ફુટ લાંબી તથા ૨-૨॥ ફુટ પહોળી શિલા દેખાઈ તે ઉપર જરાતી ચીરા વળી જાય છે તેવી દશ બાર ચીરા ઉપરથી આવેલી અથવા ખોદેલી દેખાઈ ચાબીનુ તો ત્યાં નામ પણ નહોતુ જો અહીંથી જ પ્રવાહ શરૂ થયો હોય તો આ શિલા આવી સુકી સડક શી રીતે હોય શકે એમ વિચાર પણ આવ્યો પરંતુ કાંઇક અંશે હૃદયમાં સરકારનું બીજ હોવાને લીધે, થોડે અંશે આટલું કષ્ટ વેઠીને ત્યાં લગી ગયલા હોવાને લીધે, તથા થોડે અંશે સ્થાના એકાંતપણા તથા આસપાસના ભવ્ય દેખાવને લીધે જે શંકરના નામથી એ જગા પવિત્ર ગણાતી હતી તેનુ સ્મરણ થયુ અને હૃદયમાં તેને માટે પ્રેમ અને આદરભાવનું ઝરણું ફુટ્યું ખરેખર જેને આત્મસાધન કરવુ હોય તેને માટે આવી જ જગાની જરૂર છે એમ લાગ્યુ તથા અહીં થોડા દિવસ રહેવાય તો કેવુ સારૂ એમ પણ વિચાર આવ્યો, પરંતુ માથાથી જ ધાયલા મને અનેક કુતર્ક કાઢ્યા અને પગને પાછા ફેરવ્યા પાછા ફરતી વખતે પાસેનો એક બીજો રસ્તો લીધો ત્યાંથી જે થોડોક ભાગ ચઢીને પહાડની ટોચ ઉપર જવાતુ હતુ તેણે તો દમ આખર કરી નાખ્યો એક જગાએ તો એમ જ ધાર્યુ કે આ પગ સરક્યો ને ગયા પણ જેમતેમ કરીને ભયનું સ્થાન વટાવીને ઉપર ચઢ્યા ત્યાંથી પાછા ઉતરવુ એ તો રમતની વાત હતી જે પહાડ ચઢતા સુમારે બે-અઢી કલાક થયા હશે તે ઉતરતાં પૂરો એક કલાક પણ લાગ્યો નહીં હશે

### ૭. ગંગાદ્વાર.

બીજે દિવસે સવારે ગંગાદ્વારે આગળ જવા નિકળ્યાં ત્યાં જવાનો રસ્તો ગૌતમાનદની પાસે થઇને છે ગામની હદ છોડીએ કે થોડા જ વખતમાં પગથીઆઓ આવે છે આ પગથીઆ બ્રહ્મગિરિ કરતાં લાંબા તથા પહોળા અને ઓછા ચઢાણવાળા છે તેથી તે ચઢીને જવું એ કાંઇ અઘરૂં લાગ્યુ નહીં પગથીઆની બાજુમાં ઠેકઠેકાણે ગણપતિ, નૃસિંહાવતાર, રામલક્ષ્મણ વગેરેના દહેરાંઓ, તથા રામકુંડ, લક્ષ્મણકુંડ વગેરે આવ્યા તે જોતા જોતા સાડીસાતસો પગથીઆ ચઢીને પહાડની લગભગ ૩/૪ જેટલી ઉંચાઇ ઉપર ચઢ્યાં ત્યાં એક ગોખનામાં ગંગાની મૂર્તિ નજરે પડી તેની નીચેની એક મોરીમાંથી પાણી પડતુ હતુ તે જ ગંગાદ્વાર એમ અમને કહેવામાં આવ્યુ અહીંથી પણ નીચેનો દેખાવ ઠીક દેખાતો હતો પણ બ્રહ્મગિરિની વાત તો ઓર જ ગંગાની મૂર્તિની બાજુમાં એક ટાકુ હતુ તેમા પણ પાણીનુ તો એક ચમચ ખાવા જેટલુ પણ ટીપું નહીં આના કારણ ગયા વરસની વરસાદની અછત અને ઉનાળાની મોસમ હતા જે ગંગાદ્વાર તરીકે

ઓળખાવવામાં આવતું હતું ત્યાંથી ગંગાનો પ્રવાહ ક્યાં થઈને નીચે ઉતરતો હતો તેનું તો અજ્ઞાન જ રહ્યું અહીંથી થોડાક સાંકડા રસ્તા ઉપર થઈને એક મહાદેવનું દહેરૂં હતું ત્યાં ગયા આ દહેરૂં ગંગાદ્વારથી એકાદ ફરલોંગ દૂર હશે ત્યાં જવાનો રસ્તો જરાક વિકટ છે તેથી ઘણા લોકો ત્યાં જતા નથી પણ અમે તો હિંમત ભીડી તે દહેરામાં શંકરનાં ૧૦૮ લિંગ છે તથા એક માતાની મૂર્તિ છે અહીં કોઈ મહાત્મા અગાઉ રહેતા હશે એમ લાગ્યું ત્યાંથી વળી આગળ ૧-૧॥ ફરલોંગ ઉપર મત્સ્યેન્દ્રનાથની ગુફા છે ત્યાં ગયા રસ્તો આગળના જેવો જ હતો પગથીઆં હતાં પણ તે સારા પથ્થરના બાંધેલા નહીં આ ગુફા સ્હેજ ઉંચાણ ઉપર છે તથા ત્યાં ચઢવાનું જરા અઘરૂં છે તેમાં એક બાવાજી રહીને આત્મસાધન કરે છે તેના દર્શન કર્યાં તે સિવાય ગુફાના છેક અન્દરના ભાગમાં એક શિવલિંગ તથા નાથના પગલાં છે તેના દર્શન કર્યાં—અહીં એક શિલા છે તેને વિષે એવી આખ્યાયિકા છે કે કોઈ પણ માણસ નાથની દિક્ષા લઈને અહીં એક વર્ષભર રહીને શિલા ઉપર બેસીને આત્મસાધન કરે છે કે તે તદ્દન વીતરાગી થાય છે તે જોઈને અમે પાછા ફર્યાં.

## ૮. નીલપર્વત.

ગંગાદ્વાર ઉપરથી નીચે ઉતરીને અમે મુકામ ઉપર પાછા જવાને બદલે ત્યાંથી સ્હેજ દૂર નીલ-પર્વત છે તે ઉપર ચઢ્યા જો કે આ નામ ઉપરથી એમ લાગે છે કે તે ઉપલા બેના જેવો જ મોટો પહાડ હશે પરન્તુ વાસ્તવિક રીતે તે એક ટેકરી જ છે તેની ઉપર જવા માટે ગંગાદ્વારનાં જેવાં પગથીઆં બાંધેલાં છે તેની સંખ્યા ૨૫૦ ની છે ચઢીને જતા પ્રથમ સાધુઓનો એક અખાડો આવે છે આ જ જગાએ સિંહસ્થનું વર્ષ શરૂ થતાં આખા હિંદુસ્થાનના જુદા જુદા પંથના સાધુઓ એકઠા થાય છે જે સાધુઓ ત્યાં કાયમના રહે છે તેમાંનો મુખ્ય ઘણી પવિત્ર બુદ્ધિનો અને પવિત્ર જીવન ગાળનારો હોય એમ એની મુખાકૃતિ ઉપરથી લાગ્યું તેની પાસે જ નીલદેવીનું મંદીર છે અહીં જે મૂર્તિ છે તે ખરેખર કોઈ દેવીની નહીં પણ રાક્ષસીની હોય એમ લાગે છે તે મૂર્તિ આખી નહીં પરંતુ છાતી લગીની છે તે આબેહુબ એક ભીલડીની મુખાકૃતિને મળતી છે સાધારણ સ્ત્રીના કરતા બમણું એનું મ્હોડું છે અને તેનું સ્વરૂપ, ચીબું નાક, આગળ પડતા ડોળા, ઉપસી આવેલા ગાલ, પહોળી મ્હોંફાડ વગેરેને લીધે વિકરાળ લાગે છે એ દહેરાંની જમણી બાજુએ ૫-૭ પગથીઆં છે તે ચઢીને જતાં દત્તાત્રેયનું મંદીર આવે છે અહીંની મૂર્તિ ઘણી સૌમ્ય છે તેની આગળ એક આરસપહાણના કકડા ઉપર દત્તાત્રયની પાદુકા છે તે ઉપરથી એમ લાગે છે કે ત્યાં કોઈ મહાપુરૂષની સમાધિ હશે ત્યાં એક બ્રહ્મચારી રહે છે તે વેદાન્તનો અભ્યાસી તથા ઉપાસના માર્ગનો સેવક હોય એમ તેની વાતચિત ઉપરથી લાગ્યું આ ટેકરી ઉપરની હવા ઘણી ઠંડી તથા સુખાવહ છે ઉન્હાળામાં થોડા દિવસ ત્યાં જઈને રહ્યા હોઈએ તો દિવસ આનંદમાં જાય એમાં શંકા નહીં

આટલી જગાઓ જોઈને અમે નાશક પાછા ફર્યાં પાછા જવાને માટે ત્યાં મોટરો, ઘોડાના ટાંગાઓ તથા બળદની ગાડીઓ હોય છે તો પુષ્કળ પણ ઘણુંખરા વાહનો લોકોએ

શ્રીયુત ગોવર્ધનરામ રૂ ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

આવવા જવાની મોની કરીને રોકી રાખેલા હોય છે તેને લીધે જ્યારે જોઇએ ત્યારે વાહનો મળી શકતા નથી મોટાર એજન્ટ સાથે આગલા દિવસનો બંદોબસ્ત કીધો હોય તો તે ઘણે ભાગે સીટની ગોઠવણ કરી આપે છે નાશકથી નીમેક માઇલ દૂર સપ્તશૃંગી દેવીનું દેવાલય એક પહાડ ઉપર છે ત્યાના હવાપાણી બહુ સારા છે પણ ત્યાં જતા ઘણો વખત લાગતો હોવાને લીધે ત્યા જતા અમે એલોરા કેવ્ઝ જેને મરાઠીમા વેરૂલચી લેણીં કહે છે તે જોવા જવા માટે તા ૨૭ મી માર્ચને દિવસે અમે મનમાડની ટીકીટ લઇને નિકળ્યા　　—ચાલુ.

---

# ગ્રન્થાવલોકન.

[ ઑગસ્ટમાસના પૃ ૩૪૪ થી અનુસંધાન ]

**૩ દક્ષિણનો વાઘ અથવા આદિલશાહીની પડતીનો પ્રારંભ　સચિત્ર ઐતિહાસિક નવલકથા**

[ કર્તા રા ગોવર્ધનદાસ કહાનદાસ અમીન સિનોર પ્રકાશક મુકુન્દલાલ ભગવાન પારેખ, વડોદરા પૃષ્ઠ ૩૮૨ કિંમત રૂપીઆ ત્રણ ]

રા જયન્તના ઉપનામથી રા ગોવર્ધનદાસ ગુજરાતના વાચકો સમક્ષ કેટલાયે સમયથી જાણીતા થયા છે રા ગોવર્ધનદાસ સ્હેલાઇથી સ્હમજી શકાય તેવી સારી ગુજરાતી ભાષામા સારા અનુવાદો કરી શકે છે અમ્હારા અનુભવ ઉપરથી અમ્હે કહી શકીએ છીએ કે ત્હેમના લેખો સમાજને અનુકૂળ થઇ પડ્યા છે ઉંચા પ્રકારની સરકારિતાનો બહુ ભાર એમના લેખોમા નથી હોતો એ ખરૂ પરન્તુ, એ સાથે કેટલાક નવલકથાકારોના આડમ્બર વિના ત્હેમના લેખો સહજ અને સરલ ભાષામા લખાયલા હોય છે વાચકોને આવા લેખો પસંદ પડી શકે છે

દક્ષિણનો વાઘ એ આ પુસ્તકનુ નામ સુન્દર અને આકર્ષક અમ્હને નથી લાગતુ. પુસ્તકના અંદરના ગુણ સાથે પુસ્તકના બાહ્ય આકર્ષણ—નામ, બંધામણી, છપાઇ વિગેરે પણ સુન્દર અને આંખને જોતાં જ ગમી જાય એવા હોવાની જરૂર છે શિવાજી મહારાજના દક્ષિણના પરાક્રમ વર્ણવતી આ નવલકથા છે વસ્તુ ઐતિહાસિક છે વસ્તુનો નાયક હિન્દનુ અભિમાન છે પ્રજાપાસે રજુ કરાયેલા અસત્ય અને અપમાનિત ઇતિહાસના શિક્ષણકાલમા હિન્દના સન્તાનોએ નવલકથાઓના આવા આલેખનોમાથી જ પોતાના દેશના ગૌરવની ગની શકે તેટલી ઝાંખી મેળવવાની છે શિવાજી મહારાજને ઇતિહાસકારોએ લૂંટારૂ તરીકે ચિતરવામાં મ્હોટાઇ સ્મજી છે. દેશની સાચી સ્થિતિ ના પારખી શકનારને એ લૂંટારૂ લાગે એમા આશ્ચર્ય નથી આ અવલોકન લખનાર કોઇ ઇતિહાસવેત્તા નથી કે ઇતિહાસકાર નથી, અને એવુ હોવાની ધૃષ્ટતા કરી શકે એમ નથી પરન્તુ એક નમ્ર અભ્યાસક તો છે જ અને શિવાજી મહારાજને જગતના મ્હોટા વિજેતાઓ, મહાન દેશપ્રેમી વીર સુભટોની કક્ષામાં મ્હેલ પણ સંકોચ વિના મુકે છે જો શિવાજી મહારાજને દક્ષિણની પ્રજાસમસ્તે, દક્ષિણના ન્હાનામ્હોટા

સિદ્ધગઢનુ યુદ્ધ ૧　૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

રાજાઓ અને રાજપુરૂષોએ ઉદાર દિલથી અને એકનિષ્ઠાથી હિમ્મતભેર સાહાય્ય આપ્યું હોત તો હિન્દની સ્વરાજ્ય જરૂર સ્થપાયું હોત, હિન્દનો ઇતિહાસ કોઈ જૂના જ સ્વરૂપમાં લખાયો હોત ને હિન્દની ભૂગોળ જૂના જ આકારમાં ચિતરાઈ હોત.

પ્રસ્તુત નવલકથામાં શિવાજી મહારાજના હિન્દની સ્વરાજ્ય સ્થાપનાને અંગે એમણે આદરેલા અનેક સાહસો પૈકી કોઇકનાં ચિત્રો છે બીજાપુરની બાદશાહત સ્હામે શિવાજીએ જે પ્રચંડ ઝુંડો ઉઠાવ્યો હતો તેનો અહિં પ્રસંગ છે શિવાજીના પિતા શાહજી બીજાપુરના બાદશાહ આદિલશાહના દરબારમાં ઉંચું માન ધરાવતા હતા પુત્રના કારસ્તાન અને પરાક્રમથી પિતાને કારાગૃહ સેવવો પડ્યો. બાદશાહે પોતાની નિમકહરામીનો ક્રોધ શાહજી ઉપર ઉતાર્યો શાહજીને દગાથી કેદ કરાવી, કારાગૃહમાં પુરી છેવટે નિર્દયતાથી એનું ખૂન કરવા સુધીનો પ્રયાસ કર્યો હિન્દમાં ખુશામતીઆ અને ભ્રષ્ટ રાજસેવકો આજ જ જન્મે છે એવું નથી પણ પુરાણા કાળથી એ ભ્રષ્ટસંતતિ જન્મતી આવી છે આદિલશાહના દરબારમાં આવા અનેક મરાઠા હતા, છતાં કોઇ વધારે સ્વતંત્ર અને વીરપુરુષો પણ હતા અને તેમાં પ્રધાન જગદેવ મુરાર ખાસ ધ્યાન ખેંચે છે જગદેવ સ્વામીભક્ત અને રાજભક્ત પુરેપુરો હોવા છતાં દેશભક્ત પણ એટલો જ સાચો હતો શાહજીનો એ પરમ મિત્ર હતો અને શાહજીને મુક્તિ પ્રાપ્ત કરાવનાર પણ એ જ હતો નવલકથામાં મિત્રદ્રોહી બાજીઅને બીજી તરફ વફાદાર જગદેવનાં પાત્રો મનુષ્યજીવનના બે વિરોધક ચિત્રો ચિતરે છે

શિવાજી હિન્દુ અબળાઓના રક્ષણ માટે કોઈ આશ્ચર્યકારક રીતે હમેશાં ખડો રહ્યો છે જાવળીનો રાજા ચંદ્રરાવ મોરે બાદશાહને વફાદાર હતો શિવાજીને લુટારૂ અને ઉચ્છૃંખલ ગણતો હતો એ ચંદ્રરાવની પુત્રી મોહના અને સુભાન પટેલની પુત્રી અનસૂયાને યવનના હાથમાંથી એણે એવી ધીરતાથી બચાવ્યાં છે કે એ ચિત્ર આપણને શિવાજીમાટે જરૂર જ માન ઉપજાવે સુભાન પટેલ ત્યારથી શિવાજીનો મિત્ર થઇ રહ્યો ચંદ્રરાવે પોતાની બાનકીને શિવાજીના રક્ષણમાં સોંપવાનો વિચાર કર્યો, ને શિવાજી માટેનો પોતાનો વિચાર પણ ફેર વ્યો-શિવાજીનાં ચારિત્ર્યમાં દૂષણતા ઓછી જોવા લાગ્યો પણ વિધિનાં કરવાં કોણ ફેરવી શકે ? હિન્દની સ્વરાજ્યનાં સ્વપ્ન પ્હોફાટતાં શિવાજીના મગજમાં વધુ ને વધુ વિકસતાં ગયાં-વધારે સ્પષ્ટ આકારો રચતાં ગયાં ને એની ધૂનમાં ના કરવાનાં કામો પણ થઇ ગયાં સ્વરાજ્યની સ્થાપના માટે જાવળી પ્રાન્તનો અધિકાર વધુ જરૂરનો લાગ્યો અને ચંદ્રરાવની સાહાય્ય માગી, એણે મોહનાનો હાથ માગ્યો પણ મોહનાના પ્રેમી-શિવાજીના વિશ્વાસુ સહાયક મુરારે શિવાજીને સત્ય હકિકતોથી અજ્ઞાત રાખ્યો, ને પરિણામે શિવાજીએ ચંદ્રરાવનો ઘાત કર્યો-ખૂન કર્યું ! ચંદ્રરાવે શિવાજીને અનેકાને ઠપકો આપ્યો ! મુરારે પોતાનો દોષ કબુલ કર્યો અને શિવાજીના ખોળામાં ચંદ્રરાવે દેહ મુક્યો ! ચંદ્રરાવે મરતાં મરતાં શિવાજીને વિજય ઇચ્છ્યો ! આશીર્વાદ આપ્યા !

આ ટુંકું વર્ણન વાંચનાર ! અનેક સુન્દર પ્રસંગોથી રંગાયેલી આ નવલકથામાં વધારે વિસ્તારપૂર્વક તું વાંચી શકીશ શિવાજીના પાત્ર ઉપરાંત ચંદ્રરાવ મોરે, જગદેવ મુરાર, અહમદ

મુલ્લાના જેવા વીર પાત્રોના સુન્દર ચિત્રો તું જોઈ શકશે અહમદ મુલ્લાનો ઉપર શિવાજીનો એક ઉપકાર અને મુલ્લાનો શિવાજીનો એક પરમ–સત્યનિષ્ઠ મિત્ર, આદિલશાહનો વફાદાર એ સેવક, પણ બાદશાહથી એક વખત અપમાનિત તે એનો, કટ્ટો શત્રુ ! આમ આ નવલકથામાં ઘણા સુન્દર પ્રસંગો સરલ ને મીઠી ભાષામાં આલેખાયા છે વાચકને એકવાર વાંચી જવાની મોજ જરૂર લાગે એમ છે આપણી નવલકથાઓમાં એનુ સારૂ સ્થાન છે અશ્લીલ સંવાદો કે એવી ભાષાથી આ પુસ્તક તદ્દન રહિત છે પુસ્તકની છપામણી વિગેરે સાધારણ સારાં છે આશા છે કે ગુજરાતી આલમ એનો સત્કાર કરશે પુસ્તકમા રા રવિશંકર પંડિતની પીંછીથી ચિતરાયેલાં ચિત્રો મુકવામા આવ્યા છે ને સચિત્ર બનાવવામા આવ્યું છે

## ૪ શિક્ષાનો આદર્શ

[ લેખક રવિન્દ્રનાથ ટાગોર, અનુવાદક રા દલપતરામ ભાઇશંકર રાવળ, અમદાવાદ પ્રકાશક રા૦ જીવનભાઈ અમરસી મહેતા, અમદાવાદ પૃષ્ઠ ૧૫૨ કિંમત રૂપીયો એક ]

વિદ્યાર્થીઓ–યુવાનવર્ગને માનવજીવનના વિકાસ અર્થે રવિન્દ્રનાથ ટાગોરે જુદા જુદા પ્રસંગોએ ભાષણો આપ્યાં હશે તેવાં ચાર ભાષણોનો એકત્ર સંગ્રહ મૂળ બંગાળી ભાષામાં શિક્ષા–નામથી પ્રસિદ્ધ કરાયો છે તેના હિન્દી અનુવાદ ઉપરથી રા દલપતરામ રાવળે આપણુ ગુજરાતીમાં અનુવાદ કર્યો છે પુસ્તકનો વિષય આપણા વિદ્યાર્થી વર્ગ જ નહિ પરન્તુ સર્વ કોઇએ ઘણા જ ધ્યાનપૂર્વક વાચવો, સ્હમજવો ને વિચારવો જોઇએ આખા માનવજીવનને તેમા યે આપણા દેશના જીવનને–અવશ્ય ઉપયોગી એવા આ વિચારો મનન માટે યોગ્ય જ છે રવિન્દ્રનાથના એ વિચારો છે એ માટે નહિ, પરન્તુ દર્શાવાયલા વિચારો ઉપર, આપણે આપણુ પ્રજાજીવન જો વધારે સબલ ને તેજસ્વી કરવા ઇચ્છતા હોઇએ તો અવશ્ય કરીને આપણે, વિચાર કરવો જોઇએ આપણા વર્તમાન જીવનની વર્ણસંકરતા, ગુલામીજીવનને સ્વતન્ત્ર જીવન માનવાની ભ્રમજનક માન્યતા સ્હામે આ પુસ્તકમાં ઘણી વાતો કહેવાઇ છે આપણી વર્તમાન શિક્ષણપ્રણાલિકા કેવી ભૂલભૂલામણીમા ભૂલી પડી આપણને અથડાતી રહી છે તે ઉપર રવિન્દ્રનાથના વિચારો જાણવા જરૂરના છે પશ્ચિમની પ્રજાને જ્યારથી એશીયામાં રાજ્યસત્તાનો નાદ લાગ્યો ત્યારથી એશીયાનુ એશીયાઇપણુ અને હિન્દનુ હિન્દીપણુ નષ્ટ થઇ ગયા અંગ્રેજી રાજ્ય હિન્દની આંતર ગેરવ્યવસ્થા દૂર કરવાને મિષે ને હિન્દની પ્રજાને અજ્ઞાનના અન્ધકારમાંથી જ્ઞાનના પ્રકાશમાં લાવવાના બ્હાનાનિમિત્તે હિન્દની પ્રજાને નષ્ટપ્રાય કરી આજ હિંસકવાદના નાદથી પ્રજાને મારી રહ્યું છે માનસિક કે આધ્યાત્મિક કે આર્થિક વિષમતા અંગ્રેજી કેળવણીપદ્ધતિ વધારી રહી છે ચર્ચો પછી હિન્દની પ્રજાને પોતાની નિર્બલતાનુ ભાન આવતું જણાય છે રવિન્દ્રનાથે આ પુસ્તકમાં આ પ્રચલિત પદ્ધતિ સ્હામે ભયંકર વિરોધ ઉઠાવ્યો છે અને જેમને આ દેશનુ હિત હૈડે દાઝે છે તેમણે આ વિચારો ઉપર વિચાર કરવાની જરૂર છે વિદ્યાર્થીઓને કેળવણી આપતા આપખા અનેક શિક્ષકો અને કેળવણીમાં રસ લેતાં કેળવણીકારોએ આ પુસ્તક

ઉષાકાન્ત ( સચિત્ર નવલકથા ) ૨ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબાઇ

જરૂર વાંચવું ઘટે છે અલબત્ત, કોઇક કોઇક સ્થલ વાંચક અને વિચારક રવિન્દ્રનાથ સાથે સમત નહિ થઇ શકે એ ખરૂં છે પણ તે માટે એ વિચારને યોગ્ય નથી એવું નથી સમયને અનુકૂલ અને સ્થલને બંધબેસતી પદ્ધતિનો સાચો સ્વીકાર કરવાથી ઘણું સાધી શકાશે

રા દર્પતરામે આ ભાષાન્તર કરવામાં સારો પરિશ્રમ લીધો છે એ જણાઈ જ આવે છે પણ એક વાત આપણે ભૂલવી જોઇતી નથી અને તે એ છે કે આ ભાષાન્તર મૂળ વસ્તુના ત્રીજા સ્વરૂપમાં મુકાયું છે બંગાળીમાથી હિન્દી ને હિન્દીમાથી ગુજરાતના કેટલાક અનુવાદના શોખીન સાહિત્યકારો બંગાળીભાષાનો અભ્યાસ ના કરતા આ રીતે અનુવાદ કરે છે એ ઠીક નથી જ થતુ–અનુવાદનું કામ મૂળે જ દુષ્કર હોય છે અનુવાદમાં મૂળ લેખના ભાવ બરોબર યથાસ્થિત ઉતારવા માટે ઘણી ઉંચી જાતની શક્તિ જોઇએ અને આ તો ત્રીજા સ્વરૂપે દર્શન દેવાયા છે અમ્હે નમ્રભાવે સૂચના કરીશું કે અનુવાદકોએ બને ત્યાંસુધી મૂળ પુસ્તકના જ અનુવાદો કરવા ગ દર્પતરામનો પરિશ્રમ સફલ થયો છે એમાં શંકા જેવું કશું જ નથી, અનુવાદકને અમ્હે તે માટે અભિનન્દન આપીએ છીએ —ર. ગો. ત્રિપાઠી.

૫. શ્રી સૌરાષ્ટ્ર-ઉદય —ત્રૈમાસિક, વાર્ષિક લવાજમ, રૂ ૨–૦–૦ તન્ત્રીઓ, રા જમનાદાસ ગો શાહ અને રા ગોપાલદાસ ન્રૂ શાહ, પ્રકાશક શ્રી દસા મોરબીઆ યુવકમંડલ તથા વૉલંટિઅર કોર તરફથી રા નંદલાલદાસ ગો શેઠ

જ્ઞાતિઓનો પ્રશ્ન એ હિન્દુ કોમનો એક મ્હોટામા મ્હોટો પ્રશ્ન છે ઉન્મૂલનવાદી “સુધારકો” જ્ઞાતિસંસ્થાને કેવલ અનિષ્ટ જ માને છે અને ત્હેમનો અન્ત એ જ એમનું અન્તિમ અને સત્ય નિરાકરણ માને છે તે ‘નિરાકરણ” જેટલું સાદુ વાતમા દેખાય છે તેટલુ જ શૂન્ય વાડાભર્યું વ્યવહારમા દેખાઇ આવે છે જેઓ વિદ્યમાન વસ્તુસ્થિતિને કાર્યની ભૂમિકા તરીકે સ્વીકારી સુધારો કરવાના મતના “સુધારકો” છે તેઓ આ પ્રાચીન સંસ્થાને એકસપાટે નાબૂદ કરી જમીનદોસ્ત કરવાની અશક્યતા જુએ છે એટલે હાલની સંસ્થામા વ્યવહારિકતાને ધોરણે જેટલા અનિષ્ટ હોય તેટલા દૂર કરવા અને જ્ઞાતિઓને વધારે ઉદાર અને વર્તમાન કાલને ઉચિત બનાવવા મથે છે તે દિશામા જે પ્રયાસો થાય છે ત્હેમા જ્ઞાતિમંડળો અને જ્ઞાતિપત્રો ધ્યાન ખેંચે છે આ ત્રૈમાસિક તેવો એક સ્તુત્ય પ્રયાસ છે અમ્હે ત્હેની સફલતા ચાહીએ છિએ ભાઈ નૃસિંહ વિભાકરનો “જ્ઞાતિઓનું ભવિષ્ય” એ લાક્ષણિક ચમકથી લખાયલો લેખ ખાસ વાંચવા યોગ્ય છે —ચં. ન. પંડ્યા.

---

## હિન્દની કસોટી.

લેખક—રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

“છેવટે હિન્દ કસોટીએ ચ્હડ્યું ખરૂં ચક્રવર્તિની સત્તાની જેટલી વિશેષ સતાવણી તેટલી સ્વાતંત્ર્યપૂજક પ્રજાની દૃઢિભૂત થતી જતી સ્વાતંત્ર્યભાવના પ્રજાની જેટલી ઉંડી શાન્તિ તેટલી

---

# જીનતાન.



જીનતાન—ઉલટીને તરત જ બંધ કરે છે.

જીનતાન—પાચનશક્તિ માટે અકસીર છે.

જીનતાન—શક્તિ માટે એના જેવી એક પણ ચીજ નથી.

આબો નખત ખોં બો ટ્રેનનારાઓએ જીનતાનનો તરત જ ઉપયોગ કરવો.

દરિઆની મુસાફરી કરનારા દરેક માણસો તંદુરસ્તી માટે જીનતાન પાસે રાખે છે.

જીનતાન—ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠને માટે જીનતાનનો જ ઉપયોગ કરે છે

જીનતાનની એક બે ગોળીઓ પાનમાં ખાવાથી પાનનો અજબ સ્વાદ આવે છે ને મ્હોંમાંથી દુર્ગંધ દૂર કરવા માટે જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.



**જીનતાનનું એક પડીકું આજે જ ખરીદો.**

મોટું પડીકું ગોળી ફેન્સી ડબી સાથે રૂ ૧)
મધ્યમ પડીકું ટીનની ડબી સાથે ૦-૪-૦
નાનું પડીકું કી ૦-૧-૦

સોલ એજન્ટ્સ—જીનતાન એજન્સી,
( જી આર ચોખલ )
જુમામસજીદ, મુંબઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચે છે.


૧૬. આપના, ચોપડેમાં સમાલોચકની નોંધ લેશો.

# સો વરસનુ પુરાણું ખાતું

જુના ગોપાલદાસ બરફીવાલા અને

મીઠાઈવાલા

મુંબાઈ.

મોઘા મશાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરો મારવાની ભલામણ કરવામા આવેછે

બદામની બરફી
પીસ્તાની બરફી
માવાંના પેંડા
માવાના ઘુઘરા.
કોપરા પાક
બાસુંદી
શ્રીખંડ
ગગન વગેરે
ઘણી જાતની



સુતરફેની
હલવા
ચેનીના ગુલાબ
ઓરેંજ વીગેરે
સુકા હલવા
દરેક જાતના
અધરણીના લાડુ
બુંદીના લાડુ
જલેબી મેસુર

સુરતી મીઠાઈઓ- મગજ ધારી

ટેલીગ્રાફિક એડ્રેસ, "Burfee Shop"

સી પી. ટેન્ક ટેલીફોન ન ૧૧૦૭.

[ જાહેરખબર માટે આ પાનું આપવાનું છે. ]

[ જાહેરખબરો માટે ઉત્સાહી ને અનુભવી કેનવાસરો જોઈએ છીએ. ]

## એક અવાજે વખણાયલા પુસ્તકો ! !

જરૂર જ વાંચો

## ગુજરાતી પુસ્તકાલયોમાં સંગ્રહવા યોગ્ય પુસ્તકો.

કપડાની પાકી બાઈન્ડીંગમાં — લેખકોની છબીઓ સાથે

૧. ગુલામગિરીનો ગજબ સચિત્ર વાર્તા અ. સૌ. વિમળા સેતલવાડ કૃત — રૂ ૨-૦
૨. લલિતનાં કાવ્યો રા. લલિતનાં ગીતોનો સંગ્રહ — રૂ ૧-૦
૩. મારી વીસ વાર્તાઓ સચિત્ર વાર્તા સંગ્રહ રા. કેશવપ્રસાદ છો. દેસાઈ, બી. એ., એલએલ. બી. કૃત — રૂ ૨-૦
૪. સાક્ષરજીવન સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત — રૂ ૨-૦
૫. ઉષાકાન્ત સચિત્ર વાર્તા સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટિયા બી. એ. કૃત — રૂ ૨-૦
૬. કમલાના પત્રો રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત — રૂ ૨-૦
૭. અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન રા. મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત — રૂ ૨-૮
૮. હું, સરલા ને મિત્રમંડલ રા. ધનસુખલાલ કૃ. મહેતા કૃત — રૂ ૨-૦

નોંધ: સમાલોચકના જે ગ્રાહકોએ ૧૯૨૧ ને ૧૯૨૨ નાં લવાજમ ભર્યાં હશે તેમને આ આખો સેટ રૂ. ૧૪ ની કિંમતે આપવામાં આવશે. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારેનું.

લખો— રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી બિલ્ડીંગ નં. ૨, ગિરગામ, મુંબાઈ.

# તમારે ત્યાં શુભ પ્રસંગોપર

ટી-પારટી—

નાચ-પારટી—

એટ-હોમ—

ઇવિનીંગ એન્ટરટેનમેન્ટ—

ઇત્યાદિ મેળાવડાઓમાં—

રીફ્રેશમેન્ટસ માટેની ગોઠવણ કરવાનું અમને સોંપો-.

ફાંકડુ કામ—

વાજબી દામથી—

ટુંક વખતમાં—

અને તમને ૧૦૧ ટકા સંતોષ મળે તેવું કરી આપીશું-

એસ્ટીમેટસ મગાવો—

ભાવ તાલ જરૂર પુછાવો—

# ગોવિંદજી વસનજી

મુખ્ય ઑફીસ-ચીંગબઝાર.
બ્રાંચ નં. ૧ -ઠાકોરદ્વાર;
બ્રાંચ નં. ૨ -ગ્રાંટરોડ,
} મુંબાઈ.

ટેલીફોન ૧૫૫૬,
ટેલીગ્રામ્સ—
"Sweetmart"

Feb 19

પંકાયેલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીનનું

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું ?

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર, અને નવા અલંકારો

તૈયાર કર્યા જ જાય છે !

દુકાને પધારી તસ્દી લઈ જોશો તો

જરૂર જ મોહશો !

પરિણામે અમને ખટાવ્યા વિના

છુટકો જ નથી !

પછી આજે આવો કે કાલે !

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ.

ટેલીફોન નં. ૯૮૨.

આપના ઑર્ડરમાં સમલોચકનો નામ લખો.

# ભીખા કલ્યાણજીની કુંની

# અમૃત તુલ્ય દવાઓ.

### સંજીવન મિક્ષ્ચર.

**-કોલેરા વિસુચીકા માટે-**

કોલેરા અપચો, અજીર્ણ અતિસાર વિગેરે ભયકર રોગોને ટુક વખતમા ખાત્રિપૂર્વક નાબુદ કરનારો આ એક રામબાણ ઉપાય છે જેનાથી સેંકડો અમૂલ્ય જીદગી બચી છે

**કિમત બાટલી એકના આના દશ**

### બકાલ ઓઇન્ટમેન્ટ.

**-ખાસ દરાજ માટે-**

ગમે, તેવી હઠીલી કાળી કે લાલ દરાજ અગર ખુજલી આ મલમ બેથી ત્રણ વખત લગાડવાથી જડ મુળથી નાબુદ થાય છે અને ચામડી જરા પણ બળતી નથી કે ખરાબ વાસ આવતી નથી.

**કીંમત બાટલી એકના આના ચાર**

## તાવનું અકસીર મિક્ષ્ચર.

આ મિક્ષ્ચર ટાઢીયા આતરીયા, મેલેરીયન અને ખરાબ રૂતુમા ફાટી નીકળતા સર્વે જાતના ઝેરી તાવ ઉપર રામબાણ અસર કરે છે કારણ કે તે તમામ જાતના તાવના જંતુઓને નાબુદ કરવામા આબાદ છે આ મિક્ષ્ચરના ત્રણ ભાગ લેવાથી એકજ દીવસમાં ગમે તેવો તાવ નાબુદ થઇ જાય છે બીજી દવાઓથી તાવ ઉતર્યા પછી ઘણી જ અશક્તિ આવે છે તેમ આ દવાથી એવુ કશું પણ ખરાબ પરીણામ આવતુ નથી એ તેની ખાસ ખુબી છે

**કિમત બાટલી એકના આના બાર**

## ગાંડીવ એન્ટી-રૂમેટીક બામ.

એક મહાન વિદ્વાન ડોક્ટરની શોધ ઉપરથી બનાવેલો આ મલમ ચોળવાથી માથાનો તેમ જ સાધીના સરખો દુખદાયક રોગ ટુક વખતમા નાબુદ થાય છે વળી હાથપગનું રહી જવુ, સોજો ચડી આવવો શરીરના કોઈ પણ ભાગનો દુખાવો કોઇપણ ભાગનુ અકડાઈ જવુ સ્ત્રીઓના પગ તથા કમર ઝલાઈ જવા શરદીથી કોઈપણ ભાગ રહી જવો વિગેરે સર્વે રોગોને નાશ કરનાર આ રામબાણ ઉપાયની એક બાટલી દરેક કુટુંબોમા અવશ્ય રાખવી જોઇએ

**કિમત બાટલી એકના આના આઠ**

અમારા મહેરબાન ગ્રાહકોના ખાસ આગ્રહને માન આપી-

**અમોએ હાલમાં ડીસ્પેનસીંગ ખાતુ ખોલ્યુ છે**

જેમા અનુભવી માણસોને હાથે દરેક જાતના પ્રિસ્ક્રીપ્શન મુજબ દવા બનાવી આપવામાં આવશે

એક વખત કામ પાડી ખાત્રી કરો.

**ભીખા કલ્યાણજીની કું૦ દવાવાળા,**

Feb 19 ગણેશવાડીને નાકે, ખાદરકોટ, મુંબાઈ, નં ૨

જરૂર છે!

# આતંક નિગ્રહ ગોળીઓ

શા માટે એ વાત દુનિયાને જણાવવાની જરૂર છે ? કે—તે એક શક્તિની અસરકારક અને ચમત્કારિક દવા છે પાચનશક્તિ, મન, મગજ, લોહી, વીર્ય, નબળાઈ વિગેરેમાં જે કાંઇ દોષ કે વિકાર હોય તે તમામનો નાશ કરી, શરીરને મજબુત અને બળવાન બનાવે છે એ બાબતમાં લાખો સર્ટીફીકેટો વગર માગ્યે મળ્યાં છે એ તેની સચ્ચાઇનાં પ્રમાણો છે કિંમત ૩૨ ગોળીની ડબી ૧ નો રૂપિયો ૧

વધારે વિગત જાણવા માટે મફત મળતું અમારું પ્રાઇસલિસ્ટ મગાવી વાંચો, નાહક ચાખો

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,
જામનગર-કાઠિયાવાડ
મુંબઈ બ્રાંચ ઑફીસ,
કાલબાદેવી રોડ—મુંબઈ

Oct 21 ]

# એક વાર વાંચો ને વિચારો.

દૂર દેશાવરમાં ઘેર બેઠાં ત્હમે ત્હમારી જરૂરીઆતો
મેળવી શકશો. વ્યાપારીઓને
જરૂરી ચીજો માટે વીગતો મંગાવો.
કમીશનથી અને આડતથી દરેક વસ્તુ કીફાયત ભાવે
અમે પુરી પાડીશું

લખો —રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
ગીરગામ, મુંબાઈ.

આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

## પાકા રંગના ફેન્સી છાયલો મળવાનું ગંજાવર ખાતુ.

અમારે ત્યાં દરેક જાતનુ રેશમી
તથા સુતરાઉ સાડીઓ છાપ-
વાનુ તથા રંગવાનુ કામ
ઘણી જ સભાળથી
કરી આપવામા
આવે છે.
ઠેકાણુ નોંધી
રાખજો.




૩૫૪ કાલબા
દેવીરોડ-મુબાઇ
છે લામા છે-શ્રી
ગતની સુદર ડીઝાઈન
માટે વર્ષોથી અમારુ
ખાતુ પ્રસિદ્ધ છે
એક વખત પધારી જરૂર જોઈ
જશોજી.



કેશરંજન—પહેલા પ્રકારનું મગજ માટેનુ તેલ છે
કેશરંજન—મગજના જ્ઞાનતંતુઓને પુષ્ટિ આપે છે
કેશરંજન—વાળને ખરી પડતા અટકાવે છે ને નાગીને જથા-
બંધ ઉગાડે છે
કેશરંજન—આખો દિવસ મગજ મારી કરનારાઓને ખાસ
શાન્તિ આપે છે.
કેશરંજન—સુરતાઇ તથા ગાડાઇ માટે સારી રીતે વપરાય
છે કિંમત એક શીશીનો રૂ ૧, પોસ્ટેજ જુદુ

### પ્રમેહબિન્દુ શું છે?

પ્રમેહબિન્દુ—જુવાનીપનની ભૂલોથી થએલા રોગો મટાડે છે
પ્રમેહબિન્દુ—ચાદી વિગેરે ભયકર રોગો ઉપર અદ્ભુત રીતે ફાયદો આપે છે
પ્રમેહબિન્દુ—આ દર્દોના ત્રાસથી થોડાં જ વખતમાં મુક્તિ અપાવે છે તાવ,
અશક્તિ એમ વિગેરે સારી રીતે દૂર કરે છે
પ્રમેહબિન્દુ—આ દર્દોથી પીડાતા હરેક જણે વાપરવુ
દરેક શીશીનો રૂપીઓ દોઢ, પેકિંગ વગેરેના આના નવ જુદા
કવિરાજ નોગેન્દ્રનાથ સેન, ગવર્નમેન્ટ ડીપ્લોમા હોલ્ડર,
Feb 18 નં ૧૮/૧ અને ૧૯ લોઅર ચિતપુર રોડ, કલકત્તા.

આ અંકના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેજો

| | |
|---|---|
| એક જ દામ. | સ્થાપી ૧૮૯૫. |

# સુરજમલ લલ્લુભાઇની કું.

હીરા તથા ઝવેરાતના વેપારીઓ યુરોપથી સીધા
હીરા આયાત કરનારાઓ

અમો
જાત જાતના
ચાલુ ઝમાનાની
ફેશનના હીરા પાના
માણેક મોતી શની વીગેરેના
દાગીના તૈયાર રાખીએ છીએ તેમ જ
ઓર્ડરથી અમારી પોતાની વર્ણનામા
જલદીથી બનાવી આપીએ છીએ.

## ઠે૦—૨૨૫—૨૨૭ કાલબાદેવી રોડ, મુંબાઇ.

કેટલાગ મફત મોકલવામાં આવે છે

આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

## દ્રાક્ષાસવ

રતલ દોઢના રૂપીયા બે.

**અકસીર દવા !**

શરદી મટાડનાર,
ભૂખ લગાડનાર,
દસ્ત સાફ લાવનાર,
ઊંઘ લાવનાર,
તાકત આપનાર,
તાઝગી બક્ષનાર,

દેહેજતદાર પીણું !

જીવન સાથે વાપરી જુઓ

च्यवनप्राशावलेह

## જીવન

રતલ એકના રૂપીયા અઢી.

**પુષ્ટિકારક ખોરાક !**

રોગી નીરોગી,
નબળા સબળા,
નાના મોટાં,
સ્ત્રી પુરુષ,
સૌ કોઈ માટે,

જીવનવર્ધક દવા !

દ્રાક્ષાસવ સાથે વાપરી જુઓ

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ, લિમિટેડ.

એલ્ફીન્સ્ટન રોડ, મુંબઈ ૧૩.

—દુકાન—

જુની મહાજનવાડી, કાલબાદેવી,

પ્રસિદ્ધ આયુર્વેદિક દવાઓનું પ્રાઇસ લીસ્ટ મંગાવો.

જવાબ આપતાં આ સમાલોચકની નોંધ લેશો.

જુના અને જાણીતા

# ઝવેરીઓ

## રામજી ભગવાન એન્ડ બ્રધર્સ.

૨૦૯ શેખ મેમણ સ્ટ્રીટ, મુંબાઈ.
તારનું સિરનામું "Muffchain-Bombay" ટેલીફોન નં ૬૭૪

## સમાલોચકની જાહેરખબરના ભાવ

એક વખત માટે એક આખું પાનું રૂ ૧૫ અરધું પાનું રૂ ૮ પા પાનું રૂ ૬

—આ ભાવ બાર માસની બાંધી મુદતને જ માટે છે. એથી ઓછી વખત માટે કે ખાસ જગ્યા માટે ચાલુ ભાવ ઉપર પચીસ ટકા વધારે લેવામાં આવશે.

—કવર ઉપરના ખાસ ભાવ માટે રૂબરૂમાં મળવું યા તો લખીને પુછાવવું.

—આ ભાવ છેક્કા ઘટાડી દેવા છે તેમાં ઘટાડો થઈ શકશે નહિ. વધતી જતી મોંઘવારીને લીધે આ ભાવ ગમે તે વખતે ફરી શકશે. વધુ માટે લખો યા રૂબરૂ મળો.

મણીશંકર ગોવર્ધનરામ ત્રિપાઠી, પ્રકાશક
સમાલોચક ઓફિસ, મોરારજી ગોકુળદાસ ચાલ, નંબર ૨/૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ


# કમદામ ! કમદામ.

એક જ મહીના માટે



અમારું 'ન્યુ મોહિની ફ્લુટ' સાગુનની લાકડીનું બનેલું ઘણું જ સુંદર અને અત્યુત્તમ હોવાથી સર્વ દેશોની આબોહવાને અનુકૂળ અને રાગીણી મદિ ઉત્તમ છે. ગેરંટી ૩ વર્ષ, સિંગલ રીડ રૂ પ૦) ૬૦) હવે ૨૫) ૩૦) ડબલ રીડ રૂ ૮૦) ૯૦) હવે ૪૦) ૪૫) હાથ ને પગના ફાલ્ડીંગ વાજા રૈયાતી દામ રૂ ૬૫) ૯૦) ૧૨૫ આર્ડર સાથે ચોથાઈ દામ પેશગી મોકલવું અને સ્ટેશનનું નામ લખવું જોઈએ.

પત્તો—પરશિયન કંપની, પોસ્ટ બોક્સ નં ૪૧૪ (S) કલકત્તા

[July 1921]


આપના ઑર્ડરોમાં સમાલોચકની નોંધ લેશો

## મુંબાઈના સુપ્રસિદ્ધ ઝવેરીઓ.

ઉત્તમ કારીગરીના અનેક નમુનાઓનું પ્રદર્શન !

# મોહનલાલ એન્ડ કંપની,

## દરેક પ્રકારના સોના, ચાંદી અને ઝવે-રાતના મનપસંદ ઉત્તમ દાગીના

## બનાવનાર ને વેચનાર.

નં. ૧૯૭-૨૦૧ શેખ મેમણ સ્ટ્રીટ,

ગણેશવાડીની સામે, મુબાઈ.

### છાપખાનાઓના માલીકો, પુસ્તકો પ્રગટ કરનારાઓ, અને લેખકો માટે ખાસ !

ઉંચી જાતના અંગ્રેજી, અમેરીકન અને એવા બીજી બનાવટના હરેક માપના ને વજનના છાપવાના કાગળો બેંકપોસ્ટ પેપરો, બ્રાઉન-પેપર આર્ટપેપર બા ન્ડીગ ક્લોથ અને છાપખાનાઓને લગતી હરેક પ્રકારની અપ—ટુ—ડેટ ઉંચા 'મેન્રો'ની પ્રિંટીગ મશીનરી વિગેરે મળી શકશે ભાવ તાલ તથા વિગત મંગાવશો. એક વખત પુછાવ્યાથી ખાત્રી થશે.

ઓફીસોમા વપરાતા

ક્રેમીગ પેપરો, સ્ટૉબોર્ડસ વિગેરે પણ મળી શકશે.

ઑફિસોને લગતી સર્વ પ્રકારની સ્ટેશનરી માટે પુછાવો.

લખો: રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,

મોર/૯૭ બિલ્ડીંગ્સ નં ૨, ગિરગામ, મુબાઈ

તારનુ સરનામુ 'સમાલોચક' મુંબાઈ

ઓર્ડર આપતી વખતે આ અંકમા સમાલોચકની નોંધ લેશો.

## સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીકૃત

| | | | |
|---|---|---|---|
| સરસ્વતીચંદ્ર | ભાગ ૧ લો (સાતમી આવૃત્તિ) રૂ ૨॥ | ) ચારે ભાગની કિંમત |
| ,, | ભાગ ૨ જો (છઠ્ઠી આવૃત્તિ) રૂ ૨॥ | } સાડાબાર |
| ,, | ભાગ ૩ જો (ચોથી આવૃત્તિ) રૂ ૨ | } |
| ,, | ભાગ ૪ (થો ચોથી આવૃત્તિ) રૂ ૫॥ | ) રૂપીઆ. |

---

મળવાનું ઠેકાણું ૧. એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ

૨. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,

મોરા ૭ બીલ્ડીંગ્સ, ગીરગામ, મુંબાઈ નં ૪.

૩ અને બીજે પ્રસિદ્ધ બુકસેલરો



## ધી બેંગાલ સ્વીટમીટ એમ્પોરીયમ.

પારેખ હોસ્પીટલ સામે, નં ૨૩ સેન્ડહર્સ્ટ રોડ,
ગીરગામ, મુંબાઈ

## ખરેખરી શુદ્ધ સ્વદેશી મિઠાઈ.

ચોખ્ખો અને પાકો માલ.

બંગાળની ભાતભાતની અનેક જાતની મીઠાઇ મુંબાઇના શોખીન પ્રજાને માટે અમારે ત્યાં રાતદિવસ તૈયાર રહે છે કલકત્તાના વખણાયલા રસગુલ્લા, રાજભોગ, સીતાભોગ, મટીદાના, દીલખુશ સંદેશ, પાંતુઆ વિગેરે અનેક જાતની મીઠાઇ કલકત્તાના કુશળ કંદોઇઓ તૈયાર કરે છે

અમારી મીઠાઇના ભાવ ઘણા જ મધ્યમ છે ઉપરાંત મુંબાઇની પ્રજાને અનુકૂળ એવી ચાનગીઓ પણ તૈયાર રાખીએ છીએ

લગ્નસરામાં અને જાહેર પાર્ટીઓ માટે ખાસ ઓરડરો લેવામાં આવે છે ને મધ્યમ ભાવે જલદીથી જોઇતો બધો માલ પુરો પાડવામાં આવે છે એટલું જ નહિ પણ એવી રસદાર મીઠાઇનો સ્વાદ કરી ગ્રાહકોના મન હમેશાં સંતોષ પામે એવી અમે બધી ગોઠવણ રાખી છે

August 1941 ]


૧૧ આપના ઑર્ડર માં મ્યાસેોચાની નોંધ લેશો

પ્રભુના ૫૨.

૨.

જગત જોયું, જગત જન—
મોહિનીમાં દિન બહુ મ્હોલ્યું
અને એ મોહ-અંતે,
પ્રેમ-ભક્તિમાં જીવન સ્હોયું !

૩.

જગતના જીવને રહાતા,
સ્વજન-ગાર્યાં ન શું ગયા ?
અને એ ગાનના તાને,
ન શું રસમસ્ત પીગળ્યા ?

૪.

જીવનને જોગવ્યું જીરવ્યું
જાગ્યું એ રસ-કના પામ્યાં
અનુભવ-ગાન કંઈ ધીરી—
ત્વરાએ, જો, સખિ ! જામ્યા !

૫.

હવે બસ પ્રાણ ! મમ હોરે
પ્રભુપની કુંજમાં આવી
પ્રભુજીને પ્રગતાર્ણવ,
લલિત દિન-ચન્દ્ર ની લ્હાવી !

મુંબાઈની મોક્ષ દારિકા
આષાઢસ્ય પ્રથમ દિવસે
તારીખ જ્યની મ ૧૯૦૭

સાક્ષરજીવન રૂ. ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# ગાંધીજી.

લેખક—રા૦ ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

મનમોહન બલિહાર ગાંધીજી !
સુર સૈન્ય સરદાર ગાંધીજી !
નૂતન યુગ ઘડનાર ગાંધીજી !
દૈવી તેજ ચમકાર ગાંધીજી !

ગુર્જરી કુંજે ગાજે ગાંધી !
નંદનવન વન વાજે ગાંધી !
રાજ અને વિશ્વ તાજે ગાંધી !
દિન દિસ સર્વ નવાજે ગાંધી !

જગત્ માત્રનું નૂર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી !
ભારત-ભક્તી શૂર ગાંધીજી !
દિલ દરિયે ભરપૂર ગાંધીજી !

ગાય ગોપ ગોપાલક ગાંધી !
સત્યાગ્રહ સ્થાનક ગાંધી !
હિંદીજનોના તારક ગાંધી !
જગત્ સર્વ ઉદ્ધારક ગાંધી !

ખાદી પ્રભુતા તોલ ગાંધીજી !
આભૂષણ અણમોલ ગાંધીજી !
કુંજ કુંજ કલ્લોલ ગાંધીજી !
રાષ્ટ્ર ચેતના બોલ ગાંધીજી !

જ્ઞાનમાર્ગમાં બ્રાહ્મણ ગાંધી !
રણશૂરવીર રણાંગણ ગાંધી !
વૈશ્યકુળનું ભૂષણ ગાંધી !
શોભાને સેવકગણ ગાંધી !

સાધુજીવન સુલ્હાણું ગાંધીજી !
સત્ય રચનની ખાણું ગાંધીજી !
રાષ્ટ્ર પ્રમાણે ભાણું ગાંધીજી !
ભારત જીવન પ્રાણ ગાંધીજી !

---

શ્રીયુત ગોવર્ધનરામ ૨ ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# 'સમુદ્રયાન'નું પાતક અને નાગરો.

લેખક —રા. કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી

## પ્રશ્નનું સ્વરૂપ

પરદેશ જનારાની સામે, ધર્મશાસ્ત્રની નજરે જોનાર મુખ્ય બે દોષ મૂકે છે; (૧) સમુદ્રયાન અને (૨) મ્લેચ્છાન્નભક્ષણ. આ બેમાંથી 'મ્લેચ્છાન્નભક્ષણ'ના દોષનું પ્રાયશ્ચિત્તથી સર્વથા નિવારણ થાય ને તે કૃત-પ્રાયશ્ચિત્ત વ્યવહાર્ય બને, અર્થાત્ જ્ઞાતિમાં પુનઃ પ્રવેશ કરે, પરંતુ "સમુદ્રયાન" માટે તો પ્રાયશ્ચિત્ત કર્યા છતાં વ્યવહાર્યતા મળતી નથી, એવી માન્યતા નાગર જ્ઞાતિમાં હજુ ટકી રહી છે. "મદિરાપાન" તથા "માંસાહાર" વિના એ પરદેશોમાં નથી રહી શકાતું, એવી ભ્રાન્તિ હતી, તે તો હવે દૂર થઈ છે. એટલે એ દોષો ત્યાં જનારને અવશ્ય લાગે તેવા રહ્યા નથી. બાકી તો એ દોષો જ્યાં થાય ત્યાં સરખા અધોગતિપાદક છે. તેમાં સ્થળભેદથી કંઈ ફેરફાર પડતો નથી.

૨. જ્યાં ધર્માધર્મનો પ્રશ્ન ઊઠે ત્યાં તેનું નિરસન શાસ્ત્રથી જ થવું ઘટે. ધર્માધર્મ આલોક કરતાં પરલોકમાં સદ્અસદ્ ગતિના હેતુ લેખાય છે, એટલે એવા પ્રશ્નોના નિર્ણયમાં આપણને આ લોકમાં થતી સગવડ વગેરેની કીંમત શ્રદ્ધાળુ જનસમાજ ઓછી વજનદાર ગણે તો તે અકારણ ન ગણાય; માટે જ મેં આ સવાલનો વિચાર મારી શક્તિ તથા સમજ પ્રમાણે શાસ્ત્રાધારે જ રજુ કરવા ધાર્યો છે. મૂળમાં તો દ્વિજ સંજ્ઞાથી ઓળખાતા ત્રિવર્ણને આ સવાલ જોડે સરખો સંબંધ હતો છતાં, ક્ષત્રિઓ તથા વૈશ્યોએ તો પોતાની વ્યવસ્થા ઘણા કાળથી કરી લીધી છે, અને, થોડા સમયથી ઇતર બ્રાહ્મણોએ પણ વિલાયત-અમેરિકા વગેરે દેશોમાં દરિયા માર્ગે જઈ આવેલાઓને, પ્રાયશ્ચિત્ત આપીને, પાછા જ્ઞાતિમાં ભેળવ્યા છે. આથી આ સવાલ કેવળ નાગરોનો આગવો થયો છે.

## સર્વોત્કૃષ્ટ શ્રુતિપ્રમાણ પ્રતિકૂળ નથી.

૩. ધર્મશાસ્ત્રને લગતા પ્રશ્નોના નિર્ણય માટે શ્રેષ્ઠ પ્રમાણ શ્રુતિ છે (જૈમિની ૧-૩-૩; મનુ ૨-૧૩) અને શ્રુતિના અભાવે જ અનુમાનથી સ્મૃતિ માન્ય થાય છે. શ્રુતિઓમાં તો "સમુદ્રયાન"નો નિષેધ ક્યાંઈ જોવામાં આવતો નથી, પણ તેથી ઉલટું તેમાંથી તો પસંદગી નીકળે છે. આ માટેના થોડા આધાર રજુ કરું છું:—

(૧) "હે અશ્વિનો! જે શત્રુઓ તેની રૈયતને હેરાન કરતા હતા તેમને શિક્ષા કરવાને પોતાનું ધન છોડી જવાને નાખુશ અંતની ઘડીએ આવેલા માણસની જેમ, દુ:ખ અને આનાકાનીથી, જ્યારે તુગ્રે પોતાના વ્હાલા પુત્ર ભુજ્યુને સમુદ્રપાર મોકલ્યો, અને તે વખતે તેનું વહાણ ભાગી ગયું, ત્યારે તમે તેને બચાવી લીધો અને મજબુત, અંદર પાણી દાખલ ન થાય તેવાં, અને આકાશમાં ઊડનારાં હોય તેવી રીતે દૂતની જેમ ઉતાવળથી હંકારાતાં તમારાં પોતાનાં વહાણમાં તમે તેને લઈ ગયા અને વળી જગા સમુદ્રની પાર રેતીના રણમાં, દરેક છ ઘોડાની એવી

લીલાવતી જીવનકલા રૂ. ૦-૧૨-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ત્રણસે ગાડીમાં તમે તેને લઈ ગયા, ત્યારે તમે બહાદુરીનુ કામ કર્યું છે હ અશ્વિનો! તમાર ત્રણસો હલેસાવાળા વહાણમાં બેસારીને કાંઈ પણ આશ્રયસ્થાન અથવા કઇ પણ આધાર સિવાય અગાધ સમુદ્રમા તમે ભુજ્યુને લઇ ગયા" ( ઋગ્વેદ પ્ર. અ અ અષ્ટ વર્ગ ન્ ૮-૯-૧૦ )

(૨) વશિષ્ઠ કહે છે—" જ્યારે હુ અને વરૂણ વહાણમા બેસીને સમુદ્રની અધવચ ગય સારે, જાણે કે અમે આનદથી હીંચકા ખાતા હોઇએ તેમ, એક બાજુએથી બીજી બાજુએ લેતા હતા, અને મોજાવાળા સમુદ્રની સપાટીપર અફળાતા હતા (૧,૧૧૬-૩)

(૩) "જેવી રીતે વહાણો સમુદ્રપાર જવાને મદદ કરે છે તેવી રીતે અગ્નિ પાપમાંથી મુક્ત થવાને આપણને મદદ કરે છે" ( અષ્ટક ૧ અધ્યાય ૭, વર્ગ ૭ )

(૪) "સમુદ્રમા મુસાફરી કરતા વહાણોની વિદ્યા વરૂણ જાણે છે ( અષ્ટક ૧-૨-૧૯ )

(૫) "જે માણસોને નફો મેળવવો હોય, તે માણસો સમુદ્રપર સાથે જાય છે, તેવી રીતે સ્તુતિપાન ગાયકો પ્રદક્ષિણા ફરતા ફરતા તેને નમન કરે છે

(૬) "( રોહિતે ) પૃથ્વી અને સમુદ્રપર મુસાફરી કરી (૧-૫૬-૨ )

(૭) "સમુદ્રપર જે વહાણો છે તેને તે જાણે છે" ( ૧-૧૫૭-૪ )

(૮) "દેવોથી પ્રેરિત, મુનિને, બન્ને સમુદ્રમા પોતાના ઘર છે ( ૧-૨૫-૭ )

(૯) જ્યારે વરૂણ અને હુ ( વસિષ્ઠ ) વહાણપર બેસીએ છીએ અને અમારાં વહાણને સમુદ્રમાં ઝુકાવીએ છીએ, અને જ્યારે બીજા સફર કરતાં વહાણોની સાથે અમે પાણીમા ફરીએ છીએ ત્યારે મોજાને લીધે આમતેમ, ઉપર નીચે, ઉછળતા સુદર ઝુંનામા અમે સુખરૂપ હીંચકા ખાઇએ છીએ" ( ૭-૮૮-૩ )

(૧૦) વરૂણે વસિષ્ઠને પોતાનાં વહાણમાં બેસાર્યા અને પોતાની શક્તિથી તેને પવિત્ર ઋષિ બનાવ્યા" ( ૭-૮૮-૪ )

(૧૧) "તેજસ્વી ઋષિઓ, સમુદ્રની ઊંડાણમા, હમેશા નવુ જ રહે એવુ જળ ગ્રુથે છે" ( અથર્વ વેદ ૧૩,૨-૪૦ )

૪. આમ વેદમા તો વ્યાપાર માટે, આનદ માટે, અને બુદ્ધિવિકાસ માટે, સમુદ્રસફરને સાર્થક માનેલી જોવામા આવે છે વળી મિમાંસાના નિયમ પ્રમાણે "વેદનાં દૃષ્ટાન્તો, શ્રોતાઓના કર્ણને ખુશી કરવાને વપરાયેલા કવિતાના અલકારો નથી, પણ તેમા લોકોએ પાળવાના ધર્મના નિયમોનો સમાવેશ થાય છે " અને એવા દૃષ્ટાન્તોના સ્વરૂપમા " સમુદ્રયાન"નો બોધ તો અનેક સ્થળે થયેલો છે

૫. શ્રીકાશી॥ સબજજની અદાલતના ના ૮૮ સને ૧૯૧૦ ના મુકદમામાં કુશળ માણસ તરીકે અભિપ્રાય આપતા, ત્યાના પડિત મહામહોપાધ્યાય ડા ગંગાનાથ ઝા કહે છે કે "વેદના આ ઊતારા, અચૂક રીતે સાબીત કરે છે કે, તે સમયમા આર્યોમાં સમુદ્રગમનનો પ્રસિદ્ધ રીવાજ હતો હાલના સમયમા એ વાતની ના-કહેવી એ બહુ જ અપ્રાસગિક છે"

## સ્મૃતિ પણ વિરૂદ્ધ નથી.

૬ જ્યાં આ મુદ્દાના પ્રશ્નનો નિર્ણય આ પ્રમાણે શ્રુતિવચનોથી થઇ જાય છે ત્યાં, કોઇ વિરૂદ્ધ વચન સ્મૃતિ વા.પુરાણોમાંથી નીકળે તો તે નિરર્થક છે, પરતુ હકીકતમાં આ વાતમાં સ્મૃતિઓનો પણ વિરોધ જોવામા આવતો નથી —

(૧) બૌધાયન (૧-૧૦-૧૩) —"દરિયામાર્ગ આવતા માલપરની જગાત, નીચે પ્રમાણે છે,—સૌથી સારામા સારી વસ્તુ ધણીમાટે રાખ્યા પછી, બાકીના માલપર કીમત ઉપર સેકડે દશ ટકા "

(૨) મનુ (૮, ૧૫૭) —' સમુદ્રસફરમા જે પ્રવીણ હોય અને સ્થળસમય તથા વ્યાપારની ચીજ લક્ષમા લઇને નફો ગણવાને શકિતવાન હોય, તેઓ જે ભાવ ઠરાવે, તે ભાવ (સમુદ્રગમનથી વ્યાપાર કરનારે આપવાના વ્યાજના દરનો) લેવાની કાયદાપૂર્વક સત્તા ગણવી "

(૩) વ્યાજનો ચોક્કસ દર જે મનુએ ઠરાવ્યો નથી તે માટે યાજ્ઞવલ્કય સ્પષ્ટ કહે છે (વ્યવહાર અધ્યાય શ્લોક ૩૮) —' જે માણસો જગલમા મુસાફરી કરતાં હોય તેવા દેવાદારે સેંકડે દશ ટકા અને જેઓ સમુદ્રપાર જતા હોય તેમણે વીશ ટકા આપવા-અથવા વર્ણોએ પોતે જે કબુલ કર્યું હોય તે સર્વેએ આપવુ "

(૪) યાજ્ઞવલ્કયના ઉકત શ્લોકપર ટીકા કરતા વિજ્ઞાનેશ્વર કહે છે — 'મુદ્દલ રકમમા નુકશાનનો સભવ છે તેથી જ વીશ ટકા જેવું મોટુ વ્યાજ સ્વીકારવામાં આવ્યુ છે "

(૫) વાહાણ દ્વારા ચાલતા વ્યાપારનાં ભાડાની તકરારો ઉઠતી તે વિષે મનુ (૮,૪૦૬) " લાબી મુસાફરી માટે ભાડુ, જગ્યા અને સમયના પ્રમાણમાં નક્કી કરવો જોઇએ, જાણવુ કે નદીના કીનારાપરના રસ્તા માટે આ નિયમ લાગુ પડે છે. દરિયામાર્ગે કાઇ પણ નક્કી દર નથી "

(૬) વિષ્ણુસ્મૃતિ (૭૫-૩-૨૫) સમુદ્રસફરમા ફતેહ મળે તે આશયથી કહે છે કે —"અધ્યા નક્ષત્રમા શ્રાદ્ધ કરવાથી સમુદ્રસફરમા ફતેહ મળે છે "

૭ મનુમા (૩-૧૫૮) "સમુદ્રયાયી" બ્રાહ્મણને શ્રાદ્ધમાં આમત્રણ કરવુ નહીં એવુ ઠરાવેલુ છે ખરૂં, પણ ત્યાં "સમુદ્રયાયી"નો અર્થ ખલાસીનો ધધો કરનાર, એવો થાય છે (પાણિની ૩, ૦૨, ૭૮ અથના ૮૧) વળી મનુસ્મૃતિમાંનો પ્રસગ પણ એ જ અર્થ સૂચવે છે, કેમ કે (૩ ૧૫૦ થી ૧૬૭ સુધીમા) વૈદ્ય, રાજ્યસેવક નાટ્યપાત્ર, ગાયક, ઠરાવેલાં મહેનતાણાથી ભણાવનાર શિક્ષક, ભાટ જ્યોતિષી, ઘર બાધવાની વિદ્યા જાણનાર અને ખેડુત વગેરે ધધાદારી બ્રાહ્મણોને માટે પણ એ જ આજ્ઞા આપેલી છે એ બધાને એક સરખા અપાંકતેય ઠરાવેલ છે, તો પછી, " સમુદ્રયાયી"નો અર્થ ખાલી સફર કરનારનો" લેવામાં આવે તો બીજા સઘળા પરતો સ્મૃતિનો અમલ થતો નથી તેનું શુ સમજવુ ? વર્તમાનમાં તો શ્રાદ્ધનાં આમત્રણ પૂરતો પણ આ નિયમ પળાતો નથી

## પુરાણો પ્રમાણે પણ સમુદ્રયાનમાં દોષ નથી.

૮ જે ૧૮ પુરાણો મુખ્ય મનાય છે તેમા પણ ક્યાંઇ "સમુદ્રયાન"ને પાતક ગણેલું જોવામાં નથી આવતુ તેથી ઉલટુ તેમાંથી સમુદ્રસફરનાં વર્ણનો નીકળે છે, જેમ કે,

(૧) નારદ પુરાણમાં ( પ્રકરણ ૧૭૦–૧૭૩ ) ગોકર્ણ નામના વૈશ્યનો એહેવાલ છે એ કથાનો સાર એવો છે કે શક્તિ ઉપરાંત ધર્માદામા પૈસા વાપરીને ગોકર્ણ ગરીબ થઇ ગયો હતો, તેથી તેણે બીજા વેપારીઓની સાથે સમુદ્રસફર કરી તે નાઝીયો હતો અને તેટના માટે ખારવાઓની દૃષ્ટિમાં અપશુકનીયો હતો જ્યારે ભરદરિયે વાહાણને સામો પવન નડયો ત્યારે તેને એક દ્વીપમાં ઉતારી દઇને વાહાણને બચાવ્યું-વગેરે

(૨) "કલ્કી"–પુરાણમા કલ્કી લંકા કેવી રીતે ગયો અને ત્યાં તે દ્વીપના રાજાની દીકરીને પરણ્યો તેનું વર્ણન છે

(૩) વત્સ રાજાના પ્રધાન બાભ્રવ્ય તથા યૌગંધરાયણ, રાજાની આજ્ઞાથી સમુદ્ર માર્ગે ગયા હતા

(૪) શ્રીમત્ નામનો વૈશ્ય પ્રવાસ અર્થે સિંહલદ્વીપ ગયો હતો

(૫) પાંડવો પૈકી નકુલ સમુદ્રમાર્ગ દ્વીપાન્તર ગયો હતો

( મહાભારત, સભાપર્વ અધ્યાય ૨૨. )

## પુરાણ પછીના પણ આધાર મળે છે

૯ તે પછીના કાળમાં ભાસ્કરાચાર્ય "રોમકપદ" ગયા હતા અને તેમણે 'રોમક સિદ્ધાંત' ગ્રંથ રચ્યો છે તેમ જ વિક્રમાદિત્ય 'રૂમશામ' દેશ ઉપર સ્વારી કરી ગયા હતા (જ્યોતિર્વિદાભરણ, પ્રશસ્તિ ) મિહિરાકુલ જે ઈસ ૫૧૦ મા રાજ્ય કરતો હતો, તેણે લંકાપર ચઢાઈ કરી હતી; અને જયાપીડ જે આઠમા સૈકાના છેલ્લા ભાગમા રાજ્ય કરતો હતો, તેણે તે જ ટાપુ ઉપર પોતાના એલચીને દરિયામાર્ગે મોકલ્યો હતો ( રાજ્યતરંગિણી, તરંગ ૧૦ શ્લોક ૨૯૬ અને તરંગ ૪ શ્લોક ૫૦૩–૫૦૬ )

## સમુદ્રની પવિત્રતા.

૧૦ આમ શ્રુતિ, સ્મૃતિ કે પુરાણો વગેરેમા પણ "સમુદ્રયાન" પાપની ગણનામાં પણ નથી, ત્યાં તે માટે પ્રાયશ્ચિત્તનો વિધિ પણ શાનો હોય? કયાં આ ખરી સ્થિતિ અને કયાં અમારી અત્યારની ભ્રાન્તિ, કે "સમુદ્રયાન" એક એવુ પાપ છે કે જે માટે પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ પતિત મળી શકે જ નહી ? તેથી ઊલટુ ધર્મશાસ્ત્રમાં તો સમુદ્રની ગણના પવિત્ર વસ્તુઓમા છે, કે જેનુ દર્શન માણસને શુદ્ધ કરે છે ( પરાશર સ્મૃતિ ૧૨, ૪૧, તથા કૂર્મ પુરાણ ભાગ બીજો, અધ્યાય ૩૩, શ્લોક ૮૭ ) જે બ્રહ્મહત્યાના મહાપાતક માટે અગ્નિપ્રવેશથી, હિમાળે ગળીને, સમુદ્રમા ડુબીને કે ભેરવજાપ ખાઇને મરવુ એ જ પ્રાયશ્ચિત્ત હતુ તેને બદલે કલિમા પ્રધાન ગણાતી પરાશર સ્મૃતિમા ( અધ્યાય ૧૨ શ્લોક ૬૪–૬૮–૬૯ ), અમુક પ્રકારે પાપ પ્રકટ કરતો કરતો જઇ, સેતુદર્શન કરવાથી એ મહાપાતક નિવૃત્ત થઈ શકે એમ ઠરાવ્યું છે—

दशयोजनविस्तीर्णं शतयोजनमायतम्
रामचन्द्रसमादिष्टं नलसंचयसंचितम्
*सेतुं दृष्ट्वा समुद्रस्य ब्रह्महत्या व्यपोहति ॥

આ પ્રમાણે આ* સેતુદર્શન, જે વાહાણમાં બેસ વિના સિદ્ધ થઈ શકે નહીં તે તો બ્રહ્મહત્યા જેવા અઘોર પાપથી છોડાવનારૂં ગણાય છે એટલે ત્યાં સુધીમાં તો "સમુદ્રયાન"ને કોઇએ પાપ કલ્પ્યું હોય તે સભવતું નથી

## બૌધાયને નોંધ લીધેલા વાદગ્રસ્ત શિષ્ટાચાર

૧૨ બૌધાયને (૧, ૧, ૧૯ તથા ૨૦) દક્ષિણ તથા ઉત્તર હિંદુસ્તાનના અમુક ખાસ શિષ્ટાચાર વર્ણવ્યા છે જે એમણે વિવાદગ્રસ્ત માન્યા છે "દક્ષિણ" એટલે કન્યાકુમારી ભૂશિરની ઉત્તરે ને નર્મદા નદીની દક્ષિણે "ઉત્તર" એટલે હિમાલયની દક્ષિણે તે વિંધ્યાની ઉત્તર સુધી ઉત્તરના શિષ્ટાચાર, (૧) ઊનનો વેપાર કરવો, (૨) સીધુ નામે દારૂ પીવો, (૩) બન્ને જડબામાં દાંત હોય તેવા પ્રાણીઓને વેચવા, (૪) લશ્કરી ધંધો કરવો અને (૫) "સમુદ્રસયાન્" કરવું દક્ષિણના શિષ્ટાચારમાં, (૧) ધર્મના સસ્કાર નહીં કરેલા માણસ સાથે જમવું (૨) સ્ત્રીની સાથે જમવું, (૩) વાસી ખોરાક ખાવો, (૪) અને (૫) મામાની દીકરી અથવા ફુઈની દીકરી સાથે લગ્ન કરવું આ ઉપરથી કોઇ એવી દલીલ કરે છે કે, "સમુદ્ર ઊપર જવું" એ જો કે ઉત્તરમાં શિષ્ટાચારમાં દાખલ થઇ જવાથી ધર્મ્ય લેખાયું, પણ દક્ષિણના બ્રાહ્મણો માટે તો તે અધર્મ્ય છે આમ કહેનારા એક કરતાં વધુ પ્રકારે ચૂકે છે પ્રથમ તો બૌધાયન આ બધા પ્રસગોને જાણે તે ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ હોય એમ માની લઇને લખે છે, જે વસ્તુત તેમ નથી દક્ષિણમાં જે માતુલિ કન્યા પરણવાનો વ્યવહાર ચાલે છે તે વેદમાન્ય છે એમ ઋગ્વેદ (૭, ૫૫-૮)ના નીચે લખેલા મન્ત્રથી સાબીત થાય છે --

आयाहीन्द्र पथिभिरीळितेभिर यज्ञमिमं नो भागधेयं जुषस्व ।
तृप्तां जुहुर्मातुलस्येव योषा भागस्ते पैतृष्वसेयी वपामिव ॥

"હે ઇદ્ર ! જે રસ્તા પ્રશસ્ત ગણાયા છે તે રસ્તે અમારા યજ્ઞમાં આવો અને બલિદાન સ્વીકારો જેવી રીતે મામાની દીકરી અથવા ફઇની દીકરી પરણવા અમારો હક છે તે પ્રમાણે સારી રીતે પકાવેલા માસનો તું હકદાર છે, તે અમે અગ્નિ નરીકે આપીએ છીએ"

બીજું, આ રીવાજ આપણી જ્ઞાતિમાં નથી, એટલે આપણે સર્વથા દાક્ષિણાત્યમાં આવીએ એમ પણ દેખાતું નથી જે દેશ ભાગીને બે વિભાગ પાડ્યા છે તે પ્રમાણે આપણો જ્ઞાતિસમુદાય ગુજરાત, કાઠિયાવાડ તથા કચ્છમાં વસે છે તે સઘળો પ્રદેશ ઉત્તર હિંદમાં જ આવે છે અને આપણા બીજા જ્ઞાતિબંધુઓ પણ છેક કાશી સુધી ઉત્તરમાં જ છે દક્ષિણમાં આપણો વસવાટ થયો જ નથી, અને સમુદ્રમાગ બેટની યાત્રા તથા જાપાન તથા આફ્રિકા જવાનો આપણો પ્રચલિત શિષ્ટાચાર છે તે પણ બૌધાયને નોંધ લીધેલો

* ઈંડિયાનો ઇતિહાસ ૨ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબઈ

ઉત્તર હિંદ પ્રમાણેનો ગણવો જોઇએ ત્રીજું, "સમુદ્રસયાન"નો અર્થ સાદી મુસાફરી નહીં પણ સાથે મળીને ખલાસી તરીકે, વ્યાપાર અર્થે કે લડાઈમાં જવુ એવો થાય છે (અમરકોષ પાનું ૫૭; પંચતત્ર પાનું ૬૬, વસિષ્ઠ ધર્મસૂત્ર ૧૮-૧૯) અને નાપસંદગી તેવા ધધાઁ પરત્વે જ બતાવાયેલી, તેથી તેનો અપવાદ કરવાની જરૂર થઇ હશે ચોથુ, ગૌતમ તો સ્પષ્ટપણે બૌધાયનના આ સત્રો સ્વીકારવાની ના પાડે છે —

दुत्रयमेव मार्द्दीयेन शिष्ट स्मृतिविरोधदर्शनादिति

## સમુદ્રસફર વિરુદ્ધ બતાવવામા આવતા આધારો

### (૧) બૃહન્નારદીય તથા તેનાં ટકો

૧૨ હવે જે બે શ્લોકઉપર આધાર રાખીને, વર્તમાન સમયે "સમુદ્ર સફર"ને પાપ ગણવામાં આવે છે તથા તે-માટે પ્રાયશ્ચિત્ત કર્યા છતા પણ "વ્યવહાર્યતા" મળતી નથી એવુ મનાય છે, તે બે શ્લોક તપાસીએ સમુદ્રસફરને પાપ ગણવાના આધારમા "બૃહન્નારદીય" નામના એક ઉપપુરાણનો નીચેનો શ્લોક લેવાય છે —

समुद्रयात्रास्वीकार कमण्डलुविधारणम् ।
द्विजानामसवर्णासु कन्यासूत्र पयमस्तथा ॥
देवरेण सुतोत्पत्तिर्मधुपर्के पशोर्वध ।
मांसदान तथा श्राद्धे वानप्रस्थाश्रमस्तथा ॥
दत्तक्षताया कन्याया पुनर्दान परस्य च ।
दीर्घकाल ब्रह्मचर्य नरमेधाश्वमेधकौ ॥
महाप्रस्थानगमन गोमेध च तथा मखम् ।
इमान् धर्मान् कलियुगे वर्ज्यानाहुर्मनीषिण ॥

**પ્રથમ તો** આ શ્લોક પોતે કોઇ ધર્માધર્મના નિયમ બાંધવા માટેનો અસલ લેખ નથી, **પરતુ** તે તો યાજ્ઞવલ્ક્યના નીચેના શ્લોકમાં સમાવેલા નિયમના ઉદાહરણો આપનારો માત્ર છે —

कर्मणा मनसा वाचा यत्नाद्धर्म समाचरेत् ।
अस्वर्ग्य लोकविद्विष्ट धर्म्यमप्याचरेन्न तु ॥

(યાજ્ઞવલ્ક્ય ૧ ૧૫૬)

"મનથી, વાણીથી અને શરીરથી ધાર્મિક કૃત્ય માણસ યતપૂર્વક બજાવે, પણ જે ધાર્મિક ક્રિયા લોકોમાં તિરસ્કાર પામેલી હોય તે જો સ્વર્ગપ્રાપ્તિ માટે જરૂરની ન હોય તો, કરવી નહીં"

આ સિદ્ધાન્ત પ્રમાણે-અભ્યાસ, અનુભવ, ધર્મવૃદ્ધિ અથવા જ્ઞાન પ્રાપ્તિ માટે કરેલી સમુદ્ર-સફર ત્યાજ્ય કોટિમા શી રીતે આવે તે સમજાતુ નથી એવી સફર લોકોમાં તિરસ્કાર પામ્યાનુ સભવતુ નથી, તેવુ બન્યાનુ કોઇએ જાણ્યુ નથી, એટલુ જ નહીં પણ એવી સફર લોકો ખુશીથી કરતા-રહ્યા છે એટલે યાજ્ઞવલ્ક્યનો બાધેનો નિયમ સ્વીકૃત કરતાં છતા "સમુદ્ર સફર" નો તેમા સમાસ થઇ શકતો નથી, અને તેટલા પુરતુ બૃહન્નારદીયે આપેલુ દૃષ્ટાન્ત અસગત ઠરે છે




સમાલોચક ] દુલારી દુધવાળી. [ અંક ૨ સં ૧૯૨૧

ચિત્રકાર રા જેઠાલાલ પટેલ ] —કૉપીરાઈટ

બીજું બૃહન્નારદીયનું એ વચન પ્રક્ષિપ્ત ન હોય તો અને દ્દષ્ટાન્ત આપતાં એમણે ભૂલ ન ખાધી હોય તો "સમુદ્રયાત્રાસ્વીકાર" નો અર્થ સમુદ્રસફર કરતાં કંઇ જુદો જ હોવો જોઇએ ત્રીજું બૃહન્નારદીયના કર્તા પોતે જ, ગણાવેલા અપવાદોનો પ્રતિઅપવાદ આ પ્રમાણે લખે છે -

* देशाचारा परिग्राह्यास्तत्तद्देशीयजैर्नरं ।
अन्यथा पतितो ज्ञेय सर्वधर्मबहिष्कृत ॥ ३ ॥ ( २२, १७ )

- "અમુક દેશમાં જન્મેલા માણસોએ દેશાચાર સ્વીકારવાનો છે, નહીં તો તેઓ પતિત તથા સર્વ ધર્મથી બહિષ્કાર પામેલા ગણાય છે"

અને તે અનુસાર કલિવર્જ્યના લોકમાં જે માંસાહારની મના છે તેની બંગાળ અને મિથિલામાં દેશાચાર તરીકે છૂટ રહી છે એવું પોતે સ્વીકારે છે માટે "સમુદ્રયાત્રાસ્વીકાર"નો અર્થ સાદી સમુદ્રસફરનો થતો હોય તો પણ, આપણા દેશમાં તો તેની સફર જાપાન, આફ્રિકા, વગેરેને સંબંધે, બેટશંખોદ્ધાર વગેરેની યાત્રા માટે, દરિયાકાંઠાના હિંદનાં અનેક બંદરો વચ્ચેના નિત્ય વ્યવહારમાં અને કચ્છવાસીઓના તો અનિવાર્ય વ્યવહારમાં પ્રચલિત છે, માટે બૃહન્નારદીયના જ ૨૨, ૧૭ વાળા શ્લોકને આધારે તેનો પુરોપાદિ સંબંધે હવે અસ્વીકાર કરવાથી તો ઉલટું પતિત થવાય એમ ઠરે છે ચોથું, આ બૃહન્નારદીય કેવળ કલિયુગમાં જે ધર્મો ત્યજવાના છે તે ગણાવે છે એટલે તે માત્ર ટીકાનો છે તેવો શ્લોક ન હોઇને મૂળ ગ્રંથ હોત તો પણ એક જાતનો "રદ કરનારો કાયદો ગણાય" કાંઇ તે નવા પ્રબંધ રચનારો કાયદો તો નથી જ જે ધર્મો ત્યજવાના તે કહે છે તે બધાનું ધર્મની ગણનામાં અસ્તિત્વ તે કબુલ રાખીને ચાલે છે "સમુદ્રયાત્રા"નો અર્થ "સમુદ્રસફર" જ કરીએ તો, તેની સફર માટે ધાર્મિક મના ન હોતી, પણ તેની ધર્મોની ગણના પણ કદાપિ ન હોતી એટલે તેનો 'વર્જ્ય ધર્મો'માં સમાવેશ થઇ શકે નહીં જે ધર્મોની ગણનામાં ન હોતું તે વર્જ્ય ધર્મમાં પણ ક્યાંથી આવે? અને એ શ્લોકમાં લખેલી બીજી સઘળી બાબતો એવી છે કે જે અગાઉ ધર્માચરણમાં લેખાતી હતી જેમ કે કમંડલુ ધારણ કરવું (બૌધાયન ૧, ૪-૭) નીચલા વર્ણની કન્યા પરણવા (મનુ ૩, ૧૨ થી ૧૪ તથા યાજ્ઞ ૧ ૫૭); નિયોગ (મનુ ૯ ૫૯) મધુપર્ક માટે ગોહત્યા (પરાશર ૧-૩-૧૭) શ્રાદ્ધમાં માંસાહારની આજ્ઞા યાજ્ઞ ૧ અને મનુ બન્ને કરે છે પાંચમું, બૃહન્નારદીયના કર્તાએ ગણાવેલા આ તેર વર્જ્યો માત્ર એક ઉદાહરણ કરતાં વધારે હોય એમ સમજવાનું નથી કારણ કે તે જ પ્રકરણમાં તેઓ પોતે પાછા વાનપ્રસ્થ અને કમંડલુની છૂટ આપે છે (૧૨, ૨૦ ૨૪, ૨૧ ૨૨, ૩૩) વળી શ્રાદ્ધમાં માંસાહારની પણ છૂટ આપે છે (૨૬, ૬૬) આમ, તેર વર્જ્યોમાંથી ત્રણની છૂટ તેઓ જ બતાવે છે, અને આખું પુરાણ તપાસીએ તો કદાચ બીજી પણ નીકળે છતું, તેના જ ૨૬ મા પ્રકરણમાં ૧૦ થી ૧૯ શ્લોકમાં જેઓને શ્રાદ્ધમાં આમંત્રણ ન કરાય તેવા બ્રાહ્મણોની યાદી આપેલી છે, છતાં તેમાં કોઇ "સમુદ્રગમન" કરનારને ગણાવેલ નથી કેમકે એમની માન્યતામાં જો "સમુદ્રગમન" વર્જિત હોત તો જરૂર તે દોષ કરનારને શ્રાદ્ધના નિમંત્રણમાંથી એમણે બાતલ કર્યો હોત

---

* ફુ. સરના અને મિત્રમંડળ ર ૨-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

અર્થોમાં-જતા નથી, અને એક બે દાખલામાં નહીં પણ એવા કેટલાક અવતરણોમાં,” આથી પણ સંભવિત છે કે આદિત્ય પુરાણનો કહેવાતો લોક ખરેખર હેમાદ્રિનો પોતાનો જ બનાવેલો હોય. આ લોક માટે હવે આથી વધુ ખુલાસાની જરૂર પડવી ન જોઇએ

## આટલી ચરચાનું પરિણામ.

૨૫ આમ છતાં ય બૃહન્નારદીય તથા આદિત્યપુરાણને નામે હેમાદ્રિએ ચલાવેલ લોકનો ખોટો અર્થ આપણા ભાઇઓએ ભ્રમિત બનીને, આફ્રિકા-જાપાન-વદનો કિનારો વગેરેમાં છૂટથી સમુદ્રયાન ચાલતું હતું તેને ચાલતું રહેતા દઇને, જે ફાકી બેસાડી છે, તે ખરો હોય અને એ ઉપપુરાણોનું વર્જન ધર્મનિર્ણયમાં, સ્મૃતિની બરાબરનું હોય તો પણ, તન્ત્રવાર્તિકમાં ૧૩૯ મે પાને કહ્યું છે કે,

'એ બધાનો અમે નીચે પ્રમાણે જવાબ આપીએ છીએ જે કે કોઇ બાબતમાં જ્યાં આપણને કોઇ સ્મૃતિનો લોક માલુમ પડે, ત્યાં જો આપણને તેનાથી ઉલટો વેદનો મંત્ર માલુમ ન પડે તો, તેટલા વખત માટે, કંઇ પણ અડચણ વગર તે સ્મૃતિના આધારમાં વેદનો મંત્ર છે એમ આપણે સલામતીથી અનુમાન કરી શકીએ પણ જો ભવિષ્યમાં તેનાથી ઉલટો વેદનો કોઇ મંત્ર આપણને માલુમ પડે તો, સ્મૃતિનો આગલો શ્લોક સત્તાપૂર્વક નથી, એમ કહ્યા વિના ચાલશે નહી અને આ પ્રમાણે વેદમાં તેનું મૂળ હોવાનો બધો સંભવ દૂર થવાથી, આપણને એવું અનુમાનપર આવવાની ફરજ પડશે કે, તે શ્લોક કંઇ ભૂલથી દાખલ થયો છે અને આ પ્રમાણે વિરોધી વેદનો મંત્ર માલુમ પડ્યા પછી, કુદરતી રીતે આપણને એવું માનવું પડે છે કે સ્મૃતિમાંથી જે વિચાર આપણે લીધો હતો તે ખોટો છે,-અને આ ઉપરથી આપણને એવું કબૂલ કરવાની ફરજ પડે છે કે પહેલી વખત જ્યારે આપણને સ્મૃતિનો શ્લોક મળ્યો ત્યારે પણ આ વિચાર ખોટો હોવો જોઇએ સાધારણ અનુભવથી પણ આપણે જોઇએ છીએ કે જે માણસ ખોટા અને ખરા રૂપૈયા વચ્ચે ફેર સમજી શકતો નથી, તે ખોટા રૂપૈયાને ખરા તરીકે વાપરે છે પણ આ ઉપરથી એમ અનુમાન થતું નથી કે ખોટા રૂપૈયાને ખોટા જાણવાની શક્તિ આવ્યા પછી પણ તે ખોટાને ખરા ગણીને લેવાનું અને વાપરવાનું કાયમ રાખશે'

આ પ્રમાણે સમુદ્રસફરને માટે આપણને શ્રુતિસ્મૃતિના આધાર બધા રૂપમાં મળ્યા છે, તથા આપણા વડિલો જે આપણા કરતા ધર્મઉપરની શ્રદ્ધામાં વધુ દૃઢ હતા, તેમણે આફ્રિકા જાપાન વગેરે જોડે તેમ જ આહીના દરિયાઉપર પણ સફર વગરબાધે ચાલુ રાખેલ છે તેથી પુનરપાદિ પગલે જ સમુદ્રસફરે વિરુદ્ધ, કલિવર્જ્ય જેવી સ્મૃતિઓના ખોટા અર્થ થઇને, જે નવીન અને વિચિત્ર બાધ ઉભો કરાયો છે, તેને અનુસરવાનું કંઇ કારણ નથી આ શ્લોકો તેના રચનારના અર્થમાં તો ખોટા રૂપૈયા જ છે, એવું જાણ્યા પછી જે માણસ તે ચલાવે તે ગુન્હો કરે છે

મેડીકલ એડ્વોકેટ ૩ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

૧૬ પરિણામે આપણું ધર્મ કર્ત વ્ય એ ઠરે છે કે મ્લેચ્છાન(પદાર્થો ખાદ્ય જ્યાં તે મ્લેચ્છે પકાવેલાનું )ભક્ષણના ગોપ માટે પ્રાયશ્ચિત્ત લઇને શુદ્ધ થયેલાં ભાઈ બ્હેન હોર તેમને આપણે પંક્તિ પાવન કરવાં જ જોઇએ

## ધર્માચાર્યોનાં નિર્ણય.

૧૭ સવત ૧૯૨૯ પેહેના સકેશ્વર પિઠાધિકારી સ્વામીએ ( મહારાજ હોનકરવા સરસુના ) ગણેશ સીતારામ શાસ્ત્રીને પ્રાયશ્ચિત્ત આપીને નાતિમાં લેવરાના હતા

સવત ૧૮૨૯ ચૈત્ર વદ ૮ સોમવારે મુકામ નાસિક પ્રાંત 'ગુજરાતથી જ્યોતિર્મંઠાધીશ્વર સ્વામી કૈલાસનંદ પુરૂષોત્તમાનંદ ઠરાવ આપેલો છે તેમાં (૧) કૃષ્ણરાવ ગોપાળ દેશમુખ તથા (૨) નારાયણભટ્ટ બાપુભ વિનાયત જઈ આવેલા હતા તેમને પ્રાયશ્ચિત્ત આપીને સર્વથા વ્યવહાર્ય કરા યા હતા

શારદાપીઠ શકરાચાર્ય સ્વામી રાજરાજેશ્વરાશ્રમે પોતે " પર્યટનમીમાસા " લ ખી છે તેમા પણ એવો જ નિર્ણય છે

એમના પછીના શ્રીમન્માધવતીર્થ સ્વામીએ આહી રાજકોટ મુકામે વિલાયત જઈ આવેલા આપણા પ્રશ્નોરાભાઈ પાવનિપ્રસાદ વિશ્વનાથ ભટ્ટને પ્રાયશ્ચિત્તથી શુદ્ધ કર્યા તથા તુરત જ શીઘ્ર મૌનેશ્વર સહિત આચાર્ય મહારાજે પોતે એમને ત્યાં પધારી ભિક્ષા લીધી હતી અને અન્ય પ્રસગે પણ પ્રાયશ્ચિત્ત આપીને તેવા ભાઇઓને જ્ઞાતિમા પુન પ્રવેશ કરવો યોગ્ય છે એવા નિર્ણય તેઓશ્રીએ આપ્યા છે *

---

લેખકો માટે

## કેવળ સ્વતંત્ર લેખોની માગણી.

૧ હિન્દના સ્વાતન્ત્ર્યજીવનને પોષક એવા દ્રષ્ટિબિન્દુઓથી અભ્યાસને પરિણામે તૈયાર કરેલા રાજકીય વિષયો
૨ સાહિત્ય, વિજ્ઞાન અને ઇતિહાસવિષયક સ્વતત્ર લેખો
૩ ઐતિહાસિક કે સામાજી- સ્વતત્ર ટૂંકીવાર્તાઓ

ઉપરોક્ત વિષયક લેખો 'સમાલોચક'ના ઓછામા ઓછા ચાર પાના જેટના હોવા જોઇએ સદર લેખો મૂલ્ય આપીને પત્ર પ્રકાશનની વિક્રયના સર્વ હક્ક માટે ખરીદી લેવાશે કેવળ અભ્યાસીઓ અને સ્વતત્ર લેખકોએ જ પત્ર વ્યવહાર કરવો

લખો રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી મોગરાજી બીલ્ડિંગ્સ ન ૨,
ગીરગામ, મુબાઈ ન ૪

---

* રાજકોટ ' નાગરમિત્રમ ળ પાને તા ૭-૮ ૧૯૨૧ રવિવારે આપેલું વ્યાખ્યાન.

અભિજ્ઞાન શાકુન્તલ (રવ ઝવેરીલાલકૃત) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની,મુંબાઈ.

ગ્રંથોમાં જડતા નથી, અને એક બે દાખલામાં નહીં પણ એવાં કેટલાક "અવતરણોમાં" આથી ઘણું સંભવિત છે કે આદિત્ય પુરાણનો કહેવાતો લોક ખરેખર હેમાદ્રિનો પોતાનો જ બનાવેલો હોય. આ લોક માટે હવે આથી વધુ ખુલાસાની જરૂર પડવી ન જોઇએ.

## આટલી ચરચાનું પરિણામ.

૧૫ આમ છતાં ય બૃહન્નારદીય તથા આદિત્યપુરાણને નામે હેમાદ્રિએ ચલાવેલ લોકોનો ખરો અર્થ આપણા ભાઇઓએ ભ્રમિત બનીને, આફ્રિકા-જાપાન-હિન્દનો કિનારો વગેરેમાં છૂટથી સમુદ્રયાન ચાલતું હતું તેને ચાલતું રહેવા દઇને, જે હાકી બેસાડયો છે, તે ખરો હોય અને એ ઉપપુરાણોનું વચન ધર્મનિર્ણયમાં, સ્મૃતિની બરાબરનું હોય તો પણ, તંત્રવાર્તિકમાં ૧૩૯ મે પાને કહ્યું છે કે,

"એ બધાનો અમે નીચે પ્રમાણે જવાબ આપીએ છીએ કે કોઇ બાબતમાં જ્યાં આપણને કોઇ સ્મૃતિનો લોક માલુમ પડે, ત્યાં જો આપણને તેનાથી ઉલટો વેદનો મંત્ર માલુમ ન પડે તો, તેટલા વખત માટે, કંઇ પણ અડચણથી મુક્ત તે સ્મૃતિના આધારમાં વેદનો મંત્ર છે એમ આપણે સલામતીથી અનુમાન કરી શકીએ પણ જો ભવિષ્યમાં તેનાથી ઉલટો વેદનો કોઇ મંત્ર આપણને માલુમ પડે તો, સ્મૃતિનો આગનો શ્લોક સત્તાપૂર્વક નથી, એમ ગણ્યા વિના ચાલશે નહીં અને આ પ્રમાણે વેદમાં તેનું મૂળ હોવાનો ભવો સભર દૂર થવાથી, આપણને એવા અનુમાનપર આવવાની ફરજ પડશે કે, તે શ્લોક કંઇ ભૂલથી દાખલ થયો છે અને આ પ્રમાણે વિરોધી વેદનો મંત્ર માલુમ પડ્યા પછી, કુદરતી રીતે આપણને એવું માનવું પડે છે કે સ્મૃતિમાંથી જે વિચાર આપણે લીધો હતો તે ખોટો છે, અને આ ઉપરથી આપણને એવું કબુલ કરવાની ફરજ પડે છે કે પહેલી વખત જ્યારે આપણને સ્મૃતિનો શ્લોક મળ્યો ત્યારે પણ આ વિચાર ખોટો હોવો જોઇએ સાધારણ અનુભવથી પણ આપણે જોઇએ છીએ કે જે માણસ ખોટા અને ખરા રૂપીઆ વચ્ચે ફેર સમજી શકતો નથી, તે ખોટા રૂપીઆને ખરા તરીકે વાપરે છે પણ આ ઉપરથી, એમ અનુમાન થતું નથી કે ખોટા રૂપીઆને ખોટા જાણવાની શક્તિ આવ્યા પછી પણ, તે ખોટાને ખરા ગણીને લેવાનું અને વાપરવાનું કાયમ રાખશે"

આ પ્રમાણે સમુદ્રસફરો માટે આપણને શ્રુતિસ્મૃતિના આધાર બધા રૂપમાં મળવા છે, તથા આપણા વડિલો, જે આપણા કરતાં ધર્મઉપરની શ્રદ્ધામાં વધુ દૃઢ હતા, તેમણે આફ્રિકા જાપાન વગેરે જતે તેમ જ આટીના દરિયાઉપર પણ સફર ધગશથી ચાલુ રાખેલ છે તેથી, સુત્રાદિ પરત્વે જ સમુદ્રસફર વિરૂદ્ધ, કલિવર્જ્ય જેવી સ્મૃતિઓના ખોટા અર્થ થઇને, જે નવીન અને વિચિત્ર બાધ ઉભો કરાયો છે, તેને અનુસરવાનું કંઇ કારણ નથી. આ શ્લોકો તેના ચલાવનારના અર્થમાં તો ખોટા રૂપીઆ જ છે, એવું જાણ્યા પછી જે માણસ તે ચલાવે તે ગુન્હો કરે છે

૧૬ પરિણામે આપણા ધર્મ કર્તાઓ ઠરે છે કે મ્લેચ્છ (પદાર્થો ખાઈ છતાં ને મ્લેચ્છે પકાવેલાનું )અન્નના દોષ માટે પ્રાયશ્ચિત લઈને શુદ્ધ થએલા ભાઈ બ્હેન હોય તેમને આપણે પંક્તિ પાવન કરવાં જ જોઇએ.

## ધર્માચાર્યોના નિર્ણય.

૧૭ સંવત ૧૯૭૯ પેહેલા શ્રેષ્ઠ પિઠાધિકારી સ્વામીએ ( મહારાજ હોલકરના દરબારમાં ) ગણેશ સીતારામ શાસ્ત્રીને પ્રાયશ્ચિત આપીને જ્ઞાતિમાં લેવરાવ્યા હતા

સંવત ૧૯૨૯ ચૈત્ર વદ ૯ સોમવારે મુકામ નડિયાદ પ્રાંત ગુજરાતથી જ્યોતિર્મઠાધીશ્વર સ્વામી કૈલાસાનંદ પુરુષોત્તમાનંદ ઠરાવ આપેલો છે તેમાં (૧) કૃષ્ણરાવ ગોપાળ દેશમુખ તથા (૨) નારાયણભટ્ટ બાપુભટ્ટ વિલાયત જઇ આવેલાં હતા તેમને પ્રાયશ્ચિત આપીને સર્વથા વ્યવહાર્ય ઠરાવ્યા હતા

શારદાપીઠ શંકરાચાર્ય સ્વામી રાજરાજેશ્વરાશ્રમે પોતે " પતનમીમાંસા " લખી છે તેમાં પણ એવો જ નિર્ણય છે

એમના પછીના શ્રીમન્માધવતીર્થ સ્વામીએ અહીં રાજકોટ મુકામે વિલાયત જઇ આવેલા આપણા પ્રશ્નોરા ભાઈ પ્રાણનિધિપ્રસાદ વિશ્વનાથ ભટ્ટને પ્રાયશ્ચિતથી શુદ્ધ કર્યા તથા તુરત જ શ્રીચંદ્ર મૌલેશ્વર સહિત આચાર્ય મહારાજે પોતે એમને ત્યાં પધારી ભિક્ષા લીધી હતી અને અન્ય પ્રસંગે પણ પ્રાયશ્ચિત આપીને તેવા ભાઇઓનો જ્ઞાતિમાં પુનઃ પ્રવેશ કરવો યોગ્ય છે એવો નિર્ણય તેઓશ્રીએ આપ્યો છે *

---

લેખકો માટે

## કેવળ સ્વતંત્ર લેખોની માગણી.

૧ હિન્દના રાષ્ટ્રીયજીવનને પોષક એવા દૃષ્ટિબિન્દુઓથી અભ્યાસને પરિણામે તૈયાર કરેલા રાજકીય વિષયો

૨ સાહિત્ય, વિજ્ઞાન અને ઇતિહાસવિષયક સ્વતંત્ર લેખો

૩ ઐતિહાસિક કે સામાજીક સ્વતંત્ર ટૂંકી વાર્તાઓ

ઉપરોક્ત વિષયક લેખો 'સમાલોચક'ના ઓછામાં ઓછા ૧૫ પાના જેટલા હોવા જોઇએ સદર લેખો મૂલ્ય આપીને પણ પ્રકાશન ને વિક્રયના સર્વ હક્ક માટે ખરીદી લેવાશે કેટલા અભ્યાસીઓ અને સ્વતંત્ર લેખકોએ જ પત્ર વ્યવહાર કરવો

લખો મણીશંકર ગોવર્ધનરામ ત્રિપાઠી ભોગરજી ખીલ્ડીંગ ન ૨ ઠાકુરદ્વાર, મુંબાઈ ન ૪

---

* રાજકોટ "નાગર મિત્રમંડળ" પાસે તા ૭-૮ ૧૯૨૧ રવિવારે આપેલું વ્યાખ્યાન.

અભિજ્ઞાન શાકુન્તલ (સ્વ. ઝવેરીલાલકૃત) રૂ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

બીજી ખોડ પૌરવ વંશમાં છે પણ પાંડવોની વિજયકથા રચવાના હેતુથી બનાવેલા ભારતમાં તેમના કુટુંબના સ્મરણો વિશ્વાસપાત્ર અને તાજા હોય એ અસ્વાભાવિક નથી; એટલે તે સ્મરણોના કાલ માટે આ ખોડ પૌરવ વંશાવલિમાં ન જ હોવી જોઈએ.

મહાભારતના યુદ્ધ પછીના રાજાઓના રાજ્યકાળના વર્ષો પુરાણોમાં આપેલા છે, પણ તે તદ્દન ખોટા લાગે છે વખત છે ને તે રાજ્યકાલના વર્ષો ન હોય ને રાજાઓની જીંદગીના વર્ષો પણ હોય પણ ઇતિહાસક્રમ નક્કી કરવા માટે એ તદ્દન નકામાં છે

૨૫૦ વર્ષમાં ઇંગ્લંડના રાજાઓની વંશાવલિમાં રાજ દીઠ સરાસરી ૨૫ર વર્ષની આવે છે. અને આપણે સાં એથી વધારે નહિ આવવી જોઈએ પણ પુરાણોમાં આપેલા રાજ્યક્રમમાં એથી ઘણી જ વધારે સરાસરી આવે છે દાખલા તરીકે અજાતશત્રુથી ચંદ્રગુપ્ત સુધીનો રાજ્યકાળ આ પ્રમાણે આપેલો છે[10]

શૈશુનાગ વંશ

| | |
|---|---|
| અજાતશત્રુ | ૨૭ વર્ષ |
| દર્શક | ૨૪ |
| ઉદાયી | ૩૩ |
| નંદિવર્ધન | ૪૦ |
| મહાનંદી | ૪૩ |

નંદ વંશ

| | |
|---|---|
| મહાપદ્મ } સુકલ્પ } | ૧૦૦ |

મૌર્ય વંશ.

| | |
|---|---|
| ચંદ્રગુપ્ત | |
| | ૨૬૭ |

આ પ્રમાણે જોતા દરેક રાજાની સરાસરી ૩૮ ૧૪ વર્ષની આવે બીજા ભરોસાદાર આધારપરથી ચંદ્રગુપ્ત ને અજાતશત્રુ વચ્ચે ( ૫૦૦–૩૨૨ ) ૧૭૮ વર્ષ થઈ ગયાં તે આપણે જોયુ અને તે જોતાં સરાસરી ૨૫–૪ ની આવવા જાય છે

આ ઉપરથી ૨૫ થી વધારે વર્ષની સરાસરી આપે એવા રાજ્યક્રમો ખોટા છે એમ સ્પષ્ટ લાગે છે અને અસલના દીર્ઘાયુ જોતા ૨૫ વર્ષની સરાસરી બરોબર છે એમ લાગે છે

સીમાચિન્હ ૪ થુ.

પુરાણો વિષે આટલું ખ્યાલમાં રાખી તેમાં ઇતિહાસક્રમના સાધનો શાં રહ્યાં છે તે જોવા જઈએ તો પહેલો વિચાર મૂળ લેખકના સમયનો કરવો જોઈએ ૫૫ નૈમિષારણ્યમાં શૌનકના સત્રમાં બધા પુરાણો વંચાયા તેના સમયનો આધાર તેમાંથી જ મળે છે

(૧૦) મત્સ્ય ૨૭૨

મેરેજ રેટેસ અન્ડર ઍન્શીયન્ટ હિન્દુ લૉ રૂ ૦–૧૨–૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

તે વખતે અધિસીમ કૃષ્ણ ઇન્દ્રપ્રસ્થમાં, દિવાકર અયોધ્યામાં ને સેનાજીત મગધમા રાજ્યકર્તા હતા[11]

હવે આ રાજાઓની વંશાવલિ જોઇએ —




આ પેઢીઓ જોતા અધિસીમકૃષ્ણના સમયમાં પ્રતીપ સુધીની વાતો ક્રમમાં જ ઉતરી આવી હોવી જોઇએ અને તેમાં કુરૂ સુધીની વાતોનાં સ્મરણો કયા તો ઋષિઓ કે ચારણોને મોઢેથી કે કુળગોરનાં આખ્યાનોથી સમાજમા પ્રચલિત હોવા જોઇએ, અને તે પહેલાંની વાતો માત્ર મોટા બનાવોની દંતકથાઓને રૂપે જ રહેતી હોવી જોઇએ દક્ષ, કે

(૧૧) સુત — "ઋષિઓ! આ અધિસીમ કૃષ્ણ હમણા રાજ્ય કરે છે અને તેના રાજ્યમા તમે આ મહાન યજ્ઞના અધિવેશનમા રોકાયા છો આવા ત્રણ વર્ષ પુરા કરવા ગયા અને બે કુરુક્ષેત્ર ને દૃષદ્વતીમા ગયા છે

ઋષિઓ.– સત ! આ તો ભૂતકાળનો ઇતિહાસ થયો હવે ભવિષ્યના રાજાઓ સંબંધી કહો મત્સ્ય ૫૦,

"અયોધ્યામા રમ્ય અયોધ્યામા હાલ દિવાકર છે ' મત્સ્ય ૨૭૧, વાયુ ૩૭ ૨૬૪-૨૯૬-૨૯૬

Pargiter Dynasties of the Kali Age

૧૨ આ લેખમા ભારત યુદ્ધ પહેલાની વંશાવલિ અને તેના ક્રમના માટે Matsya Punran ( Panini Office ) ના Appendix VI આપેલા કોઠાપર આધાર રાખ્યો છે અને તેમ જ Pargiter's Geneology of the Purans J R. A S (1910) & Dynasties of the Kali Age મા આપેલી વંશાવલિની પણ મદદ લીધી છે

– સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો રૂ ૫–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

# રે ! થાકી ગયા હિન્દી જનો.

લેખક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી

૧.

કોઇ કહે ' ઓહો થયું ! બિરાદરો ! સંતોષ લ્યો !
ધીરે ધીરે આગળ જશુ, ના ધૈર્ય કો ગુમાવજો !
વિશ્વાસ ને મદદકારથી સિદ્ધિ બધી તમ પામશો '
પણ હાય હા ! આવું સુણી થાકી ગયા હિન્દીજનો

૨

શું દુ:ખ કે શું ત્રાસ કે શું ધૈર્યને અવધિ નથી ?
વર્ષો થયા ' ધીરજ ધરો-ધીરા બનો ' પાઠો ભણી,
યુગો થયાં સંતોષ ને વિશ્વાસનાં વચનો સુણી,
રે હાય હા ! થાકી ગયા મુજ ભાઇ હિન્દીજનો

૩

દિવસ ઉગે ત્યાં ' શું થશે ? ' ' હા, શું થશે ? ' ' શું શું થશે ? '
' શા કાયદા આ દેશને ક્ષણુ બે પડી કે બાંધશે ? '
કે ' જીવને શા ત્રાસથી જીંદગાઇને મરવું થશે ? '
ચિન્તા બધી એવી જ થી કાઇ ગયા હિન્દીજનો

૪

કળિકાળ નો જામ્યો હજુ મુજ દેશમાં વ્યાપી રહ્યો ?
નિર્જીવ કે એવા જનો મુજ દેશના માર્યા ગયે,
કરણી ઉગ્યા તો પણ નહિ આત્મા જગી જેહના
એ દ્રોહીથી રે હાય હા ! થાકી ગયા હિન્દીજનો

૫

આ દેશના ધર્મિજનોનો ધર્મ રે અવળો થયો !
કે સ્વાર્થ કે દે લોભમાં, કે મોહમાં કે કીર્તિમાં,
રસબસ બની ન્હાઇ ગયા ને ધર્મને અળગો કર્યો—
કળજુગના અનતાન્થી થાકી ગયા હિન્દીજનો

# ઈસ્ટરનો તહેવાર.*

લેખક—પ્રો કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ

ઈસ્ટરની રજાની શરૂઆત મ્હે ગુરૂવારથી કરી એક અઠવાડીઉ બહુ સારી રીતે ગાળ્યુ- નાતાલના કરતા પણ કેટલેક અંશે વધારે સારૂં મ્હને વિશ્રામની જરૂર વધારે હતી તેથી તેમ લાગ્યુ હોય કે આઠ દિવસનો વિવિધ પ્રોગ્રામ વધારે સારી રીતે અમલમા મૂકી શકાયેલ તેથી હોય

ગુરૂ—ટપાલ લખીને બપોરે "ફુડ રીફૉર્મ રેસ્ટોરા" માં જમ્યા વનસ્પતિ-આહારનુ આ જાણીતુ ઉપાહાર-ગૃહ હૉલબર્નમા આવેલુ છે પહેલા ત્યા જવાનો પ્રસગ આવ્યો ન્હોતો ખોરાક એકદરે સારો ને કાંઈક સસ્તો મળ્યો એની પાસે "ગેમેજીઝ" (*Gamages*) ની પ્રખ્યાત દુકાન છે, તેમા બધી ચીજો મળે છે, ખાસ કરીને રમકડા, પત્રો, રમતગમતનો સામાન વગેરે ત્યાંથી "એરોપ્લેન" ના રમકડા ખરીદી મુબાઈ રવાના કર્યા તે પછી 'વૉટર- મેન ફાઉન્ટનપેન" વાળાની દુકાને ગયા દુકાન સરસ, વ્યવસ્થા સરસ, બહાર જાહેરખબરની બારીમા નવીન કરામતવાળી રીતિથી આકર્ષણ પદર મિનિટની અંદર, એ પેનની નીબ બદલી આપી, એકમાથી શાહી ચુતી હતી તેમા રબ્બરનો દાટો બદલી આપ્યો, ને મ્હારી પેન સાફ કરી આપી એ ઉપરાંત ઘણી પેનો અમને બતાવી ! રબ્બરના દાટાનો એક શિલિંગ આપવો પડ્યો બાકી બધુ મફત ! !

પાસે ત્યાંનુ મ્હોટામા મ્હોટુ *Picture-Theatre* છે બહારથી જેટલુ ભવ્ય છે તે કરતાં અંદર વધારે છે દશ વર્ષ ઉપર ૩૦ લાખ રૂપિયાના ખર્ચે નાટક માટે બંધાવેલુ ૨૬૦૦ માણસ બેસી શકે એવડુ મ્હોટુ છે નાટક માટે ના મ્હોટુ પણ એને હવે સિનેમા ચાલે છે. *London Opera House* હવે સ્ટૉલ થિએટરને નામે વધારે પંકાતુ છે, કારણ કે એનો માલેક *Stoll* (સર છે) આ ધંધામા બાહોશ ગણાય છે સારામા સારા ફિલ્મો પહેલા એ મેળવે છે તે દિવસે મેરિ કૉરેલીની "*Innocent*" નામની નવલકથાનુ એક ફિલ્મ હતુ, ને બીજુ સર જેમ્સ બેરીની "*The Will*" (વસીઅતનામુ) એ નવલકથાનું હતું એ સારા ફિલ્મ તથા શ્રેષ્ઠ ગણાતું થિએટર જોવાની આકાક્ષા, ફાઉન્ટનપેનવાળાએ બચાવેલા પૈસા ને રજા-સંયોગો અનુકૂળ હતા ને અમે અંદર ગયા અંદરની રચના પણ બહુ ભવ્ય લાગી ખાવાપીવા માટે કેટલાય ઓરડાઓ હતા અંદર બહુ ગજાવર કામ લાગ્યું ફિલ્મના દેખાવો ઘણા સરસ હતા, ખાસ કરીને કૉરેલીની વાર્તાના કૉરેલીની વાર્તાઓ ઘણુ સારૂં હોય છે અસાધારણ માનવભાવને તથા નૈસર્ગિક પ્રેમ તથા પવિત્રતાને પ્રકટ કરનાર હોય છે, અન્ત કરુણ હતો બેરીએ વ્યાપારી જીવનમાથી ઉચ્ચ સત્ય તારવી સચોટ રૂપમા મૂકયું હતુ

* વિલાયતથી લખાએલો આ પત્ર કાંઈ પ્રકટ કરવાની મૂળ ઇચ્છાથી લખાયેલો નથી ગુજરાતના સામાન્ય વાચક વર્ગને લેખમા રસ પડશે એવી આશાથી પ્રકટ કરવામા આવે છે—ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

સંસારદર્પણ (નાટક) રૂ ૦-૧૨-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

શુક્રવાર—ગુડ ફ્રાયડે–શહેરમાં ઈસ્ટરની રજા આજથી શરૂ–સોમવાર લગી નોકરી ધંધામાં લાંબી રજા આ શુક્ર ને શનિ બન્ને દિવસ હવા સરસ હતી તડકો મઝાનો હતો આજે અપોરે વેસ્ટમિન્સ્ટર ઍબિમા જઈ પ્રાર્થના સાંભળી ખાસ સંગીત સાંભળ્યું ન્હાના છોકરાંઓ ભેગા મળી સ્તોત્રો ગાતા હતા—એને Choral songs કહે છે–ઑર્ગનમાં તથા એવા જાતના સ્વરમાં હૃદયને પનાગી નાંખે એવી મીઠાશ ને કોમળતા હતા આજે સેન્ટ નિહાલસિંહને ત્યાં ગયા હસન ઇમામને ત્યાં એમને રોકાઈ રહેવું પડ્યું એટલે બે કલાક મિસિસ સિંહ સાથે વાતો કરી સિંહના જીવનની કેટલીક વાતો જાણી પડદા પાછળ એ નેં પોતક ઘણું કામ કરે છે—જુદી જુદી રીતે. આસહ શિયાળામાં હિન્દ જવાની તૈયારી કરે છે કયાં વધારે ઉપયોગી કામ થશે એ સવાલ છે મ્હને ને મિસિસ સિંહને લાગે છે કે અહીં એવું કામ કરનાર બીજો કોઈ નથી, તેથી પાછા આવી અહીં રહેવું સારૂં છે મ્હને તો એમ પણ લાગે છે કે હિંદમાં પક્ષાપક્ષીના ઝગડામાં એ ફસાઈ જશે ને નિષ્ફળ પણ જાય, શાને–પાણી વખતે—સન્મુખભાઈ સાથે આપણા સાહિત્ય–આપણા કવિઓ વગેરે ઉપર લાંબી વાત કરી.

શનિ—પ્રખ્યાત મેડમ ટુસોડનુ ("Tussaudo") મીણનાં પૂતળાનું પ્રદર્શન જોયું આખો દિવસ એમાં ગયો. ભીડ ઘણી હતી, પણ જોવાનુંય બહુ હતું મઝા બહુ આવી એની ૨૧ શિલિંગની કીમતની ચોપડી–વાંચી ગયો હતો, ઘણા ટૂચકાઓ વગેરે જાણતો હતો, છતાં એકવાર હું ને સન્મુખભાઈ છેતરાયા "કૅટલૉગ" વેચનારવાળીનું પૂતળું એવું આબેહુબ હતું કે હું પૈસા વધુ એની પાસે ગયો–પછી જે તે હાલી નહિ ત્યારે યાદ આવ્યું કે આ પૂતળું છે પોલિસમેનના પૂતળા પાસે તો ઘણાઓ રસ્તો પુછવા જાય છે ને મ્હારા કરતાં ય વધારે "બને" છે ચાર મ્હોટા હૉલમાં નામાંકિત સ્ત્રીપુરુષોના પૂતળા ગોઠવ્યા છે ત્રણી ઉપરના ઘણા અરા મ્હોટા લોકો આવી જાય છે મેડમ ટુસોડ એ ફ્રાન્સના બળવાના જમાનાની બાઈ એનાં પ્રદર્શનનો સોમો વાર્ષિક ઉત્સવ કેટલાક કાળ ઉપર ઉજવાઈ ગયેલો એની ચોથી પેઢીના પુત્રે (પ્ર–પ્ર–પૌત્ર!!) એનુ જીવન વગેરેનુ પુસ્તક લખેલુ જે મ્હેં વાંચ્યુ હતું હજી આ કળા એના વંશમાં જ સારી રીતે જળવાઈ રહી છે એ વિરલ ભાગ્ય આ ચાર હૉલમાંના એકમાં ઇંગ્લંડના સઘળા રાજાઓ–પહેલા William the Conqueror થી માંડીને આજ લગી! રાણીઓ પણ–પોતપોતાના જમાનાના પોશાકમાં કેટલાંક ઘણાં સુન્દર પૂતળાં હતા રાણી મેરી ને વિકટોરીઆની મૂર્તિ સુન્દર હતી આ એક હૉલમાં જ વ્યવસ્થા હતી બાકીના ત્રણેમાં ખીચડો–કેમ કે વ્યવસ્થા વિના કેટલેક સ્થળે ધીંગાધીંગ ભરેલા, પણ જોવા લાયક ખરા ઇંગ્લંડ, અમેરિકા ને ફ્રાન્સના રાજપુરુષો, ઇંગ્લંડના યોદ્ધા, કવિઓ, જુદા જુદા ક્ષેત્રમાં મશહુર થયેલા મ્હોટા માણસો ને સ્ત્રીઓ. The Sleeping Beauty–જાણે ખરેખર ઊંઘતી હોય ને છાતી શ્વાસથી હાલતી હોય એમ દેખાતુ હતું ટેનિસન, રાણી વિકટોરીઆ ને બીજા બે જણા પોતપોતાના અભ્યાસગૃહમાં કે કાર્યાલયમાં બેઠેલા બહુ આકર્ષક દેખાતા હતા સૌનું કદ, મુખ ઉપરનો ભાવ, રંગ, વાળ, કરચલી, કપડા–સરોરો તાદૃશ્ય હતા, ને તેથી આશ્ચર્ય થાય એમ હતું.

પતિવ્રતા સતીઓ. (સચિત્ર) ૨–૦–૦ એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ.

આ ચાર તરફની બાજુએ ત્રણ ન્હાના ઓરડા હતા, તેમાં બેમાં નેપોલિયનના સ્મારકોના સંગ્રહ હતા. વૉટરલુમાં પકડાયલી ગાડી જોવા જેવી હતી. પુષ્કળ ચિત્રો વગેરે હતા. ત્રીજા ખંડમાં ફ્રાન્સના બળવામાં પ્રખ્યાત થયેલ શિરચ્છેદ કરવાનું યંત્ર 'ગિલોટીન" રાખેલું હતું, જેણે સેંકડો મ્હોટા માણસોનાં ગળાં કાપ્યાં હતાં. તેનો એક નમૂનો-મૉડેલ-પણ હતો જેથી ત્હેના કામની સમજ પડે. એ સિવાય જુલમમાં કેદીઓને રીબાવવાના જે જે યંત્રો વપરાતાં હતાં તેમાંનાં ઘણાં ચિત્રો સહિત ત્યાં હતાં.

ત્રીજા ખંડમાંથી નીચે ઉતરી "ખંડ" એ જેનું નામ 'Chamber of Horrors' ("ત્રાસગૃહ") આપ્યું છે તેમાં મોટા ઇંગ્લંડના 'નામાંકિત" ખુનીઓ ત્યાં અમારી સમક્ષ ખડા હતા. દેખાવે કેટલાક ક્રૂર, કોઈક જંગલી તો કેટલાક "ગૃહસ્થ' હતા. એના દેખાવ ઘણા માણસોને મળતા આવે. આપણે મળીએ ત્યારે કાંઈ વિચાર આવે નહિ. પણ એમના પરાક્રમો "કેટલૉગ"માં વાંચીએ ત્યારે જ એમની "મહત્તા" સમજાય. જરા ગ્લાનિકારક દેખાવ હતો, પણ અંગ્રેજો એમનાથી પરિચિત હતા ને રસથી નિહાળતા હતા. કેટલાક ન્હાના 'ટૅબ્લો' સારા ગોઠવ્યા હતા. ત્રીજા ખંડમાં એક વસ્તુ ચમત્કારિક હતી જે, બધી જોઈએ. ફ્રેન્ચ લોક-નાયકો જ્યારે કોઈ મ્હોટા માણસને "ગિલોટીન" કરતા કે તરત એના માથાની મીણની આકૃતિ કરી લેવા મેડમ ટુસોને હુકમ કરતા. આ ત્રાસદાયક કામ એ બાપડીને કરવું પડતું, કારણ કે આનાકાનીનો અર્થ દ્રોહ, ને દ્રોહની શિક્ષા ગિલોટીન. આ પ્રમાણે નિગળતા લોહીવાળાં મસ્તકોની થોડીક આકૃતિઓ-લુઇ, મેરિ એન્ટોઇનેટ, રૉબ્સપીએરી, વગેરેનાં કરુણાજનક માથાઓ હતાં. સૌથી વધારે ચમત્કારિક *Marat*—જેનું એક ફ્રેન્ચ વીર બાળાએ એના ન્હાવાના ટબમાં છરીથી ખુન કર્યું હતું ત્હેનું એ જ હાલતમાં—ટબ—માં પૂતળું બનાવ્યું છે, ને મુખ ઉપરનો ભાવ—વિસ્મય—દર્દ—નિરાશા મિશ્રિત આ કળાના એક વિજય સમાન લાગ્યો.

પણ આ ખંડની બહાર નીકળ્યા ત્યારે મનને કાંઈક નિરાંત થઈ. બહાર એક ઘણો મ્હોટો ખંડ હતો, તેમાં-આખા પ્રદર્શનની શ્રેષ્ઠ વસ્તુઓ હતી. દશબારેક ટૅબ્લો-મનોહર, અસરકારક અને અનુરૂપ ભાવને ઉત્તમ રૂપમાં પ્રકટ કરનાર. એના કેટલાક પોસ્ટકાર્ડ ચિત્રો લીધા છે ને મોકલ્યા છે પણ એમાં મૂળની શોભા ભાગની ખુબી પણ નથી. ખાસ કરીને મેરી *Queen of Scptt* નો વધ, ટાવરમાં બે નિર્દોષ નિરાધીન રાજકુમારોનો વધ, રાજા જૉન પાસે *Magna Charta* ઉપર કરાવાયેલી સહી, નેપોલિયનના શબ પાસે વેલિંગ્ટન, નેલ્સનનું મરણ, સિન્ડરેલા, *Babes in the Wood*, અને વિક્ટોરિયાને ગાદી મળ્યાનું નિવેદન—એ બહુ ગમ્યાં. એ ભાગ ફરીથી જોવા જવાનું મન છે.

પ્રદર્શનમાંથી બહાર નીકળી પાસેના રીજન્ટસ પાર્કમાં ગયા, ફરવાથી પગે ગરમી આવી, બાગની લીલોતરી ને સરોવરનું સુન્દર નાવક્રીડા જોઈને આનન્દ થયો. કોઈ રવિવાર ગાળવાનું આ સુન્દર સ્થળ છે એટલી નોંધ કરી. આ પાર્કના આ ભાગમાં પહેલા ગયો ન્હોતો.

કુંતાપનો ફેકારવ રૂ ૪-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

રવિ —સ્હવારે પરનિ ખીણમાં ફર્યાં, સન્મુખભાઇએ છબી લીધી બપોરે ઘરમાં વધુ છબી લીધી રંજીત બપોરે આવ્યો શરીર ખૂબ સારૂં થયુ છે આઠ દિવસ એ "સ્વનિક" રહી આવ્યો કહેતો હતો કે અર્ધા ભૂખ્યા રહેવુ પડતું હતુ મ્હેં કહ્યુ કે એ (હો) એટલુ બહુ સહેલુ છે કે ત્હારે રોજ એમ જ રહેવુ પડે એમ ત્હારા હિતને ખાતર ઇચ્છવાનુ મન થાય છે એ કલાક મિસિસ નાઇટના હારમોનિઅમ ઉપર ગાળ્યા રજીત ને નાયકે પણ ગાયુ રહાજે "બ્લુ હૉલ"માં એક પ્રખ્યાત પુસ્તકની ફ્રિમ જોઇ જેરોમ કે જેરોમની "*Three Men in a Boat*" કરીને ચોપડી છે ત્રણ લન્ડનવાસીઓ–હોરતો–રોજના વૈતરાવી કેવી રીતે કંટાળે છે, પછી ઇસ્ટરની રજા ભોગવવા એક હોડીમાં બેસી ટેમ્સમાં જાય છે, ત્યાં તોફાન, ગડબડ, વગેરેનુ પહેલથી છેવટે સુધી બહુ હસાવનારૂ વર્ણન છે હસવાથી ફ્લેશો થાય છે, ને હસવાનો–સારૂ ને પેટ ભરીને હસવાનો લાભ મળે તો ચૂકવું નહિ, એ માન્યતા પ્રમાણે મ્હને બહુ ગમ્યુ મિસિસ નાઇટ કહે છે કે ફ્રિમ કરતા ય પુસ્તક વધારે સારૂ છે વાચીશુ ત્યારે બીજો શો ઉપાય ઘણા લોકો રજા ભોગવે એવો કાળ છે એટલે એ ફ્રિમ અત્યારે બહુ સમયોચિત છે

સોમ —લન્ડનની બીજી એક પ્રખ્યાત જગા જોઇ. *Hampton Court* ટેમ્સને તીરે, બહુ સુન્દર સ્થળ હજારો લોકો ભેળા થયા હતા જતી વખતે ટામમા બહુ વખત ખોયો, "બસ"મા પાછા આવતા ફક્ત એક કલાક થયો ઘરથી મ્હેલ ૧૫ માઇલ હશે. આમા હેન્રીના બળવાન સચિવ કાર્ડિનલ વુલ્ઝીએ બધાવેલ આ મહેલ, આખરે રાજાને "ભેટ" આપવો પડલો હજારેક ઓરડાઓ ને સુન્દર બાગ બગીચા, તળાવ, ફુવારા, નહેરો, વગેરે છે. ઓરડાઓમા હાલ સરકારી પેન્શન માનાર્હ વગેરે રહે છે, બાગના થોડા ભાગ સાર્વ ખુલ્લા છે બીજા જ્યૉર્જની પછીથી કોઇ અંગ્રેજ રાજાએ એનો ઉપયોગ કર્યો નથી. મ્હોટા મ્હોટા ઓરડાઓમા હાલ તો ચિત્રો જ જોવાના છે, તેમાના કેટલાક પાચ છ સદી સુધી જળવાઇ રહેલા છે ચિત્રોની વ્યવસ્થા સારી નહિ, વિષય મ્હોટે ભાગે ધર્મ, પુરાણનો શૃંગાર, કે રાજપ્રસગ અથવા રાજમનુષ્યો તેમા નેલરની "*Hampton Court Beauties*" અને એથી ય જૂના બીજા ચાલર્સના દરબારની લેલીની "*Windsor Court Beauties*" ની ચિત્રમાળાઓ વિખ્યાત છે તે ઉપરાત દિવાલ ઉપર ને ભીંતિ ઉપર શ્રીકપુરાણના જેવા લાયક ચિત્રો પ્રચડ જગા ઉપર દોરેલાં હતા રેશમી પડદા ઉપરનાં ચિત્રો–*Tapestries* બહુ વિસ્મયકારક લાગી સૈકાઓ પહેલા આ મહાભારત કામ કેમ થઇ શક્યુ હશે એ સમજવુ સ્હેલું નથી ખરે ચિત્રકળામાં યૂરોપના મધ્યકાળે જે આપ્યુ છે તે કદાચિત્ જગતના કોઇ દેશે કોઇ કાળમા આપ્યુ નહિ હોય. છતા એ કાળના ચિત્રો યૂરોપમા જોવાની તક અહીં કરતા વધારે છે

બાગમા એક પુરાતન, ૧૭૬૮ મા વાવેલ દ્રાક્ષલતા છે–અત્યારે તો આ મ્હોટા ઝાડ જેવી છે ઝૂકી હતી જો કે કાઇક ફૂપળો ફૂટતી હોય એમ દેખાતું હતું "ભુલભુલામણી" છે

— ... ... (અચિંત વાર્તાસંગ્રહ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ.

જેની રચના જૂનાગઢના મોતીબાગમા ભુલભુલામણી હતી તેવી જ છે—એના ઉપરથી એ લીધી હશે—તેથી હું ભૂલ વિના અન્દર જઈ શક્યો લંકામા ન્યુરેલિઆમા પણ એ જ રચના હતી

ઋતુ બહુ અનુકૂળ—ટાઢી જરા વર્ષા, પુષ્કળ વાદળા, ટાઢા પવનના ઝપાટા ને તડકાનો અભાવ—છતી મઝા બહુ આવી અન્દરનુ જોવામા વખત ગયો તેથી બાગોમા યથેચ્છ ભમી શક્યા નહિ—જો કે એ કનાક તો ગાળ્યા હશે જ. ઉનાળો બેસશે ત્યારે વધારે સુન્દરતા થશે ને નદીની સેર પણ કરી શકાશે

મંગળ.—બપોરે વર્ષા પડ્યો એટલે પ્રોગ્રામ ફેરવી "નેશનલ ગેલેરી"માં પેઠા. રા કલાક ગાળ્યા—આને મા ટ્રફાલ્ગર સ્ક્વેરનુ, ને સનના જયસ્તંભની પીઠિકાનુ દર મજાન, નેલ્સનનો સ્તંભ ૧૪૫ ફીટ ઉંચો છે, એની ઉપર નેલ્સનનુ ૧૬ ફીટ ઉચુ પુતળુ છે સ્તંભની નીચે નેલ્સનના વિજયક્ષેત્રોના દાસા ઉપર ચિત્રો (*relief*) ઉપસાવેલા છે બે મ્હોટા ફુવારા ચાર પ્રચંડ સિંહો આસપાસ છે

આ રાષ્ટ્રીય ચિત્રસંગ્રહનો આરંભ ૧૮૨૪થી—એક શતી પૂર્વે થયેલો જુદા જુદા ચિત્રકારોના અને ખાનગી માલિકોના સંગ્રહો બક્ષીસથી અને પૈસાથી મળ્યા છે હાલ લગભગ ૩૦૦૦ ચિત્રો છે, જેમાનો ત્રીજો ભાગ—અર્વાચીન બ્રિટિશ ચિત્રકારોનો "ટેટ ગેલેરી"મા છે, જે અહીંથી જરા દૂર છે ઇટેલિયન, ડચ, વગેરે જુદી જુદી શાળાના મ્હોટા ચિત્રકારોની કૃતિઓ છે વ્યવસ્થા ઉત્તમ છે દરેક ચિત્ર એવી સારી રીતે, ઘણીવાર બહુ સુન્દર ફ્રેમમા, હમેશા જોનારને બહુ ઉચુ નીચુ ન પડે એવી જગ્યાએ, અને વિષયનુ નામ, ચિત્રકારનુ નામ ને કાળ, તથા એની શાળાનુ નામ—ભેટ કરનારનુ નામ એ સૌ વિગતો સહિત ગોઠવેલ છે કે એ ચિત્રો નિહાળવામા શ્રમ પડતો નથી કાચના નળીઆઓ ઉપરથી પ્રકાશ આપે છે ઘણેભાગે "કેટેલૉગ," ચિત્રોના ફોટો જુદા જુદા કદના, ઉપરાંત અમુક અમુક કાળે અમુક અમુક શાખા ઉપર વ્યાખ્યાન આપનાર અલાયદા માણસો—વગેરેથી, જેમ ચિત્રસંગ્રહથી આ રાષ્ટ્રીયધનનુ સંરક્ષણ થાય છે, ને ચિત્રના અભ્યાસીઓને પ્રકાશ પ્રેરણા તથા ઉત્સાહ મળે છે

મ્હોટે ભાગે ધર્મના ચિત્રો ક્રાઇસ્ટ ને માતાના વિવિધના બહુ જ. કેટલાક ખરેખર અદ્ભુત કોઇક મ્હોટાઇને લીધે કોઈ અગણિત વિગતોથી, કોઇ ભાવ ને ભાવનાથી, કોઈ રગતરેહ તરેહના. ૭ આઠ સૈકા ઉપરના ચિત્રો હજી સુરક્ષિત કેમ રહી શક્યા હશે! ઘણા ગમ્યા તેમાથી એકનો મ્હોટો ફોટો—રાા શિલિંગે લીધો—ક્રાઇસ્ટ સમ્બન્ધી છે

બપોર પછી ટેમ્સ-તીરે ફર્યા ચેરિંગ ક્રૉસથી વેસ્ટ મિન્સ્ટર પુલ ઓળગી પેલે પારથી પાર્લમેન્ટ-હાઉસના દર્શન કર્યા મ્હારી પડખે સેન્ટ ટોમસ હૉસ્પિટલનુ મ્હોટુ મકાન ને પછી કેન્ટરબરીના આર્ચબિશપનો "લૅમ્બેથ પેલેસ" હતો

રાત્રે રજિત જમવા આવ્યો હતો જમીને *Palace Theatre* મા ગયા એવું ઉચ આંગને બેસવાનુ હતુ—જાણે આસમાનમા ચઢ્યા "*The Dawn of the World*" કરીને (વિશ્વનુ પ્રભાત) ખાસ નામ પૂર્વાર્ધનુ ફિલ્મ હતુ ઇટલિમા બનેલુ પાચ વર્ષે તૈયાર થયેલુ

દમારમેનો અક્સીરદેહ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

ને સાખે રૂપિયાનું ખર્ચ ૩૭ હજાર ફીટ લાંબું તેમાંથી કાપીકૂપીને ૧૦ હજારનું ફરી બતાવ્યું તેથી સંક્ષેપ તથા ત્વરા બહુ જણાયા. દશ્યો મનોહર હતાં. એડમ ઇવ, જોસફ ને મોઝીઝના વૃત્તાન્ત ઘણા સરસ હતા. આરંભમાં ત્રણ બાળકો રમે છે ને માની પાસે જઈ એને વાર્તા કહેવાનું કહે છે. મા વિશ્વની જૂનામાં જૂની વાત કહે છે જે પડદા ઉપર દેખાય છે. આમ નાટક ને સિનેમા નવી રીતે ભેગા થયાં. બાળકોનું બોલવું, રમત ને અભિનય હૃદયસ્પર્શી હતા.

બુધ—મ્હારા અઠવાડીઆનો છેલ્લો દિવસ ખરેખરો બનાવ *Oxford* ને *Cambridge* ની *Boat-race* નો હતો. પટનિનો મ્હોટામાં મ્હોટો વાર્ષિક બનાવ ૭૩ મી સરત હતી. આઠેક દિવસ થયાં બન્ને યુનિવર્સિટિના યુવકો મ્હાવરો પાડવા આવ્યા હતા, ત્યારથી પટનિમાં એ જ વાત ચાલતી હતી. કોઇ કહે હું કેમ્બ્રિજ, કોઇ કહે હું ઑક્સફર્ડ. કોઈ કહે આ જીતશે ને કોઇ કહે આ જીતશે ને કોઇ કહે એ હવા જોઇએ તેવી સારી હતી. તડકો હતો ને પવન ન્હોતો. ટેમ્સ ભરપૂર હતી, પાણી માતાં ન્હોતાં. લોકો પણ ક્યારના પ્હેલાં આવી ઉભેલા. ૩॥ વાગ્યે હમે ગયા, ત્યારે પટનિના પૂલ ઉપર ને બન્ને કાંઠે હજારો માણસો, નદીના પ્રવાહની સ્હામે ચાર જવાનાં ૪॥ માઇલ ઠેઠ લગી બન્ને બાજુએ અસાધારણ મેદની હતી એમ આજના છાપા કહે છે. પાંચ વાગ્યે પૂલની તળે બન્ને હોડીઓ હાજર થઇ. બન્ને પક્ષના રંગમાં જરા ફેર હતો, તે હલેસાંની તળીએ દેખાતો હતો ને બધા હલેસા એક વખતે એકસરખા હાલે ત્યારે રંગ ચોખ્ખો દેખાતો હતો. દેખાવ આકર્ષક હતો. ૫॥ વાગ્યે બન્ને હોડીઓ તીરની પેઠે છૂટી. એમની પાછળ "એમ્પાયર"ની મોટર-બોટ, બીજી બોટ, ને તેથી ય પાછળ પ્રેક્ષકોને લઈ જનારી ચાર ન્હાની સ્ટીમરો એક જ હારમાં હતી. શરૂઆતમાં કેમ્બ્રિજ આગળ થઇ, ને અમ્હારી આગળ એ હાલતમાં બન્ને પસાર થઈ. ફરીનથી જ્યાં લગી દેખાય ત્યાં લગી જોયા કર્યું. પછી અમે પાછા ફરવા માંડ્યું. રસ્તામાં ભીડને લીધે વાર લાગી, અને એક સ્થળે અટકવું પડ્યું, એ સ્થળે જ "બોટ-રેસ" હતી તે. એણે જાહેર કર્યું કે કેમ્બ્રિજ જીતી. કેમ્બ્રિજનો વાવટો બધે ચઢી ગયો. કેમ્બ્રિજને માનનારા નાચવા કૂદવા લાગ્યા. ટાણું વજ્યું, સૌ વાર ગયા નહિ હોઇએ તેટલામાં છાપાંવાળા એ પરિણામની બૂમ પાડી છાપા વેચતા હતા! શું ભીડ હતી. સાધારણ રીતે અમે જ્યાં ઉભા હતા ત્યાં ઘેરથી પ્હોંચતા ૧૫-૨૭ મિનિટ થાય. આજે ઘેર આવતા ૫૦-૫૫ મિનિટ થઇ! લોકો ઉપરાંત, મોટરો, બસ, ટ્રામ, સાઇકલ છતાં શાન્તિથી સૌ પોતપોતાને રસ્તે પડ્યા. ગુરુવારે ટાઇમ્સમાં વાંચ્યું કે ૧૯ મિનિટ ને ૪૫ સેકન્ડમાં કેમ્બ્રિજે સરત પૂરી કરી: શરૂમાં કેમ્બ્રિજ સ્હેજ આગળ, પછી *Oxford* આગળ. અસાધારણ બળથી વળી કેમ્બ્રિજ હારમાં આવી. વળી *Oxford* આગળ નીકળી. છેલ્લા બાર્નેસના પૂલ આગળ-૧૬ મિનિટ ૨૬ સેકન્ડે *Oxford* આગળ હતી. પણ છેલ્લી ૩॥ મિનિટે કેમ્બ્રિજે ભગીરથ પ્રયાસથી જય મેળવ્યો. મુકામે પહોંચતી વખતે આખી હોડીની લંબાઇ જેટલે આગળ કેમ્બ્રિજ હતી. તેઓનું કૌશલ ને *Grace* વખણાયાં છે, ને જીતને લાયક હતા. એમ કહે છે. બન્નેની રીતિમાં એક ક્ષણ મ્હને પણ ફેર દેખાયો હતો. કેમ્બ્રિજ વધારે ચપળ, સમર્થ ને *Grace* એકસરખા હલેસા નિયમસર શાન્તિથી આવતા હતા. *Oxford* નો શ્રમ વધારે હતો, થાક્યા પણ તેઓ વધારે. છતાં આખી સરત અસાધારણ સરતોમાંની એક ગણાય છે.

# ચરખાનો સ્વરાજ્યમંત્ર.

લેખક—રા મંજુલાલ ઈશ્વરલાલ યાજ્ઞિક, બી એ

"સર્વ મૂર્ખ પ્રવૃત્તિઓની મૂર્ખમાં મૂર્ખ પ્રવૃત્તિ"ના—"અસહકાર"ના—હિન્દમા પ્રસારનાર મહાત્મા ગાંધીજીએ પરદેશથી દેશની ભૂમિ પર પગ મૂકયો ત્યારથી ચરખા પુરાણનો મહિમા ગાવો શરૂ કર્યો છે અને આજે તો "ચરખાનો પ્રચાર" અને "સ્વદેશીનો વિસ્તાર" એ બે મુક્તિમૂત્રો તપસ્વીનો સચોટ બોધ છે કંઈક લોકો શંકા કરે છે કે દુનિયાની સ્હામે ટકવા માટે ચરખો શક્તિમાન થઇ શકે નહિ, અને મિલો એ જ માલ સોંઘો અને મ્હોટા પ્રમાણમા કાઢશે એટલે ચરખાની નિશાની સરખી રહેશે નહિ પરંતુ, આવી જાતના બધા યે પ્રશ્નોનો પ્રચાર કરવામા અર્થશાસ્ત્રના નિયમો કામ લેવા જ જોઇએ એવું નથી મહાધર્મને પ્રસંગે અર્થશાસ્ત્રનો અવિચાર એક મહાધર્મ થાય છે કોઇ રાજકીય કે ધાર્મિક મહાપ્રવૃત્તિના કાળમા અર્થશાસ્ત્રનો વિચાર અકાલીન બને છે જેમ યુદ્ધકાળે લોકો માત્ર જીવનનિર્વાહ કરી વિલાસોનો પરિત્યાગ કરતા અને વિજયનો જ વિચાર કરતા તેમ જ દેશના માનગૌરવ જાળવવા માટે આ એવા આ અસહકારના આધ્યાત્મિક મહાસંગ્રામ વખતે ન ઘટે વિલાસોનાં વહાલ કે અર્થશાસ્ત્રીય વિચાર અમ્હારી સ્હામે તો દેશ અને દેશાપમાન હૃદય બનાવતા પ્રશ્નો છે ત્યાં ચરખાનો પ્રચાર અને વિદેશીનો વિનાશ જ ઘટે સ્વરાજ્યના મહાસંગ્રામમા કોઇ યે સ્વાર્થત્યાગનું મૂલ્ય નથી દેશમુક્તિના મહાયજ્ઞમા બધા યે ભોગ નિર્મૂલ્ય છે.

દેશનાં પુણ્ય ખુટવા માંડ્યા, દુષ્કાળોના ફેર વળી રહ્યા અને દેશનો આધાર ખેડુત અશક્ત અંગે, દુબળે દીલે શહેરો તરફ ચાલ્યો મિલોમાં તે દાખલ થવા લાગ્યો અને કુદરતી ફુલા ખુલ્લી હવાને ત્યાગી, ઘરબાર સૂનાં મૂકી, અક્ષયપાત્ર જેવી પિતૃભૂમિ ત્યજી, શહેરોના રોગમય વસવાટોમા દુર્ગંધમય ઉદ્યમાલયોમા ગયો પૈસા કમાયો પણ દીલે ને દેહે ગુમાયો સુખી કંઈક થયો તે તો 'દેશ'ને વળગી રહેનાર અને દુ ખે, સુખે પણ પૂર્વવત્ દિવસ ગુજારનાર આવા દેશત્યાગથી ખેડુત બગડ્યો અને ખેતી કથળી

ચરખો તે ખેડુતના અને ખેતીનાં દર્દોનો એક ઉપાય છે એકલી ખેતી ઉપર નિર્વાહ કરતો ખેડુત અઋતુમા ચરખો ચલાવે અને આજીવિકા મેળવે ઋતુએ ખેતી કરે અને બકારો ભરે ઉમરલાયક માણસ ચરખાથી માત્ર નજીવું કમાય ત્હોયે નિરાધારી કરતા ચરખાધારી સારી ગેંડો વધ્યા નહિ અને મજુરો વધ્યા પરિણામે નોકરીની હાડમારી થાય ત્યારે માણસ ચરખો ફેરવે અને પોતે જ પોતાનો શેઠ રહે અન્નછત્રોમાં અને અનાથાશ્રમોમા ચરખાની પુણ્યપ્રતિમા થાય, ગરીબોના ગૃહવાસોમા અને ધનિકોના શૂન્યપ્રાસાદોમા ત્હેની વિદ્યાગ્રનિદ્રા ચાલ, મધ્યમોની ચાલીઓમા અને ત્હેમના બગલાઓમાં ચરખાનો સ્વર દેશકીર્તન કરે તો "સ્વરાજ્ય" આવીને ઉભું રહે

સુદામગિરીનો મજમ ( સચિત્ર વાર્તા ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

પણ ચરખાનો સર્વસામાન્ય દેશોદ્યમ કરવો એ કહેવું નથી એ તો ગૌણોદ્યમ (*Supplementary occupation*) તરીકે ગરીબોને અને મધ્યમોને ધનદાયી અને શક્તિદાયી થશે અંગ્રેજ સરકારે નાશ કરેલી જૂની કળા પાછી ગરીબોને હાથ થાય અને તેમના દુઃખમાં દીનામો થાય એ ચરખાની જરૂર "વીનાયની" એ કાંઇ ગરીબોનું પાપ નથી અને તેમની અસંખ્ય સંખ્યા ખાદી જરૂર વાપરે જશે મિલોનો માલ વધશે તોયે ટકશે નહિ **દેશની નિર્ધાગી ગઈ તો સ્વરાજ્યનો જન્મ થયો જ**

---

## ભૂમિ ભારત.

લેખક—રા કેશવ હ શેઠ

તેજ તારકના વસુધા ન પૂજે સહે તાપ જ ત્હોય રવિ–રારણે,
ભર્યા ગૌરવથી અમ શિર ઝુકે જગમાં ભૂમિ ભારતને ચરણે
—તેજ

પૂજ્ય એ અભિમાને જડ્યા ઉરથી,
ચળે ચિત્ત ન અન્યના પૂરથી,
સુર એક જ અન્તર તંબુરથી, ભૂમિ ભારત ! તુહિ તુહિ ઝંઝણે
—ભર્યા૦

એક ઝાંખી સદા મન–લોચનમાં,
વાયુ નામ જ એ જડ–ચેતનમાં
રસના રસ પૂરતી જીવનમાં, નિશ–દિ ભૂમિ ભારતના રટણે
—ભર્યા૦

ઇતિહાસે કથા જેની જયે ભરી,
અભિલાષ રહ્યો એક ઉંડો ધરી —
"છેલ્લો શ્વાસ છૂટે જયઘોષ કરી" અવનાર ટક્યો સુખી એ સ્મરણે
—ભર્યા૦

---

# ' રસગીતો ' પરત્વે કઇક.

લેખક—રા નટુભાઈ જણુમરીઆ બી એ

'રસગીતો'નુ બાહ્ય નિરીક્ષણ કરતાં સામાન્ય પ્રશ્ન એમ થાય છે કે "આને 'રસગીતો' કહિ શકાય કે કેમ? આ નાનકડી પોથીનુ એ અભિધાન તેને યોગ્ય છે કે નહિ? એમ લાગે છે કે, આને લેખકે 'રસકા વ્ય' કહ્યું હતે, તો કંઇક ઠીક લેખાત! પરતુ આવુ કઇક એવુ નામ ન આપતા "રસગીત' એવુ અભિધાન લેખકે આપ્યુ! લેખકે આ અભિધાન સાર્થ આપેલું છે કે અસાર્થ? માત્ર 'રસગીત'–એ શબ્દ મગજમા સ્ફુરી આવતા ને તે મધુર ને સુકુમાર નાગતાની વાર જ કઇ પણ ઉંડો વિચાર કર્યાં વગર જ એ નામ આપી દીધુ? લેખકમાન અમુક શક્તિના અભાવે તથા પોતાની કૃતિને જનસમાજમા માત્ર આકર્ષક કરવાની પ્રબળ ઉત્કંઠાએ લેખકો બહુધા આવા આવા નામ આધુનિક સાહિત્યક્ષેત્રમા આપે તો છે જ આવુ તો કંઇ આ લેખમ્મા નથી?

સ્વ સુરસિંહજીએ પોતાનુ ઉપનામ 'કલાપિ' રાખ્યુ હતુ, અને તેમની કૃતિનુ નામ તેમણે 'કેકારવ કલાપિનો કેકારવ' રાખ્યુ! પુસ્તક વાચતાં શુ આપણને એ કેકા ન નથી સંભળાતો? સારાશ કે–લેખકોથી રખાતા ઉપનામો તેમ જ તેમની તે તે કૃતિઓના અભિધાનો પણ સાર્થ ને સ્થાનોચિત હોવા જ જોઇએ!

વાક્ય રસાત્મક કાવ્ય। લેખકની પુસ્તકવર્તી, તેમા નજરે પડતી પ્રત્યેક ભાવનામાથી ભાવનાના ઉદ્ગારમાથી પ્રત્યેક વાચક કઇક અવનવીન ને અવ્યકત રસપાન તો કરે છે જ! તેમની પ્રત્યેક ભાવના, ભાવના ઉદ્ગારમાંથી રસનાં ઝરણાં ઝરે છે! આ રસઝરણાનુ ઝ ણુ એકસરખી રીતે, એક સરખા પ્રવાહમા સર્વથા વહ્યા જ કરે છે, એ રસઝરણા પ્રેમરસનુ કઇક પાર્થિવ તેમ જ દિવ્ય રસપાન કરાવે છે જ આ રસપાન કરનાર રસીક તે રસપાનથી તૃપ્ત થતો નથી, પરતુ આ રસપાનની તહે તેને એવો લાગે છે કે તેને તે સિવાય અન્ય તે ક્ષણે રુચતુ નથી! એટલે કે આ 'રસગીતો'ને 'રસકાવ્યો'નુ અભિધાન આપ્યુ હતે, તો તે કઇક યથાર્થ લેખાત! વિશેષમા આ 'રસગીતો'નુ સ્વરૂપ ગદ્યવાણી–સ્ફુરિત છે એટલે કે —

" રસગીતો એ એક ગદ્યકાવ્ય છે "

આવા ગદ્ય કાવ્યને રસગીત–ગીત કહેવુ, એ કેવી રીતે શોભે? યથાર્થ તે કેવી રીતે લેખાય?

વાણી વ્યવહારમા અમુક શબ્દો અનેકાનેક અર્થમા વપરાય છે! સામાન્યત 'ગીત' એ નામ શ્રવણ થતાં જ આપણને તેમા કઇક સગીત છે, એમ ભાસ થાય છે! અને તેને આપણે પ્રાધાન્યભૂત થતું પણ જોઇએ છીએ! આ તેનો સામાન્ય અર્થ! પરતુ આ સિવાય તેનો કઇક અર્થ થાય છે કે કેમ? તે અર્થ ઉપરોક્ત અર્થને અંગીભૂત છે, કે ઉપરોક્ત અર્થ આને અંગીભૂત છે, કે ઉભય અર્થ પરસ્પરથી નિરપેક્ષ છે–એ જાણવાની અતિ જરૂર છે! વિશેષમાં આ ઉભય અર્થ અંગી–અંગી જેવા કઇક સબધમાં હોય, તો તેમા પ્રથમ ને ઉચ્ચતમ અર્થ કયો?

પૂર્વમા ઉગતું હતુ એમ એ બ્રાહ્મણપરથી, માનવુ પડે શ્રી દિક્ષિત [1] તેમ જ શ્રી તિલક [2], બન્નેની ગણત્રી પ્રમાણે કૃત્તિકા ઇ પૂર્વે ૧૫૦૦ પછી પૂર્વમા ઉગે જ નહિ

પણ આ બધી વિદ્વત્તાભરી ગણત્રી કરતા એક વિચાર મને વધારે ઉપયોગી લાગે છે અર્વાચીન ગ્રંથના વખતમા પુરાણોની અસલ આવૃત્તિ થઇ ત્યારે યુધિષ્ઠિર વખતે સપ્તર્ષિના નક્ષત્રનું સ્મરણ તો તાજુ જ હોવુ જોઇએ, અને નંદના સમયના નક્ષત્ર અને પરીક્ષિત ને નંદ વચ્ચેનો અન્તર વિષે ઉલ્લેખ કર્યા તો ઇ પૂર્વે ૨૦૦–૩૦૦ મા કે મોડામા મોડો આંધ્રરાજ્યના વિનાશ વખતે ઇ સ. ૪૦૦ મા ઉમેરાયો હોવો જોઇએ પુરાણના રાજ્યકાલની ગણત્રીથી ૧૫૩૮ વર્ષનો અન્તર આવે છતા ૧૦૧૦ અથવા ૧૦૧૫ નો અન્તર શા માટે મુક્યો ? એ પ્રમાણે પૂર્વાભાદ્રપદા નક્ષત્ર આવે ત્યારે પૂર્વાષાઢા શા માટે લખ્યું ! અને આંધ્રોનો સમય પુનર્વસુ કે પુષ્યમા થતો જાય તો પણ કૃત્તિકામા શા માટે મુક્યો ? તે જ પ્રમાણે જો પરીક્ષિત ને નન્દ વચ્ચે ૭૦૦ વર્ષ હોય તો આ પ્રમાણે ગણત્રી શા માટે આવે ? [3]

આ જોતા આપણુ પ્રાથમ સીમાચિહ્ન મહાભારતનું યુદ્ધ અને યુધિષ્ઠિરનું રાજ્યારોહણ ને કલિયુગનો પ્રારમ્ભ ૧૪૦૦, થી ૧૫૦૦ મા મુકી શકાય તે ચિહ્નપરના આકડારૂપી રાજાઓના જગજાહેર નામ નીચે પ્રમાણે હતા

| | | |
|---|---|---|
| ઇન્દ્રપ્રસ્થ | યુધિષ્ઠિર | પૌરવ વંશ |
| મગધ | સહદેવ | બાર્હદ્રથ વંશ |
| અયોધ્યા | બૃહદ્બલ | ઇક્ષ્વાકુ વંશ |
| દ્વારકા | કૃષ્ણ | યાદવ વંશ |

જો અધિસીમ કૃષ્ણના સમયનુ દષ્ટિબિન્દુ રાખીયે તો ભારતનુ યુદ્ધ અને તેના પહેલા પણ બેચાર પેઢી સુધી કુટુમ્બના સ્મરણોની મર્યાદા પહોચે

૪૪ પ્રતીપ
૪૫ શાંતનુ
૪૮ યુધિષ્ઠિર
૪૯ પરીક્ષિત
૫૩ અધિસીમ કૃષ્ણ

પણ ઋગ્વેદ તેમ જ બીજા આધારપરથી લાગે છે કે પ્રતીપ અને શાંતનુ વચ્ચે એક બે પેઢીઓ થઇ હશે [4] તે ગણીયે તો પ્રતીપ ને પરીક્ષિત વચ્ચે સાત પેઢી થાય તે વખતે સપ્તર્ષિ કૃત્તિકામા હતા એવી આધારથી ૨૭૦૦ વર્ષ પહેલા પ્રતીપ થયો એ ગણત્રી શ્રી પાર્જીટરના સુધારેલા શ્લોકપરથી નીકળે છે, પણ સાત પેઢીમાં ૭૦૦ વર્ષ એ તદ્દન અસમ્ભવિત વાત છે તે જોતા એ સુધારો ઉપયોગ વિનાનો લાગે છે

છતા શાંતનુથી માંડીને જે સ્મરણો કુટુમ્બમા ચાલી આવેલાં હોય તે ઘણા ખરા આધારવાળાં મનાય અને તે માટે ભારત તેમ જ પુરાણો ભરોસાદાર સાધન લેખી શકાય

—અપૂર્ણ

(૧) ભારતીય જ્યોતિ શાસ્ત્ર (૨) Orion & Arctic Home in the Vedas.

(૩) આ વિષે શ્રી આયર એમના Chronolgy of Ancient India ૨૦૫૩ ઉપર આ રેઉર મુઆર્ષા વ્યાજબી નથી લાગતો

(૪) J P A S (1910) 52

ઝારી વાસ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસંગ્રહ ) રૂ ૨૦૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# ગાંધીજીનું હાલરડું.

લેખક—રા. મૂળજી દુર્લભજી વેદ.

ગાંધીજી આવે,
સ્વરાજ્ય લાવે
હાથેથી રેંટીઓ ને
સાદી એ સાળ,
ઘરની ગાયોના રે
ગોરા ગોરસ માલ.
ગાંધીજી આવે,
સ્વરાજ્ય લાવે

૨.

હિંદુ મુસલમાન !
સાચી સગાઇ
એક માતા દીકરા,
માડી જાયા ભાઈ
ગાંધીજી આવે,
સ્વરાજ્ય લાવે

૩.

અમારી માડીએ
લાડવો કીધો
આવી એ અંગ્રેજે
ઝુંટવીને લીધો
આપે કણી કણી, એ
પોતે આખો ખાય.
માગીએ જો આખો
તો મારવાને ધાય
ગાંધીજી આવે,
સ્વરાજ્ય લાવે

૪.

લાવ મારો લાડુ
અમે દેશું ભાગ
નહિ તો જા ઘેર તારે
અમે કરશું ગજ
ગાંધીજી આવે,
સ્વરાજ્ય લાવે

---

પતિવ્રતા સતીઓ (સચિત્ર) રૂ ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# આ શું ?

લેખક—રા. ઠક્કોર.

આકાશ—અહા ! દુઃખ ! દર્દ ! પીડા ! જીંદગી એટલે અમુંઝણ, બોલાય નહીં બતાવાય નહી એવી શબ્દમાં નાં ગોઠવાય એવી પીડા-અમુંઝણ-એટલે જીંદગી ગમ્ભીર પાતાળ તલાતલ પડમાંથી ઉભરાતી હાય એટલે જ જીવન ( એમ કહી નિઃશ્વાસ નાખે છે પાછળથી ગ્રીષ્મનો ગરમ પવન આવે છે )

ગ્રીષ્મનો પવન—અરે ! આકાશ ! કેમ ? તારૂં મુખ ઉતરી કેમ ગયું છે ? તારી નીલ ગભીર કાયામાં આજે દર્દ કેમ દેખાય છે ?

આકાશ—કોણ ! સમીર ? ગ્રીષ્મનો સમિર ? હા, જેને માગી માયા જાણે નિરાશાનો સમુદ્ર એમાંથી કેવું ભયાનક સુમધુર ગીત વગ્યા કરે છે સમિર ! મને માલમ નથી કે આવી સુંદર પણ દર્દભરી કાયા હું કયાંથી પામ્યો ? અને એ ગીત કોણ વગાડે છે તેની પણ મને ખબર નથી કેવું મધુર અને હૃદયભેદક છે ! જો કોઈ જીવન અને મૃત્યુને ત્રાજવે તોળે તો ભાગ્યે જ એકે પલ્લું નીચું નમે ઓહ ! કેવું દર્દ

સમિર—પ્રિય આકાશ, આમ ઓહ કયા સુધી કરીશ ? ચાલ મારી સાથે આપણે દોડાદોડ કરી મુકીએ તું ચાલ તો ખરો પેલા સમુદ્રવિચિઓને નચાવવાની, તરૂવરોને હલાવવાની, પેલી રૂપાળી વેલીને ગભરાવાની ખુબ મજા પડશે ચાલ દોસ્ત આમ શોકાતુર થઈ ઉભા રહે જીંદગી ખુટશે ?

આકાશ—સમિર ! તારા ઉપર તો કોઈના આશીર્વાદ ઉતર્યા હોય એમ લાગે છે વાંસની ઝાડીમાંથી ગાતાં ગાતાં નાસવું, ગમે ત્યા ગમે ત્યારે સુંદરીઓના કપડા અસ્ત વસ્ત કરી નાખવા એમાં તને મજા લાગે છે પણ મને કોઇ એમા મજા નથી ઘણા ઘણા કાળ પહેલા કદાચ મારે એવું હશે એમ હું માનીશ સમિર ! જુઠી માન્યતામાં પણ જો સંતોષ મળતો હોય, અહા ! અંધ શ્રદ્ધામા પણ જો આશ્વાસન હોય તો તે શાને ન લેવું ! પણ અત્યારે તો મને તેમાનું કશું ગમતું નથી

સમિર—યાર, તું તો ધરડા સાધુ જેવી વાત, કરે છે પેલી સસલા જેટલીએ તારામાં અક્કલ નથી. જ્યારે શિકારી કુતરા તેને પકડવાની તૈયારીમા હોય છે ત્યારે તે પોતાની આખ આડા પોતાના કાન કરે છે અને એમ માને છે કે હવે મને કોઇ જોઇ શકતું નથી, કારણકે એ કોઇને જોતું નથી તું એમ ના કરી શકે ? ચાલ-યાર-ચાલ ( એટલામા સુરજ આવે છે )

સુરજ—હા, તારી વાત સાચી છે પણ જ્ઞાન થયુ તે શી રીતે ના થયુ થાય ? એકાદ વખતે આપણે સ્ત્રીનું અધરામૃત પીધું અને માલમ પડ્યું કે એમા અમૃત પણ નથી અને વિષ પણ નથી, માત્ર થુંક જ છે એ વાત કેમ ભુલાય ? ઓહ ! જીંદગી એટલે ઘટમાળ—ચક્કર માર્યા કરવું

પ્રેક્ટીકલ એરદ્રોનોટ રૂ. ૮-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

શ્વાસ ખાધા વગર–વિશ્રાંતિ લીધા વગરનું પર્યટન, જેનો અંત નથી, જેની શરૂઆત નથી એવો પ્રવાસ તે જ જીંદગી

સમિર—ત્યો વળી આ એક બીજો વૈરાગી બાવા આવ્યા ઉભો રહે જરી, ઉભો તો રહે, બાપુ તુ કયા જાઈ? (મધ્યાહ્નનો ભાનુ થોડીવાર ચુપચુપ ઉભો રહે છે) બોલ તો ખરો બાવા, જવાબ તો દે?

સુરજ—કયા જાઈશ? કયા જવાનુ છે? અનંત પર્યટન

સમિર—અરે, પણ આ કોણ? આવા રુગ વાળવાળી લુગડાંના ઠેકાણા વગરની ગરમ શ્વાસોશ્વાસ વાળી?

મધ્યાહ્ન—ઠીક તો સમિર તેં મને ના ઓળખી? હું તો મધ્યાહ્ન

સમિર—મધ્યાહ્ન! અહો! મધ્યાહ્ન! તારૂં રૂપ તો અમમેલુ લાગે છે હો ધીકતા અંગારાની લાલી જેવી લાલી નારા ગાતપર છે

આકાશ—સાચે જ પણ સમિર આ મધ્યાહ્નમાં તને સંધ્યાનુ પ્રતિબિમ્બ નથી દેખાતુ? એના પ્રકાશિત અંગમાથી અન્તનુ મનહર ભયાનક ગીત તું નથી સાભળતો? ઓહ!

સમિર—પણ મધ્યાહ્ન આ તારા રાતા હોઠ

સુરજ—પણ એ હોઠમા કશુયે નથી સમિર હુ તને સાચુ કહું છુ કે એમા કશુયે નથી. મેં એ હોઠ ચુમ્યા છે

સમિર—કશુ નથી છતા એમાં કશુક છે મધ્યાહ્ન તું શુ કહે છે? તારા હોઠમા કશુ છે કે નહી? હું કહું છુ કે છે અને આ સાધુ કહે છે કે નથી, પણ હવે તું કહે જોઇએ એમા કશુ છે કે નહી?

મધ્યાહ્ન—બાવા! મારા હોઠમા કશુ છે કે નહી એની મને શાની ખબર પડે? તને તો ખબર છે કે મારા હોઠમા કશુક છે, અને આ સુરજ મારા હોઠ નિતનિત ચુમે છે છતા કહે છે કે એમા કશુ નથી જીંદગીમાં શુ છે? કશુ નથી છતા જીંદગીમાં શું છે! તો બધુ છે.

સમિર—મધ્યાહ્ન તારા હોઠ હું ચુમુ?

મધ્યાહ્ન—જેવી ઇચ્છા

(સમિર મધ્યાહ્નના હોઠ ચુમે છે તેના કપાળમા કરચલી પડે છે)

મધ્યાહ્ન—સમિર! કપાળમાં કરચલી કેમ પડી?

સુરજ—સમિર, કેમ કરચલી કેમ પડી? જોયુ મધ્યાહ્નના હોઠમા શુ છે? સમજ્યો, શુ છે?

આકાશ—અહો! સમિર સમજ્યો જીવનમા શુ છે

સમિર—નથી સમજાતુ છતા સમજ્યો છુ એમ લાગે છે જીવન છે અને નથી, નથી અને છે જીવનમાં શું રીતા હોઠ છે અને નથી અરે, કેવી મજા!

મધ્યાહ્ન—શેની મજા?

'સંસાર' પણ નાટક રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

સમિર—છે છે અને નથી નથી, તેની

આકાશ—સારે જીવન એટલે શુ? જીદગી શુ?

સમિર—જે સમજાય નહી તે જીવન, જે અનંત વિશ્રાન્તિ એ જીવન, જે અવિશ્રાંત પર્યટન તે જીવન ( ખડખડ હસી પડે છે )

સુરજ—મધ્યાહ્ન! સમિર! હુ તો જઇશ. આકાશ! રજા લઈશ

આકાશ—ક્યા જઇશ? જઇને શુ કરીશ?

સુરજ—ઉભા રહીને કશુ કરવાનુ નથી માટે જઇશ

સમિર—આકાશ ચાલને અહી રહીને તુ શુ કરીશ?

આકાશ—મારે જઇને કશુ જ કરવાનુ નથી માટે હુ તો અહી જ રહીશ ( સમીર હસે છે )

મધ્યાહ્ન—સમિર, તને હસવુ આવે છે?

સુરજ—મને પ, હસવુ આવે છે

આકાશ—મને પણ હસવુ આવે છે

મધ્યાહ્ન—ત્યારે હુ પણ હસી લઉ, નહી વારુ?

મધ્યાહ્ન, સમિર, સુરજ, આકાશ—હા, હા, ચાલો હસી લઇએ કારણ કે રડવાનુ કશુ નથી જીવનમાં મૃત્યુ નથી, વિશ્રાંતિ નથી, કાર્ય નથી, ઉદ્દેશ નથી, આ શ નથી, જીવન સત્ય નથી, અસત્ય નથી, અનન્ત નથી, અત નથી. ઓ મારા પ્રભુ! કશુ નથી, અરે! કશુ નથી ચાલો હસી લઇએ સુખ નથી દુ ખ નથી. સુદરીના હોઠમા કશુ નથી, રૂદન નથી, આનન્દ નથી માટે આવો એ અજ્ઞાનનાં તત્વો, આવો આપણે આ હાસ્ય કરી લઇએ

---

# નાનાંસાહેબની ન્યાયભિક્ષા.

લેખક —રા૦ મુળશંકર કાનજી ભટ્ટ

સને ૧૮૧૮ ના યુદ્ધમા પૂનાના છેલ્લા પેશવા બાજીરાવે પોતે પોતાનુ રાજ્ય અંગ્રેજોને સુપરત કરી દીધુ અંગ્રેજોએ તેના રાજ્યનો કબજો કરી લીધો અને તેને કેદ કરીને કાનપુર જીલ્લાના બિઠુરમા ગંગા સેવન કરવાને મોકલાવી દીધો તેને કંપની સરકાર આઠ લાખ રૂપીયાનુ વાર્ષિક પેન્શન દેતી રહી તેણે રાજ્યપાટના ઝગડા છોડી દીધા અને ૧૮૫૪ સુધી અંગ્રેજના પેન્શનપર સુખની સાથે પોતાનુ જીવન ગાળ્યુ જ્યારે તેનો આખર વખત આવ્યો અને તે આ ફાની સંસાર છોડીને ચાલતો થયો ત્યારે તેની આખી જાયદાદ તથા તેના પરિવારના ભરણપોષણનો ભાર તેના પોષ્ય પુત્ર ધોન્ડુપંત-ઉપનામ નાનાસાહેબપર પડ્યો. પેશવાનો પરિવાર ભારે હતો એ સિવાય નોકરચાકર પણ ઘણુ હતા રાજ્યાધિકાર ન રહેવા છતાં પણ નોકરોની સંખ્યા સાત આઠ હજાર સુધી હમેશા રહેતી પેશવાની જે સંપત્તિ નાનાસાહેબને મળી હતી તેની વિગત જુઓ —સોળ લાખના કંપનીના કાગળો–દસ લાખનુ જવાહિરાત, ત્રણ લાખ મહોર–એંસી હજારની કીમતનું સોનાનુ ઝવેર અને વીસ હજાર ચાંદીના વર્તન હતા પરન્તુ પેશવાના પરિવારનો ખર્ચ ચલાવવાનુ આટલા ધનથી નાનાસાહેબને અસંભવિત લાગ્યુ એ વખતે લોક સમજતા હતા કે પેશવાના પરિવારના ભરણપોષણને માટે થોડુ ઘણું પેન્શન કંપની સરકાર જરૂર આપતી રહેશે આ સમજણની ઝડપ પકડવાનુ કારણ એ હતુ કે જ્યારે બાજીરાવ જીવિત હતો–ત્યારે આ વાતનુ આશ્વાસન કંપની તરફથી મળી ગયુ હતુ કે મૃત્યુ પછી તેના પરિવારના ગુજરાનને માટે પણ કંઇક પ્રબંધ અવશ્ય કરી દેવામા આવશે આ વાતથી નાનાસાહેબ એવુ સમજતો હતો કે અંગ્રેજ એનો જરૂર વિચાર કરશે આથી અત્યંત નમ્રતા અને કરૂણાભરી ભાષામા એક પ્રાર્થનાપત્ર રામચંદ્રરાવે (જે તે વખતે પેશવાનો મુખ્ય કારભારી હતો) અંગ્રેજ સરકારની સેવામા મોકલ્યો. તે પ્રાર્થનાપત્રનો ઉપરનો ભાગ આ પ્રમાણે હતો:

"નાનાસાહેબ પોતાના સ્વર્ગીય પિતાના સ્થાનમા કંપની સરકારને પોતાના રક્ષક અને સહાયક સમજે છે આથી એને પૂર્ણ આશા છે તથા આ મામલાના સંબન્ધમા તેને જરા પણ ચિંતા નથી તે પોતાના રક્ષણને હરપ્રકારથી અંગ્રેજ સરકારની કૃપા અને ઉદારતાપર નિર્ભર સમજે છે એને માટે આ સરકારની શક્તિ અને સમૃદ્ધિની વૃદ્ધિને માટે તે ઉત્સુક છે અને સદા રહેશે" બિઠુરના અંગ્રેજ કમિશનરે પણ આ પ્રાર્થનાપત્રનુ સમર્થન કર્યું હતુ અને એ પત્રને ઇસ્ટ ઇંડિયા કંપનીના અધિકારિઓ તરફ મોકલાવી આપ્યો હતો

નાનાસાહેબના દુર્ભાગ્યથી તે વખતે ભારતનો ગવર્નર જનરલ લૉર્ડ ડलहौसी હતો બિન દેશી રાજાઓના રાજ્યને અંગ્રેજી અમલદારીમા સામેલ કરી લેવાની તેની નિરંકુશ નીતિનો દોરદમામ ચાલી રહ્યો હતો આથી તેની પાસેથી કોઇ પ્રકારની આશા કરવાનું

આર્ય ધર્મ ગીતાનુ તત્ત્વજ્ઞાન રૂ. ૨-૮-૦ એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબાઈ.

સર્વથા વ્યર્થ હતુ તેણે બિઠૂરના અંગ્રેજ કમિશનરને આ પ્રાર્થનાપત્રની સિફારશ કરવા માટે ઠપકો આપ્યો અને તેને સ્પષ્ટ લખી દીધુ કે " પેશવાના પરિવારનો હક પેન્શનપર જરા પણ નથી અને કંપની સરકાર તેને એક પાઇ પણ આપવાને તૈયાર નથી ' આ સિવાય તેણે એમ પણ લખી નાખ્યુ કે " પાંત્રીસ વર્ષથી પેન્શનના રૂપમા જે મોટી રકમ પેશવાને મળતી રહી છે તેનાથી પેશવાએ ખુબ નાણા એકત્ર કર્યાં હશે અને એનાથી એનો પરિવાર પોતાનુ ગુજરાન સારી તરહથી કરી શકે તેમ છે ' ગવર્નર જનરલ એટલો હુકમ દઈને ચુપ ન થઈ ગયો પણ તેણે બિઠૂરની જાગીર પણ જપ્ત કરી લીધી જે બાજીરાવને એટલા માટે આપવામા આવી હતી કે તેના વારસો કંપની સરકારના શાસનાધીન ન રહે એ સિવાય પેશવાનુ પેન્શન જે ૬૨૦૦૦ રૂપીઆ બાકી હતું તે પણ ન આપવામા આવ્યુ મિસ્ટર ચાર્લ્સ બાલ કહે છે ' આ રૂપીયા ન આપવાથી પેશવાની વિધવાઓ અને તેના સબંધીઓ સંકટમા પડી ગયા કારણ કે તેની આખી સંપત્તિ જે ૧૫,૬૦,૦૦,૦૦૦ રૂા. ની કીંમતની હતી તે દત્તકપુત્ર નાના ધુંધુપંતના કબજામા ચાલી ગઇ હતી નિસંદેહ જાગીર જપ્ત થઇ જવાથી પેશવાના પરિવારના લોકોના માન મરતબાપર ખાસી ઠેસ પહોંચી હતી એ જરા વિચારવા જેવી વાત છે કે જે વ્યક્તિ એક વખત આખા ભારતમા મહારાજના પદપર અધિષ્ઠિત હતી તેની વિધવાઓ અને રાજવંશી કુળના લોક તેના મરતા જ નાની નાની વાતોના ન્યાયને માટે કંપની સરકારની અદાલતોના દરવાજા ખખડાવ્યા જ કરે આ પ્રકારની અપમાનના સહન કરવાને બદલે ભારતના ખાનદાન લોક મરી જવાનુ વધારે પસંદ કરે છે. કહેવાય છે કે સરકાર પેશવાની વૃદ્ધ રાણીઓને સુપ્રીમ કોર્ટ કલકત્તામા ખડી કરવાની તૈયારી કરી હતી પરંતુ સંયોગોવશ તેને ત્યા ન જવુ પડયુ અને સરકારે થોડી ઘણી જાગીર તેના ગુજરાનને માટે બક્ષીસ આપી કંપનીના આ પ્રકારના વ્યવહારથી સાધારણ માણસો જેને પેશવા સાથે કંઇક મમતા રહ્યું હતુ અથવા તેની સાથે સહાનુભૂતિ રાખતા હતા તે પણ અસંતુષ્ટ થઇ ગયા ઉત્તર ભારતના સિપાહીઓને વિદ્રોહમા અગ્રરૂપ ધારણ કરવામાટે નાના ધુંધુપંતની ઉપર્યુક્ત કૃતિ સહાયક બની એમા જરા પણ સંદેહ નથી લોર્ડ ડેલ્હાઉસીને આ વાતની ખબર જ ન હોતી કે આ પ્રકારના અન્યાયનુ શુ પરિણામ આવશે !!! તેઓએ તુરત એવો હુકમ આપી દીધો કે ' જે પેન્શન બાજીરાવને આપવામા આવતુ હતુ તે કેવળ તેની જીંદગીભરને માટે હતુ આથી તેના મરણ બાદ પેન્શન ચાલુ રાખવુ એ સર્વથા અનાવશ્યક અને વ્યર્થ છે ' તેઓએ આ કામ પોતાની મરજી પ્રમાણે જ કર્યું હતુ અને કોર્ટ ઑફ ડાઇરેક્ટરને પૂછાવવાની તસ્દી લીધી ન હતી

જ્યારે નાનાસાહેબે જોયુ કે અહીંના ભારતના અંગ્રેજ કર્મચારી તેની વાત નથી સાંભળતા ત્યારે તેણે ઇંગ્લાંડના મુખ્ય કર્મચારીઓથી પોતાના દુઃખડાં રોવાનો નિશ્ચય કર્યો અને એક પ્રાર્થનાપત્ર ભારત સરકારની મારફત ઇંગ્લાંડ મોકલ્યા હતુ તેમા લખ્યુ હતુ કે —

અહીંના ભારતશાસનકર્તાઓએ જે અનુદારભાવ ધારણ કરેલ છે તે સર્વથી અનુચિત છે

સ્વર્ગીય પેશવાના ભારે પરિવારનો એક માત્ર આશ્રય–જે પેન્શન પેશવાને મળતું હતું તે ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું આશ્વાસન છે આથી કેવળ સંધિઓની બુનિયાદપર જ અમે પ્રાર્થના કરતા નથી પરંતુ આ વાતના ખ્યાલથી પણ કે કંપની સરકારને મરાઠા રાજ્યના પાછળા પેશવાથી એક લાભ થએન છે પરંતુ જો પેન્શનના સબંધવાળા શરતનો કોઈ બીજો અર્થ કરવામાં આવે અને બીજો કંઈ જુદો અર્થ કરીને તેનો અમલ કરાય તો આ વાત આજ સુધીની બધી સંધિયોથી બીલકુલ વિપરીત થશે "

નાનાસાહેબે પોતાના પ્રાર્થનાપત્રમાં આ વાતને મજબૂત દલીલોથી પુષ્ટ કરેલ છે કે "સં ૧૮૧૭ ની સંધિ પ્રમાણે 'બાજીરાવ અને તેના પરિવારને વાર્ષિક આઠ લાખ રૂપીયા પેન્શન મળવાનુ નક્કી થયું હતું" આથી એ સ્પષ્ટ છે કે તે વ્યક્તિપરત્વ નથી પરંતુ વંશપરંપરાને માટે નિયત હતું સંધિપત્રમાં "પરિવાર" શબ્દના પ્રયોગથી આ વાત વધારે પુષ્ટ થાય છે એટલું જ નહીં પરંતુ નાનાસાહેબે પોતાની વાતને કેટલાએ પ્રમાણો દઇને પુષ્ટ કરી હતી પ્રાર્થના પત્રમાં આગળ લખ્યું હતું કે 'કંપની સરકારનો જેવો વ્યવહાર બીજા રાજવંશી કુળ સાથે તેવો મારી સાથે ન હોવાથી મને નુકસાન થએલ છે મૈસૂરના શાસકે સાથે કંપની સરકાર ઘોર શત્રુતા હતી તે દુર્દમનીય શત્રુનો નાશ–સાધન કરવામા મારા પિતાની સહાયતા લેવામા આવી હતી અને જ્યારે તે શાસક કંપની સરકાર સાથે યુદ્ધ કરતાં કરતા સ્વર્ગવાસી થયો ત્યારે તેનુ કુટુંબ પોતાના ભાગ્યને ભરોસે ન હોતું છોડવામા આવ્યું તેના ઉત્તરાધિકારિઓને કંપની સરકારનો આશ્રય અને આર્થિક સહાયતાનો પ્રબંધ કરી દીધો અને તે પણ એક જ પેઢીને માટે નહીં પરંતુ આગળને માટે પણ હતો ઉત્તરાધિકારી ન્યાય–ક્રમનથી માનતો હતો અથવા નહીં એ વાત તરફ જરા પણ ધ્યાન તકરાર આપવામાં આવ્યુ ન હતું એ રીતે અથવા કંઇ વધારે ઉદારતાથી કંપની સરકારે, દિલ્હીના સિંહાસનચ્યુત સમ્રાટને કેદમાંથી છુટો કરીને તેને પુનઃ પોતાની ગાદી મસ્નદપર પ્રતિષ્ઠિત કર્યો અને એક પર્યાપ્ત રકમ તેને ખર્ચને માટે નિયત કરી દીધી, જે આજ દિન પણ તેના ઉત્તરાધિકારિયોને બરાબર મળી રહી છે આ જોતા અહીંયા મારી સાથે જુદા જ પ્રકારનો વ્યવહાર ચાલી રહ્યો છે આશ્ચર્ય છે કે વર્ષો સુધી અંગ્રેજોની મિત્રતા રાખતા પેશવા દુર્ભાગ્યથી તેનાથી શત્રુતા કરી બેઠા એના પરિણામમા તેનુ રાજ્ય–સિંહાસન તેના હાથમાંથી ગયું અને અંગ્રેજોને અરધા કરોડની પેદાશનો દેશ મળી ગયો આ યુદ્ધમા પેશવાની સ્થિતિ બીલકુલ બુરી નહોતી થઇ અને જો થઇ પણ હોય તો પણ અંગ્રેજ સેનાપતિની નિર્ધારિત શરતોપર જ યુદ્ધ બંધ થએલ હતું આથી એણે પોતાનુ આખુ રાજ્ય અંગ્રેજ સરકારને આધિન કરી દીધુ અને તે પોતે પરિવાર સહિત અંગ્રેજ સરકારની છત્રછાયા નીચે ચાલ્યો આવ્યો અને જ્યારે પેશવાના રાજ્યથી કંપની સરકારને બરાબર લાભ થઇ રહ્યો છે ત્યારે એવો કોનો સિદ્ધાંત છે જેને માટે તેના ઉત્તરાધિકારીઓ તેનો પેન્શન મેળવવામાથી વંચિત કરાય? જે હજુ સુધી તેની મળતી રહેતી સંધિની શરતોમાં સ્પષ્ટ લખેલ છે–શું તેના પરિવારના લોક વિજીત મૈસૂરી અને બંદી દિલ્હીશ્વરના કરતા કંપની સરકારની કૃપા અને ઉદારતામા ઓછા અધિકારી છે ? "

સચિત્ર મૂલાક્ષરના પત્તાં રૂ ૦–૮–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

દૃષ્ટિએ એક એવો અપરાધ સમજાયો જેનાથી તેનું પેન્શન જે સધિપત્રદ્વારા તેને અને તેના પરિવારના ભરણ પોષણને માટે મળતું હતું—તે બંધ કરી દીધુ ?"

આ સબંધમા સર જે. કે. પી. સાહેબે લખેલ છે કે—"આ બાબતમા નાનાસાહેબની દલીલ અને તર્કનો પ્રભાવ પ્રધાન સરકારને કઇ પણ પડયો નહીં. ઇસ્ટ ઇંડિઆ કંપનીના ડાઇરેક્ટર લોક ચટ્ટાનની માફક દૃઢ રહ્યા તેઓ કોઇ પણ પ્રકારે સમજ્યા જ નહીં તેઓએ નાના સાહેબના પ્રાર્થનાપત્રને કચરાની ટોપલીને સ્વાધીન કર્યો અને એવી આજ્ઞા કરી દીધી કે ભારતીય સરકાર પ્રાર્થીને સૂચિત કરી દે કે પેશવાનુ પેન્શન વંશપરંપરાને માટે નહીં હતું પેન્શનપર પ્રાર્થીનો કોઈ જાતનો હક નથી—આથી પ્રાર્થનાપત્ર નામંજુર છે" પોતાના પિતાના પરિવારના ગુજરાનને માટે પેન્શન મળતા રહેવાના સબંધમા જે થોડી ઘણી આશા નાનાસાહેબને હતી તે ડાઇરેક્ટરોએ આ રીતે સમૂળગી નષ્ટ કરી દીધી ડાઇરેક્ટર સિવાય આ વાતનો નિર્ણય બીજુ કોઇ કરી શકતુ ન હતું કારણ કે સને ૧૮૫૨ ના મે માસની ૧૯ મી તારીખના પોતાના ખરીતાના તેઓના ગવર્નર જનરલના તદ્વિષયક નિર્ણયનુ સમર્થન એક વર્ષ પહેલા જ કરી દીધુ હતું પોતાના પ્રાર્થનાપત્રનો આ પ્રકારનો ઉત્તર મેળવતા પહેલાં જ નાનાસાહેબે અઝીમઉલ્લા નામના પોતાના એક હોશીયાર વકીલને ઇંગ્લાંડ મોકલી આપ્યો હતો તેણે પણ ત્યા નાનાસાહેબના મામલાના સબન્ધમા યથાશક્તિ પેરવી કરી પરંતુ તે પણ સફળ ન થયો

જ્યારે નાનાસાહેબને પોતાના વકીલથી એમ માલૂમ પડ્યુ કે ઇંગ્લાંડમા અધિકારીઓએ તે પ્રાર્થનાપત્રને નામંજુર કરી દીધુ છે અને આમ પેશવાના કુટુંબ પ્રતિ કઈ પણ ધ્યાન નથી દીધુ ત્યારે તેને બહુ મોટો ક્ષોભ થયો અને તેનુ જ તેને ચિંતન થવા લાગ્યુ આ વ્યવહારથી તેના મનમા કસર પડી ગઇ અને એમ થવાનુ સ્વાભાવિક પણ હતુ **મી. ટ્રિવેલીને** લખ્યુ છે કે—"આપણે એ વાત ન ભુલવી જોઇએ કે નાનાની માગણી ચોખી કલ્પના ન હતી" **મી. ચાર્લ્સબાલનુ** કહેવુ છે કે—"દત્તકવિધાન સ્વીકૃત થઇ ગયુ હતુ અને કંપનીએ તત્સબંધી એવો અધિકાર સિંધિઆ, હોલ્કર અને બીજા રાજાઓને આપ્યો હતો આથી કોઈ કારણ એવુ નહીં હતુ જેનાથી હિન્દુઓનો આ પવિત્ર રિવાજ બાજીરાવના સબંધમા લાગુ ન સમજવામા આવે એ ઘણી દીલગીરીની વાત છે કે ઇસ્ટ ઇંડિઆ કંપની આ વિષયમા પોતાના નિર્ણયપર સદા દૃઢ ન રહી જે મામલામા પેન્શનની રકમ થોડી થયા કરતી હતી તેમાં તો હિન્દુઓનો કાનૂન માનવામા આવતો હતો અને પોષ્ય પુત્રનો હક સ્વીકૃત કરવામાં આવતો હતો પરંતુ જે મામલામા પેન્શનની રકમ ભારે હતી અથવા રાજ્ય અધિક લાભદાયક હતાં તેમા હિન્દુ કાનૂનની વાત પૂછવામાં આવતી નહતી નાનાસાહેબ, કુર્ગનરેશ અને ઝાંસીની રાણીના મામલા આ કોટિના હતા બહુસંખ્યક ભારતીય રઇસો અને સરદારોના આવા મામલા હતા જેની સાથે અંગ્રેજ સરકારે ન તો બુદ્ધિમાનીનો અને ન સચ્ચાઇનો વ્યવહાર કર્યો"

નાનાસાહેબના સબંધમા એ લેખક આગળ જતા લખે છે "પછી જે વિક્ષોભને માટે ભયંકર

અદલો લેવામાં આવ્યો તેનું કારણ એ જ વ્યવહાર હતો અને સંભવત આથી આ દેશના નિવાસિયોએ નાનાની સાથે સહાનુભૂતિ દેખાડી."

અહીંયા જે કાંઈ ઉપર લખાવેલ છે તે બધુ પક્ષપાતરહિત ઇતિહાસોના આધારપર લખવામાં આવેલ છે પ્રસિદ્ધ ઇતિહાસકાર સર જાન કેઈ, મિસ્ટર ચાર્લ્સબાલ-મિસ્ટર ટ્રિવેલિન અને મિસ્ટર માર્ટિન વિગેરેના જ નિર્ણયોથી આ લખાયુ છે તેઓએ નાનાસાહેબના મામલાની ખુબ તપાસ કરી છે ઇતિહાસ અને પરંપરાનાં નિર્ણયથી પણ તેની પક્ષપાત રહિત-સમતિ-ઓનું સમર્થન થાય છે પરંતુ જે પક્ષપાતથી અંધા થઇને વખત પ્રિ એક વાતને ખરાબ કહે છે અને ગોરાઓની ભયકર ચેષ્ટિયો અને દોષોપર દ્રષ્ટિપાત સુદ્ધાંત કરતા નથી તેઓએ આ અન્યાયી અને સત્યવાદી વિદ્વાનોની ક્રોધપૂર્ણ અને આશ્ચર્યસૂચક સમતિઓની વિરૂદ્ધ અનેક તરેહની વાતો કરેલ છે

અસ્તુ જે અન્યાયપૂર્ણ વ્યવહાર નાનાસાહેબની સાથે કરવામાં આવ્યો તેનાથી તેના દિલમા બહુ જ વધારે ક્રોધ ઉત્પન્ન થયો અને તે કાર્યમા પરિણત કરવાને માટે ઉપર્યુક્ત અવસરની રાહમા રહેવા લાગ્યો ઉપર ઉપરથી તે બધા પ્રકારે સંતુષ્ટ દેખાતો હતો અને પોતાના સ્વાભાવિક સદ્‌વ્યવહારથી અંગ્રેજ સરકારને પ્રસન્ન કરતો હતો પરંતુ પોતાના હૃદયમાં અંદરથી તે અંગ્રેજો પ્રતિ ઘોર દ્રોહ રાખતો હતો અને અંદર અંદર જ તે બળ્યા કરતો હતો તે પોતાની આ બળતરાથી-જે રાજ્યે તેને આ પ્રકારની કરૂણાજનક સ્થિતિએ પહોંચાડયો હતો તેને ઉલટપલટ કરી દેવાને માટે ગુપ્ત ષડ્યંત્ર રચવા લાગ્યો તેની આ પ્રકારની હીનચાલમાં ધૂર્ત અઝીમ ઉલ્લાખાંનની વિશેષે સહાયતા હતી એક રાજાના દરબારથી બીજા રાજાના દરબાર સુધી તથા ભારતના એક છેડેથી બીજા છેડા સુધી નાનાસાહેબના ગુપ્ત દૂત આવવા જવા લાગ્યા વિભિન્ન ધર્માવલમ્બી તથા જાતિના રાજાઓ અને સરદારોની પાસે તે પોતાનો ગુપ્ત સંદેશો મોકલવા લાગ્યો પરંતુ તેના દૂતોની સફળતા ન થઈ નાનાસાહેબની ઇચ્છાઓની પૂર્તિને માટે કાંઈ જુદી વાત થવાની આવશ્યક્તા હતી અને લૉર્ડ ડલહૌસીની બીજા રાજ્યોને અન્યાયપૂર્વક અંગ્રેજ રાજ્યમા ભેળવી લેવાની નીતિએ નાનાની ઇચ્છા પૂરી કરવામા ચીઘનાં ઘી દીધી સૌથી પહેલા લૉર્ડ ડલહૌસીએ અયોધ્યાને અંગ્રેજી રાજ્યમાં સામીલ કરી લીધું આ ઘટનાથી નાનાસાહેબ અને તેના સાથિયોને પોતાના ઉદ્દેશમા સફળ થવા આશા થઇ ગઈ જે કામ અત્યાર સુધી દુ સાધ્ય હતું તે હવે અંગ્રેજોના પરરાજ્ય નીતિના ગ્રાહે સાધ્ય થઇ ગયુ સર જોન કેઈ સાહેબ લખે છે કે "અમારા આ અવધને અંગ્રેજી રાજ્યમા ભેળવી લેવાથી એવો પ્રભાવ પડયો કે લોક પરસ્પર કે ભાઈ! જ્યારે અયોધ્યાના વજીર જેવા અંગ્રેજના ભક્ત અને સહાયકને સિંહાસનથી ચ્યુત કરી દેવામા આવે અને તેનું રાજ્ય અંગ્રેજી સલ્તનતમા પચીસેવી વફાદારીથી શુ લાભ છે? હવે કોઈ નિશ્ચિન્ત નથી આવશ્યકતાને વખતે હમેશાં અંગ્રેજોની જ સહાયતા કરી રહ્યો હતો" કહેવામાં આવે

'હૅન્સર્ડ બ્લ્યુ બુક' જોવાથી જાણી શકાય છે કે ઈ સ ૧૮૧૩મા હાઉસ ઑફ કૉમન્સની ખાસ બેઠક મળી હતી, અને એ સભામા વૉરન હેસ્ટીંગ્સ, સર જૉન માલ્કમ્, સર ટૉમસ મનરો વગેરેના ગીતો ગવાયા હતા, એના ૫૦ વર્ષ પૂર્વે હિન્દમા લાગનાગટ દુષ્કાળ પડ્યો હતો. આ સાલમા મુબઈમા પણ દુકાળ પડ્યો હતો, સભા મેળવવાનો ઉદ્દેશ એ હતો કે, હિંદની ઉન્નતિ શી રીતે થાય ? હિંદની કારીગરી શી રીતે કેળવાઈ વૃદ્ધિમાને, કયા ઉપાયથી દુષ્કાળને રોકી શકાય ? પ્રજાના પ્રાણોનુ રક્ષણ શી રીતે થઈ શકે ? પરતુ થયુ શુ ? બરાબર એથી ઉલટુ જ દરેક સભ્ય સદને પૂછવામા આ યુ કે કયો ઉપાય હાથ ધરવાથી હિંદવાસીઓ સ્વદેશી વસ્તુઓ છોડીને વિદેશી વસ્તુઓ વાપરતા થઈ જાય વૉરન હેસ્ટીંગ્સને પૂછવામાં આવ્યુ કે -તમે તો હિંદીઓના ચારિત્ર તથા અભ્યાસને જાણોછો શુ આપ એમ ધારો છો હિંદીજનો પોતાના વ્યવહાર માટે વિલાયતની વસ્તુઓ ખરીદશે ?

વૉરન હેસ્ટીંગ્સે જવાબ આપ્યો —"જરૂર પડતા તેમ જ મોજશોખ માટે મનુષ્યો વસ્તુઓ ખરીદે છે હિન્દીઓને, ઘરની, ભાજનની અને માત્ર થોડા કપડા શરીરપર ઢાકવાની જ જરૂર પડે છે, તેમ જ આ બધી વસ્તુઓ તેના પગની નીચેની માટી પણ તેઓને આપી શકે છે, કહો તો પછી આ બધી વસ્તુઓ માટે હિન્દીઓ વીલાયતી વસ્તુઓનો શામાટે આશ્રય લેશે ?"

સર જૉન હિન્દીઓની બાબતમા લગભગ ઘણુ જાણતા હતા, હિન્દીઓને લગતુ જેટલુ જ્ઞાન તેઓ ધરાવતા હતા તેટલુ જ્ઞાન ભાગ્યે જ આજ સુધીના બીજા અગ્રેજો ધરાવી શક્યા હશે તેમણે કહ્યુ -ઉત્તર હિન્દુસ્તાનના લોકો યુરોપીયન કરતા કઇક ઉચા છે, તેઓ શારીરિક મજબૂતાઇ માટે પ્રખ્યાત છે માત્ર એટલુ જ નહિ પરન્તુ તેમના માનસિક ગુણો પણ ઉચા પ્રકારના છે તેઓ સાહસિક અને ઉદાર હોય છે, તેઓનુ સાહસ જેટલુ મહાન છે તેટલી જ તેઓની સત્યનિષ્ઠા જબરી છે હિન્દીઓને વીલાયતી વસ્તુઓ વાપરવાની બાબતમા તેમણે કહ્યુ કે —એ સભવતુ નથી કે તેઓ વીલાયતી વસ્તુઓ ખરીદે પહેલવહેલાં તો તેઓ સીધી અને તદ્દન સરળ રીતભાતના હોય છે, પરન્તુ જો તેઓને બધી વસ્તુઓની જરૂરીયાત હોય તો પણ તેઓ વીલાયતી વસ્તુઓ ખરીદી નહિ શકે, કારણ કે તેઓનાં તે ખરીદવાનુ સામર્થ્ય નથી"

આ બધાના અભિપ્રાયો કરતા કર્નલ મનરોનો અભિપ્રાય ઘણો મહત્વનો હતો થોડો સમય પસાર થયા બાદ કર્નલ મનરોને મદ્રાસના ગવર્નર બનાવવામાં આવતા 'સર'ના ખેતાબથી વિભૂષિત કરવામા આવ્યા હતા, હિન્દીજનો તરફ એને જેવી સહાનુભૂતિ હતી તેવી બીજી કોઇ અગ્રેજની ભાગ્યે જ હશે એ વખતે હિન્દીઓની બાબતમાં અગ્રેજોના મનમાં અનેક પ્રકારની ગેરસમજુતીઓ ઘરવાની બેઠી હતી કૉમન્સ સભાના સભાસદો પણ આ દોષથી મુક્ત નહોતા તેમણે મનરો મહાશયને પુછ્યુ — શુ હિન્દની સ્ત્રીઓ પતિની દાસી સમાન નથી ? મનરો મહાશયે કઇક ગુસ્સે થઇને કહ્યુ 'નહિ' તેઓની હાલત પતિની દાસી સમાન નથી, આપણા દેશમા કૌટુમ્બિક બાબતમા સ્ત્રીઓને જવા અધિકારો છે તેવાજ

અધિકારોની હિન્દી સ્ત્રીઓને જરૂર નથી ત્યાર પછી બહુ જ અગત્યનો પ્રશ્ન પૂછવામાં આ યો પ્રશ્ન થયોકે —શુ હિન્દીજનોને સભ્ય બનાવવા એ શકય છે? મનરો મહાશયે કહ્યું —જો સારી કાર્યપદ્ધતિ, કારીગરીમાં કુશળતા, સુખશાન્તિના યોગ્ય ઉપાયો મેળવવાની શક્તિ, ભણવા ગણવામાટે શહેરો અને ગામડાઓમાં સ્કુલોની સ્થાપના, અતિથિસત્કાર, કળા, ધર્મ, સ્ત્રીઓ-પર સૌથી વધારે વિશ્વાસ રાખવો—આ સર્વ જો સભ્યતાના લક્ષણો હોય તો હિંદીજનો યુરોપીયનો કરતા ઓછા સભ્ય નથી

વ્યાપારની ખીલવણીના સવાલ વિષે મનરો મહાશયે જવાબ વાળ્યો કે —"મારા વિચાર પ્રમાણે હિંદમાં વીલાયતી વસ્તુઓને વેચવામા કિંમતના વધારા સિવાય બીજા પણ ઘણાં વિઘ્નો રહેલા છે આના કારણો પૈકી પાણી અને વાયુનો પ્રભાવ, ધાર્મિક અને જાતીય અવ્યા સમાં રહેલો ભેદ, અને વળી સૌથી મોટી જે મુશ્કેલી છે, તે કારીગરીની બાબતમા હિંદીઓની પ્રધાનતા છે "

આ છતાં યે આ બધી બાબતોથી અંગ્રેજો નિરાશ તો ન થયા અને તેઓ વીલાયતી વસ્તુઓનો હિંદમા ફેલાવો કરવા માટે બનતો પ્રયાસ કરવા લાગ્યા જે જે ચીજો વિલાયતથી અહિં આવવા લાગી-તેનાપર ઓછો 'કર' નાખવામા આવ્યો અને હિંદમાંથી જે વસ્તુઓની નિકાસ થવા લાગી તેનાપર વધારે 'કર' નાંખવામાં આવ્યો મીલનો ઇતિહાસ પૂરો કરતી વખતે અધ્યાપક એચ એચ વિલ્સને લખ્યુ છે કે —બજારોમાં કહેવામાં આ યુ હતુ કે ઇ સ. ૧૮૧૩ સુધી હિંદમા બનેલા સુતરાઉ અને રેશમી કાપડનો બજારોમાં ફાયદા સહ થી વેચવામા આવતુ હતુ હિંદમાં બનેલું કાપડ વીલાયતી કાપડ કરતાં ૫૦ થી ૬૦ ટકા જેટલા ઓછા દરે વેચવામા આવતું હતું, એથી એ બાબતની જરૂર પડી કે, વિલાયતી માલના બચાવમાટે હિંદના માલની કિંમતપર ૭૦ થી ૮૦ ટકા 'કર' નાંખવામાં આ યો જો આ પ્રમાણે ન કરવામાં આ યું હોત તો પેજલ અને મેંન્ચેસ્ટરની મીલો શરૂ-આતમા જ બધ કરવી પડત, અને યાત્રિક કળાદ્વારા ચલાવવામાં આવતા છતાં પણ તે નભી શકત નહિ હિંદના ઉદ્યોગ-ધધાઓનુ ગળુ મચરડીને આ મીલો ચાલવા માંડી, પરતુ જો હિંદ સ્વતત્ર રહેવા પામ્યું હત તો આનો બદલો અવશ્ય લેત તેને પોતાની રક્ષા કરવાનો અવકાશ ન મળ્યો, હિંદના બજારોમા વીલાયતી માલનો જબરજસ્તીથી પ્રસાર કરવામાં આવ્યો, અને તેને કર પણ ભરવામા ન આવ્યો જો પરદેશી વ્યાપાર આ દેશના વ્યાપાર સાથે સરખી શરતો કરવામાં આવતાં છતાં હરીફાઇ કરી શકે તેવો નહોતો તેને તેના અધિકાર રૂપી હથિયારોનો આધાર લઇ નીચો પાડી તેનું ગળુ મચરડી નાખ્યુ

ઇ સ. ૧૮૨૩ માં કપનીના ડિરેકટર હેન્રી સર જ્યૉર્જ ટેકરે કહ્યું હતું કે "ઘણા દિવસો સુધી હિંદનુ સુતરાઉ કાપડ એ મુખ્ય કારીગરી મનાતી હતી અમે તેનાપર ૬૭ ટકા જેટલો 'કર' નાખ્યો વળી તેને માલ આ દેશમા આવતો જ અટકાવી દેવામાં આવ્યો પરતું અમે સારી યાંત્રિક કળાની મદદથી બધો માલ બનાવીને હિંદમાં વેચવા લાગ્યા એ રીતે જે હિંદીઓ પૂર્વ

મુલામગિરોનો મૂજબ (સુચિત્રવાર્તા) રૂ. ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એ ક કંપની, મુંબાઇ

ઈંગ્લંડ અને હિંદ બન્ને દેશો એક જ રાજાના તાબામાં છે છતાંયે પક્ષપાત પૂર્ણ અધિકારને લીધે એક દેશની પ્રજા એવી સ્થિતિમાં પડેલી છે કે પોતાની અનર્ગલ પુંજીને ક્યાં ખુણામાં રોકવી ત્યારે બીજા દેશની પ્રજા દિનપ્રતિદિન દરિદ્ર અને ઉપાયહીન થઈ રહી છે. આથી જો બે ચાર વર્ષોમાં એકાદ દુષ્કાળ પડી જાય તો તે અકાળે મૃત્યુના મુખમાં આવી પડે છે, આથી વધારે દુખની હદ કઈ હોઇ શકે છે !

'હિંદના રાજ્યધનનો અર્ધો ભાગ દર વર્ષે ચુસી જ લેવામાં આવે છે, અને તેના બદલામાં એને રાતીપાઈ પણ મળતી નથી. આ રકમદ્વારા અમારા દેશના કરોડો માણસો એક વર્ષ સુધી સાંસારિક ખર્ચ ચલાવી શકે છે. જે દેશમાંથી આટલી મોટી રકમ ચુસી જ લેવામાં આવે છે, તે બીજા પચાસ વર્ષમાં દરિદ્ર નહિ બની જવા પામે ? શું તેને દુષ્કાળનું દુઃખ સહન કરવું નહિ પડે? અંતઃકરણનો અવાજ કહે છે —'કેમ નહિ ?'*

---

લેખકો માટે

## કેવળ સ્વતંત્ર લેખોની માગણી.

૧ હિન્દના સ્વાતન્ત્ર્યજીવનને પોષક એવા દૃષ્ટિબિન્દુઓથી અભ્યાસને પરિણામે તૈયાર કરેલા રાજકીય વિષયો.

૨ સાહિત્ય, વિજ્ઞાન અને ઇતિહાસવિષયક સ્વતંત્ર લેખો.

૩ ઐતિહાસિક કે સામાજિક સ્વતંત્ર ટૂંકી વાર્તાઓ.

ઉપરોક્ત વિષયક લેખો 'સમાલોચક'ના ઓછામાં ઓછા આઠ પાના જેટલા હોવા જોઇએ. સદર લેખો મૂલ્ય આપીને પણ પ્રકાશન ને વિક્રયના સર્વ હક માટે ખરીદી લેવાશે.

કેવલ અભ્યાસીઓ અને સ્વતંત્ર લેખકોએ જ પત્રવ્યવહાર કરવો.

[ આ જાહેરખબરને 'સમાલોચક'ના વ્યવહાર સાથે સંબંધ નથી ]

લખો રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી બીલ્ડીંગ્સ નં. ૨ ગીરગામ, મુંબાઇ નં. ૪.

---

* હિંદી ઉપરથી અનુવાદ

# ગામઠી નિશાળમાં ફરી એક ડોકિયું.

( ખગોળવિદ્યાનાં મૂળતત્વો )

લેખક—રા. હરિલાલ પ્રભુલાલ ધાયા, બી. એ., એલએલ. બી.

મહેતાજી—છોકરાઓ, આજે નવો અવરો વિષય શરુ થાય છે, એનું નામ ખગોળવિદ્યા. ખ એટલે આકાશ—

પ્રમોદરાય—ખ એટલે કાંઇ આકાશ હોય, સાહેબ?

મહેતાજી—કેમ ન હોય? સરકૂન ભાષામાં બોલતા જડભુ ખરી જાય એવા આકરા (શબ્દો) આવે છે તેમ ટુંકા ટચ એકેક અક્ષરના શબ્દો પણ ઘણાં હોય છે. જેમકે ક એટલે પાણી, ખ એટલે આકાશ, વગેરે.

પ્રાણશંકર—સાહેબ, ગ એટલે?

મહેતાજી—(ડોળા કાઢીને) ગ એટલે ગધેડો, તારા જેવો! (સ્વગત) હું શું કહેનાર હતો તે આણે ભુલાવી દીધું! (પ્રકાશ) ગમશંકર, ઉભો થા. મેં થોડી વાર પહેલાં શું કહ્યું?

ગમશંકર—ગ એટલે ગધેડો સાહેબ!

મહેતાજી—બેસી જા, બેસી જા, બેવકુફ!—હું શું સમજાવતો હતો, ઈશ્વરલાલ?

ઈશ્વરલાલ—ખ એટલે આકાશ.

મહેતાજી—બરાબર, ત્યારે હવે યાદ રાખો કે ખ એટલે આકાશ, અને ગોળનો અર્થ (ગોળો) થાય છે. આકાશ પૃથ્વીની બધી બાજુ ફેલાયલું હોવાથી ગોળા જેવું કહેવાય છે.

કેશવલાલ—સાહેબ, કાલે આકાશનો પાઠ ચાલતો હતો એમાં એવું આવ્યું હતું કે આકાશ (ખ)રી વસ્તુ નહિ પણ ખાલી દેખાવ છે, અને આજે તમે કહો છો કે આકાશનો ઘાટ (ગોળ)ા જેવો છે!

મહેતાજી—શું? અત્યારે આકાશનો પાઠ ચાલે છે? તારું ધ્યાન ક્યાં ભમતું ભમે છે? (મૂ)રૂપ! એમ ખગોળવિદ્યા નહિ શિખાય! ચાલ સાભળ ધ્યાન દઇને!—આકાશના ગોળામાં (સૂર્ય), ચંદ્ર, પૃથ્વી, તારા વગેરે શું શું આવેલું છે તે જાણવાની વિદ્યાને ખગોળવિદ્યા કહે છે. (આ)પણે પૃથ્વી ઉપર રહીએ છીએ માટે પહેલાં તેનું જ વર્ણન કરીએ. પૃથ્વીનો આકાર ગોળ છે.

પ્રાણશંકર—લાગે છે તો સપાટ મેદાન જેવી!

મહેતાજી—એવું સાબિત થયું છે કે પૃથ્વી સપાટ દેખાય છે તો પણ ખરું જોતાં ગોળ(ા) જેવી છે. દરિયામાં જતાં આવતાં વહાણો જુઓ. કોઇ વહાણ દૂરથી આવતું હોય ત્યારે (તે)થી પહેલી સઢની ટોચ દેખાશે, પછી વચલું ખોખું અને છેવટ તળું દેખાશે. દૂર જતાં (વ)હાણનું તળું પહેલું દેખાતું બંધ થશે, તે પછી વચ્ચેનો ભાગ અને છેલ્લે ટોચ દેખાતી અટ(કશે). પૃથ્વી સપાટ હોત તો આમ ન થાત.—કેમ, નથી મનાતું?—બીજો દાખલો લ્યો. વહાણ(વ)ટીઓ એક જ દિશામાં સફર કર્યાં કરે તો જ્યાંથી તેઓ નીકળ્યા હોય ત્યાં જ પાછા આવી (પ)હોંચે છે. આથી એમ નક્કી થાય છે કે પૃથ્વી ગોળ છે.

સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો, રૂ. ૫-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# યોગીનો ભેદ.

લેખક—રા. હરગોવિન્દ કાનજી ભટ્ટ.

ઝગઝગતા સૂર્યનારાયણ જાણે આજને માટે પોતાનું કર્તવ્ય હવે પુરૂં થયું હોય એમ માનીને આખા દિવસના થાકથી અસ્તાચળ તરફ કૂચ કરે જતા હતા સંધ્યા કેશરી રંગની સાડી પહેરી મહિમાતાના ખોળામાં મગ્ન થઈ રમી રહી હતી આકાશ કેવળ સ્વચ્છ હતું કોઈ કોઈ ઠેકાણે તારાઓ દૃશ્યમાન થવા લાગ્યા એનામાં શશિરાજ પોતાનું અજવાળું આ અખિલ વિશ્વમાં ગંભીરતાથી રેલાવવા માટે આવી પહોંચ્યા એટલે હિમગિરીની શોભામાં ઓર વધારો થયો. પાપમોચિની ભાગીરથીની ચારે બાજુ નાના મોટા નિર્મળ ઝરણાં વહ્યાં કરતાં હતા અને તેને કિનારે જે લીલી ધ્રો ઉગી નીકળી હતી તે કુદરતે જ જાણે લીલી જાજમ બીછાવી હોય તેવો ભાસ થતો હતો અત્યારે ઝરણાઓના વહનનો ખળખળ અવાજ અને પંખીઓના મીઠા કલરવ સિવાય બીજો સૂર સંભળાતો ન હોતો.

આ રમ્ય સ્થળ વચ્ચે આવેલી પર્ણકુટીમાં એક યોગીરાજ રહેતા હતા રૂપાના વાળા જેવી સફેદ દાઢી મૂછ, લાંબી જટા, ખાડા પડી ગએલા ગાલ અને ઉંડી ઉતરી ગએલી આંખોવાળો તે યોગી "वसुधैव कुटुम्बकम्" એ સૂત્રનો પરમ ઉપાસક હતો તેનો ચહેરો ભવ્ય, ચિત્તાકર્ષક, અને સાચા માણસના હૃદયમાં પૂજ્યભાવ ઉત્પન્ન કરે તેવો હતો એનાં દિલમાં ઉંડા ઘા હતા એકાંતવાસી છતાં એના હૃદયસાગરના મોજા અમર્યાદિત હતા

તે કોણ હતો? પાગલ યોગી કે કર્મયોગી? આંધળી સત્તાની દૃષ્ટિએ એની બેનકુરીનો પાર ન હોતો ત્યારે "સત્ય સંકલ્પનો દાતા ભગવાન છે, અને તે સત્ય મનોરથ પૂર્ણ કરે છે." એમાં એને અપાર શ્રદ્ધા હતી એના જીવનભરમાં એની આશાની ઇમારતો જમીનદોસ્ત થઈ ગઈ છતાં એ હારણું થયો ન હોતો એની આશા અમર હતી

આ રમ્ય સ્થળમાં વસનાર યોગીનો આશ્રયમાં નિરંજન આવી રહ્યો હતો. નિરંજન આવી વેળાએ આ તમામ કુદરતી દૃશ્ય નિહાળી પોતાનું ભાન ભૂલી ગયો હતો. એની શાન્તિમાં અચાનક ભંગ પડ્યો એક હૃદયભેદક ચીસ સંભળાઈ આ ચીસ કયાંથી આવી? તે નિરંજન જાણી શક્યો નહિં બ્હેબાકળો ઉભો થયો તેનું હૃદય કંપી ઉઠ્યું. આણી બાજુ ફરીને પર્ણકુટિ ફરતો એક ચક્કાવો ફર્યો મનુષ્ય કે પ્રાણી કંઈ દૃષ્ટિગોચર થયું નહિં. એટલે નિરંજનની ચિન્તામાં વધારો થયો ભેદનો ખુલાસો મેળવવા તે અધિરો બન્યો ચક્કાવો પુરો થયો, અને બાગમાં પેસવાના આગલા દરવાજા પાસે પહોંચ્યો ત્યાં તો ફરીને બીજી ચીસ સંભળાઈ નિરંજનને ખાત્રી થઈ કે આ ચીસ પર્ણકુટિના અન્દરના ભાગમાંથી આવેલ છે એટલે ઉતાવળે પગલે એ અંદર ગયો અને બીજી એક ફલાંગે તો પર્ણકુટિના દ્વારમાં જઈ ઉભો, જોયું તો તેના ગુરુ, તેના જીવનદાતા, તેને નવજીવન અર્પનાર, તેનો પ્રાણ બચાવનાર યોગીરાજ બેભાન સ્થિતિમાં પડ્યા હતા આંખો ઉંચી ચડી ગઈ હતી શ્વાસ રૂંધાયો હતો નિરંજન એક પળ

મેરેજ ફોર્મ્સ અન્ડર એન્શીયન્ટ હિન્દુ લૉ રૂ ૦—૧૨—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

વાગ્મા ચીસનો ભેદ પામી ગયો હોડ઼ો, અને પોતાના બન્ને હાથે યોગીરાજની આંખો દબાવી દીધી ત્યા તો ફરીને ત્રીજી હૃદયભેદક ચીસ સભળાઈ, અને કોઇની ક્ષમા માગતા હોય તેમ યોગીરાજ ધ્રુજતે હાથે બે હાથ જોડી વદન કરતા જણાયા "ક્ષમા દેવી!" એટલુ અધૂરૂં અધૂરૂં સભળાયુ તુ'ત જ નિરંજન ઉઠયો અને કમડળમાથી પાણી લઇને યોગીના માથાપર ને આંખોપર ખૂબ છાટયુ. થોડી વારે યોગીને સપૂર્ણ શુદ્ધિ આવતા ચોમેર આંખો ફેરવી જાણી લીધુ કે પોતાની થોડીક પળો પૂર્વેની હકિકતથી નિરંજન અજ્ઞાત નથી તેમ નિરંજનની પણ વિચારપરપરાનો અન્ત ન આવ્યો આ યોગી તે જન્મથી જ યોગી નથી પણ આમા ખરેખર કઈ ભેદ છે અને તે ગુપ્ત રહસ્યનુ સ્ફોટન થવા જરૂર છે એ નિશ્ચયપર નિરંજનને આવતાં પણ વિલબ ન લાગ્યો

"વત્સ નિરંજન! વિચારમાળા તજી દે સ્વસ્થતા મેળવ" ગુરૂજીના સ્વસ્થતાભર્યા શબ્દોએ નિરંજનને ચમકાવ્યો

"ગુરૂજી! ક્ષમા કરો હૃદયની એક ઉર્મિ બહાર પાડુ?" નિરંજન બે હાથ જોડી આજ્ઞા માગતો બોલ્યો

"શુ કહેવુ છે? ખુશીથી કહે, તને સર્વ પ્રકારે આજ્ઞા છે" ગભીર મુખમુદ્રાથી યોગીએ જણાવ્યુ

"આપની અસ્વસ્થતાનુ કારણ કૃપા કરી જણાવીને આ દિન સેવકને એ માની લીધેના દુઃખમા ભાગી બનાવો એ જ મારી પ્રાર્થના છે" નિરંજને પોતાની ઇચ્છા જણાવી દીધી

યોગીરાજ એકાએક હસી પડ્યા પ્રતિધ્વનિ રૂપે નિર્જીવ પર્ણકુટિ પણ હસી "શુ કહુ વત્સ! ચિત્તની ભ્રમણા! બીજુ શુ? મારા હૃદયને વ્યથા નથી. જેટલુ તારી નજરે જણાયુ છે તેટલુ હજી, મારૂં તપોબળ અધુરૂં છે એ સિવાય બીજુ શુ હોઈ શકે? અને કદાચ કંઈ પણ ગુપ્ત વ્યથા હોય તો તેને પ્રસિદ્ધિ આપવામા કયો લાભ થવાનો છે?" યોગીએ સહિષ્ણુપણે ઉત્તર આપ્યો "આપની આજ્ઞાનો અનાદર કરવાનો મને અધિકાર નથી પરતુ મને જો પાત્ર ગણતા હો તો એક દુઃખની વાત બે હૃદય જાણે તો ભાર ઓછો થવાનો સભવ છે ખરો" નિરંજને અતિશય વિવેકથી જિજ્ઞાસા બતાવી

"તારો આગ્રહ છે તો નિરંજન! સાભળ — તારી દૃષ્ટિમા જણાતો આ યોગી તે ખરેખરો યોગી હોઇ શકે કે કેમ, એ એક મહત્વનો પ્રશ્ન છે આ યોગી તે યોગી નથી યોગને લાયકનો જીવ નથી યોગ લેવા જેટલી શક્તિ હજી તેનામાં આવી ન હોતી ત્યા તેને ફરજીઆત યોગ સ્વિકારવો પડ્યો મને યાદ છે ભુલી નથી ગયો બાર વર્ષ પહેલાં હુ યોગી ન હોતો. ધર્મપુરનો પ્રધાન હતો સર્વ સત્તાધારી હતો મહારાજાની પૂર્ણકૃપાનુ પાત્ર હતો પ્રજા મને જ જોતી હર્ષ વધાવતી. શત્રુઓ મારૂં નામ સાભળી કપતા ઐશ્વર્યની પણ ખામી નહોતી. રૂપ, ગુણ, અને શીલવતી અર્ધાંગના હતી તે સાધ્વી સ્ત્રીનું નામ સુશિલા હતું સુશિલા તે, સુશિલા જ હતી મારા હૃદયની દેવી હતી સુશિલા એટલે મારા પ્રેમમંદિરની પ્રતિમા;

સુધામંદિરીનો ગજબ ( સચિત્ર નવલકથા ) રૂ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

સુશિલા એટલે મારા મનોરાજ્યની મહારાણી સુશિલા એટલે ગૃહમંદિરની દેવી સુશિલા એટલે મારું મંગળ નિરંજન ! તે કાળે હું અપાર સુખી હતો લોકદૃષ્ટિએ ખરેખરો સુખી હતો એ જાહોજલાલી સાગરના ઝળભારીની કમકથા તું સાંભળીશ ?" એમ કહેતામાં તો યોગીની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. નિરંજનની પણ એ જ દશા થવાની હતી પરંતુ તેને દબાવી તેણે મોં ઉપર આતુરતા જ રાખ્યું યોગીએ સહેજ વિસામો લઈ સમકરણે કહેવાની શરૂઆત કરી "

"એક વેળા દેશમાં મોટો દુકાળ પડ્યો જમીનની મહેસુલની તપાસણી માટે મારે રાજ્યમાં બધે ફરવું પડ્યું. ખેડુતોની દયામણી હાલત જોઈ, ખરેખરી સત્ય વસ્તુસ્થિતિથી મને લાગી આવ્યું અને મેં મહારાજાની પરવાનગી લઈ એ વરસનું મહેસુલ માફ કરવા ખેડુતોને વચનથી અભયદાન આપ્યું હું રાજધાનીમાં આવ્યો. રાજાજી ન માને તો ખેડુતોની આગેવાની લઈ સત્યાગ્રહ કરવા મેં ખેડુતોને કહ્યું. પરિણામે એ સમય આવ્યો. ખેડુતોએ હમે ને ભોગે મહેસુલ ન ભરવાની પ્રતિજ્ઞાઓ લીધી. ને એકના બે ન થયા. રાજાએ આખરી સત્તાના આધારે ખેડુતોના ઘરબારથી મહેસુલ વસુલ કરવાના હુકમો ફરમાવ્યા. મ પોતે એ અન્યાયી હુકમનો અનાદર કર્યો તે વખતે જ મારા પર આપત્તિનું એક વધુ વાદળ તૂટી પડ્યું મહારાજાએ મને રાજમહેલમાં બોલાવ્યો, અને હું ગયો આ વેળા હું મહારાજાની નજરમાં ન હોતો રાજ્યનો વફાદાર પ્રધાન, કે ન હોતો ખેડુતોનો વફાદાર આગેવાન પણ એક ગુન્હેગાર તરીકે મહારાજા મને જોઈ રહ્યા હતા એમની મુખમુદ્રા ક્રોધથી છવાઈ રહી હતી તેમાં ન હોતી જણાતી દયા, કે ન હોતી જણાતી શકાની આડી અવળી રેખાઓ તેના ભવ્ય કપાળમાં ક્રોધાવેશથી નસો ચઢેલી હતી, અને તે વખતે તેઓ રુદ્ર સ્વરૂપે વિરાજેલા હતા "

કંઈપણ વખત લગાડ્યા વિના મહારાજા બોલ્યા. " મારા ન્યાયના સ્થંભ, મારા માનેના વફાદાર કારભારી ! મેં ન હોતું ધાર્યું કે તું આમ બેવફા નીવડીશ ખેડૂતોને અભયદાન આપવાનો તને શો અધિકાર ?"

" મને ? મને નહિ તો એ અધિકાર કોને હોય ? " મેં જણાવ્યું

" ચાણાક્ય ! " મહારાજાનો કોપ વધ્યો ' ચતુરાઇ જવા દે અને સત્ય હકીકત કહે "

" પૃથ્વીપતિ ! સત્ય હકીકત એ છે કે ઓણ સાલ ખેડુતો મહેસુલ આપી શકે તેમ નથી " મેં સ્પષ્ટ કહી દીધું

- " વિશ્વાસ અને કૃપાનો આ ઉપયોગ ? મારા નિમકહલાલ પ્રધાન ! કહે તે શું કર્યું છે ?" મહારાજાએ ગર્જના કરી

" મેં શું કર્યું છે ? દેવરૂપ મહારાજા ! મેં તમારી આજ્ઞા લઇ મહેસુલ માફ કરવાનું ગરીબ ખેડુતોને વચન આપ્યું છે " મેં ઉભરો ખાલી કર્યો.

" તેં માફ કરવાનું વચન આપ્યું છે કે મારી પ્રજાને બળવો કરાવવાનું વચન આપ્યું છે ? હવે જે સાહસ કર્યું છે તેનું પરિણામ જો ! " આમ કહેતાની સાથે તો મહારાજા ઉભા થઇ ગયા.

દવારામનો એક્ષરહેડ રૂ. ૧-૪-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

"મહારાજા! એવો વખત અત્યારે નથી, અને કદાચ જ્યારે એ સમય આવશે ત્યારે પણ બળવો મારે તો નહિ જ કરવો પડે, તમારા જુલ્મો જ્યારે પ્રજાથી સહન જ નહિ થાય ત્યારે પ્રજા પોતાની મેળે જ જુલ્મોની સામે થશે અને તમારા આ પાપી કાયદાનો સવિનય ભંગ કરશે"

"મારા સત્ય ખુલાસો સાંભળતામાં જ મહારાજાની આંખમાંથી જાણે અગ્નિ વર્ષવા લાગ્યો હોય એમ તે વેળા મને જણાયું અને તરત જ પ્રચંડ અવાજે ન્યાય થયો 'મારું રાજ્ય ઉથલાવી નાખવાના પ્રયત્ન માટે તારાપર રાજદ્રોહનો હું આરોપ મૂકું છું અરે કોઇ હાજર! આ નિમકહરામ રાજદ્રોહી પ્રધાનને એકદમ પકડો, અને સવેળા ન્યાયાસન પાસે હાજર કરો"

"ધર્મપૂરના મહારાજાની આજ્ઞાનો અનાદર કોણ કરી શકે? મને પકડવા સેવકો આગળ ધસ્યા પરંતુ તેઓ સરદારને અન્યાયી હુકમનું ભાન થતામાં જ ત્યાં સ્થંભી ગયા એટલામાં તો બીજો હુકમ સંભળાયો 'એને કારાગૃહમાં લઈ જાઓ કંઈ ચિંતા નહિ, પ્રજામાં ઢંઢેરો પીટાવો કે રાજદ્રોહી પ્રધાનને શો અંજામ મળે છે તે જોવા સૌ આવે હું હમણાં જ આવું છું'" યોગીએ વિસામો લીધો તેના હૃદયમાં દર્દ વધ્યું સ્વર ગુંગળાયો પાણી માગ્યું ધ્રુજતે શરીરે નિરંજને હમણાં આગળ વધુ પોતાના થોડું પાણી પીને આગળ બોલવા લાગ્યો

"થયું મારો ન્યાય થઇ ચુક્યો મારો વધ કરવાનો હુકમ ફરી વળ્યો હું વધસ્થાનપર પહોંચ્યું ત્યારપહેલાં તો પ્રજા ત્યાં ટોળે મળી હતી આરોપીના રૂપમાં મને જોતાં જ પ્રજા વિસ્મય પામી મ [illegible] શું પ્રધાન આરોપી? એ બને જ કેમ? એને આરોપી ઠરાવનાર કોણ સમર્થ છે?"

"હું છું" પાછળથી મહારાજાનો પહાડી અવાજ આવ્યો

"કયા ગુન્હા માટે?" ટોળાનો સામટો અવાજ થયો

"રાજાની દૃષ્ટિમાં આવે તે ગુન્હો તમારે જાણવાની જરૂર નથી હું મહારાજા આજ્ઞા કરું છું કે પ્રજાએ અહિંથી સત્વર ખસી જવું"

"પ્રજા ટોળામાંથી એક તસુભાર પણ કોઇ ખસ્યું નહિ પ્રજાનો મારાપર એટલો પ્રેમ ને દૃઢ વિશ્વાસ હતો કે તેના રાજકર્તાના કથનમાં વિશ્વાસ નહિ આવ્યો લશ્કર મને દેવરૂપે જ માનતું મારી સરદારી હેઠળ લશ્કરે અનેક વેળા દિગ્વિજય મેળવ્યો હતો અને લશ્કર રાજાને નહિ પણ મને જ આજ્ઞાધિકારી માનતું આમ પ્રજા અને સૈન્યને મારી તરફ જોઇ મહારાજાની સ્થિતિ દયાજનક બની પોતાના હુકમનું અપમાન થતું જણાયું મહારાજાની આજ્ઞાનો સવિનયપણે અનાદર થયો"

"સુશિલાને આ વાતની જાણ થતાં તે વધસ્થાનની ભૂમિપર આવી પહોંચી, નિરંજન, તે ઘેલી થઇ ગએલી જણાતી હતી પ્રજા અને લશ્કરે સુશિલાને તેમ જ મારા બાળકને જોતાં જ જેમ એક દેવીને માન આપે તેમ અપૂર્વ માન આપ્યું તે ઉન્મત્ત બનેલી દોડી અને હજારો માણસોની હાજરીમાં મને ભેટી પડી 'નાથ! મને સાથે લઇ જાઓ' આ તેના છેલ્લા જ શબ્દો હતા જોતજોતામાં તેનો પવિત્ર આત્મા સ્વર્ગે સંચરી ગયો" યોગીનું હૃદય જરા ખિન્ન થવાથી પુનઃ પાણી માગ્યું અને જરા વિસામો લઇ કહેવા લાગ્યા

"પ્રજા અને લશ્કરથી આ દૃશ્ય જોયુ જાય તેમ,
બળવાની પુરતી તાલીમ આપેલી હોવાથી તેમનાથી જરા જેટલુ પણ તોફાન થઇ શકે તેમ ન હોતુ તો પણ મને થએલા આ અન્યાય માટે લશ્કરે દેવરૂપ મહારાજાને ચરણે હથીયાર મૂકી દીધાં અને પ્રજા ગભીરાઇથી પરમાત્માની સ્તુતિ કરવામા તલ્લીન થઇ ગઇ રાજાને પોતાની વિપરીત અવસ્થા માલૂમ પડી શુ કરવુ તે સુઝે નહિ છેવટે રાજાજીએ જણાવ્યુ કે 'પ્રાણથી પ્રિય મારી પ્રજા અને આત્મરૂપી સૈનિકાનુ તું કૃપાપાત્ર હોવાથી તને દેહાંતદંડની સજામાંથી મુક્ત કરૂં છું.' એમ કહીને રાજાજીએ ઘોડો નગર પ્રતિ ફેરવ્યો પ્રજા અને સૈન્ય મારો દુઃખમાં ભાગ લેતાં ત્યાં જ ઉભા રહ્યા ને સુશિલાનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો મારૂ પ્રિય બાળક પણ એ જ દશામા મૂકાયું મારૂ સર્વસ્વ આ ચિન્તામા બળી જતુ જોઇને મને વૈરાગ્ય થયો આ સ્મશાનવૈરાગ્ય ન હોતો પણ ખરો જ હતો નિરંજન ! એ વૈરાગ્યના પરિણામે નગર છોડી ચાલી નીકળવા મેં મારાં પગના ફેરવ્યા પ્રજા આડી પડી લશ્કર અને પ્રજાનો ઘોર અવાજ થયો "રાજા અમારી પૂજ્ય ભાવના હોય ત્યાં સુધી અને ગૌબ્રાહ્મણ પ્રતિપાળનુ બીરદ સાચવે ત્યાં સુધી" પરન્તુ મારા દૃઢ નિશ્ચય પાસે તેમનુ ચાલ્યુ નહિ, હુ ચાલી નીકળ્યો દૃષ્ટિમર્યાદા બહાર થયો ત્યાં સુધી તેઓ ત્યાં જ પુતળાની માફક ઉભા રહ્યા" યોગીએ પ્રજાપ્રેમ યાદ કરી બેચાર આંસુ પાડયાં અને હૈયું ભરાઇ આવતાં શાંતપણે પોતે જ પોતાની આંખો દબાવી દીધી વળી પાછા સ્વસ્થ થઇ કંઇક ગણગણ્યા અને નિરંજન તરફ નજર કરી બોલ્યા

"નિરંજન ! મારો ભૂતપૂર્વ ઇતિહાસ આનાથી વધારે નથી હા, ગુરૂજીએ આપેલો ઉપદેશ પણ કહી દઉં એટલે મારૂ આત્મવૃતાંત પૂર્ણ થાય એક રાતે ગંગા કાંઠે એ જ ઠેકાણું કે જ્યાંથી મેં તને જળસમાધિ લેતા અટકાવ્યો—હુ શાના જાપ જપતો હતો તેનુ મને બરાબર સ્મરણ નથી પણ એક મહાત્મા મારા 'જય ગંગે' ના અવાજમા કંઇક ભેદ પામતા જ મને આ પર્ણકુટિમા લઇ આવ્યા અને તેમણે મને કર્મયોગનુ જ્ઞાન આપ્યુ બોધ આપ્યો બાકી રહેતા કર્મો સમજાવ્યા સત્ય, અહિંસા અને દયાના ઉચ્ચ મંત્રોની પ્રસાદી આપી જીવનમા એનુ રહસ્ય ઉતારતા શિખવ્યુ મારા કર્મો હજી બાકી છે એમ મને જણાવ્યું હુ અને મહાત્માજી એક વર્ષ કરતા કંઇક વધારે સમય આ પર્ણકુટિમા સાથે રહ્યા એક રાત્રિએ મને જણાવ્યા વિના તેઓશ્રી ગયા તે ગયા પાછા જણાયા જ નથી" આ હકિકત સાંભળી નિરંજન એકદમ ધ્રુજતો હતો તેની આંખોએ અન્ધારા આવ્યા તેમ જ ચહેરાપર એકદમ ફીકકાશ આવી ગઇ. યોગીએ વિસામો લેતા લેતા નિરંજનને ઉદ્દેશી કહ્યું "એ પણ હરિની માયા જ છે જણાય છે ! જોયુ ને ? મહારાજાએ મારી વફાદારીની કિંમત આંકી બદલો આપવામાં કંઇ મણા રાખી છે ?" પ્રધાન યોગીએ હસતે ચહેરે જણાવ્યુ "બદલો ! મનુષ્ય જાત ભૂલને પાત્ર છે રાજા શો બદલો આપવાનો હતો ? રાજા તો પંચમહાભૂત પુનઃ

જગતનું સર્વસ્વ છે

એ સિદ્ધાંત ગજા ભુલી ગયો" નિરંજને પોતાનો અભિપ્રાય જણાવી અત્યંત દુખિત હૃદયે સહેજ હાસ્ય કર્યું

"પરંતુ તેથી પ્રજાને શો લાભ થયો ? ગરીબ રાંકડા ખેડુતો કે જે રાજ્યરતભ ગણાય છે તે સૌ ભીખારા–રહે ગાઇ જ ગયાને ! તેને શો ન્યાય મળ્યો ?" પ્રધાને યોગીએ આમ કહી એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો

દુખી ડુંગરાના ઉંચામા ઉંચા શિખરપર બીરાજેલા યોગીને પાતાળવાસી યોગી તરીકે પ્રધાન યોગીને નિરંજને આજે તેના સાચા સ્વરૂપમા ઓળખી લઇને કહ્યુ —"અમરનાથ !"

નિરંજનના મોઢામાંથી પોતાનુ મૂળ નામ સાંભળતા જ પ્રધાન યોગી ચમકયો ગયે અને દયામય ચહેરાવાળા પ્રધાન યોગીએ વૈરવિનાની આંખોથી સ્નેહભાવે અને કૃતજ્ઞપણે નિરંજન સામે એકીટશે જોયા કર્યું અને પુછ્યુ "નિરંજન ! કહે તું કોણ છે ?"

"હું કોણ છુ એ હવે તો ન જાણવામાં જ મઝા છે"

"મારું સંપૂર્ણ વૃત્તાંત જાણવા પછી તું કોણ છે એટલું પણ જાણવાને શું વિશ્વાસપાત્ર નથી ?" પ્રધાન યોગીએ ગીરાઇ જતા હૃદયે કહ્યુ

"વિશ્વાસ કે અવિશ્વાસનો સવાલ નથી પણ   એટના અધુરા વાકયે નિરંજન ગળગળો થઇ ગયો અને પ્રધાન યોગી કઇ પણ કહે તે પહેલાતો એક બાળકની જેમ એ રડવા લાગ્યો પાછો સહેજ સ્વસ્થ થઇ પ્રધાન યોગીના  પગમાં પડી કહેવા લાગ્યો

"અમરનાથ ! મને ક્ષમા કર ક્ષમા કર"

"પણ તુ કોણ છે ? આ સાધુના વેશમાં આ શયતાન !"

"હા, હુ શયતાન હતો પણ હવે નથી હું ખરેખરો સાધુ છું હુ કોણ છુ તે તને કયે મોઢે કહુ ?"

"જે મોઢે કહેવાનું હોય તે મોઢે કહે કે તુ કોણ છો ?",

"અમરનાથ ! મને માફ કર હું તે છુ, કે જેણે તારા કુટુંબની હત્યા કરી બાળહત્યા અને સ્ત્રીહત્યા જેવા ઘોર પાપ વ્હોરી લીધાં તને દેશવટો આપ્યો આધળી સત્તાના મદમાં રાક્ષસી ભાવનાઓનો હુ પ્રજાદ્રોહી નૃશંસ નૃપાળ   "

નિરંજનનુ કહેવું પુરુ થાય ને મહેવાં જ પ્રધાન યોગીથી રહેવાનુ નહિ એટલે ક્રોધને જેણે જીત્યો હતો તે અમરનાથ—પ્રધાન યોગી દયાને શરણે આવેલા પરંતુ પોતાના ભૂતપૂર્વ પ્રસિદ્ધ મહારાજાને ભેટી પડયો

"મહારાજ ! તમે આ દશામા કેમ ? રાજ્યધુરી કોને શિર ? અનાથ ભોળી ગરીબ ગાય જેવી રાંકડી પ્રજાનો ધણી કોણ ?"

"અમરનાથ ! તારી પ્રતિજ્ઞા—અનશન લીધાના ખબર આપણી પ્રજાએ જાણ્યા તે જ ક્ષણથી પ્રજા સંપૂર્ણ કર્મયોગી બની મેં સર્વ પ્રકારની રાજનીતિ અજમાવી જોઈ પરન્તુ પ્રજા સઘના આત્મબળ પાસે મારી રાજ્યસત્તાનુ રાક્ષસબળ ન ફાવ્યું તે ના જ ફાવ્યુ અને મારે કહ્યુ

કવિતાપ્રવેશ રૂ ૧-૦-૦ મેસર્સ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

ગે ન ચાલ્યુ આખરે એક ઢંઢેરો બહાર પાડી પ્રજાને સંપૂર્ણ સ્વરાજ્ય આપી મે રાજ્યનો ત્યાગ કર્યો રાજા પદને હિણપત લગાડનાર હું મેહ્રૂ ત્યાગ જેવા શુદ્ધ પ્રમાણિક પ્રજાવત્સલ અને ખરા કર્મયોગી પ્રધાન—યોગી સાથે વાત કરૂં! મને તારી માફી માગવા જેટલો પણ હક નથી-તો પણ હે ઉદાર હૃદયવાળા 'અહિંસા પરમો ધર્મ ' અને 'સત્યં વદ ધર્મં ચર' ના પૂરા ઉપાસક અમરનાથ! તું મને માફ કર " એમ કહી નિરંજન અમરનાથને ભેટી પડી પૂમ રડ્યો.

મનુષ્ય જાતની સહનશકિતને પણ હદ હોય છે યોગી પણ આખરે મનુષ્ય, અને બાલ કાળની દશ્યો નજર આગળ ખડા થતા હૈયું કેમ હાથ રહે? બન્ને યોગીઓ ઘણીવાર સુધી એકબીજાને ભેટી ખુબ રડ્યા, અને અશ્રુઓના આંસુઓ પાડ્યા *

# ચિત્ર પરિચય.

'સમાલોચક'ના આ અંકમાં ત્યાગ અને સેવાનું ચિત્ર વાચકો સમક્ષ સાદર કરતાં તેની વીગત સ્પષ્ટ કરવાની અમને જરૂર લાગે છે

આ ચિત્રમાં એક ધનિક કુટુંબ-પતિપત્ની-પ્રાતઃકાળે રેંટિઆરૂપ પૂજન કરે છે એ પૂજન નથી ફૂલપુષ્પની આરાધનાવડે થતું, પરન્તુ રેંટિઆ ઉપરથી સૂતર કાંતી તૈયાર કરવાનું છે પતિપત્નીએ ખાદીના જ સાદાં વસ્ત્રોથી પોતાના અંગને દીપાવ્યાં છે. એ નિર્દોષ બાળક ભાઈ બ્હેન એકપત્રાવળિએ જમે છે ત્યાં ગૌમાતા આવે છે બાળક ભાઈ અડધો કડકો પોતાના મ્હોંમાં મુકે છે, બીજો અડધો કડકો ગૌમાતાને ધરે છે માતાપિતા સંસારનું ગૃહસ્થી જીવન ત્યાગી દેશસેવનની સેવા અર્થે રેંટિઆની આરાધના કરે છે બાળક ભાઈબ્હેન પોતાને મળે ભાગેથી પત્રાવળિમાંથી જ ગૌમાતાને સંતોષે છે આખું કુટુંબ ખાદીથી જ પરિધાન થયું છે જગત જેવા એકાન્ત રમણીય સૃષ્ટિના રમ્ય સ્થળમાં આ ત્યાગ અને સેવાની દીક્ષા લઈ પોતાના દેહની મુક્તિદ્વારા સારા દેશની મુક્તિમાટે પુરૂષાર્થથી સ્વાતંત્ર્યયજ્ઞમાં એ આખું કુટુંબ આહુતિ આપી રહ્યું છે હિન્દમાં આવા જ કુટુંબોથી ક્યારે નવેદિશાઓ ઉભરાઈ જશે?

બીજાં બે ચિત્રો મેસર્સ વિશ્વવિખ્યાત ગિરિસ્થાનના વૈભવની છે મુંબાઇના એક જાણીતાં અમ્હારા મિત્ર ફોટોગ્રાફર ભાઈ કીર્તિકરે આ ચિત્રો સમાલોચકમાં પ્રસિદ્ધિ માટે આપ્યાં છે તેમનો અમ્હે આહિં અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ

* આ વાતાનો કેટલોક ભાગ રૂ. ... ... લખ્યા હતા તેમાં સુધારો વધારો કરી વાત તૈયાર કરી છે

... ... ... એમ ... પાસે ... કટની ... 

# એક રાજકુમારીનું વિચિત્ર સાહસ.

લેખક—રા છગનલાલ હરિલાલ પંડ્યા, બી એ .

આપણી ગુજરાતી નાટકોમા આજકાલ ઘણે ભાગ એક પ્રકારની એકતાન—સમાનતા—અભિનવ પ્રસંગોના અભાવ—અને પિષ્ટપેષણ—ના જેવો ઘાટ જોવામા આવે છે તેનું કારણ મને તો એમ જણાય છે કે આપણી સમાજોની અન્દર બનતા બનાવો—આપણા રીતિ રિવાજોને લઇને એવા વિચિત્ર—એવા વિવિધ પ્રકારના—હોતા નથી કે જેથી આપણા લેખકોને તે ચિત્રવાનો અવસર મળે યુરોપીયન પ્રજાની પરિસ્થિતિ એ સબંધમા ભિન્ન પ્રકારની છે તેમને ત્યા સ્ત્રીઓને મળતી વિવિધ પ્રકારની કેળવણી, સ્વતંત્રતા, શારીરિક તથા માનસિક બળની અભિવૃદ્ધિ, પુરૂષો સાથે હરવા ફરવાની છુટ—એ આદિ કારણોને લઇને તેમના જીવનમા એવા તો અવનવા પ્રસંગો બની આવે છે કે તેનો ખ્યાલ પણ આપણા દેવીઓને આવવો કઠિન છે તેવા પ્રસંગો આલેખવાની કળા તે દેશોના ઘણા લેખકોમા જોવામા આવે છે અને તેને લીધે જ તેમના ગ્રંથો આપણને વિશેષ રૂચિકર થઇ પડે છે ત્યાંની સ્ત્રીઓના કેટલાક પરાક્રમ એક રીતે આપણા દેશમા અનુકરણ કરવા યોગ્ય ન પણ ગણાય એ હુ સ્વીકારૂ છુ તથાપિ તે જાણવાથી મન ઉપર કંઇ નવી જ જાતનો પ્રકાશ પડે છે—નવુ જ જ્ઞાન મળે છે અને વિવેકબુદ્ધિથી ત્યાની કેળવણીનો ઉપયોગ થાય તો તે અવશ્ય લાભકારી છે એમ કહ્યા વિના ચાલતું નથી

ત્યાની રાજકન્યાઓ કેવી હિંમતવાળી, નિડર, સાહસિક છતા પરોપકારી અને સુશીલ તથા દયાળુ હોય છે તેના અનેક દૃષ્ટાન્તો આપણા જાણવામા છે તેવી એક રાજકુમારિકાને વર્ણના ઘણા વૃત્તાન્તોમાથી નીચેનો એક પ્રસંગ વાચકોને અભિનવ રૂચિકર જણાશે એમ સમજી અત્રે વર્ણવવામા આવે છે—

પ્રિન્સેસ ઓલ્ગાનુ નામ તેના દેશમા એક અપ્રતિમ લાવણ્યવતી બાળા તરીકે સુવિખ્યાત હતુ તેનું વય નાનુ છતા શરીરનો બાંધો સુદૃઢ હતો ને પુરૂષોને યોગ્ય સર્વ પ્રકારની કસરતોમા તેને તાલીમ મળેલી હોવાથી તેના અવયવોમા એક નવીન પ્રકારની ચપળતા આવી હતી ને તેની સાથે તેની કાન્તિમા અદ્ભુત તેજ પ્રકાશતું હતુ ઘણા રાજકુમારો અને અમીરો તેના રૂપથી અંજાઇ જઇને, દીપ શિખામા પતંગ આત્મભોગ આપે છે તેમ આપવાને તત્પર થયા હતા—કેટલાકે તો સ્વસ્વ ખોઇને તેની પ્રીતિ સપાદન કરવા માટે ભેખ લીધો હતો, પણ તેનું અંતઃકરણ હજી કોઇના ઉપર આકર્ષાયુ ન હતુ પોતાને માટે અમુક પુરૂષોએ જીવિત—ત્યાગ કર્યાનું સાભળી તે હવે પોતાના રૂપને ધિક્કારવા લાગી હતી અને અભિમાનમાં તેવા પ્રસંગ ન બને તેટલા માટે પોતાના બાપ રાજપદે બિરાજતા હતા તેમની અનુજ્ઞા લઇને તે પોતાના રાજ્યમા—રાજધાનીથી થોડે દૂર આવેલા એક જંગલની પાસે ટેકરી ઉપર બંધાવેલા મહેલમા જઇને રહી હતી ત્યાથી તે દરરોજ ઘોડે બેસીને પાસેના જંગલમા ફરવા નીકળતી અને તે પ્રદેશ ઝાડીથી ભરેલો તથા નિર્જન જેવો જ હોવાથી

પ્રેમાનંદ જીવનકળા ની ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

તેને એકાન્તમા વિચરવામા ઘણો આનદ આવતો હવે કોઇ પુરૂષ તેની દષ્ટિયે નહિ જ પડે એવી તેની ખાત્રી થવા લાગી હતી-તથાપિ મનનો સ્વાભાવિક ધર્મ છે તેમ તેને કોઇ કોઇ વાર એવી અનિવાર્ય લાલસા થઇ આવતી કે આવા પ્રદેશમાં પણ કોઇ છેલ છબીલો વીર નર પોતાના પ્રેમને પાત્ર અચિન્ત્યો મળી જાય તો કેવુ ? વિચાર આવવાની સાથે જ તે તેને દૂરે કરવા પ્રયત્ન કરતી-બીજા વિષયોમા મન પરોવતી પણ તે વિચાર મૂકી મૂકીને તો જતો જ નહિ સાંઝના માઇલ સુધી તે એકલી આવા ગાઢ અરણ્યમાં ફરતા જરા પણ ડરતી નહિ. આવી રીતે અનેક વાર તે પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરી આવી હતી પણ એક દિવસ ફરતા ફરતા તે જરા વધારે દૂર નીકળી ગઇ અને તે નવા પ્રદેશમા તેને એક સુંદર સ્વરૂપવાન, રગ તથા તેજમા અતિ આશ્ચર્યકારક અશ્વ એક વૃક્ષને થડે બાંધેલો જોવામાં આવ્યો તેના ઉપર બધો સામાન મઢેલો હતો તેથી તેની ખાત્રી થઇ કે અહીં આસપાસ તેના ઉપરનો સ્વાર કહીંક ફરતો હોવો જ જોઇએ એ વિચાર આવતા, વળી પુન પુરુષ દર્શન થશે એવી ભીતિ કે આશાથી તે પોતાનો અશ્વ પાછો વાળીને કિલ્લા તરફ જવા માટે મ્હોં ફેરવતી હતી એટલામાં તેની દષ્ટિ સામેથી આવતા એક રૂપસપન્ન, સ્વચ્છ વસ્ત્રોથી અલંકૃત, હવામા ફરતાંફરતાં વાળના સુંદર ગુચ્છાવાળા એક યુવાન ઉપર પડી તેની કેડે મ્યાનમા મુકેલી તરવાર લટકતી હતી અને રૂપાની ચળકતી નળી ઓવાળી બે પિસ્તોલો બીજી તરફ પગમાં રાખેલી હતી બન્નેની દષ્ટિ મળતા જ તે યુવાને નીચા વળીને તેને પ્રણામ કર્યા અને ઘુટણે પડીને ટોપી હાથમા લઇને અરજ કરવા લાગ્યો કે —

"બાઇસાહેબ! આપ જો ધારો તો મને અમૂલ્ય સાહાય્ય કરી શકો એમ છો "

"હું!" રાજકુમારીએ આશ્ચર્યથી ચકિત દૃષ્ટિએ પૂછ્યુ 'તમે કોણ છો તે હું જાણતી નથી-હું કોણ છુ તે તમે જાણતા નહિ જ હો ત્યારે મદદ કેવા પ્રકારની માગો છો?"

તેના મુખ ઉપર દષ્ટિ સ્થિર થતા રાજ્યકન્યાને ખાત્રી થઇ કે તે યુવાન ખાનદાન તો છે જ

"બાઇસાહેબ!" યુવાને વિનયથી કહેવા માડ્યુ "આપ કહો છો તે સત્ય છે, પણ ઇશ્વરે જ આપને મ્હારી મદદમા મોકલ્યાં છે એમ હું સમજુ છુ આપ મને નિરાશ કરશો તો આ મ્હારો અમૂલ્ય ઘોડો હું હારી જઇશ ને તે જશે તો પછી હું જીવવાનો પણ નથી કેમ કે તે મને પ્રાણ સમાન વાહલો છે ને મ્હારા જીવનનો આધાર તેના ઉપર છે"

"ઘોડો કેમ હારશો? શુ કંઇ સરત બરત કરી છે?"

"હા જી અમારૂં ગામ અહીંથી માઇલેક દૂર છે ત્યાં એલેક નામનો એક ખેડુત છે તેના લગ્ન લીના નામની કન્યા સાથે આજ થવાનાં છે ને તે ફુલાય છે કે મ્હારી લીના જેવી રૂપવતી કન્યા આખા જહાંમાં નથી મ્હારાથી તેની આ બડાશ સાંખી શકાઇ નહિ તેથી બોલાઈ ગયું કે "જો તો ખરો-મ્હારી લીનાને પાણી ભરાવે એવી કન્યા હું ન લાવુ તો મ્હારૂ નામ ફ્રીરગીરન નહિ" તે ઉપરથી તેણે સરત બકી છે કે આજ બપોર સુધીમા હું બીના કરતા પણ રૂપાળી

કે માને લાવું તો મને એણે એક હજાર ક્રાઉન આપવા ને હું ન લાવી શકું તો મ્હારે મ્હારો આ ઘોડો આપવો. હવે હું તો ગરીબ છું ને ક્યારનો યે એક એવી કન્યાની શોધમાં ફરૂં છું પણ મને તે ક્યાંથી મળે ? મ્હારો જીવ હવે તો આકુળવ્યાકુળ થાય છે ગભરાટ શું બકી જવાયું પણ હવે બપોર થવાને વાર નથી ને હું જો ઘેર પહોંચી શકીશ તો મ્હારૂં સઘળું ગુમાવી બેસીશ. તમને જોયા ત્યારથી મ્હારામાં હિંમત આવી છે. તમારૂં મુખારવિંદ જ કહી આપે છે કે તમે દયાળુ ને પરોપકારી છો. તેથી મ્હારી અરજ નક્કી સ્વીકારશો. રૂપમાં તો તમારી કોઇ બરાબરી કરી શકે એમ છે જ નહિ. કહે છે કે અમારાં રાજકુંવરી રૂપરૂપનો ભંડાર છે પણ તે યે તમને ન પહોંચે, એમ મ્હારૂં મન કહે છે. કૃપા કરી મુજ ગરીબ ઉપર દયા કરો."

"મ્હારે ક્યાં સુધી રોકાવું પડશે ?" રાજકુમારીને ખરેખર તેની દયા આવી અને વળી નવું નવું જોવાનું કુતુહલ પણ થયું તેથી તેણે પ્રશ્ન કર્યો.

"માત્ર બે કલાક જ. પછી, હું આપની સાથે આવીને આપને આપના મકાન સુધી મૂકી જઇશ. મ્હારી ઝુંપડી, અહીંથી થોડે દૂર છે ત્યાં મ્હારી માતા મ્હારી વાટ જોતી બેઠી છે. કપડાંની પણ મ્હેં તૈયારી કરી રાખી છે, તે તમને બરાબર બેસતાં આવશે. એમ મને લાગે છે."

"શું મ્હારે તમારા ગામડીઆ લોકનાં કપડાં પહેરવાં પડશે ?"

"હાજી, એ વિના તો હું અમારા લોકમાં ખપે એવી કન્યા લાવ્યો છું એમ તેમની ખાત્રી શી રીતે થાય ? મ્હારે માટે એટલી તકલીફ ઉઠાવશો તો હું જન્મભર આભારી રહીશ."

રાજકુમારીને મંદમંદ હાસ્ય આવવા માંડ્યું, પણ તે ખાળીને તેણે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો અને ક્રીસ્ટીયનને ઇશારો કર્યો એટલે તે પણ પોતાને ઘોડે ચડપ લઇને બેસીને તેનાથી આગળ રસ્તો બતાવવા લાગ્યો. થોડી વારમાં જ એક ઝુંપડી તેમના જોવામાં આવી ને તેનાં બારણાં પાસે એક વૃદ્ધ સ્ત્રી આતુરતાથી રાહ જોતી ઉભેલી જણાઇ. તેણે પોતાના પુત્રને ઓળખ્યો ને તે સાથે કોઇ કન્યાને લઇ આવે છે તે પણ જોયું. તેથી તેના આનંદનો પાર રહ્યો નહિ. ઝુંપડી પાસે આવતાં જ તેણે, રાજકુમારીને એક ઉંચી પંક્તિની સ્ત્રી સમજીને સભ્યતાથી આવકાર આપ્યો, ઘોડેથી ઉતરી રાજકુમારીએ તે ઝુંપડીમાં પ્રવેશ કર્યો એટલે ઘોડાને એક ઝાડ સાથે બાંધી ક્રીસ્ટીયન બહાર ઉભો રહ્યો. કુમારીએ જન્મારામાં જાડાં, ગામડીઆ લોકનાં વસ્ત્ર પહેર્યાં નહિ તેથી તેને વસ્ત્ર બદલતાં બહુ જ હસવું આવ્યું ને ચોળી વિગેરે તણાવા લાગ્યાં પણ જેમ તેમ કરીને તેણે પેલી ડોશીની મદદથી પહેરી લીધાં. પરંતુ બૂટ તો એવા જાડા ને કઠણ લાગ્યા કે તે તેનાથી એકદમ તો ખમાયા નહિ. ધીમે ધીમે તે પણ જેમ તેમ કરીને પહેરી લીધા પછી તે ક્રીસ્ટીયન સાથે પેલા લગ્નમંડપમાં જવા નીકળી. રસ્તે ચાલતાં તેણે ક્રીસ્ટીયનને પોતાની વીંટી સતાડી રાખવા આપી. ક્રીસ્ટીયનને હવે સોએ સો ટકા ખાત્રી થઇ કે, પોતાનો ઘોડો ખોવાની બીક તો મટી ગઇ પણ તે ઉપરાંત એક હજાર ક્રાઉન જેટલી મ્હોટી રકમ આજ તેના ગજવામાં આવશે તેથી તેટલો તે તાલેવન થશે, એટલું જ નહિ પણ તેના ગામના બધા લોકો અને બધી છોકરીઓ તેની અદેખાઇ કરશે અને

પાંચ પ્રેમકથા. રૂ ૦-૬-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ઓટો તથા લીના તો ન્હોમાં આગળ જ ધાનીને ટીકે ટીકે જોયા જ કરશે કેમ કે પોતાની સાથે જે કુમારિકા આવતી હતી તેના રૂપમાં કાંઈ મણા ન હતી ને તેની બરોબરી કરે એવું તેના ગામમાં તો કોઇ હતું જ નહિ મનમાં ને મનમાં તે રાજકુમારીનો ઘણો જ ઉપકાર માનવા લાગ્યો

થોડુંક ચાલતા તેમને ટેકરી ઉતરવાની આવી ને તેની તળેટીમાં તેમણે જોયું તો ગાયનના મધુર સ્વર ગાજી રહ્યા હતા ખાણાની ટેબલો પુષ્કળ મીઠી મીઠી વાનીઓથી ભરેલી ગોઠવાઇ ગયાં હતાં ઓટો ગામના પટેલ જેવો હોવાથી સર્વ તેને ત્યાં લગ્નોત્સવમાં ભાગ લેવા ભેગા થયા હતા બાળકો નિર્દોષ આનંદમાં આમ તેમ કુદતાં ને રમતા હતા કેટલાક સ્ત્રીપુરૂષો હાંસીમશ્કરીમાં આનંદ લેતા હતા કોઇક કહેતું હતું કે ફ્રીસ્ટીયન આજ નક્કી હારશે કેમ કે આપણી લીના જેવી પણ કન્યા એને મળવાની નથી તો પછી એને હરાવે એવી તો એના ભાગ્યમાં ક્યાંથી હોય ? ઓટો પણ લીનાને સાથે રાખીને બધે ફરતો ને પોતે આવી સુંદરીને પરણવાથી ભાગ્યશાળી બન્યો છે એમ માનતો લીના પણ આ શુભ અવસરે લજવાતી લજવાતી પોતાનાં સગાસંબંધી તથા સ્નેહીઓની શુભેચ્છા સ્વીકારતી આમતેમ પોતાના સ્વામી સાથે ફરતી હતી એટલામાં સર્વની દૃષ્ટિ સામેથી આવતા જોડા ઉપર પડી એટલે સર્વનું ધ્યાન લગ્નના આનંદમય વિચારોમાંથી ઉઠીને તેમના ઉપર ચ્હોટ્યું આખરે ફ્રીસ્ટીયન આવ્યો તો ખરો! હવે તે કેવી લાડકડીને લાવે છે તે જોવાનું રહ્યું આતુરતાથી સર્વ તે બન્ને તરફ અનિમેષ દૃષ્ટિથી જોઇ રહ્યાં પરણનાર યુગલના મનમાં પણ ધાસ્કો તો પડ્યો કે આ આવીને અમારા રંગમાં ભંગ તો નહિ પડાવે! જોતા જોતામાં તો તેઓ મંડપમાં દાખલ થઇ ગયા અને આપણી રાજ્યકન્યાને નિહાળતા જ તેમનામાં હર્ષના પોકાર ચોમેરથી ગાજી રહ્યા "ખેડુતોના વસ્ત્રોમાં પણ તેનું રૂપ ઢાંક્યું રહેતું ન હતું—શરીરે ભરેલી—ગૌરવર્ણની—પૂર્ણ ચંદ્રસમાન, પ્રફુલ્લ મુખારવિંદવાળી આ આમ્રગૌરી—મહાન નરેશની પુત્રી હોવાથી સર્વ કરતા ચઢે એમાં આશ્ચર્ય પણ શું ? તેને પોતાને પણ આવી સર્વની લાગણી જોઇ સ્વાભાવિક રીતે જરા અભિમાન આવ્યું તે જાણતી હતી કે તેનું રૂપ અસાધારણ છે તેથી તે સર્વને આંજી નાખશે જ એને ફ્રીસ્ટીયનના મનમાં પણ હવે ગર્વ આવી ગયો તેથી તે ઓટોની પાસે સર્વ જઇને સાંભળે એમ કહેવા લાગ્યો કે "બોલો હવે તમારી લીના કરતા પણ અધિક સૌંદર્યવાન કન્યાને હું લાવ્યો ખરો કે નહિ! જો તમારૂં મન તે વાત કબુલ કરતું હોય તો લાવો એક હજાર ક્રાઉન" ઓટો પ્રામાણિક માણસ હતો ને જે વાત કોઇથી પણ ઈન્કાર ન થાય એવી ન હતી તેમાં એ વાંધો લે પણ શી રીતે ? તેથી તેણે પોતાની પરિણીત યુવતીને આશ્વાસન આપતાં કહ્યું કે "ભલે એ ત્હારા કરતાં સરસ કન્યા લાવ્યો પણ મ્હારે મન તો સંસારમાં તુજ સમી બીજી કોઈ રૂપવતી છે જ નહિ ને મ્હારો પ્રેમ ત્હારા ઉપરનો અચલ-અચળ જ રહેશે" તેથી તેને જરા સંતોષ થયો ઓટોએ તરત જ ઘરમાંથી લાવીને એક હજાર ક્રાઉનની થેલી ટેબલ ઉપર ખણખણાટ કરતી મૂકી દીધી તેને એવી બ્હીક ન હતી કે પોતે હારશે તેને તો ખાત્રી હતી કે ક્રીસ્ટીયનનો ઘોડો પોતે જીતી જ ચૂક્યો છે તેથી આ અણધારેલ પરિણામ આવેલું જોઇને તેનું મ્હો ઉતરી જાય એ સ્વાભાવિક હતું

સ્વદેશ મુદ્રાલય ૨-૧૦૮ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

જતો અટકે અને પ્રામાણિક ધંધાથી પોતાનુ ગુજરાત ચલાવે તો કેવુ સારૂ? તેથી તેણે તેને પ્રશ્ન કર્યો કે "તને રાજસાહેબની નોકરીમા રહેવુ નથી ગમતુ?" ક્રીસ્ટીયને અરજ કરી કે નોકરીના બન્ધનમા જન્મારો ગાળવા કરતા તે સ્વતન્ત્રપણે જીવન ગાળવાનુ વિશેષ પસદ કરે છે કુવરીને પોતાને આ વેળા પોતાના સબન્ધી પણ કંઇક વિચાર આવ્યો હતો-રાજની ખુસરી બાંધી લઇને ફરવા કરતા તે કેવી રીતે છુટથી ફરવા ચાહતી હતી? તેથી તે કંઇ વિશેષ બોલી નહિ પણ તેણે ગજવામાથી એક કાગળ કાઢીને તેના ઉપર ૧૦૦૦ ક્રાઉન તેને મળે એવી ગોઠવણ થાય તેવુ લખી પોતાની સહી કરીને તેને આપી ને કહ્યુ કે ત્હારી પાસેથી મ્હેં જે રકમ લીધી છે તે તને આ ચીઠીથી મળશે માટે તે લઇ આવજે ચીઠીમા સહી જોતા ક્રીસ્ટીયન જરા ચમક્યો અત્યાર સુધી તેને કદી શંકા આવી હશે કે આ પોતે જ રાજકુમારી છે, પણ તે નિશ્ચિતપણે કહી શકે તેમ ન હતુ તેની બોલી ચાલી ને રીતભાત તથા વિવેક ઉપરથી તેની શંકા વધતી જતી હતી અને હવે જ્યારે ચીઠીમા સહી જોઇ ત્યારે તો તેની ખાત્રી થઇ તેની સાથે જ તે ઘોડેથી એકદમ ઉતરીને રાજકન્યાને ચરણે નમી પડ્યો પોતાના સાહસ માટે તે ઘણીજ આજીજી સાથે ક્ષમા માગવા લાગ્યો મને અજાણ્યે તેમના જેવા રાજકુમારીને આટલો બધો શ્રમ આપ્યો હતો તે માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યો તેની સાથે જીવિત પર્યંત તે તેમનો દાસ બન્યો હતો તે પણ તેણે જણાવ્યું અને કુમારીએ જ્યારે તેને પોતાની નોકરીમાં રહેવા પૂછ્યુ ત્યારે તેણે તે ઘણી ખુશીથી સ્વીકાર્યું રાજકુમારીએ તે વિષે હવે પછી ગોઠવણ કરવાની ઇચ્છા જણાવી ક્રીસ્ટીયનને સોંપેલી વીંટી તે હવે પાછી આપવા લાગ્યો પણ કુવરીએ લીધી નહિ ને કહ્યુ કે "તને કંઇ સંકટ આવી પડે તો આ વીંટી મને મોકલી મદદ માગજે પણ મ્હારૂ માને તો આવા ધંધામાં હવે બીજી વાર જોડાઇશ નહિ" આમ કહીને તે એકલી જ ઘોડો દોડાવતી આગળ ચાલી ક્રીસ્ટીયને સાથે આવવા વિનતિ કરી પણ તેની તેણે ના પાડી

રસ્તે ચાલતાં તેને આજના અભિનવ સાહસના જ વિચારો આવ્યા કર્યા. લીનાનું સૌંદર્ય-તેનું માર્દવ-તેની નમ્રતા આદિ સાંભરી આવ્યાં ને તેને તથા ક્રીસ્ટીયનને પોતે સુખી કરી શકી હતી તે માટે મનનાં આનન્દ માનવા લાગી

—અપૂર્ણ

સાક્ષરજીવન ૬ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

ગત રજવાડાઓમા પ્રસિદ્ધ થયેલું, પાકા રંગોથી ફેન્સી છાપેલો તથા રેશમી સાડીઓ છાપવાનું તેમ જ જરીનું ફેન્સી આરીકામ અને ભરતકામ કરવાનું જાનું અને જાણીતું ખાતું

# જર્મનીઆ ડાઇંગ

# અને પ્રીન્ટીંગ વર્ક્સ.

| | |
|---|---|
| હેડ ઑફીસ, | બ્રાંચ, |
| સી. પી. ટેન્ક | શ્રીરામ મેન્શન, |
| પોસ્ટ નં. ૪. | સેન્ડહર્સ્ટ રોડ, |
| ટેલીફોન ન. ૪૪૮૪. | ટેલીગ્રામ્સ "જર્મનીઆ" |

[ May 1921 ]

---

રાજા મહારાજાઓ,

નવાબ સાહેબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સાન્સ જજો, કર્નલો, મેજરો, કેપ્ટનો, નામદાર લેડ વાઇસરાયના લેટ ઑનરરી એ ડી. સી., પોલીટીકલ એજંટ, સરકારી સીવીલીયન ઑફીસરો, યુરોપીયન સીટીન્સ સજ્જનો, એમ ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમા બાદશાહી યાકુતી નામની જગજાહેર દવા ખરૂ વપરાય છે એ જ તેની ઉપયોગીતાની નીશાની છે—ગવર્નમેન્ટ લેબોરેટરીમા આ રજવાડી દવા એનાલાઇઝ થએલ છે

## બાદશાહી યાકુતી.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત, પાછી લાવે છે પુરૂષાતન કાયમ રાખે છે આ રાજવૈદી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ

### બાદશાહી સુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે ખરૂ પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે આઉંસ એકની શીશીના રૂપીઆ આઠ

[ May 1921 ] ડાકટર કાલીદાસ મોતીરામ, રાજકોટ, કાઠીયાવાડ.

૧૫ આપના ઑર્ડરમા સમાલોચકની નોંધ લેજો



જીનતાન—ઉલટીને તરત જ બંધ કરે છે.

જીનતાન—પાચનશક્તિ માટે અકસીર છે.

જીનતાન—શક્તિ માટે એના જેવી એક પણ ચીજ નથી.

આખો વખત બો બો કરનારાઓએ જીનતાનનો તરત જ ઉપયોગ કરવો.

દરિઆની મુસાફરી કરનારા દરેક માણસો તંદુરસ્તી માટે જીનતાન પાસે રાખે છે.

જીનતાન—ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠ માટે જીનતાનનો જ ઉપયોગ કરે છે

જીનતાનની એક બે ગોળીઓ પાનમા ખાવાથી પાનનો અજબ સ્વાદ આવે છે ને મ્હોમાથી દુર્ગંધ દૂર કરવા માટે જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામા આવે છે




જીનતાનનુ એક પડીકુ આજે જ ખરીદો.

મોટુ પડીકુ ગોળી કેન્સી ડબી સાથે રૂ ૧

મધ્યમ પડીકુ ટીનની ડબી સાથે ૦-૪-૦

નાનુ પડીકુ ફી ૦-૧-૦

સોલ એજન્ટસ—જીનતાન એજન્સી,

( જી. આર ચૌકસ )

જુમામસજીદ, મુંબઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચે છે

# સો વરસનુ પુરાણું ખાતુ

જુના ગોપાલદાસ બરફીવાલા અને

મીઠાઈવાલા

મુંબાઈ

સોંઘા મસાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરો મારનાની ભલામણ કરવામા આવેછે.

બદામની બરફી
પીસ્તાની બરફી
માવાના પેંડા
માવાના ઘુઘરા
કોપરા પાક
બાસુદી
શીખંડ
મગજ વગેરે
સર્વ જાતની

સુતરફેણી
હલવા
ચેનીના ચુનાર
ઓરેન્જ વીગેરે
સુકા હલવા
દરેક જાતના
અધરણીના લાડુ
બુંદીના લાડુ
જલેબી મેસુર





સુરતી મીઠાઈ—મગજ ધારી

ટેલીગ્રાફિક એડ્રેસ, "Burfee Shop"

સી. પી. ટેન્ક ટેલીફોન ન ૧૧૦૭

[ જાહેરખબર માટે આ પાનું આપવાનું છે ]

[ જાહેરખબરો માટે ઉત્સાહી ને અનુભવી કેનવાસરો જોઈએ છીએ. ]

## એક અવાજે વખણાયલા પુસ્તકો !!

જરૂર જ વાંચો

## ગુજરાતી પુસ્તકાલયોમાં સંગ્રહવા યોગ્ય પુસ્તકો:

કપાતી પ્રાપ્તી માહન્ડીગમા — લેખકોની છબીઓ સાથે

| | | |
|---|---|---|
| ૧. ગુલામડિકીનો ગજબ સચિત્ર વાર્તા અ. સૌ. વિમળા મેતરાઉ કૃત | રૂ | ૨-૦ |
| ૨. લલિતનાં કાવ્યો રા. લલિતનાં કાવ્યોનો સંગ્રહ | રૂ | ૧-૮ |
| ૩. મારી વીસ વાર્તાઓ સચિત્ર વાર્તા સંગ્રહ રા. કેશવપ્રસાદ છો. દેસાઈ, બી. એ., એલએલ. બી. કૃત | રૂ | ૨-૦ |
| ૪. સાક્ષરજીવન સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત | રૂ | ૨-૮ |
| ૫. ઉષાકાન્ત સચિત્ર વાર્તા સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટિઆ બી. એ. કૃત | રૂ | ૨-૦ |
| ૬. કમલાના પત્રો રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત | રૂ | ૨-૦ |
| ૭ અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન રા. મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત | રૂ | ૨-૮ |
| ૮. હું, સરલા ને મિત્રમંડલ રા. ધનસુખલાલ કૃ. મહેતા કૃત | રૂ | ૧ ૦ |
| | રૂ | ૧૫-૮ |

નોંધ: સમાલોચકના જે ગ્રાહકોએ ૧૯૨૧ ને ૧૯૨૨ ના લવાજમ ભર્યા હશે તેમને આ આખો સેટ રૂ ૧૪ ની કિંમતે આપવામાં આવશે. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારેનું.

લખો — રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી બિલ્ડીંગ નં. ૨, ગિરગામ, મુંબાઈ.

## વિલાયતી તીજોરી ફ્રેંચ તીજોરી, અમેરીકન તીજોરી
## અને ગોદરેજની ગામઠી તીજોરી

શેઠ હરગોવનદાસ જમનાદાસ રામજીએ તીજોરીઓ ખરીદ કરવા
પહેલા તપાસ કરી તેનુ પરિણામ

**મેસર્સ ગોદરેજ અને કૉ. ,મુબઈ.**

જત મારા તથા મારા સ્નેહી માટે ચારથી પાચ તીજોરી ખરીદ કરવાની હતી તેથી તમને મારે ઘેર બોલાવ્યા હતા તમે મને મળવા આવેના પણ તમારો મારી સાથે મેળાપ થએલો નહી તે દરમ્યાન મૂળજી જેઠા મારકીટમા આગ લાગી અને તે આગથી તમારી તીજોરીમાનો કેટલોક માલ બળી ગયેલો માલમ પડયો તેથી તમારી તીજોરી લેવા વિચાર માંડી વાળ્યો જેથી હમોએ વિચાર કરી અમારા સ્નેહીની ઓફીસ મારફત અમેરીકા ફ્રાન્સ અને ઈંગ્લાન્ડના તીજોરીવાળાના કેટલોગો તથા ફાયરપ્રુફ તથા બરગ્લરપ્રુફ તીજોરીની હકીકતો મગાવી અને તે વાચ્યા બાદ હુ તથા મારા સ્નેહી મિત્ર એવા નિર્ણય ઉપર આવ્યા કે તમારી તીજોરી ખરીદ કરવી એ વધારે સારૂ છે તે ઉપરથી મારે માટે બે તથા મારા સ્નેહી માટે બે મળી ચાર તીજોરી બનાવવાનો તમને ઓર્ડર આપેલો છે જે તૈયાર થયે મારા બીજા સ્નેહીનો વધુ ઓર્ડર આપવા વિચાર છે     લી. હરગોવનદાસ જમનાદાસ રામજી

મૂળજી જેઠા મારકીટની આગમા ગોદરેજની ૧૦૧ તીજોરી હતી જયારે બીજા મેકરોની કોઇની એક કોઇની બે અને કોઇની ચાર એટલી જ હતી

ગોદરેજની ૧૦૧ માહેની સાત તીજોરીમા સઘળુ બળી ગયુ હતુ અને આઠમા થોડુ ઘણુ નુકશાન થયુ હતુ જયારે ૮૬ મા સઘળુ સલામત રહ્યું હતું આ ૮૬ માહેની સઘળીને બહુ તાપ લાગ્યો હશે નહીં પણ ૨૫ તીજોરી એટલી તો ગરમ થઇ ગઇ હતી કે કેટલીક ફુલી ગઇ હતી, કેટલીક મરડાઇ ગઇ હતી અને કેટલીકના પીતળના હેંડલો પીગળી ગયા હતા. આટલો સખત તાપ છતા દરેક માહેના કાગળ દાગીના વિગેરે સઘળુ સલામત રહ્યુ હતુ વાચનાર પુછે કે આટલો સખત તાપ છતા ૮૬ તીજોરીમા જરાએ નુકશાન નહીં થયુ ત્યારે આઠ તીજોરીમા થવાનુ કારણ શું તો તેનો જવાબ એ છે કે

**જે તીજોરીઓમા નુકશાન થયુ તે લડાઈ દરમીયાન બનેલી હતી અને જેમા બહુ મજબુત ગરમી છતા કશુ બળ્યુ નહીં તે લડાઈ પહેલાની હતી**

કાપડિયા ભાઇઓએ જોયુ હતુ કે જુની તીજોરીઓમા નુકશાન કશુ થયુ હતુ નહીં પણ નવીઓમા થયુ હતુ પણ તેનો ભેદ નહી જાણવાથી તેઓ એવુ બોલતા હતા કે ગોદરેજે શરૂઆતમા સારી તીજોરીઓ બનાવી અને કામ ચાલવા પછી દગો કરવા માડયો

ખરો ભેદ એ છે કે ફાયરપ્રુફ કરવા માટે જે જે વસ્તુઓ ગોદરેજ વાપરે છે તેમાની કેટલીક જે આ દેશમા થતી નથી તે લડાઈ વખતે પુરતી મળતી હતી નહીં અને તેથી લડાઇ દરમ્યાન બનેલી તીજોરીઓને નુકશાન પુગ્યું હતુ

એ આગ વખતે બે દુકાનમા બે તીજોરી જોડાજોડ હતી એક ગોદરેજની અને એક જાણીતા મોટા વિલાયતી મેકરોની અને બન્ને ઠેકાણે જયારે ગોદરેજની તીજોરીમા સઘળુ સલામત હતુ ત્યારે વિલાયતીમા બળી ગયુ હતુ

આગ પછી જે રીતે શેઠ હરગોવનદાસ જમનાદાસ રામજીએ ફ્રાન્સ, વિલાયત અને અમેરીકા કાગળો લખી કોણની તીજોરી ભરોસાલાયક છે તેની તપાસ કરી ગોદરેજની ચાર તીજોરી લીધી તેવુ કયુ નહીં પણ ગભરાટમા દોડાદોડી કરી બેસી જે કેટલાક કાપડિયા લોકોએ પરદેશી તીજોરીઓ મગાવી છે તેઓએ હવે વિચાર કરવો જોઇએ

ગોદરેજનુ કારખાનુ —ગેસ કપની પાસે પરેલ—મુબાઇ

# તમારે ત્યાં શુભ પ્રસંગોપર

ટી–પાર્ટી—

નાચ–પારટી—

એટ–હોમ—

ઇવનીંગ એન્ટરટેનમેન્ટ—

ઇત્યાદિ મેળાવડાઓમાં—

રીફ્રેશમેન્ટસ માટેની ગોઠવણ કરવાનું અમને સોંપો—

ફાંક્ડું કામ—

વાજબી દામથી—

ટુંક વખતમા—

અને તમને ૧૦૧ ટકા સંતોષ મળે તેવુ કરી આપીશુ—

એસ્ટીમેટસ મગાવો—

ભાવ તાલ જરૂર પુછાવો—

## ગોવિંદજી વસનજી

મુખ્ય ઑફીસ–ચીરાબજાર.
બ્રાંચ નં. ૧–ઠાકોરદ્વાર.
બ્રાંચ નં. ૨–ગ્રાંટરોડ } મુંબાઈ.

ટેલીફોન ૨૫૫૬૬
ટેલીગ્રામ— "Sweetmart"

Feb 19

પંકાયલા, પુરાણા અને મનપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર.

આ ધધાને એક કેગનેબલ ધવાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું !

પહેલા પાયોનીયર

હજી પણ કઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર, અને ના અનેકારે

તૈયાર કર્યાં જ જાય છે!

દુકાને પધારી તરત લઈ જોશો તો

જરૂર જ મોહશો!

પરિણામે અમને ખટાવ્યા વિના

છુટકો જ નથી!

પછી આજે આવો કે કાલે!

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૨.

જરૂર છે !

# આતંકનિગ્રહ ગોળીઓ.

મારે એ વાત દુનિયાને જણાવવાની જરૂર છે કે-ને એક શક્તિની અસરકારક અને ચમત્કારિક વા જે પાચનશક્તિ, મન, મગજ, નાડી, વીર્ય, નબળાઈ વિગેરે રેમાં જે કાંઇ દોષ કે વિકાર હોય તે તમામનો નાશ કરી, શરીરને મજબુત અને બળવાન બનાવે છે એ બાબતમાં લાખો સર્ટીફીકેટો વગર માગ્યે મળ્યા છે એ તેની સચ્ચાઈના પ્રમાણો છે કિંમત ૩૨ ગોળીની ડબી ૧ નો રૂપિયો ૧

વધારે વિગત જાણવા માટે મફત મળતું અમારૂં આઇસલિસ્ટ મગાવી વાંચી, વાકેફ થાઓ

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**
જામનગર-કાઠિઆવાડ
મુંબઈ બ્રાંચ ઑફીસ,
કાલબાદેવીરોડ-મુંબઈ

Oct 21 ]



## જો

તમે અન્ય દવાઓની મોટી જાહેર ખબરો અને મીઠાં વખાણોથી છેતરાયા હો
અને તમારા પૈસા નકામા ગુમાવ્યા હોય તો

## વાપરો

અમારી 'કામવિનોદ ગુટિકા' જે કમજોરીના બુરા દરદોને નિરમૂળ કરી શરીરમાં નવીન જીવન અને નવો ઉત્સાહ ભરી નિરાશ થયેલી જીંદગીને રસમય બનાવી નવીન યુવાની લાવે છે

કિંમત ગોળી ચાળીસની ડબી એકના રૂપીઆ દસ ૧૦

# ☞ બી. મહેતાની કંપની.

[ Dec 21 ] મારકર હાઉસ મુંબાઈ નં. ૪.




दया धर्मको मूल हय

## સાચો સનાતન ધર્મ

## દયા જ છે.

એ દયા—એ દાન ક્યાં વાપરશો ? ને ધર્મ ક્યાંથી મેળવશો ? નિ વસ્ત્ર—નાગા નમાયા નિરાધાર, ભૂખે મરતાં, અજ્ઞાનતાના ઘોર અંધકારમાં સબડતા બાળકોને ઉદ્ધારો, તેમને તમારી જ સંતતિ ગણો—તમારા જ બાળકો ગણો ને તેમના કલ્યાણમાર્ગે ઉદ્ધારો તો જ તમે ધર્માભિમાની—દાનેશ્વરી કહેવાઓ. આવા દાન કરવાનું એક જ પ્રસિદ્ધ સ્થળ **નડિઆદ હિન્દુ અનાવાશ્રમ છે.** સેંકડો ગરીબ બાળકો ત્યાં છે ત્યાં યથાશક્તિ દાન મોકલો——**હિન્દુ અનાથાશ્રમ નડિઆદ**

[Nov 21]



# લલિતા

# વનિતા-આશ્રમ: નડિઆદ.

ન્હાની કુમારીકાઓ, પરણેલી કન્યાઓ, વિધવાઓને આ સંસ્થામાં સંસ્કૃત, ગુજરાતીનું જ્ઞાન આપવામાં આવે છે, સીવણ ભરત શીખવાડવામાં આવે છે રેંટીઆનો ઉપયોગ કરાવવામાં આવે છે

## દાનેશ્વરીઓ ! ધનિકો !

તમારા ધન આ સંસ્થામાં વેરશો સવ[illegible] જગતાયે વધારે સ્ત્રીઓ રેંટીઆનો ઉપયોગ કરે છે, ધાર્મિક જ્ઞાન પણ આપવામાં આવે છે.

આપના ઑર્ડરમાં સમારે ચક્રા નોંધ લેશો

## મુંબાઈના સુપ્રસિદ્ધ ઝવેરીઓ.

ઉત્તમ કારીગરીના અનેક નમુનાઓનું પ્રદર્શન !

## મોહનલાલ એન્ડ કંપની,

દરેક પ્રકારના સોના, ચાંદી અને ઝવે-
રાતના મનપસદ ઉત્તમ દાગીના
બનાવનાર ને વેચનાર.

નં. ૧૯૭-૨૦૧ શેખ મેમણ સ્ટ્રીટ,
ગણેશવાડીની સામે, મુંબાઈ.

---

છાપખાનાઓના માલીકો, પુસ્તકો પ્રગટ કરનારાઓ,
અને
લેખકો માટે ખાસ !

ઉંચી જાતના અંગ્રેજી, અમેરીકન અને એવા બીજી બનાવટના હરેક સાઈજના ને વજનના છાપવાના કાગળો એકપોસ્ટ પેપરો, બ્રાઉન પેપર, આર્ટ પેપર બાઈન્ડીગ કલોથ અને છાપખાનાંઓને લગતી હરેક પ્રકારની અપ—ટુ—ડેટ ઉંચા 'મેકરો'ની પ્રિંટીગ મશીનરી વિગેરે મળી શકશે ભાવ તાલ તથા વિગત મગાવનો. એક વખત પુછાવ્યાથી ખાત્રી થશે.

ઓફીસોમા વપરાતા
કેસીગ પેપરો, સ્ટૉબોર્ડસ વિગેરે પણ મળી શકશે.
ઑફિસોને લગતી સર્વ પ્રકારની સ્ટેશનરી માટે પુછાવો.
લખો: રમણીકરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોગરજી બિલ્ડીંગ્સ ન ૯, ગિરગામ, મુંબાઈ
તારનુ સરનામું 'સમાલોચક' મુંબાઈ

[ ... ] સમાલોચક. [ ... ]

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ. गी. १७-१५

પુસ્તક ૨૬ મું ] ડીસેમ્બર, ઈ. સ. ૧૯૨૧. [ અંક ૧૨ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષયાનુક્રમણિકા.



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ૭,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ૧૦. છૂટક અંકની કિંમત દશ આના.
લવાજમ આગાઉથી જ લેવામાં આવે છે



સમાલોચક, ]   કા'ન મ્હને વારે વારે અટકાવે રે !   [ ડીસેમ્બર, ઈ સ ૧૯૨૧.

ચિત્રકાર રા જગન્નાથ પટેલ ]   પૃષ્ઠ ૫૧૧   —કૉપીરાઈટ.

# સમાલોચક

પુસ્તક ૨૬ મું,], ડીસેમ્બર, ઈ. સ. ૧૯૨૧. [ અંક ૧૨ મો.

## પરદેશી કાપડનો બહિષ્કારઃ
## સ્વદેશી મીલો કે ચરખા ?

લેખક રા. રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

હિંદુસ્તાનની પ્રજા એક જ માર્ગે પોતાનું સ્વાતંત્ર્ય પાછું મેળવી શકે—હિન્દની રાજકીય પરાધીનતાને જે સાધનવડે પરદેશી રાજકર્તા પ્રજાએ વેગ આપ્યો છે એ સાધન જો આપણે આપણા હસ્તગત દૃઢતાપૂર્વક ખંતથી અને પરિશ્રમપૂર્વક પુનઃ મેળવી શકીએ તો હિન્દના સ્વાતંત્ર્યયુદ્ધનો શુભ અંત જરૂર જ ધાર્યાં કરતાં વ્હેલો લાવી જ શકાય. ઇતિહાસકારો અને અર્થશાસ્ત્રીઓ અને આ દેશના વિચારવંત અનેક રાજદ્વારી પુરુષો એ એક વિષયમાં તો સંમત જ છે કે આ દેશનું નાણું આ દેશની બહાર પરદેશી પ્રજાના વ્યાપારની એકદષ્ટિ સ્વાર્થબુદ્ધિવડે જેટલું ખેંચાયું છે ને ખેંચાય છે તેનો આપણે જો વ્યવસ્થાપૂર્વક પ્રતિરોધ કરીએ તો હિન્દ તવંગર થાય કે નહિ એ વાત એક બાજુએ મુકી દઈને પણ એટલું તો ચોક્કસ જ છાતી ઠોકીને કહી શકાય કે આપણે દારિદ્ર્યમાં વધારે ઉંડા સબડતા જતા તો બચીએ જ.

દત્ત અને દાદાભાઈ જેવા મહાન્ દેશભક્ત ઇતિહાસકાર અને અર્થશાસ્ત્રીઓએ આ પીળા દિવસની સૂરતનાં ચિત્રો આજ દસકાઓ અગાઉ ચિતર્યાં છે, એ ચિત્રો આજ સૂર્યતેજે વધારે ભયંકર—વધારે વિષમ થતાં જ ગયાં છે, અને એ સ્થિતિ પલટી નાખવા માટે આ દેશના આગેવાન ગણાતા લોકનાયકો અને સ્વદેશાભિમાન કે માતૃભૂમિના પ્રેમનાં બૂંગણાં ફૂંકનાર મહાજનો કે કરોડાધિપતિઓએ છુટક છવાયા પ્રયાસો સિવાય લગભગ કંઈ જ કર્યું નથી એમ કહીએ તો જરાયે ગેરવ્યાજબી ગણાય નહિ. લોકનાયક—રાજદ્વારી પુરૂષોએ અવારનવાર ભાષણો જ આપ્યાં કર્યાં તો ધનિકોએ પોતાના જ સ્વાર્થને બરાબરનાં ધ્યાનપૂર્વક લક્ષ્યમાં રાખીને મીલોનો ઉદ્યોગ, [ પ્રસ્તુત લેખમાં આ જ ઉદ્યોગની ચર્ચા કરવાનો ઉદ્દેશ હોવાથી અન્ય ઉદ્યોગો સંબંધમાં મૌન જ ધારણ કરાયું છે ] ઠીક કેળવ્યો. આ ઉદ્યોગમાં આ દેશના કલ્યાણની સાધનાની ભાવના હોવી જોઈએ એ હદે દૂર જ રાખવામાં આવ્યું છે. મીલઉદ્યોગને લીધે અનર્ગલ દેશના ધનનો અમુક ભાગ પરદેશ જતો અટકયો ખરો પરન્તુ એથી કરીને જે લૂંટ આજ સુધી થઈ છે તેને ઠેકાણે કર્યું ને ભયંકર વધતી ગઈ એની રોક જ નથી કરી શકે એમ નથી. આ

ગુલામગિરીનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨—૦—૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું., મુંબાઈ

ઉદ્યોગ જો કેવલ સ્વાર્થબુદ્ધિથી જ પ્રેરાયો હોત નહિ અને હિન્દના કલ્યાણનાં દૃષ્ટિબિન્દુઓ સદ્ધર્મ રખાઇને રાષ્ટ્રીયદૃષ્ટિ એમાં ને પુરેપુરી રીતે આમેજ કરવામાં આવી હોત તો પણ ઓછી ના જ થતો પણ વધત તો નહિ જ, જો કે મ્હારા તો એ ચોક્કસપણે માનવું છે કે ઘટેલું પ્રમાણ ઘણું ઓછું થાત જ આ લેખમાં મીલઉદ્યોગનો ઇતિહાસ કે તે સંબંધના સતાવાર આંકડાઓ રજુ કરવાનો ઉદ્દેશ જ નથી એટલે એ ઉંડા વિષયની ચર્ચા અહિં અસ્થાને જ ગણાય.

૧૯૦૫ ની આસપાસ જ્યારે બંગભંગનો પ્રશ્ન બંગાળની પ્રજા સમક્ષ ખડો થયો ત્યારે એ પ્રજાએ સ્વદેશી અને પરદેશી કાપડના બહિષ્કારના બન્ને પ્રશ્નોને ખુબ આગળ ધર્યાં હિન્દુસ્તાન સમસ્તમાં સ્વદેશી અને બહિષ્કારે પ્રવેશ કર્યો કરતાં એથી કશું વિશેષ સાધી શકાયું નહિ. એનાં કારણો એ કાળે ઘણાં હતાં—એ કારણો હાલ નથી વર્તમાન કારણો તદ્દન જુદાં જ છે પણ એ સમયે આ ચળવળ કેમ બંધ પડી, પુરેપુરી બંધ ના પડી તો કેમ શરૂમાં જે જામી ગઇ અને આગળ ના વધી શકી કે ચિરસ્થિત ના મેળવી શકી એ સર્વનો વિચાર આપણે અહિં કંઇ કરવો જરૂરનો છે

સ્વરાજ્ય ને સ્વદેશીના મ્હારા લેખમાં આનો કંઇક ઉલ્લેખ મ્હેં કર્યો છે ૧૯૦૫ ની એ ચળવળનું મૂળ કારણ શું હતું ?—બંગભંગ કોંગ્રેસના આગેવાન રાજદ્વારી પુરૂષોએ બંગભંગના પ્રશ્નને પ્રાંતિક દુર્ભાગ્ય ગણીને એ દુષ્કૃત્ય સ્હામે વિરોધ દર્શાવ્યા શિવાય વધારે કશું જ કરવાની હસીને ના પાડી સ્વદેશી કાપડ વાપરવાનો એમણે ઠરાવ જ કર્યો અને બહિષ્કારની વાતનો સ્વીકાર સુદ્ધાં કર્યો નહિ બંગીય પ્રજામાં જે ઉત્સાહ હતો તે ઉત્સાહ આખા દેશની પ્રજામાં તે સમયે તેટલા પ્રમાણમાં તો ન હતો, એવો ઉત્સાહ આણવા માટે દૃઢતાથી અપૂર્વ પ્રયત્નો કોઇએ કર્યા પણ ન હતા, સુરેન્દ્રનાથ—સર સુરેન્દ્રનાથ—તે વખતે આ ચળવળના મુખ્ય નેતા હતા, બંગાળના એ તાજવિનાના રાજા ગણાતા હતા પ્રજાએ પ્રેમથી 'શાન્તિસેચન' ની મહાન્ ક્રિયા કરી સુરેન્દ્રનાથને અપૂર્વ માન આપ્યું હતું આજ પંદર વર્ષે હિન્દની પ્રજા મ્હમજી શકી છે કે સુરેન્દ્રનાથનું હૃદય મૂળથી જ એ ચળવળમાં ન હતું ૧૯૦૫ કરતાં શું આજે સ્થિતિ સુધરી ગઇ છે કે શું હિન્દ આજ વધારે સુખી—સ્વતંત્ર છે કે એ જ સુરેન્દ્રનાથ આજ લોકદ્રોહીના કલંકનો સ્વીકાર કરી લેવા તૈયાર ? આપણી મીલોનો ઉદ્યોગ આજ કરતાં તે સમે ઘણો ઉગતો હતો અને કહેવાય છે તેમ કેટલીક સ્વદેશી મીલોએ ધાનત ચોરી સ્વદેશીને નામે પરદેશી કાપડ દમ ભીડીને વેચવા માંડ્યું કે ખરાબ રૂ અને પુષ્કળ કાંજી નાખી સ્વદેશી કાપડનો વધવા લોકનો ઉપયોગ હાથે કરીને ઓછો કરી નાંખ્યો—આવાં આવાં અનેક ન્હાનાં મ્હોટાં કારણોને લીધે ૧૯૦૫ ની સ્વદેશી ચળવળ લગભગ અટકી જ ગઇ હતી પણ એના પરિણામે, ઘણે ઠેકાણે સ્વદેશી ભંડારો સ્થપાયા અને એ ભંડારો પણ આજ સુધી સારૂં કામ કરી રહ્યા છે એ ભંડારોના સંચાલકોએ જે સ્વદેશસેવા એક ધર્મથી કર્યા કરી છે તે બેશક અભિનંદનને યોગ્ય છે આમ આપણે પંદર વર્ષ ઉપરની આ ચળવળ ઉપર દૃષ્ટિ નાંખી ગયા હવે જોવાનું

શકે નહિ ' આવી આવી અનેકરંગી દલિલો એટલા તો વજનથી અને એટલી તો દૃઢતાથી રજુ કરવામા આવે છે કે જેને સ્વદેશપ્રેમની સ્હમજણ નથી કે જે અણુધડ હોય છે તે બિચારે ગભરાઇ જ જાય પરન્તુ ખાદીનો વિજય આજ એક સનાતન સત્ય ઠરી ચુકયુ છે ખાદી આજ સારા હિન્દુસ્તાનમા તેની નવે દિશાઓમાં ચોમેરે હનાક પૂજાય છે અને લોકને-ભારતની સારી જનતાને એથી જ શરીર ઢાંકવુ પસંદ થઈ પડયુ છે-લોકો એમ સ્હમજી જ ગયા છે કે એથી શરીર ઢાંકવુ એ જ હિન્દીજન તરીકે આપણો ધર્મ છે આજથી ૭ માસ પહેલાં ખાદીની શરૂઆત હતી, ને ઘણા લોકો ખાદી પહેરતા લજવાતા હતા ત્યારે આજે ખાદી ના પહેરનારને શરમાવું પડે એવુ છે, ખાદીવાન્ ખાનદાન ગણાય છે એ ખાદી તૈયાર કરવા માટે સુતર હાથનું જોઇએ, તે લોકોએ આત્મબળથી અને દૃઢતાથી પુરૂષાર્થ કરી જોતજોતામા ચરખારૂપી ચક્રો થકી તૈયાર કર્યું અને આજ ૭ માસની મુદતમાં કોડ ક્યો ખાદી થઇ રહ્યુ છે પરદેશી વસ્ત્રોનો બહિષ્કાર આજ એક સ્થાપિત સત્ય ઠરી ચુકયુ છે અને ઝીણવટથી વિચાર કરનાર કોઇ પણ હિન્દીજન કહી શકે કે ખાદીએ જ પરદેશી વસ્ત્રોનો બહિષ્કાર સફલતાથી કરી આપ્યો મુંબાઇ જેવાં મ્હોટા શહેરો કે જ્યા લાખોની સંખ્યામા વસ્તી છે તેના પ્રમાણમાં ન્હાનાં ગામો અને ગામડાઓ જ્યાંની વસ્તી હજારોથી મપાય છે ત્યા ચરખાઓ વધારે જ છે, સાળો પણ વધુ જ છે અને લોકો ઉમંગથી-ધર્મ ગણીને ખાદી પહેરે છે જે વિજયપ્રાપ્તિ ખાદી આપણને આપી શકી છે તે મીલો કદાપિ યે ના જ આપી શકી હોત આપણે જેટલી સહેલાઇથી, જેટલી સરલતાથી અને જેટલા ટૂંકા સમયમાં, થોડા સાધનોથી ને થોડી જ મુડીથી ખાદી તૈયાર કરી શકયા ને કરાવી શકયા તેટલી સુગમતા ને સરલતાના સાધન બીજા કોઇ જ નથી એ તો કોઈ પણ કહી શકે મીલોના કાપડ કરતા ખાદી-હાથના જ સુતરનુ વણેલુ હાથ વણાટનું કાપડ-વધારે ઘડીભરને માટે મોઘુ અને જાડુ અને કઢંગુ લાગે એ ખરૂં પણ, વખત જતાં એ વધારે શુદ્ધ કાપડ-જ આપણા મુક્તિસંગ્રામને પોષક બની રહેશે એક મીલ ઉભી કરવાને આપણે કેટકેટલાં સાધનો જોઇએ અને કેટલો લાંબો સમય જોઇએ એટલાનો જ વિચાર કરીએ તો યે એટલુ તો સ્હમજાશે જ કે આ રેંટિયાઓ-આ ચરખાઓ આજ કેટલા ઉપયોગી થઇ પડયા છે નવી જ એકાદ મીલ ઉભી કરવા માટે આજે લાખો રૂપીઆ જોઇએ, એ લાખો રૂપીઆ સાચા કામ માટે આપણે પરદેશ જ મોકલવા પડે અને મકાનો વિગેરે ઉભાં કરવા માટે બે ત્રણ વર્ષો જોઇએ જૂની મીલો તો જેટલુ કાપડ કાઢી શકતી હોય તેથી સ્હેજ વધારા સિવાય વધુ કાપડ કાઢી શકે નહિ, અને એ વધુ કાપડ કાઢી એમા દેશી ઉદ્યોગો નાશ પામતા નથી એથી મીલ એજન્ટોને જ ધનપ્રાપ્તિના માર્ગ ખુલ્લા કરી આપવાનું બને દેશમા એથી ઉદ્યોગ વધતો નથી, દેશના ગરીબ વર્ગને એથી વધારે પેટ ભરીને ખાવા મળતુ નથી પરિણામે આ દેશની આર્થિક સ્થિતિમા આવકારદાયક સારો સંગીન સુધારો થવાની વાતો જ થઇ શકે વધુ નહિ આપણા દેશમાં આજ. લોકોને પેટભરીને પુરતું ખાવામાટે અન્ન મળતુ નથી, શરીર ઢાંકવામાટે કપડું નથી, અને પરિણામે રહેનાર પડયે આપણે ત્યાં દરિદ્રતા, કંગાલપણું, નિર્ધનતા, આળસ ને ગરીબાઇ વધતાં

અભિજ્ઞાન શાકુન્તલ (સ્વ. ઝવેરીલાલ કૃત) રૂ. ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

જાય છે આ કડવું જીવન દૂર કરવા માટે જે આપણે આપણી આર્થિક સ્થિતિ સુધારવી જોઇએ, હજારો નહિ પણ લાખ્ખોની સંખ્યામાં નિરૂદ્યમ અને આળસમાં સડી જતા આપણા અનેક ભાઇબ્હેનોના જીવનને આપણે દેશના કલ્યાણમાર્ગમાં રોકવા માટે, ભૂખે મરતાં અને નગ્ન ફરતાં ભાઇબ્હેનોને જીવાડવાં એ આપણો ધર્મ છે, એટલા જ માટે અત્યારે આ જેટલી મદદ જરૂરની છે તેટલી બીજાની નથી રેંટિયો દરેક માણસ—સ્ત્રીપુરૂષ, બાળ અને વૃદ્ધ સર્વે થોડી મુદતમાં ફેરવી શકે, એ નિરૂદ્યમી જીવનમાંથી કંઇ ઉદ્યમીજીવન ગાળી શકે ઉદ્યમીજીવન પુરૂષાર્થ આદરી શકે અને ક્ષમાનજીવનને ઉપયોગી જીવન બનાવી શકે ખરૂં છે કે ઘરમાં બેસી બેસીને અનેક બીજા ન્હાના મ્હોટા ઉદ્યોગ કરી શકાય છતાં એ દેશની વર્તમાન પરિસ્થિતિને બરાબર રીતે પહોંચી વળવા માટે, આપણી કંગાલીયત ને ગરીબાઇને દૂર કરવાને માટે, આપણા ઝુંપડાઓમાં વસતાં હજારો નિર્ધન પણ ઉન્નત અને સત્કારી સ્નેહાળ મીઠા જીવનને વધારે ઉન્નત પન્થે વાળવા અને દેશના કલ્યાણયજ્ઞમાં એ પોતાની આહૂતિ આપવા સમર્થ બને માટે, આ રેંટિઆ—આ ચરખાઓ વિના બીજું કોઇ જ સાધન આવશ્યક નથી, બીજા કોઇ જ સાધનથી આ દેશનો મુક્તિમાર્ગ સાધી શકાય તેમ નથી ચરખાથી જ આ દેશની સ્વતન્ત્રતા સાધ્ય છે એ સનાતન સત્ય ગાંધીજીએ આપણી પાસે આજે જે સમર્થતાથી સ્પષ્ટ કરી બતાવ્યું છે એટલે એ ઉપર જેટલું કહીએ તેટલું પિષ્ટપેષણમ્ ગણાઇ શકે

પણ આપણો કંગાલ દેશ આટલા દારિદ્રયમાં સબડે છે એ વિગેરે કરૂણતા હોવા છતાં યે લાખો હિન્દવાસીઓને જાણે કંઇ જ સ્નાન કે સૂતક હોય નહિ તેમ મરતા ને રીબાતા પોતાના જ ભાઇબ્હેનો તરફ એ આંખમીંચામણાં કરે છે અને ખાદી પહેરનાર તરફ કંઇક તિરસ્કારે પ્રશ્ન કરી જુએ છે એ હીનદશા કોઇ પણ જોઇ શકે એમ છે હિન્દનાં દુખો પારાવાર છે, એની ગણત્રી એક, બે, ત્રણ કે દસ, સો, હજારથી કદિ જ થઇ શકે એમ નથી અને જેમ જેમ દિવસ ઉગે છે, જેમ જેમ કાળ વહ્યો જાય છે તેમ તેમ એ કરૂણ દશા પણ ગુણાતી જાય છે એ હીનપદ અવસ્થા, એ કંગાલપણું દૂર કરવા શું એક મનુષ્ય તરીકે, શું એક પ્રજા તરીકે આપણો કશો જ ધર્મ નથી? શું આપણું કશું જ કર્તવ્ય નથી? શું આપણે કોઇ પણ પ્રકારના ત્યાગ કર્યા શીવાય જ આ સ્થિતિ બદલી શકીશું? હિન્દવાસીઓ! ઘડીભર પ્રશ્નને આંખ સમક્ષ એકાગ્રતાથી ધરી રાખો અને શાન્તિથી ઉદારદિલથી વિચારી જુઓ અને સમજાશે કે આપણાં કર્તવ્યોનો પાર નથી ચરખાઓ કે ખાદીને હસી કહાડવાના નથી, હિન્દને ખાદીથી સ્વાતન્ત્ર્ય અપાવનારાઓને તરંગી, મૂર્ખાઓ, કમઅક્કલ, કે માથાફરેલાઓ તરીકે ઓળખવાના નથી, પણ એ આખો પ્રશ્ન ઉંડાણથી વિચાર કરવાનો છે કેવળ મીલોના જ કાપડ ઉપર આપણે આધાર રાખી બેઠા હોત તો આપણે આજ જેટલું સાધી શક્યા છીએ તેટલું કાળાન્તે પણ ના જ સાધી શકાત, અને પરિણામે પરદેશી કાપડના બહિષ્કારની વાતો કેવળ કલ્પનાની—સ્વપ્નની વાતો નહિ કે અદ્ધર વાતો ગણાત, સ્વાર્થપટુ અમેને અને ગુલામી હિન્દવાસીઓ જે આ દેશને સારા જગતમાં લજવાવે છે એવાઓ આપણને બેવડા મૂર્ખાઓ ગણત ખરા પણ ખાદીએ મીલ ઉદ્યોગને જ ટેકો આપ્યો છે, પરદેશી કાપડનો સપૂર્ણ બહિષ્કારને એવો તો—

રૂ. ૩ સરલા અને મિત્રમંડળ રૂ. ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# અબાધિત સત્ય.

[ સચિત્ર લેખ ચિત્રકાર રા. જેશાનાન પટેલ ]

લેખક—રા. ઠાકોર.

સ્થાન   હવેલીની અગાસી

પાત્ર   નવદંપતી

સમય   ઉષા

સુંદરી—( એક કર યુવાનના કમરે વીંટી બીજા હસ્તની નાજુક શ્વેત અંગુલિવડે ચંદ્રને બતાવી ) નાથ, આ ચંદ્ર કેવો ફીક્કો દેખાય છે ?

યુવાન્—પ્રિયે, સુરતાંતે થાકેલા તારા મુખેન્દુ શો.

સુંદરી—( યુવાનના મુખઉપર હસ્તદાબી ) અને એમાંના કાળા ડાઘ ?

યુવાન્—(સ્મિત કરી સુંદરીના અધર ઉપર આંગુલી દાબી ) જાણે કપોલે અને અધરે પડેલી દંતપંક્તિ

સુંદરી—( શરમેથી નીચું જોઇ ) અને એ જાય છે કયાં ?

યુવાન્—જ્યાં તારા મુખચંદ્ર જેવો હરિફ ન હોય ત્યાં

---

## પ્રવેશ બીજો

સ્થાન   રણાંગણ

પાત્ર   ઉપરના જ

સમય   ઉપરનો જ

યુવતિ—આર્યપુત્ર, આ ચંદ્ર કવો ફીક્કો લાગે છે !

યુવાન્—જાણે અરિથી પરાજિત થએલો રાજપુત

યુવતિ—અને આ એમાંના ડાઘ ?

યુવાન્—જાણે વીરને શસ્ત્રોના ઘા

યુવતિ—અને એ જાય છે કયાં ?

યુવાન્—પરાભવ પામેલા નૃપતિ માફક વનવાસ

---

## પ્રવેશ ત્રીજો.

સ્થાન   તપોવન

પાત્ર   ઉપરનાં

સમય   ઉપરનો

સતી—દેવ, આ ચંદ્ર કેવો લાગે છે ?

ઋષિ—જાણે તપશ્રમ થએલ મહર્ષિ

સતી—આ તેમના ડાઘ ?

ઋષિ—સતી, જાણે તપશ્ચર્યાનું કંકણ

સતી—અને એ જાય છે કયાં ?

ઋષિ—જ્યાં સુખદુઃખ, વિજય પરાજય નથી ત્યાં

---

સાંપ્રત ગૂઢાક્ષરના પત્તા રૂ ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# સોમા દ કૉરૉ.

લેખક —રા હરિનારાયણ ગિરિધરલાલ આચાર્ય.

સૃષ્ટિની ઉત્પત્તિ વિષે વિવેક કરતા ઓગણીશમી શતાબ્દિના વિદ્વાનોને અનેક મહત્વની બાબતોના આવિષ્કાર થયો માનવજાતિની ઉત્પત્તિ કલ્પ્યા પછી, હેના જુદા જુદા સમૂહ પાડવામાં આવ્યા અને કપાલ માપ, વર્ણ, આચાર, સભ્યતા, ધાર્મિક ઉન્નતિ વગેરે સાધનોથી ગણુ ા કૈઆ સર્વ જાતિઓમા-માનવજાતિના કલ્પિત સમૂહોમા 'આર્ય' જાતિને પ્રધાનપદ આપવામા આવ્યું

પૃથ્વિ-ભુગોલના પટઉપર વિવિધ સ્થલે વેરાયલી આર્ય પ્રજાની ભિન્ન ભિન્ન ભાષાઓને તથા આર્યેતર વસતિની બોલીઓને ઉચ્ચારણ વ્યાકરણ, આદિનુ સામ્ય-વૈષમ્ય નજરમા રાખીને કેટલાક યૂથમાં વ્હેંચી નાખવામા આવેલી છે આર્યોની ભાષામાં મુખ્ય સંસ્કૃત પર્સીન, લૅટીન, કેલ્ટીક ટયુટૉનીક, સ્લૅવૉનીક, લીથો-નેટીશ, 'આર્મીનીઅન, આલ્બીઅનન યૂથને 'ઇન્ડો યુરોપીયન' કે 'ઇન્ડો-જેર્મૅનીક'-અને સામાન્ય રીતે 'સૅમીટીક' કહે છે એ જ પ્રમાણે આર્યપ્રજાથી જૂદી પડતી ઇતર પ્રજાની ભાષાઓના સામ્યથી 'દ્રાવીડીયન' 'બાન્ટુ' 'મા ગોલીયન,' 'ચીનીશ,' 'સાઉથ અમેરીકન,' વગેરે યુથો રચાયાં છે

આવા પ્રકારનાં યુથોમાના એક 'તુરાનો-સીથીયન સ્ટૉક'માનુ 'ટિબેટો-બર્મન' છે આ યુથમા ટિબેટ અને બર્માની પ્રાન્તિક ભાષાઓનો સમાવેશ થાય છે

આ ટિબેટો-બર્મન યૂથ વિષે સૌથી પ્રથમનુ મહત્વનુ લખાણ આપણા ચરિતનાયક સોમાના પુરોગામી બ્રાયન હૉડ્જસે સને ૧૮૨૦ માં કર્યું હતું એ સમય પહેલા એ ભાષા વિષે કંઈ પણ જાણવાનુ કોઇ સાધન હોય તો તે *Romish Friars* ના છુટાં છવાયાં લખાણો જ છે

વળી *Capuchin* સાધુઓએ સને ૧૭૧૯ અને ત્યાર પછીના વર્ષોમાં લ્હાસા (*Lhasa*) વાસ કરેલો ધીમે ધીમે હેમણે ટિબેટની ભાષાનો અભ્યાસ કર્યો તથા ફ્રાન્સીસ્કો ઓરેઝીઓ ડેલ્ના પેન્ના (*Francisco Oragio della Penna*) અને કેસીઅન દ મકરેટા (*Cassian di macerata*) નામના બે સાધુઓએ એ વિષે કેટલીક હકિકત ભેગી કરી આનો ઉપયોગ ઑગસ્ટીન સાધુ ઑ એ જ્યૉર્જી (*Aug. Ant Georgi of Rimini, 1711-97*) એ પોતાના *Alphabetum tibetanum,* રોમ, ૧૭૬૨, મા કર્યો હતો તે ઉપરાંત ડેલ્ના પેન્નાની દોરેલી ટિબેટન લિપિને સને ૧૮૨૦ માં એ - ફૉન્ટેરીટાએ કોરી કહાડી હતી સને ૧૮૨૦ માં એબલ રીમુસેટ (*Abel Remusat*) પોતાના *Recherches Sur les langues tartars* નામના ગ્રન્થના એક પ્રકરણમાં ટિબેટની ભાષા વિષે કેટલોક ઉહાપોહ કર્યો હતો

આવા અપૂર્ણ અને છુટા છવાયા પ્રયત્નો પછી આ ભાષા વિષે અત્યંત મહત્વની શોધખોળ થઈ યુરોપીય વિદ્વાનોને અનુકૂલ એવો ટિબેટન ભાષાને

પ્રથમ શબ્દ કોષ સને ૧૮૨૮ માં કલકત્તા પાસે સિરામપુરમાં 'The dictionary of the Bhotanta or Blutan languages' નામનો એક ઈટલીઅન સાધુની ભેગી કરેલી હકિકતોના આધારે જી સ્કોએટરે ( Fr Che G Schroeter ) પ્રસિદ્ધ કર્યો, પરંતુ યોગ્ય સંપાદન અને દેખરેખના અભાવે આ પ્રથમાં અનેક ભૂલો રહી ગઈ હતી આપણા ચરિતનાયકે જ્યારે પોતાનો કોષ પ્રસિદ્ધ કર્યો ત્યારે આ ગ્રંથની ત્હેને માહિતી ન હતી.

પરંતુ સૌથી પ્રથમ પૂર્ણ ગવેષણાપૂર્વક આ ભાષાનો શાસ્ત્રીય અભ્યાસ કરનાર તો પ્રસિદ્ધ હંગેરીયન પંડિત સોમા દ કૉરૉ હતો અપૂર્વ ધૈર્ય, અખંડ પરિશ્રમ અને અવ્યાહત અધ્યયન વડે ટિબેટન ભાષાના સર્વાંગ સુન્દર કોષ અને પ્રૌઢ બોધ વ્યાકરણનો રચયિતા, સરસ્વતીપુત્ર, ભાષાભિજ્ઞ ઍલેકઝાંડર સોમા દ કૉરૉ (Csoma de Kfros, Alexander—હંગેરીયનમાં Kōrosi Csoma Sandor, ૧૭૯૦-૧૮૪૨ ) નો જન્મ કૉરૉ નગરમાં સને ૧૭૯૦ માં થયો હતો. નેગી-અન્યીડ ( Nagy-Enyed ) અને જર્મનીમાં ગૉટીજન ( Gotingen ) ના વિશ્વવિખ્યાત વિદ્યાપીઠમાં વૈદક અને પૌરસ્ત્ય ભાષાઓનું તેણે અધ્યયન કર્યું આ સમયે એના તર્કશીલ મનને હંગેરીઅન પ્રજાના મૂળને શોધી કહાડવાનુ સુઝ્યું અને એમ ખાત્રી થઈ કે હંગેરીયન ભાષાના શબ્દો અને નામોનું મૂળ પૌરસ્ત્ય ભાષાઓમાં જ હોવું જોઈએ અને આ વિષે વધુ તપાસ કરવાના ઉદ્દેશથી ત્હેણે પોતાની પ્રસિદ્ધ યાત્રા શરૂ કરી ત્હેની ટિબેટન ભાષાના શબ્દકોષના ઉપોદ્ઘાતમાં એ લખે છે કે, "યદ્યપિ ટિબેટન ભાષાનો અભ્યાસ મ્હારા મૂળના કાર્યક્રમમાં ન હતો, છતાયે દૈવયોગે મ્હને એ વિષે પ્રેરણા થઈ અને સુયોગે એ ભાષના મૂળ અને સ્વરૂપ વિષે યત્કિંચિત જાણવામાં આવતા જ પ્રફુલ્લ ચિત્તે મ્હેં એનુ પરિશીલન આરંભ્યું, કારણ મ્હારી ખાતરી હતી કે એથી હંગેરીઅન જાતિના મૂળ તથા ભાષા વિષેની મ્હારી જીજ્ઞાસાની તૃપ્તિનાં સાધનોમાં ઉમેરો થશે "

ઇસવી સન ૧૮૧૯ ના વસંત ઋતુના એક રવિવારનો દિવસ હતો પ્રભાતનો સુંદર સમય હતો અને ખુશનુમા પવન વાતો હતો આ સમયે સોમાએ પોતાના ધ્યેયને સિદ્ધ કરવા પ્રસન્ન ચિત્તે પોતાની જન્મભૂમિનો ત્યાગ કર્યો નિષ્કિંચનાવસ્થામાં એકાકીપણે વિચરતા આ મહાપુરૂષના નિશ્ચયને જરા પણ શિથિલતા પહોંચી નહિ તેના સાધનોમાં માત્ર થોડાંક પુસ્તકો, થોડાંક કપડાં અને રોકડા ૧૦૦ ફ્લોરીન જ હતાં! શરીરે નિર્બળ અને નીચા કદનો હોવા છતા પણ ત્હેની નસોમાં મેગીઅર ( Magyar ) વંશનું ઉચ્ચ લોહી વહેતું હતું વળી તે ભાષાશાસ્ત્રમાં નિષ્ણાત હતો

પ્રથમ ત્હેણે ક્રોએશીઆ ( Croatia ) માં વાસ કર્યો અને કેટલાક વખત સુધી સ્લેવોનીક ભાષાઓના અભ્યાસમાં ગુંથાયો પછી કૉન્સ્ટૅન્ટીનોપલ થઈને વહાણમાં બેસી ઍલેક્ઝૅંડ્રીઆ ગયો અહિં ત્હેણે ઍરેબીક ભાષાનો અભ્યાસ આરંભ્યો, કારણ ગૉટીંજનમાં ત્હેના ગુરૂ મહાન્ ઇકૉર્ને ( Eichhorn ) ત્હેને કહ્યું હતું કે મધ્યકાલીન યુરોપીય ઇતિહાસના તિમિરાવૃત્ત યુગ ઉપર એ ભાષા અત્યંત પ્રકાશ પાડી શકશે પરંતુ ઍલેક્ઝૅંડ્રીઆ

ક્યાતામના અંશરદેઠ ૧-૪-૦ એન અમ. ત્રિપાઠી એન્ડ કંપની; મુંબાઈ

સને ૧૮૨૪ ના ડીસેમ્બરમા તે સૈબાથું (*Sabathu*) પાછો ફર્યો આ વખતે હેની મહામહેનતનો ભાર હોવાથી હેના ઉપર તુપ્તાવરનો હુમલો આવ્યો અને કેટલાક દિવસ સુધી અટકાવવામાં આવ્યો પરંતુ સુપ્રીન્ટેન્ડન્ટના લાગવગથી હેને છોડવામાં આવ્યો એટલું જ નહિ પણ હેના અભ્યાસને આગળ વધારવા માટે બ્રિટિશ સરકાર તરફથી માસિક રૂા ૫૦ ની શિષ્યવૃત્તિ પણ હેને મળી આમ છતાં પણ હેના ચારિત્રને નાગના ડાઘને તે મરણ પર્યન્ત ભજ્યો નહિ

સને ૧૮૨૫ ના જુનમા હેણે પુનઃ પ્રયાણ કર્યું પરંતુ બે વર્ષ બાદ નિરાશ થઇ તે સને ૧૮૨૭ ના નવેમ્બરમા પાછો આવ્યો આ વખતે હેના ભગ્નહૃદયને અત્યંત લાગી આવ્યું હતું હેનો શ્રમ અને પૈસા નિષ્ફળ ગયા હતા હેના પહેલાના ગુરુ (લામા) એ વધુ ભણાવવાની ના પાડી હતી આથી હેણે અત્યાર સુધીની મહેનતના પરિણામરૂપ જે સંગ્રહ હેની પાસે હતો તે કલકત્તાની રૉયલ એશીઆટીક સોસાયટી સમક્ષ મૂકવાની ઉત્કંઠા બતાવી આ સંગ્રહમા પૂર્ણ ગવેષણાપૂર્વક લખેલો તિબેટન ભાષાનો સુન્દર કોષ, હસ્તલિખિત અને છાપેલા ગ્રન્થોનો વિશાળ સંગ્રહ, આદિ હતા

સને ૧૮૨૭ ના જુનમા કેપ્ટન કેનેડીએ હેને જણાવ્યું કે હેની નિષ્ફળતાથી હિન્દી સરકાર ગુસ્સે થઇ ન હતી પરંતુ જો તે પુનઃ પ્રવાસની ઇચ્છા રાખતો હોય તો હેનું વેતન બીજાં ત્રણ વર્ષ સુધી ચાલુ રાખવા તે ઇચ્છતી હતી આથી ફરીથી તે કાનુમ ગયો અને સબળ પરિશ્રમપૂર્વક અભ્યાસમા ગુંથાયો એમ૦ વર્ષમા તો હેણે ચાલીશ હજાર શબ્દોનો પૂર્ણ કોષ તૈયાર કરી નાખ્યો તે ઉપરાંત પાંચસોથી સાતસો પાનાનો એક એવા સના બસો ભાગમા રચાયેલા તિબેટન વિશ્વકોષ *Bsham-hgyur* ના ચુનંદા પુસ્તકો તેણે વાંચી નાખ્યા હતા દરિયાની સપાટીથી ૯૫૦૦ ફીટ ઊંચે હેનું નિવાસસ્થાન હતું અને એક ભાંગેલી પાટ તથા બે ખુરશીઓ અને પુસ્તકો સિવાય હેની ઝુંપડીમા કંઇ પણ ફરનીચર ન હતું એનાથુથી તે લગભગ સનો માઇલ દૂર હતો અને હેના હું વેતનમાંથી પાઇ પણ સામાન્ય માજશોખ અથવા બચતની ગરજ નહિ બકરાનું માંસ મઠમાં પુષ્કળ હતું તોપણ તે ખરીદવાની તેની શક્તિ નહતી તેના પગારના પચાસ રૂપિયામાથી અર્ધા હેના ગુરુને આપતો અને પાંચ રૂપિયા ઘરભાડું તથા નોકરના પગારમા જતા, બાકીના પૈસામાથી ઘણે ભાગે તે પુસ્તકો, હસ્તલિખિત ગ્રન્થો અને લખવાના સાધનો ખરીદ કરતો આવી ગરીબાઇમા પણ મદદ માગવી કોઈ પણ વિનતિ તે અભિમાનથી પાછી વાળતો હતો આવી સ્થિતિમા હેના એકાન્તવાસમા આનન્દ મળે તે માટે થોડાક અંગ્રેજી વર્તમાનપત્રો આપવાનો હેના મિત્ર જીરાર્ડે આગ્રહ કર્યો, પરન્તુ સોમાએ નમ્રતાથી તેની પણ ના પાડી કારણ કે એક તો હેને એવી બાબતોમાં વિશેષ રસ પડતો નહિ અને તે ઉપરાંત હેને મદદ આપનારના સમયનો દુરુપયોગ કરવાની હેની ઇચ્છા નહતી આ સ્થિતિમા હેણે ચાર વર્ષ પરિશ્રમ કર્યો કેટલાક અદેખા વિદ્વાનો હેના વિષે તરેહવાર વાતો કરતા હતા, તો પણ વિલ્સન અને પ્રિન્સેપ જેવા ધુરંધર વિદ્વાનો હેના ગાઢ મિત્રો હતા.

સને ૧૮૩૧ ના વર્ષમા આખરે તે કલકત્તામાં આવ્યો સરકારે હેના કોષને પ્રસિદ્ધ કરવાનું ઔદાર્ય દેખાડયું અને આ મહાન ગ્રંથ સને ૧૮૩૪ મા પૂર્ણ થયો ત્યાર પછીનાં વર્ષોમા યોગ્ય પાસપોર્ટ લઈ હેણે બગાળાની વિશાળ યાત્રા કરી અને તે દરમ્યાન બગાળી સસ્કૃત અને અન્ય દેશી ભાષાઓનુ તેણે અધ્યયન કર્યું સને ૧૮૩૭ મા તે પુનઃ કલકત્તા આવ્યો અને રૉયલ એસીઍટીક સોસાયટીના પુસ્તકાલયના અધ્યક્ષસ્થાને નિયુક્ત થયો આ સમે હેની પાસે ૧૦૦૦ કરતાં વધુ ટિબેટન ભાષાના ગ્રંથો હતા. આ વખતની હેની કર્તવ્ય પરાયણતાનું સુંદર અને હૃદયભેદક ચિત્ર આ પ્રમાણે છે "એક વનીની પેઠે હેના ટિબેટન અને અન્ય પુસ્તકોના મધ્યમા તે રહેતો હતો સાયકાળે સોસાયટીના કંપાઉન્ડમા થોડોક વ્યાયામ કરી પછી પોતાનાં અધ્યયનના સ્થાનગૃહમા જતો અને નોકર પાસે બહારથી તાળુ દેવડાવતો આથી જ્યારે જ્યારે હુ હેની પાસે જતો ત્યારે ત્યારે ચાવીઓ લાવી નોકર તાળુ ખોલે ત્યા સુધી મ્હારે ખોટી થવુ પડતુ" બીજા એક સમકાલીન લેખકના મતે "સસ્કૃત ગ્રન્થો ઉપર માથા નમી અધ્યયન કરનાર બ્રાહ્મણના જેવો દૃઢ અને આમલી તે હતો હેના ઓરડાનો દેખાવ એક ગુફા જેવો હતો અને થોડીવાર ગૅલેરીમા ફરવા જવા સિવાય હેને ત્યાગ તે કદી કરતો નહિ" દાર્જીલીંગના સુપરીન્ટેન્ડન્ટ ડૉ કૅમ્પબેલ ( *Dr Campbell* ) હેના મૃત્યુ પછી લખે છે કે, "હેની સપત્તિમા પુસ્તકો અને લેખોથી ભરેલી ચાર પેટીઓ જે તે હમેશ પહેરી રાખતો અને જે પહેરીને મરી ગયો તે બ્લ્યુ પોષાક, થોડાક ઓઢાડ અને રાંધવાનુ એક વાસણ જ હતાં ખોરાકમા માત્ર ચા અને ભાત લેતો. ચાર બાજુએ પુસ્તકોની પેટીઓ રાખી મધ્યમા એક સાદડી ઉપર તે બેસતો હતો અને સુઈ પણ ત્યાં જ રહેતો હતો રાત્રિએ તે પોષાક પણ કહાડતો નહિ અને દિવસે બહાર જવાનુ હેને ગમતુ નહિ દારૂ, તમાકુ અને બીજી માદક વસ્તુઓનો તે કદી પણ સ્પર્શ કરતો ન હતો".

પરન્તુ હેના ઉદ્યોગશીલ મનને નવરા બેસી રહેવુ પસદ ન હતુ સરકારનું સોંપ્યુ પુરુ કરેલુ હોવાથી હવે તેણે ફરી પોતાનો અભ્યાસ શરૂ કરવાનો નિશ્ચય કર્યો હેની નજરે ચમત્કૃતિપૂર્ણ લ્હાસાના વિશાળ મઠો અને તેમાં સગ્રહાયલુ અપ્રસિદ્ધ વિશાળ સાહિત્ય તરવરતાં હતા તેથી દૂર-દૂર-સુદૂર અણુશોધ્યા સાહિત્યપૂર અને ભાષાભડારવાળુ ચીનનુ નિ સીમ સામ્રાજ્ય પથરાયલુ હતું અને મધ્ય એશિઆમાં, હગેરીઅન પ્રજાના મૂળ વિષેના નિશ્ચિત પ્રમાણો મળી આવે પણ ખરાં તેની ઉંમર અઠાવન વર્ષની હતી એકાન્તવાસ, તિતિક્ષા અને પ્રચડ પરિશ્રમથી તેની શક્તિ હરાઇ ગઇ હતી એક લેખક આ વખતનુ વર્ણન કરતાં લખે છે કે "અને તો ખાસતું કે તેની વૃદ્ધાવસ્થાને લીધે 'તે ફરીથી પોતાની જન્મભૂમિમાં ભાગ્યે જ જઇ શકશે' તો પણ હેણે દશ વર્ષ વધુ તે ભૂમિમાં રહી પ્રાચીન પુસ્તકોમાથી જેટલુ જાણી શકાય તેટલુ જાણવાનો નિશ્ચય કર્યો. આવા પ્રકારના એકાન્તવાસથી ગમે તેવા દૃઢ શરીરને ઘસાઇ જતાં વાર લાગે નહિ" પોતાની આ મુસાફરી જોખમની જ છે એવુ પોતાને પણ ભાસ્યુ અને પોતાની સપત્તિની યોગ્ય વ્યવસ્થા કરવાનુ હેણે રોયલ એશીએટીક સોસાયટીને સોંપ્યુ

મૌક્તિકપદ્ય. રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પ્રફુલ્લ હૃદયે તે નિકળ્યો અને પગપાળો ટેરાઇમાં થઇ તા ૨૪ મી માર્ચના રોજ દાર્જીલીંગ પહોંચ્યો અહિં તેને પૂરતા પાસપોર્ટ મેળવવા થોડોક સમય રોકાવાનું થયુ આનંદ અને ઉત્સાહથી તે બોલી ઉઠતો કે, " જ્યારે હું લ્હાસામાં જઇશ ત્યારે મ્હારા જેવી સ્થિતિ પ્રાપ્ત કરવાને હોજસન, ટર્નર અને યુરોપનાં અન્ય તત્ત્વજ્ઞાનીઓ કેટનો ભોગ આપવા ઉત્કંઠા ધરાવશે ? " પરન્તુ આ મર્ત્ય લોકમાં ત્હેને હવે વધુ સમય રહેવાનું ન હતું તા ૬ ઠી એપ્રીલના દિવસે ત્હેને તાવ આવ્યો ત્હેના નિર્બળ અને જીર્ણ શરીરઉપર એથી ભારે અસર થઈ અને સરસ્વતીના સાહિત્ય તીર્થે એણે પ્રાણાહુતિ આપી, પાંચ દિવસ પછી તા ૧૨ એપ્રીલ સને ૧૮૪૨ ના રોજ મહાયાત્રા માટે પ્રસ્થાન કર્યું દેવદારુ વૃક્ષરાજીના કુંજમાં ગગનચુમ્બી ખુધરોની પાસે દાર્જીલીંગના સમાધિગૃહમાં ત્હેના મૃતદેહને દાટવામાં આવ્યો હંગેરીયન એકેડેમી સન્મુખ પ્રસિદ્ધ નવલકથાકાર ઇઓટોએ ( *Eotvös* ) ત્હેના મરણ વિષે એક ગભીર વ્યાખ્યાન આપ્યુ હતું ,[3]

ત્હેનો સ્વભાવ નમ્ર અને માયાળુ હતો તો પણ ત્હેનામા અભિમાન, અને ચ્હીડીયાપણાનો અંશ હતો . પોતાની શક્તિ અને જ્ઞાનનો ત્હેને પૂર્ણ વિશ્વાસ હતો અને કોઇ પણ પ્રકારે પોતાના નિશ્ચિત લક્ષ્યને સાધવાનો પ્રયત્ન કરવા તે તત્પર જ રહેતો હતો

છેવટે એ જ કહી શકાય કે આ મહાપુરુષના જેટલા ભોગે સારસ્વત નદિના પ્રવાહને પોષનારે સાહિત્યસ્રોતસ્વિનીઓ વિશ્વના ઇતિહાસમાં ક્વચિત્ જ નજરે પડે છે, તોપણ ત્હેમના, પુનિત પગલાથી જગત્ સદૈવ સુખભાગી બને છે

*' To Strive, to seek, to find, and not to yield was Csoma's motto And if he, too, is to be reckoned among the world's faithful failures, let us not forget the noble saying that-to travel hopefully is a better thing than to arrive and the true success is to labour '—H G R*

---


## જોઇએ છીએ:

૧ અંગ્રેજીમાંથી શુદ્ધ સારા ગુજરાતીમાં ભાષા તર કરી શકે તેવા સાહિત્યપ્રિય લેખકો કૉલેજમાં બીજી ભાષા ' સંસ્કૃત' હોવી જોઇએ

૨ અંગ્રેજીમા સ્વતન્ત્ર પત્ર વ્યવહાર કરી શકે એવો પ્રમાણીક, ખંતીલો અને મહેનતુ કારકુન

—મળો મેનેજર સમાલોચક, મુંબાઇ નં ૪

( મળવાનો વખત સવારના નવ વાગ્યા સુધી )


*Encyclopœdia Britanica The Times of India વગેરેના આધારે સંકલિત

ચિંતામણિરીનો ગર્જન ( સચિત્ર ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

# કવિ લલિત અને કવિ નરસિંહરાવ.

લેખક—રા. ઇતિ ગુમમ્

૧. અસહકારમાં હિંદીઓ ફક્ત રાજકીય સુધારા જ જે ઇચ્છા છે એ યોગ્ય નથી આ નવીન કાળ રાજકીય સુધારા માટે યોગ્ય હો કે ન હો પરંતુ સામાજિક, નૈતિક અને સાહિત્યના સુધાર માટે તો તે યોગ્ય છે જ આપણા સાહિત્યમાં પરદેશી તત્ત્વોએ વાણીને સાહિત્યને આપણે જોઈએ તે કરતાં ઘણું વધારે એકદેશીય કરી મૂક્યું છે જે નવીનતા, જે ભાવો, જે સ્વાનુભવના ચિત્રો આપણે સાહિત્યકાર તરીકે દોરવા મથીએ છીએ, તે દોરાયાં નથી આ નવીન કાળને અંગે તે જરૂર દોરાશે

આવા કાળમાં બે કવિઓની સરખામણી હું જુદી જ દૃષ્ટિથી કરવા માગું છું

સાહિત્યની ચર્ચામાં કોઈ સાક્ષર કવિ લલિતને કવિની પદવી આપવાની આનાકાની કરે છે તો બીજા સાક્ષર કવિ લલિતઉપર પોતાને કવિ કહેવડાવવાની લાલસા કરવાનો આરોપ મૂકે છે ત્યારે ત્રીજા કોઈ કવિતાના નવા નવા સિદ્ધાંતો બાંધી કવિતાનું પોણું ભાગનું સાહિત્ય રસવિનાનું બનાવી મૂકેલું જણાવે છે આ બધા ઉંચી કોટીના સાક્ષરો છે એની ના નહી કહી શકાય આ બધામાં શુદ્ધિ છે, એ સર્વ કોઈને માનવું જ પડે પરંતુ જે સમજમાં તેઓ રમે છે તેને સત્યતાનો વિહાર ગણાવવો—એ જ દોષ છે હું તેઓને એટલું જ પુછવાની ધૃષ્ટતા કરું છું કે કોઈ દહાડો સાચું કવિ હૃદય માપવાને સહૃદય કવિતાની ઊર્મિમાં તેઓ રમ્યા છે ખરા ?

કવિ એટલે વિમાનવની ટોચ ઉપરથી, તે રસ્તે બેસી પોતાની એકસુરી વાંસળી વગાડી ઉચ્ચ કોટીના વિદ્વાનોને તૃપ્ત કરવાની કળા નહિ કવિ એટલે ઉન્નત મુખ રાખી, કોયલોનું કુહૂ કુહૂ ઝીલી, સમુદ્રની રસછોળો ધરી, વાદળોની ધીરી ધીરી ગતિને કવિહૃદયથી નિરખી, મનુષ્યનો તિરસ્કાર કરવો તે નહિ કવિ એટલે નિયમાનુસાર પ્રાસ અને છંદનો બંધ સ્વીકારી, હૃદયની ઊર્મિઓને એ બેડીઓ પ્હેરાવવી તે નહિ કવિની કવિતા જેવી ઉન્નત હોય, કવિની કવિતા જેવી વિશાળ હોય, કવિની કવિતા જેવી રસમય હોય—તેવું કવિનું હૃદય ઉન્નત ઉદાર—વિશાળ જોઈએ કવિમાં કલાવિધાન સાથે રસપાત્રતા આવવી જોઈએ કવિતાથી ઉભરાતું હૃદય પૂરે પ્રેમબિન્દુ સરતા હૃદયમાં અનીઝરણું વહે, અને મુખદ્વારા નયનદ્વારા અમીજળના નિર્ઝરો વહી રહે, સમુદ્ર ઉછળતા હૃદયમાં રસછોળો ઉડી રહે, અંગે અંગે ચન્દ્ર જેવા ચન્દ્રિકાની પવિત્રતા પથરાઈ રહે, કોયલોનું ગાન સુણતા હૃદયમાં સ્નેહતાન મચી રહે દુખીની વ્યથાઓમાં કવિને દર્દ કવિતા જ ભાન પડે—ત્યારે, ત્યારે જ તે કવિ

નરસિંહરાવભાઈએ આ લેખમાં પહેલું સ્થાન સ્વીકાર્યું છે કવિ લલિતે બીજું સ્થાન લીધું છે—એટલે, મ્હારે મનથી કવિ લલિત એક રીતે તો નરસિંહરાવભાઈ કરતાં ઉંચે, ઘણે ઉંચે છે પછી તો મિથ્યા ટીકા ।

કવિ ન્હાનાલાલ 'લલિતના કાવ્યો'ની પ્રસ્તાવનામાં લખે છે કે, " એમની ભાવના ઝરણું સૂક્ષ્મ છે, પણ ઉર્મિઓના પૂરસમી વિશાળ નથી, એમનો પ્રિય શબ્દ 'નગીર' છે, 'મહા' નથી "

" મદૂરી મજાની પેઠે તીર " કવિ લલિતે લખ્યું એમનો જીવનનો આગ્રહ 'મદૂરી' છે, નથી હેમશૃંગો કે રાજમુગટો લલિતે પોતાનું સ્થાન સ્વીકારી લીધું છે એ સ્થાનમાં જ રમણ કરવું એમને યોગ્ય લાગે છે ઉંચા ઉંચા સ્થાનો સાધ્ય નહિ હોય તે છતાં તેની ઇચ્છા રાખવી એ તો નરસિંહરાવભાઇનું કામ

" ઉડવાય પ્રહર સહિયારી
સુખદુઃખની કથા ધારી
આનન્દ ઓર એ લગીર "

જેમ ન્હાનાલાલ કવિએ લખ્યું તેમ એનો શબ્દ 'લગીર' જ છે નથી નરસિંહરાવભાઇ જેવો 'મહા'

" મહા નદીનો ઘોષ ધુધવતો આવ્યો જાયે "

લલિતજીને " સુખદુઃખની કથા ધારી, " તેમાં જ " ઓર આનન્દ' દેખાય છે, અને " ગીતકા પ્રભુના ગાવાની " હઈ એમને લાગી ગઈ છે જીવનમાં પોતાના આશયો લલિત સિદ્ધ કેરી બનાવે છે, કારણ કે તે એવા ઉચ્ચ નથી કે સિદ્ધ નહિ થઇ શકે

કવિ નરસિંહરાવ 'મહા' અને " શક્ના ' જોતા જોતા મનુષ્યને ભૂલી જ જાય છે લલિતજી તેઓને ભૂલી શકતા નથી નરસિંહરાવભાઈ " દિવ્ય લોકમાં ધમતા " તે દિવ્ય તો થઈ જ શકતા નથી લલિતજી " વસ વિહરિયે ચાનો હાના જગજગતરો તને, " પોતાના જીવનમાં ઉતારી શકે છે નરસિંહરાવભાઇ દિવ્ય ભૂમિમાં તીરો મારે છે એકે તીર લાગી શકતું નથી લલિતજી આ જ ભૂમિમાં તીરો મારે છે હું પથી અચોક મારે છે કોઇ કોઈ તીર ચૂકી જાય છે પણ ઘણાં તીરો ધારેલા સ્થાને પ્હોંચી શકે છે પરન્તુ તેથી કઇ તે ઓછા દિવ્ય નથી, લલિતજીનું હૃદય દિવ્ય થયું છે પણ સોનેરી પાંખો હજી ઉંચે વિહાર કરવા લઈ જઇ શકતી નથી લલિત 'લગીર' છે અને તેથી જ 'લગીર'માં 'મહા' કરી શકે છે નરસિંહરાવભાઇ 'મહા' છે અને તે 'મહા'માં 'લગીર' કરી શકતા હોય એવું લાગતું નથી

નરસિંહરાવભાઇએ પરસ્પર વિષે કેટલાંક કાવ્યો લખ્યાં છે અને એક ઉપવાસની પ્રેરણા થઇ લલિતજીએ " વિરહના શોકમેથી, " " ટહુક " સાંભળ્યું એ બે પ્રેરણાઓમાં નરસિંહરાવભાઇની કૃતિ કે સાહિત્યની દૃષ્ટિથી વધારે ઉચ્ચ છે, પરંતુ સહૃદયતા તો લલિતજીની જ છે કુદરત પશિતુ મધ્ય જે કે નરસિંહરાવભાઇનું છે તે છતાં હૃદયવ્યથાનું તો લલિતજીનું જ છે

કવિ લલિત શ્રી દેવનાગાનમાં પણ પોતાના પ્રિયજન ભૂલી શકતા નથી તેઓ કહે છે કે,

" મને તો ત્યાં ભાઇ તુજ સગે
હોયું પ્રિયજન મરણ તણે "

મેરેજ ફ્રોમ્સ આન્ડ ઍન્શીયન્ટ હિન્દુ લા રૂ ૦-૧૨-૦ એન એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ

લલિતજીને તો "પ્રિયજન સ્મરણ તરંગે" હીંચવું છે નરસિંહરાવભાઇને તો "ઉર્મિરંગમાં, આનન્દસિન્ધુમાં, અને પોતાના તરંગમાં" હીંચવું છે લલિતજીની કવિતામાં ઊંડી લાગણી વિશેષ છે પરંતુ પ્રકૃતિનું વર્ણન નરસિંહરાવભાઇની કવિતાના જેવું વિશાળ અને આકર્ષક નથી

નરસિંહરાવભાઇના નુપુરઝંકારમાની "ભારતજનનીની અશ્રુમાળા" તપાસો, અને એક બાજુ કવિ લલિતનુ "જય સ્વદેશ! જય સ્વરાજ્ય" તપાસો એક બાજુ નિરસ બુદ્ધિપૂર્વક રચેલું કાવ્ય વાંચો અને બીજી બાજુ સ્નેહથી ઉછળતુ, સ્નેહમાં જ આર્દ્ર થયેલું ગીત વાંચો નરસિંહરાવભાઇ લખે છે કે:—

"રખે દેવી તણી ઉંડી સમાધિ ભંગ પામતી"

એ કવિ સૂક્ષ્મતાથી સર્વ જોઈ રહ્યા છે પરંતુ સ્વદેશપ્રેમમાં ડૂલ થયા નથી એક બાળકના ભાવથી તે ભારતજનનીની પાસે દોડી શકતા નથી એમને તો તેની "સમાધિભંગ" થવાની ચિંતા પેસે છે કવિ લલિત "જય સ્વદેશ! જય સ્વરાજ્ય" આનંદથી ઉચ્ચારી રહ્યા છે એમનું દિલ સ્વદેશપ્રેમમાં ડુબી ગયુ છે "અંતરે એક જ અવાજ" મર્મભેદી રહ્યો છે નથી પાસે ઉભેલાં વૃક્ષો ઉપર દૃષ્ટિ કે નથી વ્યોમ તરફ નજર

કવિ લલિતનુ હૃદય અતિ કુમળુ છે પોતાના પ્રિયપુત્ર જોતાં જે ભાવો ઉછળી રહે છે તે નીચેની લીટીથી સમજાશે

"એ દિવ્ય બાળક અનુગ્રહ અર્થ આવ્યુ"

તેમાંયે પોતાના માતાપિતાના લાડકોડો પોતે ભૂલી શકતા નથી

"સભાળ જેમ લીધી આપણી માતતાતે
શાળાથી તેમ ધરવી પ્રભુ અર્થ સન્તતે"

નરસિંહરાવભાઇ "મ્હારાં રમકડાં"માં માતાને માટે કહે છે કે,

"માતા અદ્ભુત કળાઓ
હામી ડૂબવે ગેલ એ"

ત્યારે લલિતજી "મા તે મા"ની કવિતામાં, "કાનાબેના"માનો ભાવ દર્શાવે છે

લલિતજી "દુ ખિયાના બેલી"માં કહે છે

"ધા સુણિયે દુ ખિયાની
વ્હાલા! બન્ધુ બાનિયે"

આ બે કડીમાં નરસિંહરાવભાઇના આખા "ઉદ્બોધન"ના ચાર પાનાનો સારાંશ આવી ગયો છે, નરસિંહરાવભાઇ એક પછી એક રડીને વિનવે છે લલિતજીથી એ લખી શકાતું નથી કુમળા હૃદયને આઘાતો લાગે છે, અને એ તો ફકત ઉછળતા હૃદયે કહે છે:—

"ધા સુણિયે દુ ખિયાની વ્હાલા! બન્ધુ બાનિયે"

લલિતજીની ભકિત મીરાંબાઇ જેવી છે, નરસિંહમ્હેતા જેવી છે નરસિંહરાવભાઇની અખા જેવી જ્ઞાનમય છે. નરસિંહરાવભાઇમાં ભકિતરસ પ્રધાનપણે નથી

આ બે સરખાવો

---

સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો રૂ ૫—૮—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

# અમેરિકન ગામડાંઓની મુલાકાતે.

લેખક—રા. વૈકુંઠરાય માધવલાલ દેસાઈ.

અમેરિકન કૉલેજો અને યુનિવર્સીટીઓના વિદ્યાર્થીઓને એકલું શિક્ષણ આપીને પોતાની ફરજમાંથી મુક્ત થતી નથી, પણ વિદ્યાર્થીઓને વ્યવહારિક-સામાજિક જ્ઞાન મળે, વિદ્યાર્થીઓ શહેરની અને ગામડાંઓની જીંદગી-વ્યવસ્થા જાણે-સમજી શકે-તે માટે હમેશ કાળજીપૂર્વક ધ્યાન આપે છે. વિદ્યાર્થીઓને પુસ્તકીઆ જ્ઞાન સાથે સામાજિક તેમ જ વ્યાવહારિક જ્ઞાનની જરૂર છે એ વાત કેળવણી આપતી દરેક સંસ્થાઓ સમજે છે. આપણા દેશનો વિદ્યાર્થી સામાજિક અને વ્યાવહારિક જ્ઞાન ઘણું આગળ પોતાની કૌટુમ્બિક જીંદગીમાંથી મેળવે છે અને બીજી કેળવણી શાળા-કૉલેજોમાંથી ગ્રહણ કરે છે, જ્યારે અમેરિકન વિદ્યાર્થીની જીંદગી મોટે ભાગે કૉલેજ-યુનિવર્સીટીનાં-વસતીગૃહો-ડોરમીટરીમાં ગળાય છે અને ફક્ત રજાઓમાં જ તે ઘેર રહી શકે છે. આ તફાવતને લીધે ઘરઆગળના વ્યાવહારિક તેમ જ સામાજિક જ્ઞાનનો તેને લાભ મળી શકતો નથી.

કૉલેજોમાં ટર્મનો વિભાગ જૂદા જૂદા હોય છે. કોઈકમાં વાર્ષિક બે ટર્મ, ત્યારે કોઈકમાં ત્રણ ટર્મ હોય છે અને દરેક ટર્મને અંતે ટર્મની પરિક્ષાપછી દસથી પંદર દિવસની રજા પાળવામાં આવે છે. આ રજાઓમાં જે વિદ્યાર્થીઓ ઘેર જવાના ના હોય તેમને સારૂ શહેરની તેમ જ ગામડાંઓની જીંદગી જોવા-દેખાડવા-માટે વ્યવસ્થા કરવામાં આવે છે. વિદ્યાર્થીઓની સંખ્યા મોટી હોય તો દસથી પંદરની એકેક ટૂકડી પાડી જૂદાં જૂદાં નક્કી કરેલા સ્થળોએ રવાના કરવામાં આવે છે. આ ટૂકડીઓની સાથે શિક્ષક વર્ગ કે કૉલેજ તરફથી દેખરેખ રાખનારાઓ મોકલવામાં આવતા નથી પણ દરેક ટૂકડી પોતાની બહુમતીથી પોતાનો વડો-લીડર-પસંદ કરે છે. દરેક ટૂકડી પોતાના વડા ઉપરાંત સેક્રેટરી અને ખજાનચી-ટ્રેઝરર-ની નીમણુંક કરે છે, કે જેને હસ્તક પત્રવ્યવહાર તેમ જ પૈસાનો હિસાબ રહે છે.

મોટાં શહેરોની મુલાકાતે તેમ જ ગામડાંઓની મુલાકાતે જનાર ટૂકડીઓના કપડાંમાં, ખર્ચમાં મોટો ફરક રહે છે. શહેરોની મુલાકાતે જનાર પાસે શહેરીને લાયકનાં કપડાં તેમ જ જરૂર જોગા પૈસા હોવા જોઈએ, ત્યારે ગામડાંઓની મુલાકાતે જનારને કપડાંની ઝાઝી સંભાળ લેવાની રહેતી નથી. ખાખી ખમીસ, ટૂંકી ખાખી ચડ્ડી અગર બ્રીચીસ અને લશ્કરી-હોઝ બૂટ તેટલું બસ થઈ પડે છે. ફક્ત એકેક જોડ શીવાય વધારે કપડાંની જરૂર રહેતી નથી. શહેરની મુલાકાતે જનારને મોટે ભાગે ટ્રામ, બસ, મોટરનો લાભ મળે છે જ્યારે ગામડાંઓમાં જનારને હમેશા પગદંડી ફરવાની હોય છે.

દરેક સ્થળે Y M C A યંગ મેન્સ ક્રીસ્ચન એસોસિએશનમાં ઉતરવાની વ્યવસ્થા અગાઉથી લખી-નક્કી કરવામાં આવે છે. ગામડાંઓમાં [illegible] જતાંની સાથે જ વ્યવસ્થા થઈ શકે છે. રેલ્વે કે સ્ટીમરમાં ટૂંકા ભાડામાં મુસાફરીનો લાભ મળે છે, જ્યારે મોટર કે બસની મુસાફરીમાં ટૂંકું ભાડું ઓછું લેવાય છે.

સુનિતનાં કાવ્યો રૂ ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પીરેટીનો માલેક આ ગામનો સખરસ્તુ આદમી હતો ભનામણ ત્રે આપ્યા પછી તેણે વધ રે મમતા બતાવી જૂનો ખખ થઇ ગયેલો 'સ્ટવ' સળગાવી અમારી બન્ને ઓરડીઓને તેણે આખી રાત ગરમી આપી પહેલેથી ખબર નહી આપેલી એટલે ખાવાની વ્યવસ્થા થઇ શકી નહીં છતા તેણે બનતી મહેનતે ગામમાંથી જે કાંઇ મળી શક્યુ તે પૂરૂ પાડ્યુ બરફના તોફાન અને પવનના સખત સુસવાટા વચ્ચે પહેલી રાત ગાળી હડીને વખતે ટેમ્પરેચર હતી

બીજે દિવસે સવારે જૂદા જૂદા કુટુંબમાં એકેક બબ્બેને સગવડ પડતી રીતે ગોઠવાઇ જવાનું હતુ આ વ્યવસ્થા પીરેટીના માલેકે રાતના જ કરી નાખી હતી અને આપેલા સરનામે રહેવારૂથી જવાનું હતુ, પણ સ્ટેશનમા ગામના છોકરાઓનુ ટોળુ વ્યવસ્થા કરવા માટે મકાન આગળ ખડુ થઇ રહ્યું હતુ

આપેલે સરનામે જતા માયાભરેલો આવકાર મળ્યો, કે જાણે જૂના જમાનાની ઓળખાણુ હોય! આપણાં ગામડાંના સાદા ભોળા પણ અજ્ઞાન ગામડીઆઓના સ્વભાવમાં અને અમેરિકન ભણેલા ગામડીઆમાં મહેમાનગીરીની રીતમા ફરક ના જણાયો બ્રેકફાસ્ટની તૈયારી થઇ ગઇ હતી કુટુંબમાં વૃદ્ધ મા દિકરો–વહુ અને છોકરો છોકરી એટલા હતા, અને તે સર્વે ટેબલપર ગોઠવાયાં શરૂઆતની વાતચીત કોલેજ કેળવણી, મુસાફરી બાબતની થઇ

બ્રેકફાસ્ટ પછી સ્ટવ આગળ અમે ગોઠવાયા બરફની ઋતુને લીધે કાંઇ કામધંધો–ખેતી વગેરે બંધ હતા, અને તેમાં રવિવારને લીધે ક્રિશ્ચયન કુટુંબમા શાંતિ હતી ધાર્મિક લાગણી શહેરીઓથી જૂદી જણાઇ વૃદ્ધ ડોશી મારી આગળ બેઠી અને તેણે સવાલ પૂછવા શરૂ કર્યા "ક્યા દેશથી આવો છો? શું ભણો છો? મા બાપ છે? કેટલા ભાઇ? તમારા દેશની સ્ત્રીઓ અજ્ઞાન કેમ છે? તમારા ધર્મમાં સ્ત્રીઓને અન્યાય કેમ અપાય છે? અમારા દેશના મિશનરીઓ તમારા દેશમાં કેવુ કામ કરે છે? અંગ્રેજી ક્યા શીખ્યા?" વૃદ્ધ–ડોશીના–સવાલ અજ્ઞાન ન હોતાં વાતચીત ઉપરથી જણાયુ કે તેનો બાપ સ્કૉટલેન્ડથી આવ્યો હતો અને જર્મન સ્ત્રી સાથે અમેરિકામાં પરણ્યો હતો તેનો ધણી ઓહીઓનો હતો દિકરાની વહુ સ્વીડન હતી તેનો બાપ અને ધણી અમેરિકન 'સીવીલ વૉર'મા ઉત્તરના લોક તરફથી લડ્યા હતા (નીગ્રો–હબસીઓની સ્વતંત્રતા ખાતર) ડોશી જૂના જમાનાની નિશાળે ભણી હતી પણ વાચનના શોખને લીધે એણે વધારે વાંચેલું દિકરો ખેતીવાડીની કૉલેજમા પાસ થઇ આવ્યો હતો વહુએ હાઇસ્કુલ સુધી કેળવણી લીધી અને છોકરાઓ નિશાળમા ભણે છે આમને "ગામડીઆ કેમ કહી શકીએ?" ડોશીએ બુદ્ધ ધર્મના લખાણ વાંચેલા તે ઉપરથી તે ધર્મ વિષે તેણે સવાલ પૂછ્યા અને હિંદમાં અત્યારે તે ધર્મ નથી તે જાણીને તે અજાયબ બની ત્યારપછી તેણે ઘરની વ્યવસ્થા બતાવી લાકડાનુ બેઠી ધાટીનુ–બંગલી ઘાટનુ બે પાંચ ખડનુ એક સાદુ સ્વચ્છ મકાન હતુ ફરનીચરમાં જુના ઘાટના ખુરસી, ટેબલ, ખાટલા હતા ભીંતો ઉપર નવી જૂની છબીઓ આકર્ષક રીતે ગોઠવાયેલી હતી. ઓજ્યુએટ ખેડુત ૩૫૦, ઘરનાં ગામમાં તે જાણી નવાઇ લાગી પણ મોટો વિસ્તારની જમીનની વ્યવસ્થા તેને હસ્તક હોવાથી ને અને ગમ્યો હતો.

ગુલામગિરીનો ગજબ (સચિત્ર વાર્તા) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

દસ વાગે ગામના દેવળમાં અમે હાજરી આપી. ગામના ન્હાના મોટા સૌ માણસો ત્યાં હતાં દરેકને મળવાનું આ સ્થાન હોવાથી ઠંડીમાં પણ ત્યાં ગયા સિવાય છુટકો નહોતો. ખ્રીસ્તી ધર્મના શહેરી અને ગામડીઆ વાતાવરણનો અહીં અનુભવ થાય. આ પૈ આપણા ગામડાંઓમાં એકાદ 'સાહેબ'ને જોવા લોકનું ટોળું એકઠું થાય તેમ અમારી આગળ પાછળ પણ ટોળું એકઠું થયેલું બપોર પાસ્ટર–ધર્મોપદેશક–ને ત્યાં મળાઈ અને ત્યાંથી ગામના ખ્રીસ્તીઓનો પ્યાલ મળ્યો તેના તરફથી હિન્દના લોક અને ધર્મ બાબતમાંનો ખ્રીસ્તી નજરે બંધાયેલો અભિપ્રાય જાણવા મળ્યો જો કે તેનું જ્ઞાન મિશનરીઓનાં માસિકો પુસ્તકો અને અહેવાલો પરથી હતું. હિન્દની બહાર ખ્રીસ્તી દેશોમાં હિંદને વિષે ધાર્મિક અને સાંસારિક વિષયોમાં કેટલું અને કેવું અજ્ઞાન છે તે અહીં જણાયું. ખ્રીસ્તી દેશોમાં અને ખાસ કરી ધાર્મિક વાતાવરણમાં 'હિંદીઓ અજ્ઞાન, જંગલી, ધર્મવગરના, નાગી ફરનારા, સ્ત્રીઓને દુઃખ દેનારા, વિધવાઓને જીવતી બાળી મૂકનારા, છોકરાઓને નદીઓમાં ફેંકી દેનારા, મડદાંઓને નદીમાં કહોવડાવી કે પક્ષીઓને ખવડાવી દેનારા, સાપ, મગર, ઢોર, પશુ, પક્ષી, વનસ્પતિ, પત્થર અને લાકડાં પૂજનારા, અને ભૂતપ્રેતને માનનારાનો સ્થાન છે. હાલનું હિંદ મિશનરીઓના પ્રયત્નોથી અને ખ્રીસ્તી રાજ્યની મહેનતથી જ સુધર્યું છે, અને જો હિંદ ખ્રીસ્તીધર્મનો અંગીકાર કરે તો જ તેનો ઉદ્ધાર થઈ શકે એવો અભિપ્રાય પણ અમને જાણવાને મળ્યો. ચીનમાં પ્રજાસત્તાક સ્થાપનાર ચીના–ખ્રીસ્તીઓ હતા, જાપાનનો આગળ પડતો વર્ગ જાપાની ખ્રીસ્તીઓનો છે અને કોરીઆમાં સ્વાતંત્ર્ય માટે લડનારા કોરીયન ખ્રીસ્તીઓ છે, તે જ પ્રમાણે હિંદમાં થવાનું એ સાંભળી મને હસવું આવ્યું. ધાર્મિક ચર્ચામાં ન ઉતરતાં હિંદને વિષે તેનો બંધાયેલો વિચિત્ર ખ્યાલ અને ઉપર જણાવેલું અજ્ઞાન મેં તેને ટૂંકમાં સમજાવ્યું, અને અમેરિકામાંના આપણી નજરે જણાતા અજ્ઞાન, અશ્રદ્ધા દાખલા દલીલોથી તેને સમજાવ્યાં, તેમ જ અમેરિકન સ્ત્રીપુરૂષો વિષે, સાંસારિક અને ધાર્મિક જીવન વિષે પરદેશીઓનો કેવો અભિપ્રાય હોય છે તે કહ્યું. ત્રીસ વર્ષ અમેરિકામાં રહેલા જર્મન સાયન્ટીસ્ટનો, માજી બ્રિટિશ પ્રધાન મી. એસ્કવીથની દીકરી કે જે રોમાનિયન એમ્બાસડર–એલચી–ના (અમેરિકા ખાતેના) પત્ની છે અને જેમનું જીવન અમેરિકામાં ગળાયું છે તેમણે હમણાં આપેલો અમેરિકન સ્ત્રીપુરૂષ વિષેનો અભિપ્રાય કહ્યો ત્યારે તે પણ હસ્યો. ફક્ત એક તરફી–મિશનરીઓએ પોતાનાં કાર્યોના ઝળકેલા–અહેવાલોથી તેનો અભિપ્રાય બંધાયેલો છે, જોકે તેણે કહ્યું તેવું પણ હિંદમાં છે, નથી એમ નથી, પણ આખું હિંદ તેવું નથી તે તેમને જુદી જુદી રીતે મેં સમજાવ્યું અને જણાવ્યું કે હિંદ ખ્રીસ્તીધર્મ સ્વીકારે તો જ તેનો ઉદ્ધાર થાય તેમ કોઈ પણ હિંદી માનશે નહીં. હિંદીની નજરે તો સર્વ ધર્મ સારા છે, સર્વ આધાર તેના અનુયાયીઓપર છે

ત્યાર પછી વિષય બદલી ગામની વ્યવસ્થા વિષે મેં જાણવા માગ્યું. ગામમાં રૂરલ સ્કુલ, દેવળ, પોસ્ટ ઑફિસ એ મુખ્ય મકાનો, દેવળ અને સ્કુલનો વહિવટ ટ્રસ્ટીઓને હસ્તક, દિવસના બે વખત ટપાલની વહેંચણી. ગામમાં દરેક ઘરોમાં ગેસના દિવા અને રસોઈ ખાતે ગેસના સ્ટવ, તેમ જ દરેક ઘરમાં પાણીના નળ. ગામમાં 'ચીફ ઑફ પોલીસ' અને 'વીલેજ કલાર્ક'

સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો રૂ. ૨–૮–૦ એન. એમ. ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબઈ.

તેમજ પસાર કરેલા દ્રવ્યોની મારફતે સુબાબારી મર્ડેસુન, ઇનકમ ટેક્સ, ફેરવણીનો ટેક્સ, વીર ટેક્સ વગેરે જુદા જુદા પ્રકારની આવકો થાય છે' દારૂનિષેધ *Prohibition law* ના કાયદાથી કેવી અસર થઇ છે તે વિષે મેં જાણવા માગ્યુ ' હમણાંથી અમે જોકે દુનિયાની ખરાબી થઇ ' તેણે કહ્યુ પણ અમેરિકાને લ્હડાઇને બહાને ઘણા ફાયદા થયા છે, અને તેમાં એક દારૂ નિષેધના ન હોત છે ... ના મળગી હોત અને અમેરિકા તેરના જેટલુ હોત તો દારૂનિષેધનો ફાયદે પમાર થાત કેમ તે શક પડતું છે અમારા ગામમાં તો રેલ્વે આશરે ૨૫ થઇ ૫ ... છે તે કાયદના અમલ પહેલા આ ના ન્હાના ગામમાં પણ સ્થિતિ બનામ હતી, સવાર ... ૧૨ કે ૧ ... દારૂડીઆ કોઇ ના ... થઇ લડતા, મારામારી કે ગાળાગાળી કરતા નજરે પડે અને દારૂના નશામાં ખુન કરી બસે ત્યાના પ્યાન તમે ચીફ (પોલીસ અધિકારી) આપી શકશે જોકે લોક દારૂ નથી પીતા એમ નથી અગર તેમણે નદ્દન છોડી દીધો છે એમ પણ નથી પણ વેચાતો મળી નહીં શકવાથી તેઓ નિરૂપાય થઇ બેઠા છે ઘરઘરાઉ બનાવે છે પણ તેમાં નીશાનું પ્રમાણ બહુ ઓછુ હોય છે ગમે તેમ કહો પણ તેના તજ દારૂડીઆ લોક અમલિક બન્યા છે અને ખેતીમાં ... છે ગામના ત્યાર પછી એક પણ ખુનનો કે મારામારીનો બનાવ બન્યો નથી કે શરમભરેલા દેખાવ નજરે પડતા નથી અમેરિકામાં ચોરી છૂપીથી પરદેશથી દારૂ આવે છે, અમેરિકામા જ દવાઓને નામે દારૂ બનાવી વેચાય છે, પૈસાદાર કુટુંબોમા હજી વપરાય છે અને ઘરઘરાઉ દારૂ બનાવાય છે છતા હાલની જ નીતિએ સરકાર સખ્તાઇ ચાલુ રાખે તો દશ વરસમા સૌ કોઇ દારૂનું નામ ભૂલી જશે " તેમણે હિંદમા દારૂના વપરાશ સબંધી મને પૂછ્યુ ત્યારે મેં કહ્યુ " હિંદ પરતન્ત્ર છે એટલે અમેરિકા જેવો દારૂનિષેધનો કાયદો પરદેશી સરકાર તરફથી મેળવવો તે અશક્ય છે બ્રિટિશ સરકારને દારૂની આવકમાંથી ગંજાવર રીતે એક મોટી મોટી રકમ મળે છે, કે તે એકદમ એ જતી કેમ કરે ? જોકે અમેરિકન સરકારને પ્રજાને અને વ્યાપારને દારૂનિષેધથી મોટી ખોટ ભોગવવી પડે છે, પણ તેઓને બીજા માર્ગેથી તે ખોટ પુરી થઇ શકે છે, તેમ જો હિંદના હુન્નર ઉદ્યોગોને ઉત્તેજન આપી તે માર્ગે આવક વધારી દારૂમાથી મળતી આવક* ઘટાડી શકે, પણ તેમા બ્રિટિશ વ્યાપારને ધક્કો પહોંચે બ્રિટિશ સરકાર ચીનમા વ્યાપારના હક્કો મેળવવા માટે સાટામા અફીણનો હિંદનો વ્યાપાર બંધ કરાવ્યો, તે જ પ્રમાણે ઉદાર બની હિંદનો દારૂની બંધી કરે ત્યારે ખરી સુધરેલી સરકારની ઉદારતા કહેવાય પ્રજામત દારૂની બંધી માટે પ્રયત્ન કરે છે, અને તે માટે પ્રયત્ન કરનાર આગેવાનોને સરકાર પકડીપકડીને જેલમા મોકલે છે હાલમા તો અમેરિકન સરકાર જ પ્રયત્નો અને સખ્તાઇ દારૂનિષેધ માટે કરે છે, તેનાથી ઉલટુ જ બ્રિટીશ સરકાર હિંદમાં કરે છે અમેરિકામા દારૂનિષેધની સામે કામ કરનારને જોખમ ખેડવુ પડે ત્યારે હિંદમાં દારૂની અટકાયત માટે પ્રયત્ન કરનારને જેલયાત્રા કરવી પડે ' મેં હસતા હસતા પૂછ્યુ " કઇ સરકારને સુધરેલી કહેવી ? તમારી કે અમારી ?"

* નવા હિંદી બજેટમા વધારે કરકસરી અનુનાથી ... ઓછુ ... દારૂની આવક ... તો ...

[illegible]

એમ એમ ત્રિંબકલાલ ... કંપની મુંબાઈ

'સપેર' પછી અમારે દેવળમાં જવાનું હતું અને ત્યાં આગળ પીને ડાન્સ અને સંગીત પછી તળેટીએ આવેલા ગામમાં જવાનું હતું બરફની ઋતુને લીધે અહીં ખરેખરું ગ્રામ્યજીવન જોવાનું મળી શક્યું ન હોતું પણ એટલું ખરું કે 'અપટન' નાનું ગામ તે દુનિયાના સમાચારથી અજ્ઞાત નહોતું સ્ત્રીઓને માટેનાં બાળકો અને છોકરીઓ માટેનાં, ખેતીને લગતાં માસિકો, પુસ્તકો, રોજીંદા વર્તમાનપત્રો 'બુક સ્ટોર'માં હતા ગામમાં 'મીટ માર્કેટ,' સ્ટોર, ડ્રગ સ્ટોર, જ્વેલર શોપ એ મુખ્ય દુકાનો હતી આપણાં ગામડાઓમાં, ભાગોળ આગળના, ઉકરડાઓનાં દર્શન અહીં કરવાનાં નહોતાં ટેકરીઉપરનું આ ન્હાનું ગામ સ્વચ્છ અને સુંદર હતું

સાત માઇલ દૂર આવેલા અને હજાર માણસની વસ્તીવાળા ગામમાં અમે રાતના અગીઆર વાગે પહોંચ્યા આખા દિવસમાં જૂદે જૂદે સ્થળે દરેક જણને મઝેનો અનુભવ અમારો-રસ્તાનો મુખ્ય—વિષય હતો આગલી રાત કરતાં ઠંડી ઓછી હતી, એટલે ૫° અને ૧૦° ની વચ્ચે હતી અહીં અમારે હાઇસ્કુલના પ્રીન્સીપાલને મળવાનું હતું અગાઉથી ખબર જણાવ્યાથી સ્કુલની ડારમીટરીમાં તેમણે બધાને માટે વ્યવસ્થા કરી હતી

બીજે દિવસે રૂરલ સ્કુલ, ગ્રામરસ્કુલ કીન્ડર ગાર્ડન સ્કુલ અને હાઇસ્કુલની અમે તપાસ લીધી ગામમાં ચાર દેવળો-કેથોલીક બાપ્ટીસ્ટ અને પ્રોટેસ્ટન્ટના હતાં ટાઉન હોલ, લગભગ પાંચસો માણસો માઇ શકે અને જેમાં મીટીંગો, ડાન્સ જૂદી જૂદી ક્લબો તરફથી ભજવાતાં નાટકો, સીનેમેટોગ્રાફના દેખાવો બતાવવામાં આવે છે. વોટરવર્ક્સ, ડ્રેનેજ, પાવર હાઉસ ( વિજળી અને ગેસ માટે ) કાર્નેગી લાઇબ્રેરી, ટાઉન ઑફિસ-( પોલીસ અને મહેસુલને લગતી ઑફિસો અને કામચલાઉ કેદખાનું ) વગેરે મકાનો જોવાં ગામમાં હોટેલ, રેસ્ટોરાં, ડ્રગસ્ટોર, બુકસ્ટોર, મીટ માર્કેટ, વેજીટેબલ માર્કેટ, હાર્ડવેર સ્ટોર, જનરલ સ્ટોર, જ્વેલર શોપ; ટેલીફોન, ટેલીગ્રાફ અને પોસ્ટ ઓફિસો; ઇન્સ્યુરન્સ કંપની, પ્રોવીડન્ટ લોન ઓફિસ, એ કે એ એક જ રસ્તા ઉપર આવી રહેલાં છે બે દાક્તરો અને એક દાંતના દાક્તર તેમ જ એક વકીલની ઓફિસ પણ હતી.

ગામથી રેલ્વે સ્ટેશનો—જૂદી જૂદી રેલ્વેઓના—સાત અને બાર માઇલને અંતરે છે, અને ત્યાંથી 'બસ સર્વીસ' અને 'ટ્રોલી' ( ટ્રામ ), સર્વીસ અડધા અને કલાક કલાકને અંતરે દોડે છે ન્હાનાં ગામો એકબીજા સાથે કાં તો 'બસ અગર' 'ટ્રોલી'ના વ્યવહારથી જોડાયલાં હોય છે.

આપણે ત્યાંનાં અમદાવાદ, સુરત ભરૂચ, નડીઆદ જેવાં શહેરોમાં જે વ્યવસ્થા, સગવડ નથી તે અહીં હજારની વસ્તીવાળા ગામડામાં જોઇ ટાઉન ક્લબ, ફુટ લાઇટ ક્લબ, ગ્લી ક્લબ ( સંગીત માટેની ), મેસોનીક ક્લબ, મીલીટરી ક્લબ, ચેરપીયન ક્લબ, ટેમ્પરન્સ એસોસીયેશન, વુમન્સ ફ્રેન્ચાઇઝ એસોસિયેશન; કાઉન્સીલ ઓફ યંગ મેન્સ ક્રીશ્ચિયન એસોસિયેશન અને યંગ વીમેન ક્રીશ્ચિયન અસોસીએશન અને લીટરરી ક્લબ વગેરે જોયું આ ઉપરાંત ગામનું એક અઠવાડિક વર્તમાનપત્ર અને બે પ્રીન્ટીંગ પ્રેસ છે

મેન્શીનથી આનંદ મેળવે છે, પોતાની ફતનમાં જ્યાં સમય ગુજારે છે કુટુંબ સાથે રહી આનંદમજાહ મેળવે છે, અમેરિકન ગામડીઓનું ઘર આગળ ન્હાનો સરખો બગીચો—એ સ્વ ચોકખુ, સ્વચ્છ હોય છે, પણું જાતે કે કુટુંબ કપડાની ચોકખાઇ જતા શરીરે એ ફૂખા નથી હોતા ત્યારે આપણા ગામડીઓ તેના ગંદા કપડામાં ન ા ઘરમાં શરીરે સ્વચ્છ છે આપણા ગામડીઆને અધિકારી વર્ગ—પોલીસ–તલાટી–મુખી–મામલતદારોથી હમેશાં ભડકવાનુ હોય છે ભણેલા વર્ગ અને તેમની વચ્ચે આસમાન જમીનનો તફાવત રહે છે, તેમ જ તેમના લાભના કાયદાકાનુનોથી તેઓ અજ્ઞાન છે અમેરિકન ગામડીઆને ગુન્હા સિવાય અધિકારી વર્ગ તરફથી ભડકવાનુ રહેતું નથી, તેમની અને શહેરીઓની કે કેળવાયલાઓની વચ્ચે આસમાન જમીનનો તફાવત નથી, તેમ જ પોતાના ખાસ ગેરલાભના કાયદા કાનુનોનુ તેને જ્ઞાન હોય છે અને દુનિયાના વર્તમાન સમાચારોથી એ માહિતગાર હોય છે અમેરિકન ગામડીઆનો પોતાનો, ઘરનો, સામાન વિગેરેનો વિમો હોય છે કો ઓપરેટીવ સસ્થાનો, કોઓપરેટીવ બેંક, પ્રોવીડન્ટ લોનનો તે સભાસદ હોય છે અને તેમની મારફતે પોતાને જોઇતા ઉછીના નાણા ખેતીને લગતો સામાન, બીયાં ઓજારો તે ઓછે ભાવે મેળવી શકે છે તેમ જ પોતાનો ખેતીનો પાક વેચી શકે છે બહારના વહેપારીઓથી તેને ઠગાવા કે છેતરાવાનો ભય હોતો નથી સરકાર તરફથી ખેતીને ઉત્તેજન મળે છે, અને તેમની ઉત્પન્ન ઉપર ઓછા પ્રમાણમાં કરવેરો લેવાય છે તેમના બાળકોને ઓછે દરે કેળવણી મળે છે અને ખેડુતનાં છોકરાંને મફત કેળવણી સ્કુલ કોલેજમાં ખેતીવાડી સબધમાં મળે છે આ પ્રકારના રક્ષણોથી અમેરિકન ખેડુત રક્ષાયલો હોય છે સરકાર તરફથી અને કોઓપરેટીવ સસ્થાઓ તરફથી તેમને છેલ્લામા છેલ્લી ઢબના ખેતીવાડીના વપરાશથી નેપ્થ્યોલથી ચાલતા એન્જીનો, વાવેતર માટે પસદ કરાયલા બીયાં, અને સુધરેલી ઢબનુ ખાતર મળે છે એમ કહેવાય છે કે છેલ્લી ઢબના ઓજારો, પસદ કરાયલા બીયાં અને રસાયણિક ખાતરથી દુનિયાના ખેડુતો કરતાં અમેરિકન ખેડુત તેની મુદતમાં હોવાથી બે ગણો પાક સ્હેજમાં ઉગાડી શકે છે

વિશેષ નવાઇ જેવું ગામડાના ઘરમાં ટેલીફોન, ગેસ, પાણીના નળ, ગટર, ઇલેક્ટ્રીસીટી—એ જોયા દરેક ઘરમા પીયાનો, સાધારણ ફરનીચર ચોકખાઇ એ પહેલું ધ્યાન ખેંચે છે ખેતીવાડી માટે સાધારણ ખેડુત પેટ્રોલથી ચાલતા સાધનોનો ઉપયોગ કરે છે, અને તેને ઘેર મોટરનુ વાહન હોય છે ! ! ગરીબ ખેડુત ઘોડાઓની મદદથી ખેતર ખેડે છે, બાકી જ્યાં ત્યાં છેલ્લી ઢબના એન્જીનોથી ખેતીવાડી થાય છે આપણે ત્યાં મોજશોખ માટે મોટરનો ઉપયોગ મનાય છે ત્યારે અમેરિકામા જરૂરની ચીજ તરીકે તેનો ઉપયોગ કરાય છે

અમેરિકન ગામડાનો વહિવટ ગામલોક તરફથી ચુંટાયલા ટ્રસ્ટીઓ મારફત ચાલે છે અને વીલેજ કેટલાંક અગર ટાઉન કેટલાંકને હસ્તક નાણાં રહે છે દરેક કર, આકરણી, અને ખેતી પરનો કર ટ્રસ્ટીઓ નક્કી કરે છે ધાર્મિક સસ્થાઓ સુખાકારી ડ્રેનેજ, વોટરવર્કસ પાવરહાઉસ વગેરેની વ્યવસ્થા તેમને હસ્તક હોય છે

સ્નેહમુદ્રા ૧—૦—૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

સરકારીના અધિકારીઓને ટ્રસ્ટીઓ સહાય કરે છે, તેમ જ ટ્રસ્ટીઓની ભલામણો, આવક જાવકનાં નાણાં-ખર્ચ વિગેરે તેઓ તપાસી જ મંજુર કરે છે. સાધારણ રીતે અમેરિકાનું ન્હાનામાં ન્હાનું ગામડું પ્રજાસત્તાક-સંપૂર્ણ સ્થાનિક સ્વરાજ્ય ભોગવે છે એમ જ કહેવું જોઇએ. ટ્રસ્ટીઓની નિમણુક જીંદગી–વધુ મતે દર વરસ અગર દર ત્રણ વર્ષે થાય છે, અને તેમને હસ્તક ગામનો સર્વ વહિવટ રહે છે. ગામની સુખાકારી, ધાર્મિક અને કેળવણીની સંસ્થાઓમાં ટ્રસ્ટીઓ ઉત્સાહભર્યો ભાગ લે છે, અને તેમના પ્રયત્નોથી હાલના અમેરિકન ગામડાંઓ રોગ વગરનાં, ધાર્મિક અને કેળવણીની સંસ્થાઓ સાથે હરદિન આબાદી ભોગવતા રહ્યા છે. આપણાં ગામોમાં અસલ જે પંચની (ગ્રામ્ય પંચાયત) મારફત વહિવટ ચાલતો હતો તેને કેટલેક અંશે હાલની અમેરિકન પદ્ધતિ મળતી છે. આપણી ગ્રામ્યપંચાયતના હાથમાં સર્વ સત્તા હતી ત્યારે અમેરિકન ટ્રસ્ટીઓને ન્યાય આપવાની સત્તા નથી. તે સિવાય ગ્રામ્યપંચાયત અને અમેરિકન પદ્ધતિમાં ઝાઝો ફરક નથી.

અમેરિકન ગૃહજીવન અને ગ્રામ્યજીવનનો ખ્યાલ આ લેખમાં ન આપતાં હું હવે પછી આપીશ. અમેરિકન ગામડાંઓની મુલાકાતે જતાં જે જોવાનું, જાણવાનું અને અનુભવવાનું મળ્યું તે મેં અત્રે રજુ કર્યું છે. તે સાથે એટલું ઇચ્છીશ કે આપણી ત્યાંની કેળવણીની સંસ્થાઓ પોતાના વિદ્યાર્થીઓને ગામડાંઓની અને બીજા શહેરોની મુલાકાતે મોકલે તો તેમને ઘણું જાણવાનું અને શીખવાનું મળે અને ખાસ કરીને ગામડાંઓની મુલાકાતથી શહેરી અને ગ્રામ્ય જીવન વચ્ચે જે અંતરાય રહેલો છે તે પાછો સાંધવાનો સંભવ રહે. પ્રજાકીય શાળાઓ, કોલેજો અને આપણી ગુજરાત વિદ્યાપીઠ તરફથી આ દિશામાં પગલાં લેવાશે કે ?

---


લેખકો માટે

## કેવળ સ્વતંત્ર લેખોની માગણી.

૧ હિન્દના સ્વાતંત્ર્યજીવનને પોષક એવાં દૃષ્ટિબિન્દુઓથી અભ્યાસને પરિણામે તૈયાર કરેલા રાજકીય વિષયો.

૨ સાહિત્ય, વિજ્ઞાન અને ઇતિહાસવિષયક સ્વતંત્ર લેખો.

૩ ઐતિહાસિક કે સામાજીક સ્વતંત્ર ટૂંકી વાર્તાઓ.

ઉપરોક્ત વિષયક લેખો 'સમાલોચક'ના ઓછામાં ઓછા આઠ પાનાં જેટલા હોવા જોઇએ. સદર લેખો મૂલ્ય આપીને પણ પ્રકાશન ને વિક્રયના સર્વ હક્ક માટે ખરીદી લેવાશે.

કેવળ અભ્યાસીઓ અને સ્વતંત્ર લેખકોએ જ પત્રવ્યવહાર કરવો.

[ આ જાહેરખબરને 'સમાલોચક'ના વ્યવહાર સાથે સંબંધ નથી ]

લખો: રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી બીલ્ડીંગ્સ નં. ૨, ગીરગામ, મુંબાઇ નં. ૪.

સમાચારદર્પણ નાટક. રૂ. ૦-૧૨-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

# કા'ન... મ્હને વારે વારે અટકાવે રે!

સુચિત્ર ચિત્રકાર—શ્રી જેઠાલાલ પટેલ

લેખક—રા. યશ.

જળ ભરવાને હું તો,
કેમ સખી જાઉં રે?
કા'ન કોડીલો કામણગારો,
મ્હને વારે વારે અટકાવેરે
—જળ ભરવાને૦ ૧

વાંસલડી વગાડીને
મનડું ડોલાવીરે
કા'ન કોડીલો ગોપાળિયો,
મ્હને વારે વારે અટકાવેરે
—જળ ભરવાને૦ ૨

મંદ મધુર સ્મિતે,
હૃદય તલપાવીરે,
કા'ન કોડીલો લુચ્ચો—વા'લો,
મ્હને વારે વારે અટકાવેરે.
—જળ ભરવાને૦ ૩

નયનોનાં બાણુ મારી,
મ્હને ખરે મારી રહેની,
કા'ન કોડીલો વા'લો મ્હારો,
મ્હને વારે વારે અટકાવેરે
—જળ ભરવાને૦ ૪

---

ઈસ્લામનો ઇતિહાસ ૨ ૧-૮-૦ ગ્રેન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

# રસ-દીક્ષા.

સચિત્ર ચિત્રકાર—રા જેઠાલાલ પટેલ

લેખક—રા નટુભાઈ રણછોડદાસ જણસરીઓ, બી એ

રસિકા ઘણી જ ડાહી હતી 'ઉનાળા સો ખહાનગ ને નીરા સો ગભીર'—એ સૂત્ર તેને ઘણું જ પ્રિય હતુ વારવાર તેના મુખમાથી તે સરી પડતુ તેના જીવનમા તે તેનો સાક્ષાત્કાર કરવા મથતો. સસારની વિષમતાથી, અનકૂળતાથી, પ્રતિકૂળતાથી તે ડરતી અત્યાર સુધીનુ તેના જીવને તો તે પ્રત્યક્ષ પ્રમાણભૂત તેને કર્યું હતુ પૂર્વજન્મના ઋણાનુબધે ભાવિમા પણ એ સૂત્ર તેને આનુકૂળ થયુ! પ્રભુની એ અકળ લીલા છે કે તે કોઇના જીવનના આદર્શ તોડતો નથી, તેને સાનુકૂળતા કરી આપે છે!

મહાત્મા ગાંધીજીના આદેશ પ્રમાણે તો તે અધ શ્રદ્ધાએ તો તે સર્વ નહોતી પાળતી, પરતુ આ મરથ ( પરસ્થ નહિ જ ) વિવેકબુદ્ધિએ જે જે તેને યોગ્ય લાગતુ, જે જે તેને માન્ય લાગતું, જે જે તેને ખરૂ લાગતુ—તે તે સર્વ તે ગ્રહણ કરતી હતી સરકારી કેળવણીનો તેણે ત્યાગ કર્યો ન હતો, પણ ખાદીની દીક્ષા તો તેણે અતઃકરણને દેઇ દીધી હતી. શુદ્ધ હાથની વણેલી ખાદીપર કાળી કોર છપાવી તેને સાડી તરીકે પહેરી બહાર મિજલસોમાં, વિદ્યાગૃહમા સ્હેજ પણ ખચકાતા વગર, અચકાયા વગર ચાલી જતી—હાજરી આપતી સર્વના હૃદય આકર્ષતી, પોતાના પ્રતિ સર્વની પૂજ્ય ભાવના પેદા કરતી સ્વરાજ્યવાદ પરત્વે તે કહેતી કઇ નહિ—પરતુ યોગ્ય સર્વ કરી બતાવતી ઘડીના વિચારે નહિ પણ જીવનના વિચારે તે સર્વમા પ્રેરાતી સાહિત્યની પણ તે શોખીન હતી જોકે આમાં તેનું વાતાવરણ તેના તે શોખને વિરૂદ્ધ લાગતું હતુ જુદા જુદા માસિકોમા જુદા જુદા નામે તે સદ્વર્તન—પ્રેરક નાની નાની વાર્તા—લેખો લખતી આમ કરવાનુ કારણ દુનિયાની વિષમતા! મોજ શોખ તેને ગમતો હતો, પણ એક અંગ્રેજ વા પારસી સ્ત્રીની માફક તેણે તેને બહેકાવી દીધો ન હતો સરળ, સાદુ અને નિર્મળ, નિષ્કલક—પવિત્ર જીવન ગાળવુ, એવી તેને લગની લાગી હતી

આર્યબાળાઓ કહેવાતી આર્યભાવનાને તાબે થઇ મરજાદમાઝાના નિયમને ઘરમાં ગોંધાઇ રહે છે, જાહેરમા હરતી ફરતી નથી—પ્રવૃત્તિ કરતી નથી, ઘરમાં સડયા કરે છે, અજ્ઞાન અધ અવસ્થામા રહે છે, તેમ આ પણ એક આર્યબાળા છતા તેવી કહેવાતી આર્ય—અનાર્યા ન હતી પવિત્ર હૃદયે સર્વત્ર તે વિચરતી સર્વ સાથે વાર્તાવિનોદ કરતી, શરમાળ પુરૂષોની શરમ તોડાવી તેમને પવિત્ર હૃદયે બોલતા શીખવતી, વિકારી હૃદયના વિકારને અભિભૂત કરતી, સામાન્ય વિષયપર ચર્ચા પણ કરતી આવા સર્વ સદ્ગુણ તે ધરી જતી. સર્વના હૃદયપર તે પોતાની જન્મ—ઉદાત્તતાની, જન્મ—સસ્કારની, ગૃહિત સસ્કૃતિની અજબ છાપ પાડતી: બોલ્યા ચાલ્યા વગર જ સામાને પણ તેમ થવાની પ્રેરણા કરતી

સૌન્દર્ય તેનામાં હતું, પણ લોકો કહે છે તેવુ તો નહિ જ લાવણ્યની તે સાક્ષાત્ પ્રતિમા હતી. કોમળના ગર્ભથી કોમળ તેનું અગ હતુ અને કિન્નરીશું સુકોમળ, સુમધુર તેનો કંઠ હતો

વિચારે તો આજ બાજી રમવાનો હતો, પણ કોણ જાણે શાથી કંઇક અન્ય નવતર બાજી રમાઇ ગઇ !

બાજીની ગોઠવણને તે બરાબર નિહાળી રહી ! અને તે સખીને પકડી લાવવા ઉઠી. શું કર્યું ? તેના સખાએ-રસિકે-તેને તેમ જતા અટકાવી !

વાચક, રસિક તેનો પતિ હતો. રસિકાના જ જીવનાદર્શ તેના હતા / અણોલ ગણેશ હતો. સર્વગુણસંપન્ન હતો. સર્વ પ્રકારે શરીરનો બાંધો, વયે તે રસિકાને યોગ્ય હતો. તેમનું લગ્ન તો કરનાર કોઈ સંસારની પ્રપંચજાળ જ હતી, પરન્તુ ભાગ્યયોગે આ કુશળ ધંધો ઉપજાવે તેવું થઇ ગયું હતું. વધુ ઓળખાણ વાચક, તું તારી મેળે જ કરજે ! વાતોના પ્રવાહની સુરાવટ ત્યારે તો આ છે

"કેમ બાજી રમવી છે !" રસિકે તેને ઉઠતી અટકાવતા તેની પાછળ ઉભી રહીને તેનો ખભો દાબતાં પુછ્યું

"હા !" બોલતાં બોલાઇ જવાયું ! ઉંચુ-પાછળ જોયું ! નિહાળ્યા કર્યું ! રસિકા શરમાઇ ગઇ ! દુર ખસવા ગઇ ! પણ અરે ! એ ખસે ક્યાં રસિક તેના પડખે જ બેસી ગયો ! તેને ઉઠવા ન દીધી ! એક બીજાના સામું તે ઘડીભર કંઇક અવનવીન દિવ્ય ભાવોથી જોઇ રહ્યાં ! વિકારી ભાવની છાયા પણ રસિકાના હૃદયમાં આ સમયે ન હતી ! વાંચનથી, સખીઓના વાર્તા વિનોદથી તે આ સર્વ જાણતી હતી, સમજતી હતી-છતાં તેના પાઠ ગણવાનું તેને ભાન ન હતું ! બાલિકતાએ તેનો હજુ ત્યાગ કર્યો ન હતો

"ત્યારે, હવે વાર શાની !" રસિકે કંઇક સ્મિત કરતાં પુછ્યું

"બેસો જરા ! હું મારી સખીને બોલાવી લાવું ! એ અને તો ખરા-અમે બે બેનો કેવી રમીએ છીએ તે !" સરળ હૃદયી વિકારવિમુખ રસિકાએ કહ્યું રસિકને તેની વિકાર વિહીનતાપર, તેની સરળતાપર, તેના સખીપ્રેમપર કંઇક ઝીણું હસવું આવ્યું.

પોતાની વિકારી ભાવનાની તેને ઝાંખી પણ ન થાય, વિકારી ભાવનાનો તેનામાં જન્મ પણ ન થાય, વિકાર એ શું-તેની સમજ પણ તેને કદી ન થાય, અને રસ-સાગરની એ રસિકા રસિક મહારાણી થાય-એ વિચારે તેણે સ્વસ્થતા ધારણ કરી કહ્યું, "રસિકે, એવી એવી બાજીઓ તો મેં ઘણી જોઇ છે ! તમો બે બેનોને રમતી મેં ઘણી વાર નિહાળ્યાં છે ! ચાલો, આજ તો આપણે જ બે રમીએ ! રસિક શું સખીને રમાડે જ કેમ ? આજ તો મને રમાડ ! મુશ્કેલ પડે તો પછી સખીની શી જરૂર ? આપણે બે જ રમીશું ! કેમ, નવી બાજી શીખવી છે !"

નવી બાજી ! શૈશવાવસ્થામાંથી બહાર આવેલી પણ હજુ તેમાં જ રમણ કરતી રસિકાને આ નવીન, નવતર બાજીનું હજુ ભાન જ ન હતું ! નિખાલસ હૃદયે, પૂર્ણ નિર્દોષતાથી તેણે તો કંઇક નવું શીખવાનું મળશે એવી મહત્વાકાંક્ષાએ કહ્યું, "હા !" હા-બજાઇ ગઇ !

બાજી શરૂ થઇ ! જેમ સખી સાથે હરહમેશ તે બાજી રમતી હતી તેમ તેની જ બાજી તે આજ પ્રથમ, પોતાના સખા સાથે રમી ! રસિક પણ રસિકા સાથે તે બાજી રમ્યો ! પે

મેહુલી કમર્શિયલ ... રૂ. ૩-૦-૦ એમ. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તો એ એનું હતો, આ તો પ્રેમીયુગલ હતાં–એટલે આમાં કંઈક નવતર નિર્દોષ રસ રસિકાએ સર્જ્યો। રસિકાને હવે બાજીમાં સહે લાગી। બીજી બાજી રમવાને તત્પર થઇ। તે બોલી ઉઠી,—

"હાં, આપણે આ એક તો રમ્યા હવે બીજી રમીયે। હા પણ પેલી હવાં તો નવતર બાજી માંડીએ। તમે મને શીખવજો। બહુ અઘરી તો નથી નાં?" રસિક આ સાંભળીને હસી જ પડ્યો।

વાચક, વારેવારે શું કહું આ તેની બાળચેષ્ટાની નિર્દોષતાને। ચાહેશ કે તું એકાએક દૂર કરવા આ બાલિશતાના અલૌકિક આનંદને?

"હસ્યા શું? બીજી રીત આવડતી ન હતી, તો નાહક મને શા માટે આમ રે નાખી? ચાલો, ગોઠો, નવી નહિ તો આપણી જુની। લ્યો, નાખો પાસા। આ વખતે તમે પહેલ કરો।"

"અરે, રમવાની રીતો તો બધી ઘણી યે છે। અઘરી યે નથી। હું જાણું તો છું— રમ્યા નથી। તું તો જાણતી યે નથી। પછી શી રમુજ પડવાની। લ્યો, પણ તમારે શીખવી છે તો શીખવું। બાજી યે નવતર છે–અને આપણે બે પણ નવાં છીએ। રમુજ તો ઠીક જામશે। હાં પણ તેમાં તો કંઇ હોડ મૂકવી જોઇએ।"

"વારૂ, તેમાં શું? મૂકીશું। આ રહી" હાથની બંગડી કાઢવા જાય છે

"અરે, આ શું? એમાં આવી હોડ ન મૂકાય। એમાં તો કંઇક જૂદા જ પ્રકારની હોડ મૂકવી પડે છે। જેવી નવતર આ બાજી, તેવી જ નવતર આ હોડ, અને તેવી જ નવતર તું।" એમ કહેતાં કહેતાં રસિકે રસિકાના ગાલપર ટપલી મારી। વાચક, શું કહું એ મુગ્ધ ભાવની આ સમયની દોરી દોરી રક્તતાને।

ઘડીએક મૌન પ્રસર્યું। તારા-મૈત્રક રચાઇ રહ્યું। સુંદરીએ અંતમાં તેમાં ભંગાણ પાડ્યું —નીચું જોયું।

રસિકે વિચાર્યું તો ઘણું યે હતું। ધીરતા ઘણી યે ધારી હતી। અનંગની આજ્ઞાને અંકુશમાં ઘણી યે રાખી હતી। પરંતુ માનવ તે માનવ। આ તેનું આ ઘડીનું સાહસ। પ્રથમ તે આજ ઘડી થઇ કે જ્યારે રસિકાને કંઇક વિકારી ભાવનાથી જોવી થઇ, જ્યારે વાચન બહુ થઇ સાક્ષાત્કાર આપી રહ્યું। સખીનાં ટપલા તો ઘણાયે ખાધા હતા પરંતુ આ ટપલો તો કંઇક અજબ જાદૂભર્યો હતો।

છતાંય તેણે સાહસે ચડ્યું। ભાન ન રહ્યું। શું કરવું? પ્રભુની જેવી ઇચ્છા। નાવ જેમ જાય તેમ જવા દીધું—કંઇક ઇચ્છાએ ને કંઇક અનિચ્છાએ। રસિકથી બોલાઇ જવાયું—

"શું હોડ વગર નહિ રમાય? માગી પામે હશે તો જરૂર મૂકીશ."

"વચન આપ"

"કેમ, અત્યારથી જ એંધાણ રાખો।"

"ના। એ બાજી જ એવી છે।"

"લ્યો વચન હવે કાંઇ બાકી?"

અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

"પણ અધૂરી બાજી મૂકાય ના "

"નહિ મૂકીએ!"

"જેની પાસે જેટલું હોય તેટલું હારી જાય, બીજો જીતી જાય, ત્યારે જ બાજી પૂરી થાય!

"હવે, એ તો બધું સમજ્યાં! શીખવાનું હોય તો હવાં શરૂ કરો! રાત જાય છે!

"ઘણી મોડી થાય છે! હાં પહેલી શરત એ કે જે અતે હારે તે દાવ હારે તે ઉપરાંત પાછળથી તેનો જેથી જીત્યો તેની ખુશાલીમાં મીજમાની—ઇનામ આપે!" રસિકને તે હવાં પૂરો ભજવવો હતો રસિક ખરે, રસિક જ હતો.

"હારે અને તે વળી આપે! દાઝપાપર ડામ! આ તો આજે જ સાંભળ્યું!" રસિકની શરમ હવે તૂટી ગઇ હતી—જીભ ઉઘડી ગઇ હતી

"આજે જ સાંભળ્યું! બાજી નવી તેમ આ પણ સર્વ નવું! એક નિરાશ થાય ને બીજો રાજી થાય—એમાં શી રમુજ! હારે વા જીતે, પણ તેની અસર હૃદયપર ન થાય, અને મિત્ર જેમ રમવા બેઠા હતાં, તેમ જ ઉઠે તેમાં જ આનંદ, રમુજ! ખરું કે નહિ! કેમ, રમતાં શીખવું તો છે ના!"

"હારતો, આવું આવું નવતર ને દિવ્ય ભાતનાભર ક્યાં ન શીખવું!"

"પરતાશો ના! હારશો ના!"

"શું હું પસ્તાઇશ! હું તો જીતવાની જ!

"હજુ બાજી તો આવડતી ય નથી—જાણતાં ય નથી છતાંય!"

"હા! હા! હા!"

"મગરૂર ના થાવ એનો તો દાવપરે આધાર!"

"હશે પણ હવા ચાલો! શરૂ કરો!"

"પણ તે પહેલાં એ અંતિમ શરત કબૂલ કરો!"

"પણ એ શરતનું કાંઇ નામ નિશાન"

"પહેલાં કબૂલ કરો; પછીથી તે શરત જણાવ ય!"

"આ તો વળી છેક નવતર! આવું તો કયાય દીઠું યે નથી ને સાંભળ્યું યે નથી!"

"ત્યારે જ કહેવાય છે ને આ નવતર! શરત પહેલી કહે, ત્યારે તો સામાન્ય અપરિચિત જનો પણ તે યોગ્ય નફાકારક લાગે તો કબૂલ કરે છે! પરંતુ ન કહે અને જ્યારે પણ વિશ્વાસુ આપ્તજન હરહમેશ સારું જ કરે છે—એવી અંધશ્રદ્ધાએ કબૂલ કરે, ત્યારે જ તેમાં સ્નેહીની સ્નેહલતા, કેમ સમજ્યા ના!"

"હા પણ જાણ્યા વગર તો વચન ના અપાય! પળાય કે ના યે પળાય."

"સ્નેહી તે તો સારી રીતે સમજે છે! સામાન્ય સમજ તો તેમ પણ છે! ન પળી શકાય એવી તે શરત કદી ધરે કે? હા—પણ એટલું યે જ્યારે સાહસ ન ખેડાય, ત્યારે રમાશે પણ શું કેમ કે આ તો બાજી વિશ્વાસની છે! હવે હો, સ્હેજ સજા કરું! અરબડી ના જતા

૧—પતિવ્રતા સતીઓ (સચિત્ર) ૩—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

"વિચાર કરવો હોય તો કરી લ્યો. પછી નહિ છટકાય!"

"સાઈ રહી નહિ છટકીએ"

"કોણ હારે—કોણ પડીએ!"

"હા! હા! હા! લાવો હવે એ પાસા!" બોલતાં બોલતાં જવાયું! પ્રભુ, રસિકતારી લીલા—અન્તિમ શરત કબુલ મંજૂર કરી પહેલી બાજીએ હોડ મૂકાઇ રસિકે હોડમાં મૂક્યું પોતાનું સર્વ દૈનિક વ્યવહાર-શાસ્ત્ર રસિકાએ મુકી પોતાની ફુલવેણી, વસ્ત્રાભરણ!

હોડમાં મૂકાયાં આ સર્વ પરંતુ જેણે લહ્યાં તેણે જાણ્યાં, ન લહ્યાં તેણે ન જાણ્યાં!

રસિકોના રસપ્રદેશમાં અરસિકને સ્થાન જ ન હો!

રસિકે ઘણા દાવ નાંખ્યા, ઘણી યુક્તિઓ કરી પણ ન ફાવ્યો! રસિક હાર્યો—રસિકા જીતી! રસિકા જીતી, આનંદમાં આવી ગઈ, બહાદુરી બતાવતી તે એકાએક બોલી ઉઠી "લ્યો રસિક, કેવી હું જીતી? આ સાથે લાવ્યા હતા તે તો બધું ગુમાવ્યું ગજવું સૌ ખાલી કર્યાં! હવે શાથી રમવાના?"

"ત્યારે તો બાજી પૂરી થઇ!" રસિક બોલી ઉઠ્યો 'ભાવતું'તું ને વૈદ્યે કહ્યું!"

"હારતો!"

"ત્યારે તો હવે અન્તિમ શરત પુરી કરો!"

રસિકા શરમાઇ ગઇ! આ જીતનાં બણગાં ફુંકવા માટે પસ્તાઇ રહી! નીચું જોઇ રહી! શું કરવું? વચનભ્રષ્ટતા કેમ થાય?

રસભોગી આ રસિકડાથી હવે આ રસપ્રવાહને ત્યાગી શકાય એમ રહ્યું જ ન હતું! રસિકે રસિકાનું માથું રસિકાની ઇચ્છાએ તેમ જ અનિચ્છાએ, કંઇક બળાત્કારે સો કંઇક હેવાએ ઉંચું કર્યું! 'જ્યોતે જ્યોતથી સ્તંભ પ્રગટ્યો'—એવી સ્થિતિમાં આકાશમાં ચંદ્ર અને ભૂમિપર આ રસિકાનો મુખચંદ્ર બે સામસામા આવી રહ્યા, અન્યોન્યની સ્પર્દ્ધા કરી રહ્યાં! ચંદ્રપર વાદળી આવી—એક આવી, બીજી આવી, ત્રીજી આવી! એ વાદળીઓનો તો પાર જ ન આવ્યો! ચંદ્ર અકળાયો—વાદળીઓને શીત પાડી વેગળી કરી! એ ચંદ્રનું પુનર્દર્શન, વાચક, તને કેવી રીતે કહું?

રસિકોના રસિક આત્માને તૃપ્તિ થતી જ નથી!

રસિકે બીજી બાજી માગી! રસિકે હોડમાં મૂક્યાં પોતાનાં ચક્ષુઓ—રસિકાએ મુકી પોતાની મેખલા!

પાસા નખાયા! રસિકા ફરીથી જીતી! રસિક હાર્યો—તેનાં ચક્ષુ ગયાં! 'મદન' આંધળો થયો! રસિક પ્રેમાંધ બન્યો!

હાર્યો જુગારી બમણું રમે વાચક, આ કહેવત હું ભૂલી તો ન જ ધારતો!

હવા તેથી રસિકાએ જ ત્રીજી બાજી ઢાળી! રસિકાએ હોડમાં મૂકી પોતાની આત્મા, હૃદય, મન તણી ત્રિપુટી! રસિકે પણ તે જ હોડ સામે ધરી!

---

* વિવેકબુદ્ધિ બહાર લાવનાર આંતર નયન!

---

રૂપશાપિનો કેહારવે ૨ ૪-૭-૦ એન્. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# મુંઝવણ ઉપર મુંઝવણ.

લેખક — જગદીશ.

"ફરી ચડતા અવિનાના મખાડામાં હરી પડશે"

કેટલાય વરસો પહેલા અવિનાશી અને યશવન્ત સ્થાનિક "હાઇસ્કૂલમા" સાથે ભણતા બાળપણથી જ તેઓ મિત્ર હતા એટલે યશવન્તના બાપે મન તો બન્ને ભાઇ જ નામતા અ તેઓ રહેતા પણ તેમ જ

કોની ચીજ કોણ વાપરે છે એ કે આડોશી પાડોશીને કદી જ ખબર પડતી નહિ અવિનાશીનુ હતુ તે યશવન્તનુ પણ હતુ અને યશવન્તનુ હોતુ તે અવિનાશીનુ પણ હોતુ એક દિવસ પણ અવિનાશી ન દેખાતો હોય તો માને એને ઘેર આવ્યા વિના ચેન પડતુ નહિ અને અવિનાશીને ઘેર કંઇ પ્રસગ હોય તો યશવન્ત એના જેટલા જ હ્રદયથી એમા ભાગ લેતો

બન્ને ભાઇ મેટ્રીક થઇ 'ભગતસિંહજી કવાર્ટર્સમા" રહેવુ ઠીક પડે એમ હોવાથી "ફરગસન"મા જોડાયા અને સાથે 'પ્રિવિયસ' પાસ થયા ત્યાર પછી એકે એ જ માર્ગે જારી રાખ્યો અને યશવન્તે "એગ્રીકલ્ચરલ કોલેજમા" હાજરી આપવા માંડી

આ અરસામા બન્નેના લગ્ન થયાં અને યશવન્તે તો સહકુટુમ્બ ત્યાં રહેવાનુ કર્યું અવિનાશી હજી "હોસ્ટેલમા' રહેતો હતો પણ તો ય દિવસમા ચારેક વખત તો બન્ને સાથે કાઢતા જ રાત્રે જમવુ "ક્લબમા" પણ પાણી પીવાનુ તો યશવન્તને ઘેર જ હતું

એક દિવસ રાત્રે અવિનાશી યશવન્તને ત્યા ગયો, યશવન્ત કંઇ કામ પ્રસગે બ્હાર ગયેલ બા સુઇ ગયા હતા અને યશવન્તની વહુ 'ટેનરગોલ'ની છબી ભરતા હતા એમાથી કોઇ બોલ્યુ નહિ પણ અવિનાશીએ ઘરમા આવી હાકલ મારી જવાબને વાર લાગવાથી કંઇ ભાઇ જઇ તરત જ પાછો વળ્યો બા ઉઠયા ત્યા તો એ નીકળી ચૂકયો હતો "વહુ, કેમના ન કહ્યુ ? સવારનો ન્હાતો આવ્યો" એમ કહી એ તો પાછા સૂતા

રાત્રે યશવન્તની વહુએ એને કહ્યુ કે 'તમારા અવિનાશી તો બહુ શરમાળ'

* * * *

આ વાતને બે અઢી વર્ષ થઇ ગયા યશવન્ત હજી ત્યા જ રહેતો હતો અને એને ત્યાં દોઢ બે વર્ષનો છોકરો હતો

છોકરાનુ નામ વસન્ત હતુ યશવન્તની વહુનુ નામ ચન્દ્રિકા હતુ પણ બન્ને ભાઇ એને નલીના કહેતા એના બાપને ત્યા મજાની વાડી હતી ન્હાનપણથી એમા ફરી ફરી એ કુદરતથી એક થઇ ગઇ હતી અના પત્રોમાં નિરીક્ષણ સૂચક ગપકો બહુ આવતા મન્થોં કરતા કુદરતે એને વડનામા વધુ ભાગ ભજવ્યો હતો

નાતાલની રજામા ઘણા છોકરા બહાર ગામ ગયા એટલે યશવન્તે અને એની બાએ તાણ કરીને અવિનાશીને દશ દિવસ પોતાને ત્યા રાખ્યો

મારી પાંચ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસંગ્રહ ) રૂ ૨૦૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

,વનીતા તો ઘેલી જ થઇ ગઇ કઇ સુઝ્યુ જ નહિ, વસન્તને પગ્નો મુકી દીધો અને બાર પાસે ચાલી ગઇ

વસન્તને અવિનાશીએ પકડી લીધો ચેટને, એ પડતા માં માડ બચ્યો

ચોપડી શોધ્યાવિના જ અવિનાશી પાછો વળ્યો

" લ્યો. આ તમારો વસન્ત " એમ કહી અવિનાશીએ વસન્તને યશોવન્તના ખોળામાં મુકયો ને પોતે પલગમા ચડી પાચેક મીનીટ હસ્યા કર્યું

* * *

હવે અવિનાશી શરમાળ નથી એની શરમ છુટવામાટે આટના પ્રસગો બસ હતા વનીતાને જોતા જ એ હસી પડે છે અને એ એ પ્રસગો યાદ આપે વનીતાને પણ કે કે થાય છે

બા આવ્યા ત્યાસુધી તો કોઇ બહુ બોલ્યુ નહિ પણ પછીથી સૌ હસતા બોલતા થઈ ગયા છે અવિનાશીએ જ બધુ કહી દીધુ બાએ 'માડી' કહી વનીતાને સબોધી અને હવે તો એ વાતો યાદ કરી સા સરખાં જ હસે છે

---

# ગ્રન્થાવલોકન.

[ સપ્ટેમ્બર માસના પૃષ્ઠ ૪૦૧ થી અનુસધાન ]

### ૬. નવગીત

[ કર્તા અને પ્રકાશક—રા ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, મુબાઇ પૃષ્ઠ ૩૫ કિંમત ૭ આના ]

એક એકથી ચઢીયાતા રાષ્ટ્રચેતન તથા ભક્તિ પ્રેરનાર નાના નાના ગીતોનુ આ નાનુ પુસ્તક પ્રકટ કરી ભાઇ રાયચુરાએ ગુજરાતના વતનીઓને તેમ જ કેંક અંશે સમસ્ત દેશ બધુઓને એક પ્રશસનીય લ્હાણી કરી છે એમ પ્રત્યેક વાચક–ગાયકને લાગશે સગીતના નિયમાનુસાર ગાઇ શકાય તે જ ગીત ગીત શબ્દ જ સૂચવે છે કે તેમાં સગીત અને તેથી જન્મતો આનદ તેમ જ ઉત્સાહ લપાઇ રહેલા છે નવગીતમાંના ગીતો આવા પ્રકારના છે અને તેથી જ લેખક ભૂમિકામા લખે છે તેમ આ ગીતોએ ગુજરાત કાઠીયાવાડ અને મુબઇમા હજારો માણસોની સભાઓ ગજાવી હોવી જોઇએ "નુતનયુગ," "ધન્યભૂમિ," "ગાંધીનુ ગુજરાત," "પ્રિતમને પ્રશ્ન" 'એક આશા,' 'ગાંધીજી" "ક્યારે," "દેશીસમ બનશે," આ સર્વ ગીતો આધુનિક રાષ્ટ્રચેતન તેમ જ તેની ભાવિ ખીલવણીનો એક સચોટ આકર્ષક ચિતાર ખડો કરે છે સ્વાતંત્ર્યને બગલો પુસ્તકોના પુસ્તકો વાચતા જે ખ્યાલ અને જે જુસ્સો નહીં આવે તે માત્ર "વીરો ભને બા પરિ!" એ ગીતમાંની એક જ પંક્તિ "સોનાનુ હોય તો યે પિંજર તે પિંજર" મા લેખક ઉભરાવી નાખે છે ટુકમાં, અમે ભાઈ રાયચુરાને એમના સફળ પ્રયાસ માટે અભિનદન આપીએ છીએ અને ભવિષ્યમા આવાં તેમ જ આથી સરસ ગીતો રચી તેઓ ગુજરાતમા "નુતનયુગ"નો રગ સપૂર્ણપણે પહેરાવે એવી ઇચ્છા રાખીએ છીએ.

—ચાલુ પૃષ્ઠ ૫૨૭

સાક્ષરજીવન ૨ ૨—૦—૦ સેવક એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ.

# આપને દ્રઢતા પ્રભુ !

લખક રા. ત્રિનયકાન્ત.

સરિતા કિનારે એક દિન હું નિરખતો ઉર ધરી,
આ સ્વાર્થમય સંસારનો ત્યાગ થતાં મન દૂર કરી,
ઉર મોહમય આ જિંદગી જ્યાં સ્વાર્થ જ્યોતિ જળહળે,
નિઃસ્વાર્થ કૈંક કહ્યા છતે વૈરાગ વૃત્તિ ઉર જળે
હતી પૂર્ણિમા પ્રસરી ભૂમિપર, ચંદ્ર ગગને રાજતો,
ચૈતન્યતા રશ્મિથકી સરિતા તીરે પસરાવતો,
શાન્તિતણા શિતરશ્મિઓથી મમ આત્મને વિકસાવતો,
જીવનજ્યોતિ અવનની કુદરત કળા દર્શાવતો
ત્યાં તિમિર તરફ જઈ અચાનક તેજ નેણુ સતારનું,
સરિતા તીર નૌકામહીંથી નયના ભાળ્યો મારનું,
ત્યાં ઉર્મિઓથી પણ અધિક લાવણ્યતનના શોભતી,
કુસુમો કળીસમ હાય તે નૌકા કીનારે લાવતી
રમ્ય લલનાસમ રમા મનાય ના સ્વપ્ને કદી
મગનાગની મનહર ખરે કાંચનલતા મમ તે રૂડી
પ્રેમાળ પ્રતિમા અપૂર્વની આરબ્ધથી અવરેખતો
વૈરાગવૃત્તિ સા ત્યજી સ્વપ્નો પ્રણયના દેખતો
ત્યાં એ ગઈ, નૌકા ગઈ પળમા પ્રતિમા દૂર થઈ
આવી મનુષ્યની જે ભરી તે હાય ! ક્યા ચાલી ગઈ ?
ફળશે નહી મમ મહત્વાકાંક્ષા મન તણી ફળશે નહી
ફળશે નહી અનાપફેરા ત્રાસ મુજ ટળશે નહીં
સ્વચ્છ વૈરાગી બનેલા ચલિત વાયુસમ થયો,
મોહ કરા જાળનો નિર્માલ્ય હું કેહા થયો
મન કસોટી થઈ મુકા, હું ચલિત, નવ દ્રઢતા મળે
તો આપને દ્રઢતા પ્રભુ જેથી જીવન સાર્થક ફળે

---

સિદ્ધાંતમુદ્રક, ... એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# અરુણોદય.

લેખક—રા. અંબાલાલ નૃસિંહલાલ શાહ.

'સંસાર પરિવર્તનશીલ છે' એ વાક્ય આજકાલ સાધારણ મનુષ્યના મુખમાંથી સ્વતઃ જ નીકળી આવે છે પરન્તુ આ પરિવર્તન કયા નિયમથી બદ્ધ છે એનો ઉત્તર દેવો એમને માટે અત્યન્ત કઠિન છે જો એક ધાતુના ગોળાને સૂતરની એક પાતળી દોરીથી કોઈ ખુંટીએ લટકાવી હલાવવામાં આવે તો તે અહીંથી તહીં અને તહીંથી અહીં આન્દોલન જ કરશે આ પ્રકારની ગતિ (*Motion*) ને સામયિક ગતિ કહે છે અર્થાત્ પરિમિત સમયમાં એ ગોળો અંતર્ગત ભ્રમણ કર્યા જ કરશે જો આકાશ તરફ પણ દૃષ્ટિ કરવામાં આવે તો જણાઈ શકશે કે ચંદ્ર, તારા અને અન્ય ગ્રહો પણ આ નિયમથી જકડાઈ પોતાની યાત્રા પુરી કરે છે

સંસારના સુખ, સમ્પત્તિ અને જ્ઞાનસૂર્યને પણ આ સામયિક નિયમાનુસાર પૂર્વથી પશ્ચિમની યાત્રા કરવાની અને ફરી પાછું પૂર્વમાં જ ઉદિત થવું પડે છે

અનેક શતાબ્દિની પહેલાં આ સુખસૌરભ અને જ્ઞાનનો બાલક સૂર્ય, પ્રાચી દિશા—ભારતવર્ષમાં ઉદય પામ્યો હતો એની સુખકાન્તિમાંથી આ તનુ સમ ઉપવન, વૃક્ષવૃન્દ, પવિત્ર નદીઓ, સુન્દર પુષ્પોની સપાટી ને ઉચ્ચ પર્વત શિખરોમાં એક મનોહર અને આકર્ષક છટા આવી રહી હતી પ્રાતઃકાળનો સમીર અને સુન્દર રવિકિરણોથી અહીંના ઋષિઓનું માનસિક કમળ એવું તો વિકસિત થઈ ગયું હતું કે એમની પ્રભા અને શાન્તિમય સુગંધથી અત્યાર લગી જાગૃત જગત મુગ્ધ થઈ જાય છે આ સમયે જો ભારતે એક ચતુર્થાંશ મનુષ્ય જાતિ (શૂદ્રો)ના દુઃખાગ્નિ કુંડમાં, ઉપરથી અત્યાચારની આહુતિ નહિ આપી હોત તો કદાચિત એમના આનંદ અને સ્વાતન્ત્ર્ય સુખ, આ આત્મિક યજ્ઞની દુર્ગંધિ અને અપ્રાકૃતિક ધૂણીથી ગભરાત નહિ અને કદાચિત આ મનોહર દૃશ્યની સુન્દરતામાં મગ્ન થઈ એ પોતાના સામયિક નિયમને ભુલી જઈ પશ્ચિમની યાત્રા જ ન કરત પણ પ્રકૃતિનો નિયમ પ્રબળ છે જેમ જેમ સૂર્યનો પશ્ચિમ દિશામાં ઉતરવાનું ચાલુ થાય, તેમ તેમ નવા નવા દેશોમાં અરુણોદય એટલે પૂર્વમાં ક્રમશ અન્ધકાર પડતો જ જાય, એ સ્વાભાવિક છે સમય જતાં ઈરાન, એસીરિયા, બેબિલોનિયા, મિસર દેશોએ આનું સારું સ્વાગત કર્યું, સ્વીય અસ્તિત્વ અને ઉન્નતિનો પરિચય કરાવ્યો યુનાન અને રોમના પરાક્રમ અને વિદ્યાની ઉન્નતિના પ્રાચીન ઇતિહાસ તો હજુ એક અનંત ભંડાર છે આ પ્રમાણે અનેક નિક જાતિનું ઉત્થાન અને પતન થયા બાદ હવે સ્પેન, ફ્રાન્સ, જર્મની અને ઇંગ્લાંડની યાત્રા ચાલી અને હાલ અમેરીકામાં તે પોતાની પૂર્ણ પ્રભાથી પ્રકાશિત થઈ રહ્યો છે એનો પરિચય ત્યાં ઉચ્ચ શિક્ષણ, રાજનૈતિક ઉન્નતિ અને જનસ્વાતન્ત્ર્યથી થઈ શકે એમ છે આ એ જ અમેરિકા છે કે જે સ્થિતિ પૂર્વ ભારતવર્ષની હતી, જે પોતાના ગૌરવના ઉચ્ચ અને પ્રકાશમય શિખરપર આરૂઢ હતું અને હાલ એ ભારત ક્યાં છે ? આજ એ જ અમેરિકા લોક સ્વર્ગ સમાન છે અને એને આનન્દધ્વનિ ચારે દિશાઓમાં ગુંજી રહ્યો છે, જે વખત

નવીન આવિષ્કારોથી સકળ સંસાર લાભ ભોગવી રહ્યુ છે, તે જ વખતે વૃદ્ધ ભારત દુઃખ અને દારિદ્રયના આર્તનાદથી સુપ્તીના સુખમાં પણ અંતરાય નાખે છે

"કિન્તુ આજ હું ઘણી આનન્દથી કહેવુ પડે છે કે આ સૂર્યની પશ્ચિમ તરફ ગતિ હવે અનિયમિત જણાય છે, કારણ કે પશ્ચિમમા એનો જ્ઞાનપ્રકાશ મંદ થતો જણાય છે. એ પણ પોતાના સુખમા ભુલી અન્ધકારરૂપ નિશાના સ્મારક અન્યાય અને અત્યાચારની આહુતિની સ્મૃતિ કરી દિગ્વિજયરૂપી મહાયજ્ઞનો મહોત્સવ કરવા ચાહે છે સાચુ પુછો તો સૂર્યનો સત્ય પ્રકાશ અને તેજ ત્યાં હવે છે જ નહિ ફક્ત હવે ગોધૂલિની લાલિમા શેષ જણાય છે પંજાબ જેવા પ્રાન્તમાં હજુ સુધી અત્યાચાર, મદ્રાસમા સ્વાર્થમાં અન્ધ બનેલી સ્વદેશના પ્રચારને મરણ શરણ કરવા ઇચ્છતા રેંટીઆ અને ખાદી વાપરનારા સર્વેને અપમાનિત કરવામા માન સમજનારા મહાશયોને આ ઘૃણાપાત્ર કર્મ જોઇને શુ આપણને આ વિષયના પૂર્ણત જ્ઞાનની ઝાંખી આવી શકે એમ નથી? એનુ પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે પૂર્વ દિશામાં જાપાનરૂપી કુક્કુટે (મરઘડાં) પુન "અરુણોદય" ની સ્વાગતનુ કુ કેકુક ચાંનુ કર્યું છે હવે થોડા જ સમયમાં એ સૂર્ય જગદ્ ભાગ્યભૂમિ ભારતમા મહાત્મા ગાંધીજી જેવી દિવ્ય વિભૂતિના પ્રતાપે આપણે આન્તરનાદ સુનતાં, શાન્તિમય અહિંસાત્મક અસહકાર જેવા દિવ્ય હથિઆરથી ઉદય પામશે

અદ્યાપિ બંગદેશમાં વિજ્ઞાન, સાહિત્ય, છંદ તથા રાજનીતિના પ્રાતઃકાલિન તારકો પ્રાતઃ મુહૂર્તના શુભ સમાચાર આપી રહ્યા છે અને ઉદયાવી એનો સાક્ષાત્કાર થવા એની તૈયારી થઇ રહી છે

અને ભારત! તારી વર્તમાન દશા જોતા જે હૃદય એક વખત વિદીર્ણ થઇ જતું હતુ, તે હવે આશાથી પલ્લવિત્ બની ગયુ છે પરસ્પરનો બન્ધુવિરોધ, મતમતાન્તર અને સામાજીક અહંકાર–કઇ પ્રબળ શક્તિઓ–સાચા રાષ્ટ્રીય બળનો હ્રાસ કરતો હતો, તે સૌ હવે નષ્ટ પ્રાય થયા છે

અને ભારત! તું તારા સંતાનોને આ આસુરિક ભાવોથી વંચિત રાખી–બચાવી–બતાવી આપ કે પરસ્પર પ્રેમ અને ભક્તિસિવાય કોઇ પણ રીતે તારૂં કલ્યાણ નથી–તારે ઉગરવાનો આરો નથી, કારણકે આજ જો કોઇ મનુષ્ય છે તો તે પોતાનુ ઉચ્ચ શિક્ષણ–ઉચ્ચ વિચારો અને સદ્વ્યવહારથી જ છે અને આજ જો કોઇ દેશ જીવિત છે તો તે પોતાના ઉચ્ચ વિચારોયુક્ત સુશિક્ષિત માનવસંતાનો વડે જ છે ભારતના કલ્યાણનો સંભવ પણ ત્યારે જ કહી શકાય કે જ્યારે તેના સંતાનો સરસ્વતી માતાની શોધમા લાગે અને એમ સુન્દર લલિત શબ્દયુક્ત સ્તુતિ શીખી સુપ્રસન્ન સ્વાગત કરે

મને પૂર્ણ વિશ્વાસ છે કે "શિક્ષણ"થી જ ભારતની ઉન્નતિ સંભવ છે, અન્યથા નહિ જ્યા લગી વિદ્યારૂપી જ્ઞાનજળથી ભારતસંતાન સ્વહૃદયોને સ્વચ્છ નહિ કરે, ત્યાં લગી તેનામાં જાતીય પ્રેમ અને જાતીય ભાવ નહિ આવી શકે અને જાતીય ભાવ વિના ઉન્નતિ કેમ ઇચ્છી શકાય? સાચુ કહીએ તો મહાત્માજીએ જે પ્રમાણે સરકારી શાળાઓનો ત્યાગ

દીપાવલી ... એમ. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

કરી સ્વદેશી શાળામા અધ્યયન કરવા કહ્યુ છે તેનુ જ "મિશન" (એટલે કે જાતીય શિક્ષણ) પ્રત્યેક દેશના રાજનૈતિક વ્યાપારિક અને જનસ્વતન્ત્રતાના ઉત્થાનનો જ મૂળ મન છે એટના માટે "શિક્ષણ પ્રચારરૂપી" અશ્વમેધ યજ્ઞને માટે ઉઠી અને જેઓએ હજુ લગી સરકારી શાળાઓનો બહિષ્કાર ન કર્યો હોય તેમને તેમ કરવા—મહાત્માજીના હુકમને માન આપવા—સમજાવવાની જરૂર છે દરેક જણે પ્રાન્ત, જીલ્લા, ગામ ગૃહ ઇત્યાદિ સ્થળોમા પ્રવેશ કરવો જોઇએ અને ઘરના પુરૂષ બાળ, સ્ત્રી વૃદ્ધ સર્વને અરુણોદય—મહાત્મા ગાંધીજીનો સંદેશ આપી એમને એમની સચી દશાનું ભાન કરાવવુ જોઇએ એમનાં દુ ખ એમને જણાવીને અને જાતીય વિદ્યાનો મહિમા અને મહત્વની ચર્ચા કરીને એમને આપણે બતાવવુ જોઇએ કે મહાત્મા ગાંધીજીની આશાને વશ બનતા સ્વરાજ્ય હવે બહુ દૂર નથી

જ્યારે વિદ્યાની જ્યોતિથી એમના શુષ્ક હૃદયનો અંધકાર દૂર થશે ત્યાર ગ્રામ્ય પાઠ શાળાઓનાં સ્થાપન ધનિક જનોએ ધનની સહાયતા આપવા, ઇત્યાદિ પરત્વેનો પ્રસ્તાવ તેમના મગજમાં ઉતરી શકે પ્રાથમિક શિક્ષણના પ્રચારનુ સાધન સ્કૂલ અને કાલેજોના યુવકોના હાથમાં જ મુખ્ય રીતે છે એટલા માટે યુવકો! તમે જો સાહસિક હો, જાતીય કાર્ય માટે જો સાચા કર્મવીર હો અને દેશના નેતા ( *Nation builder* ) કહેવડાવવાનુ માન લેવા ચાહતા હો, તો ઇશ્વરનુ નામ લઇ આ મહાકાર્યમાં ઝંપલાવી દો અને પછી જૂઓ કે તમારા કાર્યમાં કોણ અંતરાય નાખી શકે એમ છે? આ શિક્ષણનો અંત નથી, આનો પ્રારમ્ભ સાચા શિષ્ય ગુરુદ્વારા સુધી લઇ જવાને માટે એમ મારું માન છે આમ જ્યારે, તમને નાની નાની બાબતોનો અનુભવ થશે અને આત્મવિશ્વાસ દૃઢ થશે, ત્યારે તમારે રાષ્ટ્રીય સંસ્થા ( *National Institution* ) સ્થાપન કરવાનો પ્રયાસ કરવો પડે, જેનો મુખ્ય ઉદ્દેશ સદાચાર અને રાષ્ટ્રશિક્ષા જ હોય આવી સંસ્થા મહાત્મા ગાંધીજીના પ્રયાસે અસ્તિત્વ ધરાવે છે અને જે સંસ્થાઓ અખિલ ભારતવર્ષમા જબરદસ્ત કામ કરી રહી છે અને એ જ દ્વારા જે 'સ્વરાજ્ય' મેળવવામાં પ્રથમ પગથીયુ ગણાઇ ચુક્યુ છે, તે તો આપણે પસાર કરવાની અણીઉપર છીએ

ઉપરોક્ત શાળાઓ શક્તિશાળાઓ છે વર્તમાનકાળમા એ શાળાઓનું સદ્‌ભાગ્ય છે કે સુંદરતાથી એ સ્થાન પવિત્ર બના રહ્યું છે અને સ્વદેશને સ્વદેશીનો ઉત્કૃષ્ટ પાઠ પઢાવી રહ્યું છે અને આપણે આશા રાખીશું કે આપણા પ્રયાસો જે શ્રદ્ધાથી આપણે આદર્યા છે તે સિદ્ધ થાઓ

---

[ અનુસધાન પૃષ્ઠ ૫૨૩ થી ]

૭ આદર્શ દંપતી યાને પતિ-પત્ની ગીતા

[ લેખક શા જેઠાલાલ ગોવિંદજી ઘાટકોપર મુંબાઇ પૃષ્ઠ ૧૨ કિમત બે આના ]

લેખકે એકદરે સ્તુત્ય પ્રયાસ આગ કર્યો છે પરતુ વિચારોને વિષયની મહત્તાપ્રમાણે એટલી શુદ્ધ ભાષામા દર્શાવી શક્યા નથી ભવિષ્યમા મહેનત લઇ કાળજીપૂર્વક અભ્યાસ કરી જો લખવાના પ્રયાસો આદરવામા આવશે તો અમારૂ માનવુ છે કે લેખકને નિરાશ થવુ પડશે નહી

—અનુ પૃષ્ઠ ૫૩૪

---

મુદ્રક ૧૫૦૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# એક રાજકુમારીનું વિચિત્ર સાહસ.

લેખક—રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ.

( ગયા અંકના પૃષ્ઠ ૪૮૪ થી અનુસંધાન )

ઉપરના પ્રસંગને થોડા દિવસ વીતી ગયા તે પછી રાજકુમારી એક દિવસ પોતાના એકાન્ત વાસમાંથી ઘોડાગાડીમાં બેસીને બપોર પહેલા પોતાની રાજનગરીમાં રાજમહેલ ભણી જવા નીકળી હતી ત્યાર તેણે મર્યાદા લોકોના ટોળાને પણ રાજનગરી ભણી જતાં જોયા તેથી પોતાની સાથેના સ્વારને પૂછ્યું “ આજ શું કંઈ ઉત્સવ છે ?” સ્વારે વિવેકથી જાહેર કર્યું કે—“ કુમારી સાહેબા ! આજ તો બે બહારવટીઆઓને ફાંસી દેવાની છે તે જોવા લોકો જાય છે ” “ બહારવટીઆઓને ફાંસી ? ”—સ્વારે કહ્યું “હાજી” “ એ ક્યા બહારવટીઆ છે ?” “ એકનું નામ કાર્લ છે. તેણે આપણા મહાન્ ધર્મગુરૂની ગાડી રોકીને તેમની પાસેથી સર્વ માલ હરી લીધો હતો. સારે ભાગ્યે તેનો પત્તો મળી ગયો ને તે પોતે પણ બીજા બહારવટીઆને સતાવ્યો હતો ત્યાંથી પકડાઈ ગયો છે તેથી તે બંનેને આજ ફાંસી દેવાની છે ”

“ બીજાનું નામ શું ?” કુવરીએ કુતૂહલ જાગૃત થવાથી ફરી પ્રશ્ન કર્યો

“ બીજાને નામદારસાહેબા ! ક્રીસ્ટીયન હેટ્ઝ કહે છે ”

“ ક્રીસ્ટીયન હેટ્ઝ !” આ નામ સાંભળતા કુવરીના કંઈક સંસ્કાર જાગૃત થયા. શું તે સુસાન્ તો નહિ જ હોય ? અરેરે, મ્હારે તેને સન્માર્ગે પ્રેર્યો હતો એટલામાં જ તેની આ દશા થઈ ગઈ ! પોતે ઘણી ઉદાસ બનીને ગાડીમાં વિચારમાં લીન થઈ રહી એટલામાં તેને કંઈક હિંમત આવી અને વળી તેણે પૂછ્યું—“ એ બીજા બહારવટીઆએ માત્ર આશ્રય આપ્યો હશે તેટલા માટે તેને પણ ફાંસી દેશે ?”

“ નહિ કુવરી સાહેબા ” સ્વારે અરજ કરી—“ તેની ઉપર બીજો પણ આરોપ છે થોડા દિવસ ઉપર તે એક ઘણી સ્વરૂપવાન્ કન્યાને કહીંકથી ઉપાડી તેના ગામમાં લાવ્યો હતો પછી તેને તે ક્યાં પાછી મૂકી આવ્યો તેનો પત્તો નથી ગામના લોક પૂછે છે તેને તે કંઈ નામ ઠેકાણું આપતો નથી ને તેના ઘરમાંથી તે કન્યાએ પહેરેલા વસ્ત્ર નીકળ્યા છે. તેથી લોકોને વ્હેમ પડે છે કે તેણે તેનું ખુન કર્યું હશે, લોકો તેના ઉપર આવા કમકમાટ ભરેલા ન્હાને લીધે ઘણા ઉશ્કેરાયા છે ને તેનું શિર કાપી નાખવું જોઈએ એમ જ માગે છે. તે પોતે તો મુંગો થઈ રહ્યો છે ને કંઈ જ બોલતો નથી ”

આ શબ્દો સાંભળતાં જ રાજકુમારીને પોતે આશ્રય લીધાની ને વેશ બદલ્યાની વાત સાંભરી આવી ક્રીસ્ટીયન હેટ્ઝ તે બીજો કોઈ નહિ પણ તેને માટે પોતાને દયાની લાગણી ઉત્પન્ન થઈ હતી તે જ હોવો જોઈયે એમ તેને હવે ખાત્રી થઈ અને તે આરામ વગર ચાલી ગઈ. તે તો પોતાને ફક્ત આવે—જગત તો કંઈ જાણે નહિ પણ, તે ગરીબ બિચારો તો મનમાં સમજે જ કે રાજકુમારીની આબરૂને બટ્ટો ન લાગે તે માટે મૌન

સાહિત્યવિલાસ ૧-૯-૦૭ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

મૌન ધારણ કર્યું ને તેમાં મ્હારા પ્રાણ ખોવા તે આટલે દરજ્જે પોતાને માટે ખમવાને તૈયાર થયો એ પણ કંઈ જેવી તેવી વાત ન હતી તેણે પોતાનું નામ આપ્યું હત તો તેને બચવાની એક બારી મળત, જો કે લોકોમાં રાજકન્યાની હાંસી થાત આવા ધર્મસંકટને સમયે તેણે પોતાની વીંટી મોકલીને મદદ કેમ બુદ્ધિ માગી હોય તે, પણ તેનાથી કંઈ સમજાયું નહિ પણ હજી વખત છે માટે તેનો જીવ તો મ્હારે બચાવવો એમ તેને નિશ્ચય થયો. તેથી તેણે ફરીથી આવેલા મ્યાગને પુછ્યું કે—"એ લોકોને ફાંસી આજ કેટલા વાગે દેવાની છે?" તેણે કહ્યું—"કુવરી સાહેબા—આજ બરોબર મધ્યાન્હે તેને માટે સર્વ તૈયારી થઈ રહી છે અને એ દુષ્ટોને ત્યાં લાવવામાં પણ આવ્યા છે" રાજકુમારીને હવે લાગ્યું કે જો એ બિચારાને ઉગારવો હોય તો તેણે ઝટ ત્યાં પહોંચવું જોઈએ મધ્યાહ્ન થવાને હવે થોડી જ વાર હતી તેથી તેણે ગાડીવાળાને બુમ પાડીને કહ્યું કે—"ઘોડા દોડાવો જલદી કરો, અને અર્ધા કલાકમાં રાજમહેલ પાસે પહોંચાડશો તો તમને સો ફ્રાંકનું ઇનામ મળશે"

આ સાંભળી ઘોડાવાળાઓએ પૂર જોસથી ગાડી ચલાવી આગળ ચાલતા લોકોની ઠઠ વધારે ને વધારે જામેલી જણાય ને માર્ગ કાપવો મુશ્કેલ થઈ પડ્યો. ફાંસીનું ચાકડું દુરથી પણ જણાવા લાગ્યું, રાજમહેલ હવે બહુ દૂર ન હતો પણ ભીડમાં થઈને ગાડી લઈ જવાય તેમ ન હતું તેથી એકદમ ગાડી રોકાવીને રાજકન્યા ઉતરી પડી એટલામાં તેને કાને મ્હોટા તાળીઓનો ગડગડાટ આવ્યો. તેથી તે વળી ચમકી ને તેણે પૂછ્યું કે "આ શું થયું?" ત્યારે પાસેના માણસોથી ખબર મેળવી જાહેર કર્યું કે—"કુવરી સાહેબા મધ્યાહ્ન થતાં જ કાર્બને ફાંસી દેવામાં આવી છે ને તેનું મસ્તક ધડથી જુદું પડ્યું જોઈને પ્રેક્ષકો હર્ષના પોકાર કરે છે" રાજકુમારીને લાગ્યું કે હવે ક્રીસ્ટીયનને લટકાવવામાં વાર નહિ થાય ને જો પોતે વખતસર નાહ પહોંચી જાય તો તે બિચારો નિર્દોષ માર્યો જશે તેની સાથેના સ્વારો હવે ધક્કામુક્કી કરતા, તેની બને પાસ ઘોડા દોડવતા, મહામુશ્કેલીએ તેને આગળ ને આગળ ચલાવવા લાગ્યા આવી રીતે ભીડમાં થઈને માગ કરતા રાજકુમારીને શ્રમ ઘણો પડ્યો. પરસેવાથી તેનું શરીર ભીનું થઈ ગયું તેનાં વસ્ત્રો પણ કંઈક અવ્યવસ્થિત થઈ ગયાં વાળ વીખરાઈ ગયા પણ તે કશાની દરકાર કર્યાવિના જોરથી આગળ ને આગળ ચાલી ગામડાના લોકોની ઠઠમાંથી જ્યાં શહેરની વસ્તીનો ભાગ આવ્યો ત્યાં તો તેને પ્રજાજનોએ એકદમ ઓળખી અને તે લોકપ્રિય હોવાથી તથા આમ વ્યાકુળ વ્યાકુળ થઈને ધસતી આવતી હોવાથી કંઈક ભેદ હશે એવો તેમને વહેમ પડવાથી તેઓએ તેના નામોચ્ચારનો ઘોષ ગજાવી મૂક્યો ફાંસીને માટે મુકરર કરેલું સ્થળ રાજમહેલથી બહુ દૂર ન હતું રાજકુમારીના જ્યેષ્ઠ ભ્રાતા ડયૂક રાજ્યાસને બિરાજેલા હતા તેઓ પ્રાસાદના એક ભાગમાં ખુરશી નખાવી બેઠા હતા અને આ સર્વ વૃત્તાંત જોયાં કરતા હતા ક્રીસ્ટીયનને ફાંસી દેવામાં વાર કેમ થાય છે તે તેઓ સમજી શકતા ન હતા.

ગુન્હાની કબૂલાત કરાવી પ્રભુ પાસે માફી માગવાનું સમજાવતા હતા તેમને મ્હોએ હજી તે પોતાનો ગુન્હો કબૂલ કરતો ન હતો તે તો ઉલટો એમ કહેતો હતો કે-" હું ખુની નથી મ્હેં કોઇનાં પ્રાણ લીધા નથી, પણ મ્હારે હવે જીવવું નિરર્થક છે માટે મને મારવો હોય તો ભલે મારો " પ્રાહરી તેને આમ મારવા નિકાળી જાઃ પાડતા હતા આમ રગઝગ ચાલતી હતી તેવામાં જ રાજકુમારી ફાસીને સ્થળે આવી પહોંચી તેના ઉપર ક્રીસ્ટીયનની નજર પડતા તે એકદમ ઉભો થઇ ગયો તેના હાથમા કોઇ ચીજ કપડામા વીંટાળેલી હતી તેને તે વારે ઘડીએ મ્હો પાસે લાવીને ચુમતો હતો અને હવે તેનામા કાંઇ નવું ચૈતન આવ્યું હોય તેમ તે મ્હોટા અવાજે પોકારીને સર્વને જાહેર કરવા લાગ્યો કે -"ભાઇઓ, હું ખુની નથી-મ્હેં કોઇનો જીવ લીધો નથી મ્હેં એ કન્યાનો વાળ સરખો પણ વાંકો કર્યો નથી " આ સાંભળી લોકો વધારે ઉશ્કેરાયા-ને પૂછવા લાગ્યા કે-"અરે તે ગઇ ક્યાં ? તેનો પત્તો બતાવ "-"તે હું જાણતો નથી "-તેણે નમ્રતાથી ડોકુ ધુણાવીને ઉત્તર આપ્યો, "જ્યાં હોય ત્યાં પ્રભુ તેનું રક્ષણ કરો"-એમ કહી વળી તે પોતાના હાથમા રાખેલી ચીજને ચુમવા લાગ્યો અને ફાસી દેનારાઓને કહેવા લાગ્યો કે-"ઝટ કરો-ભાઇઓ, હવે વિલંબ શા માટે કરો છો ?",

આ ક્ષણે આપણા નરેશની દૃષ્ટિ પણ તેમની બ્હેનઉપર પડી તેની સાથે લોકોનો કોલાહલ પણ તેમને કાને પડ્યો આવી જગાએ, આવે વખતે પોતાની બ્હેન-રાજકન્યા-એકલી આવીને ફાસીના લાકડા પાસે ઉભી રહી હશે એ પ્રથમ તો તેમનાથી માની શકાયુ નહિ પણ થોડી વારમા જ તેમની ખાત્રી થઇ તેથી તેમને ઘણી નવાઇ લાગી પોતાની બ્હેનનો સ્વભાવ તેઓ સારી રીતે જાણતા હતા નવા નવા સાહસમા જ તે આનંદ લેતી હતી તેથી એને આમાં કંઇક ભેદ હોય એમ તેમને પણ શક પડવાથી તેમણે એકદમ આજ્ઞા કરી કે ફાસી દેવાનું બંધ રાખો, અમે જાતે આવીને જોઇને આજ્ઞા આપતા સુધી ગુન્હેગારને જીવતો રહેવા દો "-એમ કહી તેઓ આમજનો સાથે પ્રાસાદ ઉપરથી ઉતરીને તે સ્થળે આવ્યા બ્હેનને મળતાં જ તેમણે કુતૂહલથી પ્રશ્ન કર્યો -"આ શું બ્હેન ? તમે અહીં ક્યાંથી ?"

રાજકુમારીનું મ્હો જરા લજવાઇ ગયું-પરંતુ તે મંદ હાસ્ય કરીને પોતાના ભાઇની સન્મુખ જઇને ઉભી રહી નૃપતિએ હસતા હસતાં પૂછ્યું -"શું બ્હેન અરણ્યમાં પણ કોઇ ઋષિના દર્શન થયા હતા કે ? મ્હેં ધાર્યું હતું કે ત્યાં તમને કોઇએ નહિ પજવનાર મળ્યો હોય "-

"ભાઇ, હમણાં એ મશ્કરીની વાત જવા દો " કુમારીએ જરા શરમાઇને ઉત્તર આપ્યો, "પણ પેલા-ક્રીસ્ટીયનને પૂછો કે તેના હાથમા તેણે શું રાખેલું છે ?"

"અરે જવા દોને બ્હેન-એ તો લુટારો જ નહિ પણ ખુની એ છે"

"ના-ભાઇ-ના તે ખુની નથી હું ખાત્રીથી કહું છું કે તે નિર્દોષ છે !"

કુંવરી તો સમજતી હતી કે તે વીંટીના ઉપર જ હોઠ અડકાડતો હતો પોતાની વીંટી ઉપર ક્રીસ્ટીયનનો આટલો પ્રેમ જોઇ તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં પોતાનું નામ

[ જાહેરખબર માટે આ પાનુ આપવાનુ છે. ]

[ જાહેરખબરો માટે ઉત્સાહી ને અનુભવી કૅનવાસરો જોઇએ છીએ.

## એકી અવાજે વખણાયલાં પુસ્તકો !!

જરૂર જ વાંચો

## ગુજરાતી પુસ્તકાલયોમા સંગ્રહવા યોગ્ય પુસ્તકો

કપડાંની પાકી બાઇન્ડીંગમાં — સેંકડોની ટીકાઓ સાથે

| | |
|---|---|
| ૧. ગુલામગિરીનો ગજબ સચિત્ર વાર્તા અ સૌ વિમળા સેતલવાડ કૃત | રૂ ૨-૦ |
| ૨. લલિતના કાવ્યો રા લલિતનાં કાવ્યોના સગ્રહ | રૂ ૧-૦ |
| ૩. મારી વીસ વાર્તાઓ સચિત્ર વાર્તા સગ્રહ રા કેશવપ્રસાદ છો દેસાઇ, બી એ, એલએલ બી કૃત | રૂ ૨-૦ |
| ૪. સાક્ષરજીવન રા ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત | રૂ ૨-૦ |
| ૫. ઉપાકાન્ત સચિત્ર વાર્તા રા ભોગીન્દ્રરાવ દીવેટિઆ બી એ કૃત | રૂ ૨-૦ |
| ૬. કમલાના પત્રો રા શિવનાથ ઉત્તમરામ યાજ્ઞિક કૃત | રૂ ૨-૦ |
| ૭. અરવિન્દ ઘોષનું તત્વજ્ઞાન રા મોતીલાલ જોશાભાઇ મહેતા કૃત | રૂ ૨-૮ |
| ૮. હું, સરલા ને મિત્રમંડળ રા ધનસુખલાલ કૃ મહેતા કૃત | રૂ ૨-૦ |
| | રૂ ૧૫-૮ |

નોંધ સમાલોચકના જે ગ્રાહકોએ ૧૯૨૨ ને ૧૯૨૩ નાં લવાજમ ભર્યા હશે તેમને આ આખો સેટ રૂ. ૧૪ ની કિંમતે આપવામા આવશે. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારેનું.

લખો — રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી બિલ્ડીંગ નં. ૨, ગિરગામ, મુંબાઈ.

Printed by D. R. Mitra at the Manoranjan Press 3, Sandhurst Rd, Girgaon, Bombay
Published by Ramaniyaram Goverdhanram Tripathi at Mes[illegible] N. M. Tripathi & Co.

